લવાજમ દેશમાં
રૂપિયા ત્રણ

# માધુરી

લવાજમ દેશબહાર
શીલીંગ ૭

જાન્યુઆરી ૧૯૩૮ : અનુક્રમણિકા : વર્ષ ૧ : અં. ૧



માધુરી ત્રિમાસિક—તંત્રી મગનલાલ લાલભાઈ દેસાઇ

# માધુરી

(પાલવડો મારો મેલો, મોહનજી)

કેવી તેં તારી ઉતારી આ માધુરી,
    રસની આ રેલ તારી કેવી વહી!
દિશદિશાનાં અંતરને ભરતી ઢાલવતી
    કેવી આ મ્હેર તારી વરસી રહી!—
    કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૧

ઊંડે ગુલાબનાં ઝૂમખાં ઝૂલાવતી
    ઠમકી ઉષા તારી નભમાં ઘડી;
ઝૂકી મેં આંખે તેની પડની બે પાંદડી—
    કોણ જાણે પલકે ક્યાં સરકી પડી!
    કેવી મેં તારી ઉતારી આ માધુરી! ૨

ફૂંકે સુવર્ણની ચમરી ચમકાવતો
    તારો તે તેજબાલ મ્હાલી રહ્યો;
ખોબે ખોબે મેં ઝીલી પડતી કનકરજ—
    કોણ જાણે કેમ ખોબો ખાલી રહ્યો!
    કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૩

રાતાં સરોજગુંથ્યાં તોરણ ત્યાં ટાંગતી
    તારી તેં સંધ્યા ઘડી ગુંજતી ઉભી;
ઝડપી લીધી એ સુરધારા મેં અંતરે—
    કોણ જાણે અણદીઠી ક્યાં જઈ ડૂબી?
    કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૪

આખર ત્યાં લાખ લાખ ટીલી ટમકાવતો
દીઠો મેં સાળુ તારી રજનીતણો !
હૈયે ચાંપ્યો ત્યાં એનાં ભોંકાયાં તીર હા !
જોની હે નાથ ! કેવા દૂઝે વ્રણો !
કેવી તેં તારી ઉતારી આ માધુરી ! ૫

તારી આ વેદનાની મોંઘેરી ભેટ સૌ
હૈયે ધારી આ મારું જીવન વહું:
રે રે, હો નાથ ! એજ તારી છે માધુરી—
તારી એ મહેરે સદા રંજિત રહું !
કેવી તેં તારી ઉતારી આ માધુરી ? ૬

અરદેશર ફરામજી ખબરદાર

# રેસ્ટોરામાં કવિતા

સન્ધ્યાની લાલિમા મીઠી ધીમે ધીમે હતી સરી
સ્વચ્છ સુંદર રેસ્ટોરાં મહીં, નીરવ સંચરી.
હું અને ગુરુજી મારા પ્રવેસ્યા ચ્હા પીવા ત્યહીં,
બેઠાઃ બે સામ સામેની ખુરશીમાં, પ્રમગ્ન યે
વાતમાં, ને ઘુમ્યાં કૈં કૈં સાહિત્ય દેશમાં દૂર.
ચા પીધી બીસ્કીટો ખાધી, જવાને બ્હાર નીસર્યાં;
ગુરુએ ચુકવ્યાં દામ દ્વાર આગળ ટેબલે.
'વિશ્વની હોટલે આવી મ્હાલી સાધન સુખ કૈં
પડશે દામ તો દેવાં દેહનાં જગદ્વારમાં
ને આત્મા આપણી જેમ જશે ચાલી પછી પથે,
બોલી હું, ગુરુની સાથે વધ્યા આગળ વાટમાં.

૧૪-૧૨-૩૭.                                  શ્રી.

# ઢ સદાયનો

"જા રે ઠોઠ! કદી એવું બનીયે શકતું હશે?
આપણા એક ભૂ—ગોલે હોતાં બે સહરા હશે?"

"હા; કાકા, ચોપડી છે ને આ ભુગોળની તે મહીં
દેખો આ સહરા નાનું, નિશાળે મોટું છે વળી."

"જા રે ભુંડા! રહ્યો એ તો એવો તું ઢ સદાયનો.
હશે નકશા મહીં જો ના સહરા, બીજું શું હશે?"

"એજ તો કહું છું કાકા, છે કોને પણ સુણવું?
નકશે નકશે ભાળું સહરા. છે ન એક જ."

અને એ તો સૂતો એનો બળતો મૂકીને દીવો
સ્મિતરેખા મુખે, જાણે કાકાને શીખવ્યું કંઈ.

હા. ભાઇ, સહરા કાંઈ ભુગોલે નથી એક જ.
માનવી માનવી હૈયે સહરા સહરા જ છે,
જીવ કો ઝાંઝવા ન્યાળી પામી ટાઢક જંપતા.
કોઇ લીલા રણદ્વીપો રચી રાચે અણુસમા;
ઘણા તો, પણ, આશાનાં ઝાંઝવાં કે સુખો તણી
ઘડી લીલી ન એકે યે પામતા, ભસ્મ થૈ જતા.
દુઃખ એનું ન કૈં ઝાઝું—ઝાંઝવાં ન દીઠાં તણું,
ન કે લીલી ઘડી જોવા મળે કોને ન એ તણું!—
દુઃખ તોયે દમે ઝાઝું એટલું માત્ર જોઇ કે
જન હૈયારણોને ના ભવ્યતા સહરા તણી.

શીખવ્યું બાળકે નાના, મોજથી એ સૂઇ રહ્યો.
જાણે ના કે શીખાવી ગ્યો મને જે ઢ સદાયનો.

૨૦ : ૩ : ૧૯૩૭ ઉમાશંકર જોષી

# પંખાળો ઘોડો

પંખાળા ઘોડા, ગઢ રે કૂદીને ક્યાં ઉડીયા હોજી ?
જરિયે કીધ ના ખોંખાર,
મૂકી પછાડી અસવાર,
કીધા અજાણ્યા પસાર;
પંખાળા ઘોડા, ગઢ રે કૂદીને ક્યાં સંચર્યા હોજી ?

તોડી દીધા નવસેં નેક
છોડી દીધા સઘળા ટેક
આડા આંકી દીધા છેક
પંખાળા ઘોડા, ગઢ રે ભાંગીને ક્યાં પરવર્યા હોજી ?

પંખાળા ઘોડા, ક્યાં રે અગોચર ઉપડ્યા હોજી ?
સૂતી મુકી તૃષ્ણાનાર,
શીળા આશાના તુષાર,
સૌને કરીને ખુવાર,
ખુલ્લાં મૂકી નવે દ્વાર,
પંખાળા ઘોડા, કિયો મુલક ત્હને સાંભર્યો હોજી ?

સુંદરજી ગો. બેટાઇ.

# વસંત—ગાન

## પ્રભાત

આજ વસંતમાં વિશ્વની વાટિકા
મ્હેકતી મ્હોરતી મંજરીને-
વલ્લરી વિટપે કુસુમ ફૂલ્યાં, કળી
ફૂટતી ફોરમે શીત સમીરે.

આજ વસંતનાં ગીત શું ગાય આ
વિશ્વ લીલા રહી દિવ્ય દીપી.
સ્નિગ્ધ કૌમાર્ય ભીની ઉષાએ, કરે
સિન્દુરે વ્યોમની ચોક લીંપી

કાનને કુંજમાં પક્ષી હિલ્લોલતાં
સૂર ધારા છૂટી ઉર્મિ-તાને
માનવી પીંજરેથી ઉડ્યું ચિત્ત મુજ
વિહરવા વ્યોમમાં મુગ્ધ ગાને.

અનંતનાં ખેતર ચિત્ત વિહરી
પહોંચ્યું ઉષાનું ઉરગાન ઝીલવા.
મ્હેરામણો પાય સતાલ ઠેકી
ઝીલી રહ્યું ગીત ચગાવી વિશ્વમાં.

ભ્રમર ગુંજે મધુ, માધુરી શી લસે
પુષ્પ પુષ્પો ખીલ્યાં પાન પાને
ભ્રમર પુષ્પો અને પર્ણ ઉમંગમાં
લ્હેરો વસંત શું મારી જાણે?

આજ મીઠાં બુલંદી હતાં ગીતડાં
વિશ્વની શેરીથી સર્વ ફૂટ્યાં
સૂક્ષ્મ ચૈતન્યની આજ લ્હાણી થતી
જ્યાં વસંતે હતાં પાય મૂકયાં.

મઘમઘન્ત સમીર વિલોલમાં
કુસુમ ગુચ્છ મહીંથી અજોટતા
વહી રહ્યા લય તન્ત્રી સરે જગે
અમર દિવ્ય વસંત વધાવવા.

•

## રાતે

ચારે કોરે મઘમઘી રહ્યો મંદ શીળો પ્રવાત
ડોલાવન્તો લહર લહરે માલતી પારિજાત.
વ્યોમે, ભોમે મૃદુલ મધુરી ચંદ્રની ચારુતાને
સોહે વિશ્વે વિપુલ ઝરણાં નર્તતાં દિવ્ય ગાને.

શું હશે એજ ઉષા ફરી ચંદ્રિકા
વેશ લઇ વ્યોમની વાટિકામાં
દિવ્ય દીપાવલી કોટિ પ્રગટાવતી
આજ શણગારતી રાત શ્યામા ?

મધુર વાઇ રહ્યા કોણ નૈઋત્યના
વાયરા દૂરનાં ગાન લાવી
વાયરે વાયરે સૂર સિન્ધુ તણા
કુસુમ કલગી બધી રે' હસાવી.

कोलक

# નાપાસ થએલા ન્હાનાભાઈને

દ્રુતવિલંબિત

બસ હવે બસ બંધુ અમૂલ્ય આ
નયન મૌક્તિક નાહક વેર મા;
અણું અણું લહીને અનુકંપ આ
કદી ય પાલવ પાથરનાર ના.
જડ બન્યો વિધિઘાવ ઝીલીઝીલી,
ઉરની ભોમ ન રોમ રહી ભીની,
ભરતી ઓટની ઝાઝી હવે તમા
રહી નથી, કરજે મુજને ક્ષમા,
જગ અનેરી નહિ પરખી શકે
દિલની દાબડી દિવ્ય ન ખોલ રે
ધગધગંત ધરા ભરખી જશે,
રણમહીં ઝરણું નવ છોડ રે!
મદનવેગ કલાપીની જો કલા
પરમ પાવન ને મનમોહના,
કળુ દગે ક્યમ વ્યર્થ ? સ્વર્થ સમા
સરજતો નિજ અશ્રુથી મોરલા!
મરણમાંય જતું છવી ધ્યેય જો
પુરુષના પુરુષાર્થ અજેય નો
ઊડ અમોઘ જલેભર મેહુલા!
નથીજ વંધ્ય પરાજયની ધરા.

રમણિક અરાલવાળા.

# સર જગદીસચંદ્ર બોઝ

પિપાસુ

અંગ્રેજી શિક્ષણની શરૂઆત હિન્દમાં થયાને બહુ સમય ન હતો થઇ ગયો. પણ તે શરૂઆતના સમયમાંયે સુધરેલા મનાતા અને કેળવાયલા ગણાતા લોકોની નજર પણ પરદેશ તરફ ઢળતી રહેતી હતી. તેમને એમ રહ્યા કરતું કે પોતાના બાળકો ઇંગ્લાંડ જઇ આઇ. સી. એસ. ની પરીક્ષા પસાર કરે અને હિન્દમાં આવી મોટા સરકારી અધિકારીઓ બને. આ જાતની વાંછના આજે પણ ઘણાં માબાપોમાં નજરે પડશે. પરંતુ ઓગણીસમી સદીનાં પાછલા ભાગમાં એક ચમત્કારીક ઘટના બને છે. યુનીવર્સીટીની ડીગ્રી લઇ એક બાળક આઇ. સી એસ. થવાની ઝંખના સેવે છે ને એ ઝંખનાની પાછળ પિતાને ઋણમુક્ત કરવાની મહાન ભાવના રાખે છે. પિતા પાસે વિલાયત જવાની એ બાળક રજા માગે છે, કોણ જાણે કેમ તે પુત્રની વાત સાંભળીને ઉંડા ભાવીનો સાક્ષાત્કાર કરાવતાં વચનો વદે છે. "તું અધિકારી ન બન તું નિષ્ણાત, પારાંગત બન. તને આઇ. સી. એસ થયેલો જોવાની મને ઇચ્છા નથી. તને મહાન વિદ્વાન બનેલો જોવા તલસું છું. તું વિદ્યાભ્યાસ માટે વિલાયત જઇ શકે છે. તું આઇ. સી. એસ. થાય તો હિન્દનો પુત્ર મટી જશે. તું હિન્દનો સાચો પુત્ર બની રહે એટલુંજ હું ઇચ્છું છું" આ શબ્દો વદનાર પિતાએ 'જાણે પોતાના પુત્રના ભાવીના ગર્ભમાં ડુબકી ન મારી હોય તેમ આજે આપણે સર જગદીસ ચંદ્રની જીવન ગાથા ઉકેલતાં સહેજે કહી શકીએ છીએ.

ઇ. સ. પૂર્વે આર્કિમીડીઝે જગતને નવું અજવાળું આપી વિજ્ઞાન જેવા નૂતન શાસ્ત્રને જન્માવી પોતાનું નામ અમર કર્યું. ત્યાર

પછી લગભગ બે હજાર વર્ષે વિજ્ઞાન શાસ્ત્રને મહાન ન્યુટને પ્રદીપ્ત કરી અનેક દિશાઓ બતાવી અને ઈંગ્લાંડની કીર્તિ વધારી તે પછી તો વિજ્ઞાનની ઉત્તરોત્તર પ્રગતિ થતી રહી. ને માનવ જાતની કલ્પનામાં પણ ન આવે એવા વસ્તુઓનું જ્ઞાન આપી ટુંકમાં કહીએ તો વિજ્ઞાનની એક નવી દિશા બતાવી જગદીશ ચંદ્ર બોઝે ભારતની પ્રાચીન કીર્તિ તાજી કરી આપી. સાચેજ જગદીશ ચંદ્ર બોઝ તો ભારતે વૈજ્ઞાનિક જગતને દીધેલી અણમૂલ ભેટ છે.

આઈ. સી. એસ. થવાની ભાવના સેવનાર બાળક જગદીશ જગતનો મહાન વિજ્ઞાની થયો. એના વિદ્યાર્થી જીવનમાં કયાંએ ચમત્કાર જેવું નથી. એક સામાન્ય કોટિના વિદ્યાર્થીની જેમ વીસ વર્ષની વયે એ કલકત્તાની યુનીવર્સીટીની બી. એ. ની ડીગ્રી લે છે. પણ એના જીવનમાં એને જે યશ અને કીર્તિ મળ્યાં તેનું મુખ્ય કારણ એનામાં રહેલા સદ્‌ગુણો છે, વસ્તુની પાછળ ધીરજ ગુમાવ્યા વિના ખંત અને પ્રામાણીકપણે વળગી રહેવાની કર્તવ્ય બુદ્ધિ એનામાં હતી. એનામાં ત્યાગ અને સેવા, કર્તવ્યપરાયતા પ્રમાણિકતા ધીરજ અને શ્રદ્ધા જોડે નૂતન સર્જનની અનુપમ ભાવના હતી. આ ગુણોને લીધેજ અને પોતાના અધ્યાપકો અને સાથીઓના પ્રીતિપાત્ર બન્યા હતા.

ઇતિહાસ પ્રતિ દૃષ્ટી નાંખીએ તો સહેજે કહી શકીએ કે ઇ. સ. ૧૮૫૭ માં ભારત વર્ષને સ્વતંત્ર કરવાનો મહાપ્રયાસ. રાજાપ્રજાએ કર્યો હતો. પરંતુ ભાગ્ય વિધાતાએ કંઇ જુદુજ નિર્મેલ હોવાથી ૧૮૫૭ ના બળવામાં બ્રીટીશ પ્રજાએ જીત મેળવી ભારતને કપાળે ગુલામીની મહોર મારી પછીના વીસ વર્ષો સાચેજ ભારતની પ્રજાના આંતરવેદનાના વર્ષો હતા. ને એ આંતરવેદના કાળમાંજ ભારતમાતાએ સર જગદીશ ચંદ્ર બોઝ. ડોક્ટર રવીન્દ્રનાથ ટાગોર પંડીત મોતીલાલ નેહરૂ, પંડીત મદનમોહન માલવીયા અને મહાત્મા ગાંધી જેવી ઐતિહાસિક વિભૂતીઓને જન્મ આપ્યો. તે કાળના

વિજ્ઞાનિક જગતને ભારતવર્ષના નામની યે પ્રતીતિ ન હતી. તે કાળમાં જગતને કલ્પના યે ન હતી કે માનવી પોતાના ઘરમાં બેઠાં બેઠાં જગતના સમાચારો જાણી શકશે, તેમજ વનસ્પતિ અને પ્રાણી વચ્ચેના દેખાતા, મનાતા, ગણાતા કેટલાક ભેદો એ મિથ્યા ભેદો છે એમ બેધડકપણે સાબીત કરી પ્રાણી અને વનસ્પતિ વચ્ચે નિકટતા સાધી શકશે. ને એ બધું સર જગદીશ ચંદ્ર બોઝના મારફતે સિદ્ધ કરી બતાવવાનું ભારતના ભાગ્યે લખાયલું જોઇને કયો હિન્દી ગૌરવ ન લે!

ઈ. સ. ૧૮૫૮ ના નવેંબર મી ૩૦ મી તારીખે ઢાકા જીલ્લાના વિક્રમપુર નામના નાનકડા ગામડામાં એક સંસ્કારી કુટુંબમાં સર જગદીસનો જન્મ થયો હતો. એના પિતા શ્રી ભગવાનચંદ્ર બોઝ સરકારી અધિકારી હોવા છતાં કર્તવ્યશીલ, સ્વદેશપ્રેમી અને ભાવનાશાળી પુરૂષ હતા. એના પિતાએજ સર જગદીસને બાળપણમાં ગામડાની શાળામાં ખેડુતોના, મજુરોના, દલીતોના બાળકો વચ્ચે ભણાવી એનામાં વનસ્પતિ અને પ્રાણીમાત્ર પ્રત્યે આકર્ષણ ઉત્પન્ન કર્યાં, નૂતનસર્જનની પ્રેરણા મૂકી, હિન્દી ગ્રામ્ય સંસ્કૃતિના બીજ વાવ્યાં. તે પછી બાળક જગદીસને અંગ્રેજી અભ્યાસ માટે શહેરની શાળામાં મુકવામાં આવ્યો હતો. સોળ વર્ષની વયે શાળાનો અભ્યાસ પૂરો કરી વીસ વર્ષે બાળક જગદીસ બી.એ. ની ડીગ્રી લે છે. ચોવીસ વર્ષની વયે તો જગદીસ વિલાયતથી બીજી બે ડીગ્રીઓ લઇ હિન્દ પાછો ફરે છે અને કલકત્તાની પ્રેસીડન્સી કોલેજમાં વિજ્ઞાનનો અધ્યાપક બને છે. હિન્દી એટલે કાળો પુરૂષ, જગદીસ હિન્દી હોવાથી કોલેજના અંગ્રેજ આચાર્ય જગદીસની નિમણુંક સામે ભારે વિરોધ ઉઠાવે છે. પણ પાછળથી જગદીસના સદ્‌ગુણો જોઇને એજ આચાર્ય જગદીસના મિત્ર બને છે.

પૂરતાં સાધનોના અભાવે જગદીસ શરૂઆતમાં ધાર્યું કાર્ય પાર પાડી ન શક્યા. છતાં એના ધીરજ અને ખંત અદ્દભુત હોવાથી તેમણે પોતાનું કાર્ય ધપાવ્યે રાખ્યું. એમણે ૧૮૯૫ માં તો વિજ્ઞાનના

વિષય પર લેખો લખવા શરૂ કર્યા, વીજળીને લગતો એમનો એક નિબંધ તો લંડનની રોયલ સોસાયટીએ ખૂબ વખાણ્યો, એટલું જ નહિ પણ તેને પ્રસિદ્ધ કરી જગદીસને સ્કોલરશીપ આપી. આમ લંડનની એ મહાન વૈજ્ઞાનિક સંસ્થાએ આ છુપા રત્નની સાચી કિંમત આંકી. પછી તો એની શોધોને લઇને લંડનની વિદ્યાપીઠે એમને સાયન્સના ડોકટરની પદવી એનાયત કરી.

વાયરલેસના ક્ષેત્રમાં ચંચૂપ્રવેશ કરવાની પ્રથમ પ્રેરણા આપનાર જર્મનીનો વિજ્ઞાનશાસ્ત્રી હર્ટ્ઝ હતો. હર્ટ્ઝે આપેલી પ્રેરણાને એકી સાથે ઝીલનાર પુરૂષો ઇટલિ અને ભારતે જગતને આપ્યા. મહાન માર્કોની અને સર જગદીસે એક સાથે સ્વતંત્રપણે વાયરલેસના ક્ષેત્રમાં શોધખોળ કરી, ને એ ક્ષેત્રમાં પોતાનાં નામો અમર કર્યાં. એક વેળા સરજગદીસને માન આપવા મળેલી એક સભાના પ્રમુખપદેથી બોલતાં ડોકટર પ્રફુલ્લચંદ્ર રોયે કહ્યું હતું: "ડૉ. બોઝ તો મહાપુરૂષ છે, બીનસ્વાર્થી વૈજ્ઞાનિક છે, એમણે વિજળીના ક્ષેત્રમાં માર્કોનીના પહેલા વાયરલેસથી સદેશાઓ મોકલવાની અને ઝીલવાની શોધ કરી હતી. એમણે પોતાની શોધનું પેટન્ટ લીધું હોત તો એઓ કરોડો રૂપીઆ કમાયા હોત. પરંતુ એઓ તો સાચા વિજ્ઞાનશાસ્ત્રી છે, પોતાની શોધો જગતને ચરણે ધરે છે. તેમાંથી પૈસા કમાવાનું પણ બીજાને સોંપે છે. એવા એ નિઃસ્વાર્થી છે."

આમ ઉત્તરોત્તર અધ્યાપક બોઝની કીર્તિ જગતમાં ફેલાતી ગઇ. ને એમને લંડનની રોયલ સોસાયટીએ ત્રણ વખત તો ભાષણો આપવા માટે આમંત્રણ મોકલી બોલાવ્યા હતા. જગદીસના જ્ઞાન, શક્તિ, પ્રતિભા જોઇને લંડનના મોટા મોટા વિજ્ઞાન શાસ્ત્રીઓ પણ એના પર મુગ્ધ થયા.

પછી જગદીસે વિજળીનું ક્ષેત્ર છોડી વનસ્પતિ અને પ્રાણી વચ્ચેના જગતે માનેલા ભેદો સાચા છે કે નહિ તે જોવામાં પોતાનું ચિત્ત પરોવ્યુ. ને ભારે મંથન અને શોધો કરી છેવટે તેણે જગતને

બતાવી આપ્યું કે પ્રાણીમાત્ર જેવાં આકર્ષણો અને અપાકર્ષણો અનુભવે છે તેમાં આકર્ષણો અને અપાકર્ષણો વનસ્પતિ પણ અનુભવે છે." કુદરતની ગહનતામાં ડૂબકી મારનાર આ નૂતન સર્જનકારે જગતને નવી વસ્તુ આપી, જગતના વિજ્ઞાન શાસ્ત્રીઓને નવું ક્ષેત્ર આપ્યું, ઝાડપાનને પણ પ્રાણીમાત્રની જેમ ભૂખ, તરસ લાગે છે, ઊંઘ આરામની જરૂર છે, આપણી જેમ એમાં પણ જીવ છે. પ્રેમ, શરમ, દુઃખ, સુખની ભાવના છે એવું જગતે શ્રી બોઝ પાસેથીજ પ્રથમ જાણ્યું. આ શોધે વૈજ્ઞાનિક જગતમાં ભારે ખળભળાટ મચાવી મૂકયો. અધ્યાપક બોઝે જ એ શોધને વિષે એક વેળા કહ્યું છે કે એ શોધને લીધે જગતભરમાં વૈદક અને ખેતીવાડીખાતામાં મહાન ચમત્કારિક ફેરફારો થશે."

શ્રી. બોઝે દુનીઆભરની મોટી મોટી વિજ્ઞાનની સંસ્થાઓની મુલાકાત લીધી હતી. એમણે દરેક જગાએ પોતાનું વ્યક્તિત્વ બતાવી આપ્યું હતું. એ પછી તો હિન્દે પણ એમની કદર કરીને હિન્દી સરકારે એમને સરનો ઇલ્કાબ આપ્યો.

ઈ. સ. ૧૯૧૭ માં શ્રી બોઝે કલકત્તામાં બોઝ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટની સ્થાપના કરી શ્રી બોઝે એ સંસ્થા ઉભી કરીને હિન્દના વિદ્યાર્થી આલમ પર મોટો ઉપકાર કર્યો છે. એ સંસ્થા સાચેજ હિન્દની એક જાગૃત અને સર્જક સંસ્થા છે.

મહાન વિજ્ઞાન શાસ્ત્રી, લોકપ્રિય અધ્યાપક, યુગપ્રવર્તક અને સાચા દેશાભિમાની શ્રી. બોઝના સ્વર્ગવાસથી સાચેજ ભારતે અને જગતે એક સર્જક ગુમાવ્યો છે. માર્કોની અને રૂથર ફોર્ડના મૃત્યુના ઘા જગત ભૂલ્યુ ન હતું ત્યાં તો શ્રી. બોઝના સ્વર્ગવાસની ખબરથી સાચેજ જગતે અપાર વેદના અનુભવી. આવી મહાવિભૂતિના અમરાત્માને શાન્તિ મળો.

# છેલ્લું પાંદડું

કુમાર

"આશા છે. કદાચ બચી જાય."

...અને ડૉકટરના આ જરા સરખા આશ્વાસને પણ કનુના આતુર અને ચિંતાપૂર્ણ ચહેરા પર આનંદની આછી લહેર ફરકી ગઈ.

ચાર પાંચ દિવસ થયાં કલાની તબીયત ખૂબજ લથડી પડી હતી. દવા-દારૂ કર્યા છતાં દિવસેને દિવસે તબીયત જ્યારે સારી થવાને બદલે બગડતીજ ચાલી ત્યારે કનુ સાવ હતાશ થઈ ગયો.

ગઈ રાતે કલા જરા નીરાંતે ઉંઘી હતી. આ આરામને લીધે સવારે એ કંઇક ઠીક લાગતી હતી. ડૉકટરને પણ આશા બંધાઇ. પણ એમને એક વાત ન સમજાઇઃ

કલા પાસેની બારીમાંથી બહાર નજર રાખી " સાઠ ઓગણ સાઠ...છપ્પન..." આમ લવ્યા કરતી હતી. એ શું ગણતી હતી તે ડૉકટર ન સમજી શક્યા.

" કલા બ્હેન મનમાં બહુ સોર્યા કરતા લાગે છે. એમની છેલ્લી કોઈ ઈચ્છા અપૂર્ણ..." ડૉકટરે કનુને પૂછ્યું.

" હા કલા પેલી સામી દિવાલપર વેલ લટકે છે ને-તે ચિત્રમાં આલેખવાનું કહેતી હતી " કનુએ બારી તરફ બતાવતાં કહ્યું.

"ઓહ ! ચિત્રજ આલેખવું'તું–બીજું તો કંઇ નો'તુંને ?'

ડૉકટરના મનમાં એમ કે યુવાસહજ પ્રેમમાં નિરાશા મળવાથી કે એવા કોઈ માનસિક કારણથી દરદી પીડાતી હશે, એટલેજ તો એમના શબ્દોમાં આશ્ચર્ય હતું.

"ઠી...ક. ત્યારે તો આ એક નબળાઇજ છે. મારાથી બનતુ બધું કરી છુટીશ. પણ જ્યારે દરદી આમ લવવા માંડે છે ત્યારે સફળતાના ૫૦ ટકા તો બાદ જ ગણવા. બરોબર સારવાર થાય તો કદાચ બચવાની આશા ખરી."

ડૉકટર વિદાય થયા. ને કનુ પાસેની ઓરડીમાંથી ચિતરવાનું પાટિયું અને પીંછીઓ સાથે પાછો ફર્યો. કલા શાંત પડી હતી. ક્યારેક ઓઢેલી ચાદર જરાક હાલતી બારી તરફ મોં રાખીને તે સૂઇ રહી.

રંગ મિશ્રણો કરી કનુએ ફલક પર પીંછી ફેરવવા માંડી. દીવાળી નજીક આવતી હતી. ઉગતો ચિત્રકાર દીવાળી અંકોમાંની ઉગતા લેખકોની વાર્તાઓ સચિત્ર કરવા લાગ્યો. આજ માત્ર એના ગુજરાનનું સાધન હતું.

કનુએ થોડી જ વારમાં ગામડાનું સુંદર દૃશ્ય ફલક પર રંગ અને રેખાઓમાં આલેખી લીધું. છેલ્લા ફેરફાર કરવા એણે પીંછી હાથમાં લીધી ત્યાં એને કાને કલાનો ઝીણો અવાજ અથડાયો. પાટિયું અને પીંછી ત્યાંજ જેમના તેમ મૂકી કનુ બ્હેન પાસે દોડી ગયો.

કલા સ્થિર પડી હતી. બારી બહાર જોતી 'ચાળીસ... પાંત્રીસ...' આમ લવી રહી હતી. કનુએ બારી બહાર દૃષ્ટિ કરી. સામી દિવાલ પર લટકતી વેલનાં પાંદડાં પવનના ઝપાટામાં ખરી પડતાં—વેલ ધ્રુજી રહી હતી.

"ત્યાં શું જુવે છે બ્હેન?" દુઃખપૂર્ણ અવાજે કનુએ પૂછ્યું.

"પચીસ .વીસ . દસ..." કલાએ જાણે સાંભળ્યું જ ન હોય એમ લવ્યા કર્યું. "હવે તો બધાં જલદી જલદી ખરતાં જાય છે. બે દિ પહેલાં તો એટલાં બધાં હતાં કે ગણાતાંય નહિ. હવે તો એ સાવ સહેલું થઇ પડ્યું. જો પાછાં ખર્યાં—હવે તો છ જ બાકી રહ્યાં...છ."

"છ શું કલા?"

"પાંદડાં! પેલી વેલ જોઇ? એનાં પાંદડાં હવે તો ખુબ ખરવા માંડયાં છે. એનું છેલ્લું પાંદડું ખરશે ને સાથે હુંય આ જીવન વેલેથી ખરી પડીશ-" કલા લવ્યે જતી હતી.

કનુ ડઘાઈ જઇ બધું સાંભળતો રહ્યો. કલાના છેલ્લા વાકયે એને ખુબ આઘાત લાગ્યો પણ માંડ માંડ સ્વસ્થતા જાળવી કહ્યું—

"આવાં ગાંડાં શું કાઢતી હોઇશ તુંય, તે કલા સાંભળ્યું નહિ ડૉકટરે કહ્યુ તે બે ચાર દિવસમાં તો તું હરતી ફરતી થઈ જઇશ."

"હવે ડૉકટરને બોલાવવાનીય જરૂર નહિ રહે. દવાય નહિ લાવવી પડે. આ પાંદડાં સાંજ નથી કાઢવ.નાં ને સાથે હું પણ..."

"બ્હેન કલા!" કનુ ગળગળો થતો બોલ્યો. "તને મારા ગળાના સમ જો હવે આવું બોલે તો આંખો બંધ કરી ઘડીવાર આરામ લે...હું આ બે ચાર ચિત્રો દોરી કાઢું—કાલ સવાર સુધીમાં તો મારે એ તંત્રીને પહોંચાડી આપવાં જોઇએ. અત્યારે નહિ થાય તો પછી અંધારું થઇ જશે અને કામ અધુરું રેશે."

"પણ ભાઈ! તુ પાસેના ઓરડામાં બેસીને ન ચીતરે? મારે પેલી વેલ જોવી છે. પવનમાં ખરી પડતાં પાંદડાં....."

"જો પાછી, તારી પાસેય મારે બેસવું જોઇએને ? વળી પાસેના ઓરડામાં પૂરું અજવાળુંય ક્યાં આવે છે જો."

"ઠીક ભાઇ ઠીક! પણ તું ચીતરી રહે કે તરત મને જગાવજે મારે છેલ્લું પાંદડું ખરી પડતું જોવું છે. રાહ જોઈ જોઈ હું તો થાકી, વિચારતાં કંટાળી, હવે તો આ સંસાર વેલેથી ખરી પડું–એટલે થયું, પેલાં ખરી પડતા પાંદડાં જેમ આસાનીથી!" કલા બારી તરફથી મોં ફેરવી લઇ–ચાદર ઓઢી પડી રહી. શાંત સ્થિર!

"સુઈ રહેજે હં—હું નીચેથી પેલા છગનને બોલાવી લાવું. એને પ્રતીક તરીકે બેસાડવો પડશે. એકાદ મીનીટમાં જ પાછો ફરું છું. જોજે પડખું ન ફેરવતી." કહતો કનુ નીચેથી છગનને બોલાવવા ચાલ્યો ગયો. કલા શાંત પડી રહી.

છગન કનુની નીચેની ખોલીમાં રહેતો બુઝર્ગ ચિતારો હતો. સાઠેક શીઆળા વટાવી સુકલું એનું શરીર ખખડી જવા આવ્યું હતું. જીવનભરમાં એની એક માત્ર અભિલાષા હતી, અપૂર્વ સર્જન કરવાની. ચાલીસ ચાલીસ વરસ રંગ અને પીંછીમાં ગાળ્યા છતાં છગન નામનાં પાટીયાં ચિતરવાથી આગળ ન વધ્યો તે ન જ વધ્યો. કલા–ચિત્ર કલા–એની આંગળીએ ન વસી. હવે તો નામનાં પાટીયાંય ચિતરવા નો'તાં મળતાં. કનુ જેવા ચિતારાના પ્રતીક તરીકે બેસી એ માંડ પોતાનું પેટીયું કૂટી ખાતો. એનું 'અપૂર્વ સર્જન' કોણ જાણે ક્યારે એ માંડશે.

છગનને લઇ કનુ ઉપર આવ્યો. રસ્તે સીડી ચડતાં તેણે કલાની ગાંડપણભરી કલ્પનાની વાત કરી. પેલાં ખરી પડતાં પાંદડાંની!

"ઓહ! કલા તો મુર્ખી છે મુર્ખી—એમ કંઇ વેલનાં પાંદડાં ખર્યે પોતેય ખરી પડશે એમ હોય કદી!"

"છગન, કલા માંદગીને લીધે ખુબ નબળી પડી ગઇ છે, અને તેથી આવી ઘેલછાભરી કલ્પનાઓ દોડાવ્યા કરે છે."

"પણ એમાં તું શું રાંકડો બની જાય છે. ચાલ ચિતરી નાખ. આ બેઠો લે. જોજે તો ખરો કનુ! આ ડોસળ થોડા જ સમયમાં એવું અનોખું સર્જન સરજશે!"

જ્યારે બેઉ કામ કરવા બેઠા ત્યારે કલા નીરાંતે ઉંઘતી હતી. કનુએ બારીએ પડદો દઇ દીધો.

સાંજ પડવા આવી ત્યારે કલાએ આંખ ઉઘાડી. અને આતુર નયને બારી તરફ જોયું. બારીએ પડદાનું આવરણ જોઇ એ બોલીઃ

"કનુ, આ ખસેડી નાખ ભાઇ, મારે પેલી વેલ જોવી છે."

બ્હેનનાં દયાર્દ્ર નયનો ભણી જોતાં જ કનુએ પડદો ખસેડી નાખ્યો. પણ આશ્ચર્ય! આટઆટલા સુસવાટામાંય એક લીલું પાંદડું વેલે ઝુલી રહ્યું છે. પવનના ઝાપટાંઓ સામે ઝુમતું અજેય હસી રહ્યું છે!

"હવે તો આ છેલ્લું જ રહ્યું, મેં તો માન્યું'તું સાંજ સુધીમાં બધાં ખરી પડશે. આ એકજ રહી ગયું, ખેર એ આવતી કાલનું પરોઢ જોવા નહિ પામે—અને હુંય!"

"કલા બ્હેન, તને મારોય વિચાર નથી આવતો. ભાઇના જીવન રણમાંની એક માત્ર વીરડી તું, તેય સૂકાઈ જશે?"

પણ બ્હેને કંઇ જવાબ ન વાળ્યો. એ શાન્ત પડી રહી. એનો આત્મા અનંતની યાત્રા આદરવા ક્યારનો તલસી રહ્યો હતો. જગત જાણે ધુમ્મસની જેમ એની સામેથી ઓગળતું જતું હોયને!

રાતનાં અંધારાં ઉતર્યાં ને સાથે ટાઢા પવન સૂસવવા મંડયા બારી બંધ હતી છતાં ટાઢ ખુબ લાગતી હતી. કલા આખી રાત પડી રહી.

સવારે બારી ઉઘડી ત્યારે કલાને તો ખાત્રી જ હતી કે પેલું છેલ્લું પાંદડું આ સુસવાટા ને ઝાપટાં સામે નહીં જ ટકી શકયું

હોય. પણ જ્યારે એણે પાંદડાંને વેલ પર હિલોળતું દીઠું ત્યારે તેની તાજુબીનો પાર ન રહ્યો.

"મારા નસીબમાં પાંદડાંથી આસાનીથી મરવાનું નહીં હોય. રીબાઇ રીબાઇને જ મરવું લખ્યું હશે. ઠીક ભાઈ ઠીક, લાવ તો પેલાં દૂધ ને મોસંબીનો રસ." કલા બબડી.

ડૉક્ટર બપોરે આવ્યા અને દરદીની સ્થિતિ માટે સંતોષ પ્રદર્શિત કર્યો. જતાં જતાં કહેતા ગયા–પૂરતી કાળજી લેવાય તો બે ચાર દાડામાં જ હરતાં ફરતાં થઇ જશે. હું બીજા દરદીને જોતો આવું. તમારી નીચે જ પેલો છગન છે ને તે સાવ ખખડી ગયો છે–નીમોનીયાના હિમપંજામાં સપડાયો છે–બચવાની જરાય આશા તો નથી. અત્યારે જ હોસ્પીટલમાં ખસેડવો પડશે.

બીજા દિવસે ડૉક્ટર આવ્યા અને કહ્યું– 'કનુભાઇ આપણે જીત્યા બેન સાજાં થઇ ગયાં સમજો.

બપોરે છગન હોસ્પીટલમાં જ મરણ પામ્યાના ખબર મળ્યા. કલાને માથે હાથ ફેરવતાં કનુએ કહ્યું: "બિચારો છગન નીમોનીયાનો ભોગ થઈ પડ્યો. ગઇ કાલે સવારે એની ઓરડીમાં ટુંટીયુ વળીને પડેલો માલુમ પડ્યો. કપડાં અને જોડા ઝાકળથી પલળી ગએલાં. અધરાતે ઠંડીમાં એ ક્યાં ગયો હશે એ સમજી શકાતું નો'તું પછી સાંજે સામી દિવાલ કને એક લાલટેન, સીડી, રંગની પેટી, પીંછીયો વગેરે પડેલા દીઠાં અને મને બધું સમજાઇ ગયું. આ છેલ્લું પાંદડું વેલ પર લટકી રહ્યું છે ને તે રાતોરાત મેળે ચિતર્યું અને ત્યાં લટકાવી આવ્યો અસલ જેવું જ. અને હું નો'તો કે'તો કે એ અનોખું સર્જન કરવાનો છે? આજ તે એનું અનોખું સર્જન!"

---

O. Henry ની 'Last Leaf' નો અનુવાદ.

# પ્રણય-સ્મારક

## ગુલાબદાસ બ્રોકર

આગ્રાના કિલ્લામાં કોઈ ગૂઢ શાંતિ પ્રસરી રહી હતી. દરેકના ચહેરા ઉપર ગમગીની જણાતી, દરેકના બોલવામાં શોક જણાતો હાસ્યનું તો કયાંય નામ ન હોતું સાંભળાતુ. દાસદાસીઓ બોલતાં ચાલતાં ત્યારે, પણ બહુ અવાજ ન થઇ જાય તેની ખાસ સંભાળ લેતાં.

ભારતની સામ્રાજ્ઞી મુમતાઝ બેગમ મરણપથારી પર પડી હતી. અત્યાર સુધી તો કોઇ કોઇ વૈદો આશા આપતા કે તે જીવશે, પરંતુ આજે તો બધાએ કહી દીધું હતું કે તેના જીવવાની જરા પણ આશા નહોતી. અત્યાર સુધી શાહજહાંને એમ લાગતું હતુ કે તેની પ્રિયતમા જીવશે પણ આજે તે આશાનો નાશ થયો હતો.

મુમતાઝ માટે શાહજહાંને અથાગ પ્રેમ હતો. તેની પ્રેરણાથી તેણે મહેલો બંધાવ્યાઃ તેને આરામ મળે તેટલા માટે તેણે કલામય બાગો કરાવ્યા; તેના સાન્નિધ્યમાં હોય ત્યારે તે શહેનશાહત ભુલી જતો; તેના હાસ્યમાં તે અપૂર્વ સૌંદર્ય નિરખતો. પરણ્યાને જેમ વર્ષો વીતવા લાગ્યાં તેમ તેનો મુમતાઝ તરફનો પ્રેમ પણ વધવા લાગ્યો બન્ને એક બીજાને નિરંતર વધતા જતા પ્રેમથી ચહાવા લાગ્યાં અને મુમતાઝને તે ચહાય પણ કેમ નહિ? તે પ્રણયની મૂર્તિ સમી હતી, જગતમાં તેને શહાજહાં પાસે રહેવા જેવું કોઈ સુખ નહોતું લાગતું. શાહજહાં જેવો પતિ પામ્યા જેવું કોઇ સૌભાગ્ય ન હોતું લાગતું.

મુમતાઝનું સૌંદર્ય પણ અનુપમ હતું. તે હસતી ત્યારે જાણે ફુલ વેરાતાં. તે બોલતી ત્યારે મધુરતા ઝરતી. તેની આંખોમાં તો જાણે પ્રેમનાં સરવર ભર્યાં હતાં.

હવે તો તે ઘણી મ્હોટી થઇ ગઇ હતી. યુવાનીનું અનુપમ લાવણ્ય તો ઓછું થયું હતું. પરન્તુ હાસ્યનું સૌંદર્ય અને વાણીની મીઠાશ તો કાયમનાં હતાં.

બન્નેને એકબીજાથી છુટા પડવાનો તો વિચાર સરખોયે ન હોતો આવતો. પરંતુ કાળને કયાં કોઇની દરકાર છે કે એમની પણ હોય? તેને મન તો સમ્રાટ કે સામ્રાજ્ઞી એક મામુલી સ્ત્રી-પુરૂષ જેટલાં જ કિંમતી હોય છે. મુમતાઝ ઉપર તેનો પંજો પડયો. તે લાંબા મંદવાડમાં પડી. શાહજહાંએ ઉપાયો યોજવામાં બાકી ન રાખી. પરંતુ આજે વૈદ્યોએ તેને નિરાશાનું કારણ આપ્યું હતું. તે લોકોની સાથે થએલી વાતચીત પછી તે સીધો મુમતાઝ પાસે જઈ ન શકયો. મ્લાન વદને અને નિરાશ પગલે તે એક બાજૂના ઓરડામાં જઇ શૂન્ય મને બેઠો.

મુમતાઝને પણ થોડા દિવસો થયાં લાગવા માંડયું હતું કે, પોતે આ માંદગીમાંથી ઉઠવાની નથી. તેને મરવાનું ઝાઝું દુઃખ ન હોતું. જીવનમાં જે કંઇ જરૂરનું છે તે બધું તેને મળ્યું હતું, સમૃદ્ધિનો તો પાર ન હોતો. સૌન્દર્ય તો કોઇને પણ ઇર્ષ્યા કરાવે તેટલું હતું. અને સામ્રાજ્ઞીઓને માટે લગભગ અશકય જ એટલો પતિપ્રેમ પણ એણે અનુભવ્યો હતો, બાળકો હતાં એ પણ એને ચહાતાં. તેનો દરેક પુત્ર સામ્રાજ્ય ચલાવી શકે એટલો શક્તિશાળી હતો. જહાનારા પણ સુંદર અને શક્તિશાળી હતી. શાહજહાંનાં પુત્રપુત્રીઓ, એટલે બ્હીકને તો ઓળખે શાનાં? છતાં પણ મુમતાઝને મરવું ગમતું ન હોતું. પોતા સિવાય શાહજહાંને કેમ ગમશે એ એક જ વિચાર તેને મુંઝવતો હતો.

તેના બિછાનામાં તે પડી હતી. મંદવાડે તેના શરીરને જીર્ણ કરી નાખ્યુ હતું. આંખો આગળ ખાડા પડી ગયા હતા. અને મોઢા ઉપર મરણની ફિક્કાશ આવી ગઇ હતી. વિલાસથી શણગારેલો મોગલ

શહેનશાહનો ઓરડો પણ અત્યારે ભય અને દુઃખ પ્રેરે એવો લાગતો હતો.

તેના બિછાનાની આસપાસ તેનાં બધાં બાળકો બેઠાં હતાં. ઔરંગઝેબ, દારા, સુજા, મુરાદ-બધાનાં મુખ ઉપર વિષાદ જણાતો હતો. જહાંનારા તો શોકની મુર્તિ જેવી લાગતી હતી. મુમતાઝ બેગમ ધીમે સાદે બધાને કહેતી હતીઃ

"જુઓ, હું તો જાઉં છું. મરવાનું મ્હને દુઃખ પણ નથી. તમે બધાં સશક્ત છો અને એક વ્યક્તિને મળી શકે તેટલું બધું સુખ મને મળ્યું છે. ફક્ત એક જ ચિંતા મને થાય છે, અને તે તમારા બાબા માટે. મારા ગયા પછી તેમને જરા પણ નહિ ગમે, તમે તેમને જરા પણ હેરાન નહિ કરતાં. તે દુઃખી થઇ જશે. તેમને સુખમાં, આનંદમાં રાખવાનું કામ તમારૂં છે. તમે બધાં મને એટલી ખાત્રી આપો કે મને સુખી કરવા તમે તમારાથી બનતું કરશો, તો પછી મને કશી ચિંતા ન રહે.'

બધાંએ તેના કહ્યા પ્રમાણે વર્તવા વચન આપ્યું. 'હવે ત્હમે બધાં જાવ, મ્હારે જરા આરામ લેવો છે' મુમતાઝે કહ્યું. બધાં ચાલવા લાગ્યા. પણ જહાનારાને તેણે પાછી બોલાવી. તે આવી અને થોડા દિવસોમાં જ માતા સાથે વાત કરવાનું નહિ મળે એ ખ્યાલે તેની પાસે આવતાં તે રોઇ પડી. તેના માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં મુમતાઝ બોલીઃ

'જો જહાંન, તું મ્હારી માનીતી દીકરી છે. આ બધાં છોકરાઓમાં મને વિશ્વાસ નથી. તેઓ કોણ જાણે શુએ કરી બેસશે! પણ તું ત્હોરા બાબાને દગો નહિ દેતી. આપણા કુટુંબમાં અકબર મહારાજના સમયથી પુત્ર પિતાનો વેરી થાય છે અને રાજ્ય માટે તો કેવાં કેવાં કામો થાય છે તે તું કયાં નથી જાણતી? તું ત્હારા બાબાને બરોબર સાચવજે. જો મ્હને વચન આપ.'

જહાંનારાએ પોતાનો હાથ તેના નબળા પડી ગએલ હાથોમાં મુકયો અને કહ્યું: "બાબા એકલા ન પડી જાય અને એમને કોઇ ચહાનારૂં નથી રહ્યું એમ ન લાગે તેટલા ખાતર તેમના જીવનકાળ સુધી હું અવિવાહિત જ રહીશ. હવે તો તું ખુશી થઇશ ના? અને તું આવું આવું કેમ બોલે છે? તું તો હજી સો વરસ જીવવાની છે." તે બોલી, પણ છેવટનું કહેવું તો પોતે પણ માનતી ન હોતી. તેને લાગ્યું કે પોતે વધારે વખત ત્યાં થોભશે તો ફરી પણ રોઇ પડશે તેથી તરત જ ત્યાંથી ચાલી ગઇ.

મુંમતાઝ એકલી પડી. તેને ભુતકાળના વિચારો આવવા લાગ્યા. ન્હાનપણના વિલાસ, સતત ચાલુ રહેલો પ્રેમપ્રવાહ તેને યાદ આવ્યાં પલંગ પરથી સામે પથરાએલી યમુના દેખાતી હતી. તેને લાગ્યું કે તે જલપ્રવાહ જેમ નિરંતર વહ્યા કરતો હતો તેમ તેનો જીવનપ્રવાહ પણ વહે ગયો હતો. કાલિન્દિનું વહન પણ કયાં એકધારૂં હતું? કોઈ કોઇ સ્થળે ગહન ઉંડાણો હતાં અને કોઇ સ્થળે છીછરાં પાણી હતાં. જીવનમાં પણ કયાં કૈં એવું જ ન હોતું? ફક્ત ફરક એક જ હતો, કાલિન્દિના હૃદય ઉપર કાલિયામર્દન કરનારો રસેશ્વર કૃષ્ણ આજે ન હોતો વિરાજતો. એના વિરહદુઃખે કાલિન્દિનાં પાણી કાળાં પડી ગયાં હતાં, જ્યારે મુમતાઝને? તેના હૃદય ઉપર તો એક જ મનમોહન રાજ્ય કરતો હતો તેનાં તે હંમેશાં દર્શન કરતી. તેને જોતાં તેના હૃદયમાં ઉલ્લાસ વ્યાપતો. તે બોલતો હોય ત્યારે મધુરતમ સંગીતને પણ બંધ કરી દેવાનું તેને મન થતું. અત્યારે પણ તેને તે કેટલો પ્રિય લાગતો હતો? તેના જ વિચારોમાં મુમતાઝ કોઈ અનેરી સૃષ્ટિમાં ચાલી ગઈ. વાતચીતથી પણ તેને થાક લાગ્યો હતો અને આરામની પણ જરૂર હતી. તેના નયન સહેજે મીચાયાં. તે નિદ્રામાં ન હોતાં મીચાયાં પણ થાકથી ચાકી ગએલી આંખો ઉપર પોપચાં ઢળી પડ્યાં હતાં.

ધીમે પગલે શાહજહાં ઓરડામાં દાખલ થયો. કાળ હજુ સુધી તેની વિલાસપ્રિયતા હરી શકયો ન હોતો. તેના મોં પર તેનો વિલાસ

અનાયાસે દેખાઇ આવતો. પરંતુ આજે વિલાસનુ સ્થાન વિષાદે લીધું હતું. જીવનસહચરીથી જૂદા પડવું પડશે એ ખ્યાલે તેને મહાદુઃખ થતું હતું.

તે પલંગ પાસે ગયો. મુમતાઝનાં નયનો બીડાએલાં હતા અને તેના મુખ ઉપર ભૂતકાળનાં સ્મરણો એક મીઠું સ્મિત ફેલાવી રહ્યાં હતાં.

શાહજહાંએ ધીમેથી તેના હોઠ ઉપર પોતાના હોઠ દાબ્યા. મુમતાઝની આંખો ઉઘડી ગઇ. શાહજહાંને જોઇ તેમાં પ્રેમ ઉભરાયો. શાહજહાંએ તેનો હાથ પોતાના હાથમાં લીધો અને તેની બાજુમાં બેઠો, દુઃખી ન દેખાવાનો પ્રયત્ન કરવા છતાં તે દુઃખી દેખાતો હતો. મુમતાઝ તેના હૃદયના ભાવો સમજી ગઇ. તેણે કહ્યું:

'હું મરી જાઉં પછી તમે મને ભૂલતા નહિ હોં.'

'એવાં ગાંડાં ના કાઢ! તું કંઈ મરવાની નથી, અને તું જાય તો પછી મારૂં શું?' શાહજહાં બોલ્યો. તેની આંખો જરા ભીની થઇ.

'મ્હને તમે યાદ તો જરૂર કરશો ના? કોઈ કોઇ વખતે મ્હારે માટે આંસુ નહિ પાડો?'

'તું જો જાય તો મ્હારાં આંસુ તો અટકવાનાંજ નથી. હુ તો ત્હારૂં નામ અને આપણો પ્રેમ અમર કરી જવાનો છું.'

'કેવી રીતે? મુમતાઝના અવાજમાં કૌતુક દેખાયું.!

શાહજહાં પળ બે પળ મુંગો બેઠો રહ્યો, પછી તે બોલ્યો. તેના અવાજમાં સ્નેહનો મધુર રણકાર ગાજી રહ્યો:

'ત્હારે માટે કાવ્ય રચવાની મ્હારામાં શક્તિ નથી. નથી કોઈ ચિત્રમાં મ્હારો પ્રેમભાવ વ્યક્ત કરવાની શક્તિ કે નથી મધુરતમ ગાયનોથી ત્હારા નામના ધ્વનિ જગતભરમાં પહોંચાડવાની શકિત. હું કવિ નથી કે નથી ચિત્રકાર. સંગીત પણ મને નથી આવડતું.

વર્ષોમાં કેટલાંને લખતાં વાંચતાં કર્યાં ? જુદા જુદા પ્રાંતોના આંકડાઓની ગડમથલ ન કરતાં મદ્રાસપ્રાંત કે જે અક્ષરજ્ઞાનમાં આગળ વધેલો પ્રાંત છે તેનીજ થોડીક વિગતો વાંચીશું. મદ્રાસ સરકારે આ આ વર્ષે મહાસભાએ પ્રધાનપદો સ્વીકાર્યાં તે પહેલાં જે જાહેરનામું જુનની ૨૫ મી એ બહાર પાડ્યું તેમાંના જે ફકરાઓ તા. ૧૨ મી ડીસેંબર ના હરિજન બંધુમાં આપવામાં આવ્યા છે તે જ ઉદ્ધત કરવાથી સાચો ખ્યાલ આવશે.–આ ઉતારાઓ પ્રાથમિક કેળવણી અંગેના છે. અને આપણે આ નોંધમાં પ્રાથમિક કેળવણીની જ વાતો કરવા ઇચ્છીએ છીએ એટલે તે ઉપયુક્ત લેખાશે.

"આ પ્રાંતમાં (મદ્રાસમાં) ગયા ત્રીસ વરસના કાળ તરફ નજર નાંખતાં જણાશે. કે પ્રાથમિક કેળવણીના ક્ષેત્રમાં ઘણોજ વધારો થયેલો છે. કુલ ખરચમાં ઘણો વધારો થયો છે. નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘણો વધારો થયો છે. તેમજ નિશાળોની સંખ્યા પણ ઘણી વધી છે. ૧૯૦૫–૦૬ માં છોકરા છોકરીઓ બંને માટેની પ્રાથમિક નિશાળોમાં પહેલાં પાંચ ધોરણોમા કુલ સંખ્યા ૭,૬૧,૬૭૪ હતી. ૧૯૩૪–૩૫ માં કુલ સંખ્યા ૨૭,૧૫,૦૦૬ હતી. ૧૯૦૫–૦૬ માં સરકારી અને બિનસરકારી સંસ્થાઓનું કુલ ખરચ રૂ. ૨૮ લાખ ૫૦ હજાર થયું હતું. ૧૯૩૪–૩૫ માં એ રકમ રૂ. ૨ કરોડ ૩૫ લાખ ૪૧ હજાર હતી. ૧૯૦૫–૦૬માં છોકરા છોકરીઓ માટેની પ્રાથમિક નિશાળોની કુલ સંખ્યા ૨૧,૩૯૯ હતી. સંખ્યાના આ મોટા વધારા ઉપરાંત સરકારે અનેક ક્ષેત્રોમાં ખાસ કરીને મ્યુનિસીપાલીટીવાળાં ક્ષેત્રોમાં કેળવણી ફરજીયાત કરવા માટે કાયદો કરેલો છે.

"આ દૃષ્ટીએ જોતાં તો જાણે એમ જ દેખાય કે પ્રગતિ સંતોષકારક થયેલી છે. પણ અત્યારની સ્થિતીનુ કાળજીપૂર્વક પૃથક્કરણ કરીને જોઇએ-ખાસ કરીને નિશાળોનાં ધોરણમાં ભણતાં બાળકોની સંખ્યા અને અન્તમાં લખીવાંચી શકે એમાં માણસોની સંખ્યામાં

થયેલો વધારો એ બેની વચ્ચેના સંબંધનું સૂક્ષ્મ પૃથક્કરણ કરી જોઈએ તો જણાઈ આવે છે કે પ્રાથમિક નિશાળોમાં ભણતાં બાળકોની સંખ્યામાં તો ઘણોજ મોટો વધારો થયો છે, પણ જેટલા પ્રમાણમાં બાળકો વધ્યાં છે તેટલા પ્રમાણમાં તેમનું ભણતર લંબાયું નથી. અને પરિણામે કાયમ લખીવાંચી શકે એવાં માણસોની સંખ્યામાં પણ એ ઉમેરો થાય નથી. ગયા ત્રણ વસ્તીપત્રકમાં આવેલી લખીવાંચી શકે એવાં માણસોની સંખ્યાઓ પરથી જણાય છે કે પ્રજાના લખી વાંચી જાણનાર પુરૂષોની સંખ્યામાં ૧૯૧૧–૨૧ ના દસકામાં ફક્ત ૧.૪ ટકાનો વધારો થયો, અને ૧૯૨૧–૩૧ના દસકામાં ફક્ત ૦.૯ ટકાનો વધારો થયો, લખી વાંચી જાણનાર સ્ત્રીઓની સંખ્યામાં ૧૯૧૧–૨૧ ના દસકામાં ફક્ત ૦.૮ ટકાનો વધારો થયો, અને ૧૯૨૧–૩૧ ના દસકામાં ફક્ત ૦.૬ ટકાનો વધારો થયો.

"આ ઉપરથી જોઇ શકાશે કે ૧૯૨૧ અને ૧૯૩૧ની વચ્ચે અક્ષરજ્ઞાનના વધારાના દરનો વેગ ઘટ્યો છે. એ વાત તો દીવા જેવી દેખાય છે કે પ્રાથમિક કેળવણીના ક્ષેત્રમાં આટલું બધું કામ થયું છે છતાં, નિશાળોનાં બાળકોની સંખ્યાનો વધારો અને પ્રાથમિક નિશાળોમાંથી તૈયાર થતાં લખી વાંચી શકનાર માણસોની સંખ્યા એ બેની વચ્ચે કશો મેળ નથી..................કેળવણી ખાતાને હમેશાં મુખ્ય મુશીબત એ નડી છે કે બાળકો નિશાળમાં એટલો લાંબો વખત ટકતાંજ નથી કે એમને લખવા વાંચવા જેટલું કાયમનું જ્ઞાન આપી શકાય; અને કેળવણીના ખરચમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાં અને નિશાળોની કુલ સંખ્યામાં ભારે વધારા થયા છે ખરા, પણ તેથી બાળકો નિશાળમાં અધવચથીજ ઊઠી જતાં અટક્યાં નથી..."

ઉતારાને વધારે લંબાવવાની જરૂર નથી. આ જાહેરનામામાં સરકાર આ બગાડને રોકવા શું કરવું જોઈએ તેની શોધમાં છે.

જ્યારથી મહાસભાએ પ્રધાનપદાં સ્વીકાર્યાં ત્યારથી સૌ મહા-

સભાવાદીઓ અનેક પ્રશ્નોના ઉકેલમાં ગૂંથાયા છે. કાયદાની દૃષ્ટિએ અંદર જઈને બહુ સાધી શકાય એમ નથી છતાં ય જે કાંઈ થઈ શકે તે કરવા માટે લોકપ્રધાનો પ્રયત્નો કરી રહ્યા છે ઘણી વસ્તુમાંની એક વાત તે પ્રાથમિક કેળવણી છે. આખા હિંદુસ્થાનમાં અક્ષરજ્ઞાન વધારવું છે, કેળવણી સૌને મળવી જોઇએ એ આપણો ઉદ્દેશ છે પણ તીજોરી તરફ નજર નાંખતાં ઉદ્‌ગાર નીકળે છે કે આ કેમ સધાશે ? અત્યારની ગતિએ અને રીતે કામ કરવાનું ચાલુ રાખીએ તો ઓછામાં ઓછો એક સૈકા લાગે. અને એ સૈકા અંતે પરિણામ ?! આ બધા સંજોગોને ધ્યાનમાં લઇને મહાત્માજીએ કેળવણી વિષેના પોતાના વિચારો પાછા પ્રકટ કરવા માડયા. આ વિચારોએ અનેક ચર્ચાઓ જગાડી. વર્ધામાં એક સંમેલન મળ્યું. એ સંમેલનમા હાજર રહેલ સૌએ શિક્ષણપ્રથામાં પરિવર્તન કરવાની મહાત્માજીની વિચારસરણિ વધાવી લીધી. ગાંધીજી વાતો કરીને બેસી રહે એવા નથી એમણે સમિતિ નીમાવી અને આ સમિતિએ સર્વ વિગતો તૈયાર કરી પ્રજા સમક્ષ મૂકી છે. આ સમિતિ સમયના અભાવે ઝીણવટભરી વિગતો રજૂ કરી શકી નથી. પણ ગાંધીજીના વિચારોનું વિશાળ દર્શન એણે કરાવ્યું છે. એ પદ્ધતિએ કેમ કામ થઈ શકે તે દર્શાવ્યું છે. આ હેવાલના વાચનથી સૌ કોઇને એમ થશે કે આમાં જીવન ઉપયોગી બધું આવી જાય છે અને આવી રીતે ભણતર મળે તો વિદ્યાર્થી દશનેવામૃત પહેલેથી પામતો જાય છે.

આપણામાંથી ઘણાને પ્રાથમિક કેળવણીનો ખ્યાલ માત્ર ચાર ધોરણ પૂરતો જ છે. અને તેથી પ્રાથમિક શાળાની વાત કરીએ ત્યારે ગુજરાતી ચોથું ધોરણ જ નજર સામે રહે છે. ખરી રીતે પ્રાથમિક કેળવણી અત્યારના કાયદા પ્રમાણે પણ સાત ધોરણ સુધી પથરાયલી છે. નવી યોજનામાં સાત વર્ષનો અભ્યાસક્રમ દોરવામાં આવ્યો છે. અત્યારના મેટ્રિક (વિનીન) ના અભ્યાસક્રમ જેટલું જ જ્ઞાનનું ધોરણ રાખીને પ્રાથમિક કેળવણીની આ શ્રેણીઓ ઘડાઈ છે. આ અભ્યાસ-

ક્રમમાં અંગ્રેજીને મુદ્દલ સ્થાન નથી. હિંદુસ્તાની ભાષામાં શિક્ષણને આવશ્યક ગણ્યું છે. અંગ્રેજી ભાષાને સ્થાન મળતું ન જોઈને કેટલાક ભડકી જશે પણ આનો ઉદ્દેશ કેળવણીનો છે માત્ર ભાષાઓ ભણાવવાનો નથી એ માટે ફરજિયાત કેળવણીનાં સાત વર્ષ પુરાં કરીને જેને પછીનો અભ્યાસ કરવો હોય તે કરી શકે છે. અને અભ્યાસક્રમની સળંગતા જાળવવા માટે યોજનાઓ ઘડવી પડશે એની વિરૂદ્ધ કોઈ નથી. પરંતુ એ ઉચ્ચ શિક્ષણનો ભાર સરકાર ઉપર નહિ હોય; જો કે શોધખોળ ખાતાંઓ સરકારે જ ચલાવવાં પડશે.

ફરજિયાત પ્રાથમિક કેળવણીનો આરંભ ૭ વર્ષની ઉંમરથી થવો જોઈએ એ પાયા ઉપર યોજના ઘડાઈ છે. સ્વાભાવિક પ્રશ્ન થાય કે સાત વર્ષ પહેલાંના વર્ષો બાળકે ક્યાં ગાળવાં? ઘર એ સંસ્કારદાતા મટી ગયું છે એટલે આ વિચાર ઉદ્ભવે છે. આ યોજનામાં ૭ વર્ષ પહેલાંનાં બાળકોની કેળવણી વિષે કશોય ઉલ્લેખ નથી એનો અર્થ એ નથી લેવાનો કે બાલમંદિરો બંધ કરી દેવાં. જેમ ઉચ્ચ શિક્ષણ વિષે તેમજ બાલશિક્ષણ વિષે સરકાર એની જવાબદારી નહિ લઈ શકે.

આટલા સ્પષ્ટીકરણ પછી હવે આપણે આ યોજનાનાં મૂળ અંગો વિચારીએ. આ યોજના આપણા સાત લાખ ગામડાંઓ માટે છે. શહેરોમાં પણ ત્હેજસાજ ફેરફાર સાથે આ માન્ય કરવી પડશે. આજના શિક્ષણનો એક માત્ર ભણતર ઉપર છે અને એથી કેવાં અનિષ્ટ પરિણામો આવ્યાં એ કહેવાની જરૂર નથી. ગામડી ભાષામાં કહીએ તો 'ગગો ભણ્યો પણ ગણ્યો નહિ. જનતાથી સાવ જુદો હું છું એવું માનનાર વિદ્યાર્થી શા કામનો? આ દોષ ટાળવા માટે ઉદ્યોગ દાખલ કરવો જોઈએ. આ ઉદ્યોગ તે થોડોક શરીરશ્રમ એમ નથી પણ જે ઉદ્યોગ કરીએ તે ઉત્પાદક હોવો જોઈએ; તેથી જે સમાજમાં નિશાળો કાઢીએ તે સમાજના ઉદ્યોગોમાંનો મુખ્ય ઉદ્યોગ બાળકોના હાથમાં મૂકવો જોઈએ. આજે હિંદુસ્તાન માટે મોટામાં

વર્ષોમાં કેટલાને લખતાં વાંચતાં કર્યાં ? જુદા જુદા પ્રાંતોના આંકડાઓની ગડમથલ ન કરતાં મદ્રાસપ્રાંત કે જે અક્ષરજ્ઞાનમાં આગળ વધેલો પ્રાંત છે તેનીજ થોડીક વિગતો વાંચીશું મદ્રાસ સરકારે આ આ વર્ષે મહાસભાએ પ્રધાનપદો સ્વીકાર્યા તે પહેલાં જે જાહેરનામું જુનની ૨૫ મી એ બહાર પાડયું તેમાંના જે ફકરાઓ તા. ૧૨ મી ડીસેંબર ના હરિજન બન્ધુમાં આપવામાં આવ્યા છે તે જ ઉદ્ધત કરવાથી સાચો ખ્યાલ આવશે.-આ ઉતારાઓ પ્રાથમિક કેળવણી અંગેના છે. અને આપણે આ નોંધમાં પ્રાથમિક કેળવણીની જ વાતો કરવા ઇચ્છીએ છીએ એટલે તે ઉપયુક્ત લેખાશે.

"આ પ્રાંતમાં (મદ્રાસમાં) ગયા ત્રીસ વરસના કાળ તરફ નજર નાંખતાં જણાશે. કે પ્રાથમિક કેળવણીના ક્ષેત્રમાં ઘણોજ વધારો થયેલો છે. કુલ ખરચમાં ઘણો વધારો થયો છે. નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યાનાં ઘણો વધારો થયો છે. તેમજ નિશાળોની સંખ્યા, પણ ઘણી વધી છે. ૧૯૦૫-૦૬ માં છોકરા છોકરીઓ બને માટેની પ્રાથમિક નિશાળોમાં પહેલાં પાંચ ધોરણોમા કુલ સંખ્યા ૭,૬૧,૬૭૪ હતી. ૧૯૩૪-૩૫ માં કુલ સંખ્યા ૨૭,૧૫,૦૦૬ હતી. ૧૯૦૫-૦૬ માં સરકારી અને બિનસરકારી સંસ્થાઓનું કુલ ખરચ રૂ. ૨૮ લાખ ૫૦ હજાર થયું હતું. ૧૯૩૪-૩૫ માં એ રકમ રૂ. ૨ કરોડ ૩૫ લાખ ૪૬ હજાર હતી. ૧૯૦૫-૦૬માં છોકરા છોકરીઓ માટેની પ્રાથમિક નિશાળોની કુલ સંખ્યા ૨૧,૩૯૯ હતી. સંખ્યાના આ મોટા વધારા ઉપરાંત સરકારે અનેક ક્ષેત્રોમાં ખાસ કરીને મ્યુનિસીપાલીટીવાળાં ક્ષેત્રોમાં કેળવણી ફરજીયાત કરવા માટે કાયદો કરેલો છે.

"આ દષ્ટીએ જોતાં તો જાણે એમ જ દેખાય કે પ્રગતિ સંતોષકારક થયેલી છે. પણ અત્યારની સ્થિતીનુ કાળજીપૂર્વક પૃથક્કરણ કરીને જોઇએ-ખાસ કરીને નિશાળોનાં ધોરણમાં ભણતાં બાળકોની સંખ્યા અને પ્રજામાં લખીવાંચી શકે એમાં માણસોની સંખ્યામાં

થયેલો વધારો એ બેની વચ્ચેના સંબંધનું સૂક્ષ્મ પૃથક્કરણ કરી જોઇએ તો જણાઈ આવે છે કે પ્રાથમિક નિશાળોમાં ભણતાં બાળકોની સંખ્યામાં તો ઘણોજ મોટો વધારો થયો છે, પણ જેટલા પ્રમાણમાં બાળકો વધ્યાં છે તેટલા પ્રમાણમાં તેમનું ભણતર લંબાયું નથી. અને પરિણામે કાયમ લખીવાંચી શકે એવાં માણસોની સંખ્યામાં પણ એ ઉમેરો થાયે નથી. ગયા ત્રણ વસ્તીપત્રકમાં આવેલી લખીવાંચી શકે એવાં માણસોની સંખ્યાઓ પરથી જણાય છે કે પ્રજાના લખી વાંચી જાણનાર પુરુષોની સંખ્યામાં ૧૯૧૧–૨૧ ના દસકામાં ફક્ત ૧.૪ ટકાનો વધારો થયો, અને ૧૯૨૧–૩૧ના દસકામાં ફક્ત ૦.૯ ટકાનો વધારો થયો, લખી વાંચી જાણનાર સ્ત્રીઓની સંખ્યામાં ૧૯૧૧–૨૧ ના દસકામાં ફક્ત ૦.૮ ટકાનો વધારો થયો, અને ૧૯૨૧–૩૧ ના દસકામાં ફક્ત ૦.૬ ટકાનો વધારો થયો.

"આ ઉપરથી જોઇ શકાશે કે ૧૯૨૧ અને ૧૯૩૧ની વચ્ચે અક્ષરજ્ઞાનના વધારાના દરનો વેગ ઘટયો છે. એ વાત તો દીવા જેવી દેખાય છે કે પ્રાથમિક કેળવણીના ક્ષેત્રમાં આટલું બધું કામ થયું છે છતાં, નિશાળોનાં બાળકોની સંખ્યાનો વધારો અને પ્રાથમિક નિશાળોમાંથી તૈયાર થતાં લખી વાંચી શકનાર માણસોની સંખ્યા એ બેની વચ્ચે કશો મેળ નથી..................કેળવણી ખાતાને હમેશાં મુખ્ય મુશ્કેલી એ નડી છે કે બાળકો નિશાળમાં એટલો લાંબો વખત ટકતાંજ નથી કે એમને લખવા વાંચવા જેટલું કાયમનું જ્ઞાન આપી શકાય; અને કેળવણીના ખરચમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાં અને નિશાળોની કુલ સંખ્યામાં ભારે વધારા થયા છે ખરા, પણ તેથી બાળકો નિશાળમાં અધવચથીજ ઊઠી જતાં અટક્યાં નથી..."

ઉતારાને વધારે લંબાવવાની જરૂર નથી. આ જાહેરનામામાં સરકાર આ બગાડને રોકવા શું કરવું જોઇએ તેની શોધમાં છે.

જ્યારથી મહાસભાએ પ્રધાનપદાં સ્વીકાર્યા ત્યારથી સૌ મહા-

સભાવાદીઓ અનેક પ્રશ્નોના ઉકેલમાં ગૂંથાયા છે. કાયદાની દૃષ્ટિએ અંદર જઈને બહુ સાધી શકાય એમ નથી છતાં ય જે કાંઈ થઈ શકે તે કરવા માટે લોકરાધાનો પ્રયત્નો કરી રહ્યા છે. ઘણી વસ્તુમાંની એક વાત તે પ્રાથમિક કેળવણી છે. આખા હિંદુસ્થાનમાં અક્ષરજ્ઞાન વધારવું છે, કેળવણી સૌને મળવી જોઈએ એ આપણો ઉદ્દેશ છે પણ તીજોરી તરફ નજર નાંખતાં ઉદ્‌ગાર નીકળે છે કે આ કેમ સધાશે? અત્યારની ગતિએ અને રીતે કામ કરવાનું ચાલુ રાખીએ તો ઓછામાં ઓછો એક સૈકો લાગે. અને એ સૈકા અંતે પરિણામ?! આ બધા સંજોગોને ધ્યાનમાં લઈને મહાત્માજીએ કેળવણી વિષેના પોતાના વિચારો પાછા પ્રકટ કરવા માંડયા. આ વિચારોએ અનેક ચર્ચાઓ જગાડી. વર્ધામાં એક સંમેલન મળ્યું. એ સંમેલનમા હાજર રહેલ સૌએ શિક્ષણપ્રથામાં પરિવર્તન કરવાની મહાત્માજીની વિચારસરણિ વધાવી લીધી. ગાંધીજી વાતો કરીને બેસી રહે એવા નથી એમણે સમિતિ નીમાવી અને આ સમિતિએ સર્વ વિગતો તૈયાર કરી પ્રજા સમક્ષ મૂકી છે. આ સમિતિ સમયના અભાવે ઝીણવટભરી વિગતો રજૂ કરી શકી નથી. પણ ગાંધીજીના વિચારોનું વિશાળ દર્શન એણે કરાવ્યું છે. એ પદ્ધતિએ કેમ કામ થઈ શકે તે દર્શાવ્યું છે. આ હેવાલના વાચનથી સૌ કોઈને એમ થશે કે આમાં જીવન ઉપયોગી બધું આવી જાય છે અને આવી રીતે ભણતર મળે તો વિદ્યાર્થી દેશનેવામૃત પહેલેથી પામતો જાય છે.

આપણામાંથી ઘણાને પ્રાથમિક કેળવણીનો ખ્યાલ માત્ર ચાર ધોરણ પૂરતો જ છે, અને તેથી પ્રાથમિક શાળાની વાત કરીએ ત્યારે ગુજરાતી ચોથું ધોરણ જ નજર સામે રહે છે. ખરી રીતે પ્રાથમિક કેળવણી અત્યારના કાયદા પ્રમાણે પણ સાત ધોરણ સુધી પથરાયલી છે. નવી યોજનામાં સાત વર્ષનો અભ્યાસક્રમ દોરવામાં આવ્યો છે. અત્યારના મેટ્રિક (વિનીત) ના અભ્યાસક્રમ જેટલું જ જ્ઞાનનું ધોરણ રાખીને પ્રાથમિક કેળવણીની આ શ્રેણીઓ ઘડાઈ છે. આ અભ્યાસ

ક્રમમાં અંગ્રેજીને મુદ્દલ સ્થાન નથી. હિંદુસ્તાની ભાષામાં શિક્ષણને આવશ્યક ગણ્યું છે. અંગ્રેજી ભાષાને સ્થાન મળતું ન જોઇને કેટલાક ભડકી જશે પણ આનો ઉદ્દેશ કેળવણીનો છે માત્ર ભાષાઓ ભણાવવાનો નથી એ માટે ફરજિયાત કેળવણીનાં સાત વર્ષ પુરાં કરીને જેને પછીનો અભ્યાસ કરવો હોય તે કરી શકે છે. અને અભ્યાસક્રમની સળંગતા જાળવવા માટે યોજનાઓ ઘડવી પડશે એની વિરૂદ્ધ કોઇ નથી. પરંતુ એ ઉચ્ચ શિક્ષણનો ભાર સરકાર ઉપર નહિ હોય; જો કે શોધખોળ ખાતાંઓ સરકારે જ ચલાવવાં પડશે.

ફરજિયાત પ્રાથમિક કેળવણીનો આરંભ ૭ વર્ષની ઉંમરથી થવો જોઇએ એ પાયા ઉપર યોજના ઘડાઈ છે. સ્વાભાવિક પ્રશ્ન થાય કે સાત વર્ષ પહેલાંના વર્ષો બાળકે ક્યાં ગાળવાં? ઘર એ સંસ્કારદાતા મટી ગયું છે એટલે આ વિચાર ઉદ્ભવે છે. આ યોજનામાં ૭ વર્ષ પહેલાંનાં બાળકોની કેળવણી વિષે કશોય ઉલ્લેખ નથી એનો અર્થ એ નથી લેવાનો કે બાલમંદિરો બંધ કરી દેવાં. જેમ ઉચ્ચ શિક્ષણ વિષે તેમજ બાલશિક્ષણ વિષે સરકાર એની જવાબદારી નહિ લઇ શકે.

આટલા સ્પષ્ટીકરણ પછી હવે આપણે આ યોજનાનાં મૂળ અંગો વિચારીએ. આ યોજના આપણા સાત લાખ ગામડાંઓ માટે છે. શહેરોમાં પણ સ્હેજસાજ ફેરફાર સાથે આ માન્ય કરવી પડશે. આજના શિક્ષણનો ઝોક માત્ર ભણતર ઉપર છે અને એથી કેવાં અનિષ્ટ પરિણામો આવ્યાં એ કહેવાની જરૂર નથી. ગામડી ભાષામાં કહીએ તો 'ગગો ભણ્યો પણ ગણ્યો નહિ. જનતાથી સાવ જુદો હું છું એવું માનનાર વિદ્યાર્થી શા કામનો? આ દોષ ટાળવા માટે ઉદ્યોગ દાખલ કરવો જોઇએ. આ ઉદ્યોગ તે થોડોક શરીરશ્રમ એમ નથી પણ જે ઉદ્યોગ કરીએ તે ઉત્પાદક હોવો જોઇએ; તેથી જે સમાજમાં નિશાળો કાઢીએ તે સમાજના ઉદ્યોગોમાંનો મુખ્ય ઉદ્યોગ બાળકોના હાથમાં મૂકવો જોઇએ. આજે હિંદુસ્તાન માટે મોટામાં

મોટો ઉદ્યોગ કાપડનો છે અને તેથી યોજનામાં ખાદી ઉત્પત્તિ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે પણ આનો અર્થ એમ નથી કે સુતારી, ખેતી, બાગાયત, ચામડાનું કામ, લેખનનું કામ રમકડાં બનાવવાનું કામના ઉદ્યોગો દાખલ નહિ કરાવી શકાય. ઉદ્યોગો દાખલ કરવાની તરફેણમાં સૌ છે પણ મહાત્માજીની માન્યતા એવી છે કે જે ઉદ્યોગ વિદ્યાર્થીની પરિસ્થિતિને અનુરૂપ હોય તેમાંથી ભણતરની કિરણાવલિ ફુટવી જોઇએ. ઉદ્યોગન. સૂર્યની આસપાસ ઇતર વિષયો—ગ્રહો—ફરશે આ વાત જ્યાં સુધી અમલમાં આવી નથી ત્યાંસુધી બહુ અઘરી લાગે છે પણ શિક્ષક નિશ્ચય કરીને બેઠો એટલે તણખલામાંથી અગમનિગમની વાતો કાઢશે, વ્યવહારની આંટીઘુંટીઓ સમજાવશે. આપણાં પાઠ્ય પુસ્તકો એ રીતે રચાશે. યોજનાની પ્રસ્તાવનામાં ઝાકીરહુસેન સમિતિએ ઉત્પાદક ઉદ્યોગનું મહત્ત્વ સમજાવતાં લખ્યું છે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ એ ઇષ્ટ છે, કેમકે કેવળ અક્ષરજ્ઞાનની અને તાત્ત્વિક કેળવણીના જુલમમાંથી તે બાળકને રાહત આપે છે એવી કેળવણીની સામે બાળકનો પ્રવૃત્તિશીલ સ્વભાવ હંમેશા વિરોધ ઉઠાવે જ છે, અને એ સુચિન્હ છે. ઉદ્યોગ અનુભવનાં ઐંદ્રિક અને વ્યાવહારિક તત્ત્વોની વચ્ચે સમતોલપણું આણે છે; અને એને શરીર તથા મનની કેળવણીનો મેળ સાધવાનું એક સાધન બનાવી શકાય. એથી બાળકને ઉપરછલ્લું અક્ષરજ્ઞાન (જેનો અર્થ ઘણીવાર અનાવશ્યકપણે છાપેલું લખાણ વાંચવાની શકિત એવો થાય છે) નથી મળતું, પણ હાથ અને પગના કંઇ રચનાત્મક કામ માટે વાપરવાની અક્ષરીજ્ઞાનના કરતાં ઘણી વધારે અગત્યની શકિત મળે છે. આને સમગ્ર વ્યકિતત્વનું અક્ષરજ્ઞાન (જો એવો શબ્દપ્રયોગ થઇ શકે તો) કહી શકાય..

"હવે આજે સમાજની દૃષ્ટીએ વિચાર કરીએ. કેળવણીમાં આવું વહેવારુ ઉત્પાદક કામ દાખલ થાય, અને રાષ્ટ્રનાં બધાં બાળકો એમાં ભાગ લે, તો આજે હાથપગનો શ્રમ અને બુદ્ધિનો શ્રમ

કરનારાઓની વચ્ચે બંનેને હાનિકારક એવી, જે સૂગની દીવાલ છે તે તૂટી પડવામાં મદદ મળે. એથી બાળકમાં એકજ શકય રીતે શરીરશ્રમના ગૌરવની અને મનુષ્ય સમાજની એકતાની સાચી ભાવના કેળવાય. એ એક અમુલ્ય નતિક લાભ છે.

" હવે આર્થિક દૃષ્ટીએ વિચાર કરીએ. આ યોજનાનો જો બુધ્ધિપુરઃસર અને કુશળતાપૂર્વક અમલ થાય તો તે આપણા કારીગરોની ઉત્પાદનશક્તિ વધારશે, અને તેમને તેમના પુરસદના વખતનો સદુપયોગ કરવાની શક્તિ આપશે. '

" કેવળ કેળવણીની દૃષ્ટીએ વિચાર કરીએ તો કંઇક ઉપયોગી હાથઉદ્યોગને કેળવણીનો પાયો બનાવવાથી બાળકે પ્રાપ્ત કરેલા જ્ઞાનમાં કંઈક વહેવારૂપણું અને યથાર્થતા આણી શકાય. આ રીતે જ્ઞાનનું જીવનની સાથે અનુસંધાન સધાશે, અને જ્ઞાનનાં અનેક અંગોનો એક બીજાની સાથે મેળ જામશે " ( હરિજનબંધુ )

ઉદ્યોગ મારફતે કેળવણી આપવાની આ યોજના સાવ સીધો માર્ગ છે એમ ન સમજવું. એમાં મુશ્કેલીઓ અનેક :આવશે કેટલાક શિક્ષકો ઉત્પાદનને પોતાની કસોટીનું ધોરણ બનાવશે. કેટલાક ત્રિશંકુની દશા ભોગવશે. આ બધુ ટાળવા માટે પ્રથમ શિક્ષકોને કેળવવાની જરૂર છે. અને સમિતિએ એમને માટે પણ અભ્યાસક્રમ રચ્યો છે.

"આ યોજનાની તાત્વિક ચર્ચાજ કરવાથી બધું નહિ સમજાય દરેક પ્રાંત જે જે નવી નિશાળો આરંભે તે તે નિશાળો આ નવી પ્રાણવાન યોજના પ્રમાણે ચલાવવી જોઇએ. આવી શાળાઓના ૭ માસના કે વધુમાં વધુ બાર માસના પરિણામથી આપણને સ્પષ્ટ ખ્યાલ આવશે; અને પછી શિક્ષકોમાં આત્મવિશ્વાસ જાગશે. એક વાર શિક્ષકો ચીલે પડ્યા કે યોજના સફળ થવામાં વાર નહિ લાગે. આ

યોજનાની પાછળ જે મુખ્ય વિચારસરણિ છે તેનો ઉલ્લેખ વિના નહિ ચાલે.

આ અથવા આની બીજી જે નવી યોજના ઘડાય તેના મૂળમાં સ્વાવલંબન સમભાવ અને મનુષ્યતત્ત્વ હોવાં જોઇએ. એક બીજા પ્રત્યે દ્વેષ ઉત્પન્ન કરાવનાર શિક્ષણપ્રથા માનવ જાતનો દ્રોહ કરનાર અને આજની પદ્ધતિ શોષણનીતિથી ભરેલી છે એટલા માટે આપણે તો નવી-નવા ખાતર નવી નહિ-જગત્ કલ્યાણક યોજના વાંચ્છીએ છીએ.

"આજે જગતમાં પારકાના શોષણ પર અને હિંસક બળ પર રચાયલો જે સ્પર્ધામુલક અને અમાનુષી અમલ ચાલે છે તેને ઠેકાણે નવી સહકારમુલક સમાજ-વ્યવસ્થા સ્થાપવામાં મદદ કરવાનું કામ કેળવણીએ કરવું જોઇએ. પણ ચાલુ શિક્ષણ પદ્ધતિને એ નવી સમાજવ્યવસ્થાની કશી કલ્પના સરખી નથી એટલે ચોમેરથી એવી

માંગણી થઈ રહી છે કે 'આજની શિક્ષણ પદ્ધતિને ઠેકાણે કોઈક વધારે રચનાત્મક અને મનુષ્યત્વને પોષક એવી શિક્ષણ પદ્ધતિ ચાલુ કરવી જોઈએ—જે રાષ્ટ્રીય જીવનનાં જરૂરિયાતો ને આદર્શો સાથે વધારે સારી રીતે સંકલિત હોય, અને એ જીવનની તાત્કાલિક માંગણીઓને સંતોષવાનું વધારે સામર્થ્ય ધરાવતી હોય.

"હિંદી બાળકો માટે ઘડેલી કેળવણીની કોઈ પણ યોજના પશ્ચિમમાં સ્વીકારાયેલી યોજના કરતાં કેટલીક બાબતોમાં છેક જ ભિન્ન હશે. કેમકે પશ્ચિમમાં નથી એવું આપણે ત્યાં એ છે કે હિંદુસ્તાને રાષ્ટ્ર તરીકે સર્વાંગી સ્વાતંત્ર્યની સિદ્ધિને સારૂ શાંતિ સ્થાપનાના સાધનરૂપ અહિંસાનો સ્વીકાર કરેલો છે. એટલે આપણાં બાળકોને હિંસા કરતાં અહિંસા શ્રેષ્ઠ છે એ શીખવવાની ખાસ જરૂર રહે છે." (હરિજન બંધુ)

કેળવણીમાં રસ લેનાર સૌ આ યોજનાનો વિચાર કરવા લાગ્યા છે. કેટલાકને એમાં અજબ પરિવર્તન લાગે છે. પરિવર્તન તો છે પણ તે આપણા સમાજની પુનઃરચનામાં મદદ કરવા માટે છે: આપણા સમાજની નવી વ્યવસ્થાનું અનુકરણ કરવા ઘણા ઈંતેજાર છે. ભારતવર્ષ પોતાની અમીદષ્ટિનો—આર્ષદષ્ટિનો—અનુભવ અન્યને કરાવી શકે એવી આશા સહિત આ નોંધ—અપૂર્ણ છતાં યે—'માધુરી'ના ખંતીલા સંપાદકના આગ્રહને વશ થઇ પ્રકટ થવા દઉં છું.

† આ નોંધનું શીર્ષક 'શેગાંવ પદ્ધતિ' રાખવાનું કારણ એ છે કે મહાત્માજીએ શેગાંવમાં બેસીને જે પ્રયોગો સમગ્ર સમાજના ઉત્કર્ષ માટે આરંભ્યા છે તેમાં કેળવણીનો પ્રયોગ પણ આવી જાય છે. 'શેગાંવ' એ ગામનું નામ આ પદ્ધતિ સાથે જોડવાથી પદ્ધતિનો આછો ખ્યાલ તત્કાલ આવી જાય છે. શ્રી. કિશોરલાલ મશરૂવાલાએ આજ નામ આપ્યું છે અને તે નામ ચાલુ રાખવું ઇચ્છિત છે તેથી મેં તે જ મથાળું રાખ્યું છે. ગો.

# દયામૂર્તિ

શ્રી રમણ ન. વકીલ

ઓપરેશનથી અશક્ત થએલો હું એક હોસ્પીટલના બિછાનામાં સૂતો હતો. હજુ ગઈ કાલે જ મને પથારીમાંથી ઉઠી મ્હારા ઓરડામાં ફરવા હરવાની છૂટ આપવામાં આવી હતી; અને ચારેક દિવસમાં હું ઘેર જઈ શકીશ એવી આશા પણ આજે સવારે જ ડૉક્ટરે આપી હતી.

હોસ્પીટલની હેડ મેટ્રન સિસ્ટર મેરી એના દરરોજના નિયમ મુજબ રાત્રે દશેક વાગ્યે મ્હારા ઓરડામાં આવી. તે વખતે હું એક માસિકનો અંક વાંચી રહ્યો હતો. હેણે મ્હારા હાથમાંથી માસિક ખેંચી લીધું અને અત્યાર સુધી ન ઉંઘવા માટે મ્હને વ્હાલભર્યો ઠપકો આપ્યો. છેલ્લાં ત્રણ અઠવાડિયાંમાં હું મ્હારા હસમુખા સ્વભાવ અને સહિષ્ણુતાથી એનું મન જીતી શક્યો હતો. દુઃખમાં પણ હું મ્હારા મોઢા ઉપર આનંદનો ભાવ રાખી શકતો તે જોઇ એ અનુભવી મેટ્રન પણ વિસ્મિત થતી. મ્હારા ઓરડામાં તે દિવસમાં પાંચેક વખત આવતી અને કંઈ કામ ન હોય તો ઘણીવાર કલાક દોઢ કલાક સુધી ગપ્પાં મારવા પણ બેસતી. એટલે આટલા ટુંકા સમયમાં પણ કંઈક અંશે હવે સહૃદયતા કેળવી શક્યાં હતાં.

એનું શરીર સર્વપક્ષે ગોળ હતું. એનું વય લગભગ પીસ્તાલીસની આસપાસ હશે; અને લગભગ વીસેક વર્ષથી એ આજ હોસ્પીટલમાં કામ કરતી હતી. એના માયાળુ સ્વભાવને લીધે

અને એની માના સમી કાળજી અને મીઠાશને લીધે દરદીઓમાં તે ખૂબ પ્રિય થઈ પડી હતી. જ્યારે કોઈ દરદીને ખૂબ વેદના થતી હોય ત્યારે તે ત્હેના બિછાના પાસે જઈ બેસતી અને એની હાજરી માત્રથી દરદીની અર્ધી વેદના ઓછી થઈ જતી. પ્રસંગોપાત થએલી વાતચીત ઉપરથી હું એટલું જાણી શક્યો હતો કે એનો પતિ પણ એકવાર ડૉક્ટર હતો અને એના ગુજરી ગયા પછી પોતાના એકને એક પુત્રના જીવન અને શિક્ષણઅર્થે ત્હેણે આ સેવાભાવી ધંધો સ્વીકાર્યો હતો. હાલ એનો એ દીકરો વિલાયતમાં એફ. આર. સી. એસ. નો અભ્યાસ કરતો હતો. એનું નામ ડેવીડ હતું. ત્રણેક માસ પછી તે વિલાયતથી પાછો ફરનાર હતો.

"કેમ હોસ્પીટલમાંથી જવાનો વિચાર નથી કે શું?" સિસ્ટર મેરીએ ગુસ્સે થવાનો દેખાવ કરીને પૂછ્યું.

"રજા મળતી હોય તો કાલે જાઉં; પણ ત્હમે લોકો જવા ક્યાં દો છો!" મ્હેં કહ્યું.

"તો પછી ત્હારાં ઘેર જવાનાં લક્ષણ દેખાતાં નથી. વાંચવાથી પણ મનને શ્રમ ચડે છે ને તેની અસર નબળા શરીર ઉપર થતાં વાર નથી લાગતી." સિસ્ટરે પોતાના ધંધાની લાક્ષણિક રીતે કહ્યું.

"પણ મ્હને ઉંઘ ન આવે ત્યારે વાંચું નહિ તો શું કરું? ઘોડીવાર વાંચીશ તો મ્હને સરસ ઉંઘ આવશે." મ્હેં મ્હારું દૃષ્ટિબિન્દુ રજુ કરતાં કહ્યું.

"ઉંઘ ન આવતી હોય તો ઉંઘની દવા આપું." દવા પ્રત્યેનો મ્હારો અણગમો જાણનાર સિસ્ટરે મ્હારો ઉંઘનો ઉપાય શોધી કાઢ્યો.

"નારે, હમણાં ઉંઘ આવી જશે. દવાની કંઇ જરૂર નથી. હોસ્પીટલના સારાયે વાતાવરણમાં દવા જ ભરેલી છે ને!"

"કેમ એમ?" મ્હારૂં અસ્પષ્ટ વક્તવ્ય ન સ્હમજાતાં મેરીએ પૂછ્યું.

"એક તો કાપ ઉપર દવા લગાડવાની, તે ઉપરાંત દવા પીવાની, વળી આખાયે વાતાવરણમાં દવા જ હોય એટલે ચોવીસે કલાક દવાની જ વાસ આવ્યા કરે અને એ બધું ઓછું હોય તેમ ત્હમારા બધાના દવાથી યે કડવા ટપકાના શબ્દો સાંભળવાના એટલે હવે તો પંચેન્દ્રિય દવાથી કંટાળી ગઇ છે. આમાંથી જલ્દી છૂટકારો થાય તો હવે તો સારૂં."

"ત્હમે ચાર ઇન્દ્રિય તો ગણાવી પણ આંખની દવા એમાં ન આવી." મેરીએ મ્હારી ભૂલ પકડી.

"અરે એટલું બાકી હતું તે આજે આ નવી નર્સ આવી છે તે પૂરૂં કરે છે."

"કેમ ત્હને ન ગમી, આવી મઝાની સુંદર ઢીંગલી જેવી છે ને?"

"હા, એ ઢીંગલી થવા જ સર્જાઇ છે. એ નર્સ ક્યાંથી થઇ? આખો દિવસ એનાં કપડાં ને ચ્હેરાની માવજત જ વિચારી કરતી લાગે છે ને દરદીઓની સ્હામે ડોળા ઘુરકાવ્યા કરે છે. સિસ્ટર એને તે શું જોઇને અહીં રાખી હશે?

"હમારા ડૉક્ટર સાહેબ શોધીને લઇ આવ્યા છે." મેરીએ કટાક્ષમાં હસતાં કહ્યું.

"એમ? ત્હમારા ડૉક્ટર સાહેબને જુવાન ને સુન્દર નર્સો વધારે ગમતી લાગે છે!"

"હા, એવું કંઇક ખરૂં. જોઇને બિચારા દરદીઓની આંખો પણ ઠરે ને! એટલા માટે ડૉક્ટર સાહેબ નર્સની પસંદગીમાં પૂરતી કાળજી રાખે છે."

"ડૉક્ટર બિચારા બહુ પરોપકારી લાગે છે. પણ એમાં કંઈ સ્વાર્થ તો હશે ને?"

"એ તો જગતમાં સ્વાર્થ સાથે જ પરાર્થ સધાય."

"ત્યારે એમ સ્પષ્ટ જ કહોને. એક અંગત સવાલ પૂછું તો માફ કરશો. પણ આ બધી જુવાન અને ખૂબસુરત નર્સો ત્યાગે કેમ ટકી શક્યાં છો?"

"એ બીના બહુ જુદી છે."

સિસ્ટરના મુખ ઉપરનું હાસ્ય ઉડી ગયું. એની વાચા બંધ થઈને ટેબલ લૅમ્પના પ્રકાશમાં મ્હેં એની બે વિશાળ આંખો પાણીનો ચળકાટ જોયો. એણે વાત ઉડાવવા યત્ન કર્યો.

"કેમ હવે ઊંઘવું છે કે નહિ? લગભગ સાડા દશ ર આવ્યા હશે."

હસીને ઊઠીને એની મ્હેં રજા લીધી. પણ સિસ્ટર મોઢામાંથી એક અક્ષર પણ ન નીકળ્યો. એણે મ્હને જતાં જ એટલું કહ્યું: "કોઈક વાર એ કથની કહીશ, આજે નહિ."

વાતી હતી. એક ઓઢવાનું હતું તે તો ઓઢેલું હતું છતાં આજે ટાઢ કેમ વાતી હતી? મ્હેં આગળ પાછળ નજર કરી. રસ્તા પરની એક બારી તદ્દન ખૂલ્લી હતી. તેમાંથી ઠંડો પવન આવતો હતો. ટેબલ ઉપર પડેલી ઘડીયાળમાં મ્હેં નજર કરી તો બરાબર બે વાગ્યા હતા. હું ધીમેથી ઉઠ્યો અને બારી બંધ કરવા મ્હેં પ્રયત્ન કર્યો. પણ ચોમાસાના પાણીને લીધે બારી જરા સુજ્જ થઇ ગઈ હોય ,એમ લાગ્યું. કારણ હું બારી બંધ ન કરી શક્યો. તેજ સમયે પાછળ નજર કરી તો એક સિસ્ટર મ્હારાથી ત્રણેક ફૂટના અંતરે સ્તબ્ધ થઈ ઉભેલી હતી. એ તાકીને મ્હારા તરફ જોઈ રહી હતી. મ્હેં ત્હેને બારી બંધ કરવામાં મદદ કરવા કહ્યું; છતાં તે અનાકૂ ને સ્થિર ઉભી રહી. ત્હેનો ચ્હેરો ખૂબસુરત હતો. ત્હેના છૂટા સોનેરી વાળ પવનને લીધે જરા જરા ઉડતા હતા. ત્હેની આંખો નિસ્તેજ અને અનિમિષ હતી. ત્હેણે ઘડી બે ઘડી મ્હારા સ્હામે તાકીને જોયું ને જાણે મ્હારૂં કહ્યું સાંભળ્યું પણ ન હોય તેમ પીઠ ફેરવી નિ:શબ્દ પગલે તે ચાલી ગઈ.

એના ગયા પછી મહા મહેનતે મ્હેં બારી બંધ કરી, ને હું પથારીમાં પડ્યો. અશક્ત શરીર બારી બંધ કરવાના શ્રમને લીધે થાકી ગયું. એ નર્સની આ વિચિત્ર વર્તણુંકથી વિસ્મિત થઇ એ બનાવ ઉપર વિચાર કરતો હું ઉંઘી ગયો.

× × ×

પરંતુ એના મોઢા પરના ભાવ જોઈ મ્હને લાગ્યું કે એનું પોતાનું અંતર પણ એના શબ્દો પર વિશ્વાસ મૂકતું ન્હોતું.

"ના હોસ્પીટલની રાતની નર્સ હોય તો હું ન ઓળખું? એ તો ઘણી ઉંચી ને પાતળી છે. આ તો મધ્યમ કદની ને સુંદર હતી. એના જેવી નર્સ આપણી હોસ્પીટલમાં તો નથી જ. હા, આ નવી નર્સ આવી છે તે એના જેવી કંઇક અંશે છે, પણ આના વાળ તો લાંબા અને સોનેરી હતા જ્યારે આ નવી નર્સના તો કાળા અને કાપેલા છે."

મેરી એટલું તો સ્હમજી શકી કે હું એમ જલ્દી માની જાઉં તેવો નથી. તેમ જ હું પણ એટલું કહી શકયો કે મેરી મ્હને ઉડાવવાનો પ્રયત્ન કરતી હતી. તે કંઇ પણ બોલ્યા વગર ઉઠી અને એક સુંદર ફ્રેમમાં મઢેલી છબી લઇ પાછી આવી.

"ત્હેં રાત્રે જોઇ તે નર્સ આવી હતી?"

"આવી તો શું પણ આ જ હતી. એ કોણ છે?"

"બેટા એ વાત લાંબી છે, પણ હું ત્હને કરીશ નહિ ત્યાં સુધી તું મ્હારો કેડો છોડવાનો નથી. તું બરાબર મ્હારા 'ડેવીડ' જેવો છે. પણ જો હમણાં ડૉકટરને આવવાનો વખત થયો છે, ને આજે એક મ્હોટું ઓપરેશન છે એટલે હમણાં હું જાઉં છું. રાત્રે નિરાંતે આવીશ ત્યારે ત્હને એ બધું સ્હમજાવીશ.

એટલું બોલી તેનું ભારે શરીર લઇ જઇ શકે તેટલી ગતિથી તે છબી લઈ ચાલી ગઈ, અને વળી પાછી મ્હને તરંગોના ચકડોળે ચઢાવી ગઇ.

× × ×

રાત્રે હું એની રાહ જોઇ બેસી રહ્યો. નવ વાગ્યા ને મ્હેં મિનિટો ગણવા માંડી. બરાબર દસને ટકોરે મેરી આવી.

"કેમ હજુ ઉંઘ્યો નથી?" એણે હમેશનો પ્રશ્ન પૂછ્યો.

"આજે તો હું આ વાત ન સાંભળું ત્યાં સુધી ઉંઘવાનો જ નથી."

"તું તો ઘેલો થયો છે. વાતમાં કંઇ માલ નથી. એ તો રાત્રે આપણે આ નવી નર્સની વાત કરી હતી અને તું કંઇક એના ઉપર મુગ્ધ થયો હશે એટલે ત્હને એવો ભાસ થયો હશે. હમારા વિજ્ઞાનમાં તો એમ છે કે શરીર અશક્ત હોય અને કંઇક વિશેષ શારીરિક શ્રમ પડયો હોય તો રાત્રે એવો ભ્રમ થઇ આવે."

"એટલે ત્હમે એમ જ કહોને કે ત્હમારે એ વાત મ્હને કહેવી નથી. હું કંઇ ન્હાનો કીકલો નથી કે એમ સ્હમજી જાઉં!" મ્હેં જરા રીસમાં કહ્યું.

"એ તો હું જાણું છુ-કહ્યા વગર આજે મ્હારો છૂટકો નથી થવાનો એ હું જાણું છું."

"ત્યારે જલદી કહી નાખોને; મ્હારી ધીરજ હવે ખૂટવા આવી છે."

"એ કથા કંઇ એમ ને એમ કહેવાય? આજ સુધી મ્હેં કોઇને પણ એ કહી નથી; મ્હારા 'ડેવીડ'ને પણ નહિ. તું મ્હને મ્હારા 'ડેવીડ' જેવો વ્હાલો લાગે છે, પણ તું 'ડેવીડ' નથી એટલે ત્હને કહું છું. પણ એ પ્હેલાં ત્હારી પાસે એક વચન માગી લઉં છું કે જીવન ભર એ બાબત ત્હારે એક શબ્દ પણ ઉચ્ચારવો નહિ."

"હું ત્હમને એ બાબતની ખાત્રી આપું છું."

તે કથા કહેવા સજ્જ થઇ હું સાંભળવા તત્પર બન્યો. હમે બન્ને એકદમ ગંભીર થઇ ગયાં. એના નીચે ઢળેલા મુખ તરફ હું મીટ માંડી રહ્યો.

"અઢાર વર્ષ પ્હેલાંની એ હકીકત છે. છતાં મ્હારી સ્મૃતિમાં એ દિન તાજો જ છે અને તાજો જ રહેશે. પણ જ્યારે હું આ વાત કહેવા તૈયાર થઇ છું ત્યારે તે પ્હેલાં મ્હારી વાત કહી દઉં. કારણ એ બન્નેને ગાઢ સંબંધ છે. આજ વર્ષો થયાં ભારે હૈયે

મ્હેં આ બીના ટાંકી રાખી છે. જગતમાં મ્હારે કોઇ સ્નેહી ?
મિત્ર નથી કે જ્યાં જઈ હું હૃદય ખાલી કરૂં."

"ડેવીડના બાપને ગુજરી ગયે આજે બાવીસ વર્ષ થયાં
જીવનની શરૂઆતમાં જ મૃત્યુનો ભોગ થઇ પડનાર પતિ અને પિત
પોતાની વિધવા અને પુત્ર માટે શું મૂકી જાય? હમે નિરાધા
હતાં. ત્યારે ડેવીડ ત્રણેક વર્ષનો હતો. થોડી ઘણી થાપણ હત
તેમાં હમારો નિર્વાહ ચાલ્યો ને મ્હેં નર્સનો અભ્યાસ કરવા માંડ્યો
કારણ પતિના સંસ્કાર અને સહવાસને લીધે એ એક જ માર
મ્હને ખૂલ્લો દેખાયો. પરીક્ષા પાસ કરી હું એક હોસ્પીટલમ
નર્સ તરીકે જોડાઇ. તે અરસામાં આ ડૉક્ટર વિલાયતથી તરત
આવેલા. એમના કૌશલ્યને લીધે દિનપ્રતિદિન એમની ખ્યાતિ
વધતી જ ગઇ. એક દિવસ હમારી હોસ્પીટલમાં એક મ્હોટ
ઓપરેશન માટે એ આવ્યા. હું એમની મદદમાં હાજર હત
ઓપરેશન થઇ ગયા પછી એમણે મ્હને બોલાવી, અને મ્હ
એમની હોસ્પીટલમાં મુખ્ય નર્સ તરીકે જોડાવા કહ્યું. એમ
પ્રતિષ્ઠા અને મ્હને મળતા ઉંચા દરજ્જાનો વિચાર કરી હું એમ
હોસ્પીટલમાં જોડાઇ. ત્યારે મ્હને ડાક્ટરનો બીલકુલ પરિચય ન્હો
ધીમે ધીમે એમના મ્હારા પ્રત્યેના વર્તન-સન્માનથી હું મુગ્ધ થ
હમે લગભગ મિત્રો બન્યાં."

"હું યુવાન હતી. સંસાર સુખની મ્હારી તૃષ્ણા વણછી
હતી. ડૉક્ટર પણ યુવાન અને સુંદર હતા. એમની પાસે પૈ
અને પ્રતિષ્ઠાના ઢગ વધતા જતા હતા. એ આકર્ષણે હું ખેંચ
ને મ્હેં મ્હારી જાત ડૉક્ટરને આધીન કરી."

"જ્યાં સુધી પુરૂષ સ્પર્શ સુખનો અધિકારી ન
થયો હોતો ત્યાં સુધી ત્હેનું ખરૂં સ્વરૂપ સ્ત્રી નથી જા
શકતી. ત્યાં સુધી સ્ત્રી કલ્પનાના ને ભાવનાના રંગો ચ્હાવ
પુરૂષને જોયાં કરે છે—એને ઝંખ્યાં કરે છે. ત્યાં સુધી પુરૂષ

સ્ત્રીનો દાસ થઇ રહે છે, પણ સ્પર્શ–સુખનો અધિકારી થતાં પુરૂષ દાસ મટી સ્વામી થાય છે અને સ્ત્રી સ્વામિની મટી દાસી થઈ રહે છે. જાતિસંબંધનું આ સૂત્ર અનુભવે શીખતાં મ્હને વાર ન લાગી."

"એક અધિકાર આપી હું ડૉક્ટરની બની ગઈ હતી પણ ડૉક્ટર મ્હારા ન્હોતા બન્યા. આમ બેએક વર્ષ ચાલ્યું. ડૉક્ટરની નિર્બલતા મ્હેં જોઈ–અનુભવી. ડૉક્ટર એક બીજી નર્સ લાવ્યા. એનું નામ મધુરી હતું. તે જાતે દક્ષિણી બ્રાહ્મણ હતી અને પૂનાની રહીશ હતી. થોડા જ દિવસમાં હું મ્હોટું સ્થાન સમજી ગઈ."

"મધુરી ખૂબ સુંદર હતી. વૃદ્ધ અને ગરીબ માબાપના નિર્વાહાર્થે શુદ્ધ સેવાભાવથી ત્હેણે આ ધંધો પસંદ કર્યો હતો. ડૉક્ટરનું વર્તન જોઇ હું હું બળી જતી પણ મ્હારો ઉપાય ન હતો. પણ એક વસ્તુ હું જોઈ શકી કે મધુરી ડૉક્ટરથી દૂર રહેવા બને તેટલા પ્રયત્ન કરતી તેમ તેમ ડૉક્ટર તેની વિશેષ નિકટ જવા પ્રયત્ન કરતા."

"બેટા, આ હજારો નર્સના જીવન પાછળ કંઈક કરુણ કથાઓ ઢંકાએલી પડી છે અને સમાજના પાપે નિરાધાર થએલ અનેક દુઃખી અબળાઓના નિશ્વાસો બગલાની પાંખ જેવાં આ સફેદ વસ્ત્રો પાછળ છુપાએલાં હોય છે."

"એક દિવસ મધુરી એક દરદીને ઓપરેશન માટે ડૉક્ટર પાસે લઇ આવી. એને એપેન્ડીસાઈટીસનું ત્હારા જેવું દરદ હતું. કેવો તેજસ્વી પ્રફુલ્લ યુવાન! ત્હને જોઇ આજ અઢાર વર્ષે મ્હને એનો ચ્હેરો યાદ આવે છે. તે મધુરીનો દૂરનો સગો હતો એમ મધુરીએ ડૉક્ટરને કહ્યું ત્યારે હું ત્યાં હાજર હતી. એનું ઓપરેશન થયું. ત્રણેક દિવસમાં સુધારાનાં સઘળાં ચિહ્નો દેખાયાં. ચોવીશે કલાક મધુરી એની સારવારમાં રહેતી. ચોથે દિવસે તે એકાએક મૃત્યુ પામ્યો. હમે બધાં અજાયબ થયાં. એના બેન્ચાર સગાઓને

ભેગા કરી ડૉક્ટરે એની દહનક્રિયા કરાવી નાખી. ઈચ્છા ન છતાં–વિવેક ને શિષ્ટાચાર ખાતર હું મધુરીને આશ્વાસન આપવા ગઈ."

"એની આંખો રડી રડી સૂજી ગઈ હતી. મ્હારા ખોળામાં માથું મૂકી એણે આંખનાં આંસુ ખૂટાડી નાંખ્યાં. મ્હને ખરેખર દયા આવી ને મ્હેં એને છાની પાડવા મિથ્યા પ્રયત્ન કરી જોયો. એણે માથું ઉંચું કર્યું અને બોલીઃ

"બ્હેન, મ્હારી એક વાત સાંભળશો? ત્હમે આજ સુધી મ્હારા પ્રત્યે ઈર્ષ્યાથી જોયું છે. ત્હમને લાગતું કે હું ત્હમારા માર્ગમાં આડે આવી, પણ એ ત્હમારી ભૂલ છે. હું કેવળ નિર્દોષ છું."

"ગઈ કાલે બપોરે હું શાન્તિની ઓરડીમાં હતી. ત્યાં ડૉક્ટર અણધાર્યા આવી ચઢ્યા. બારણા તરફ મ્હારી પૂંઠ હતી એટલે હું એમને જોઈ ન શકી. ત્હેમણે મ્હારી અને શાન્તિની પ્રેમચેષ્ટા જોઈ અને ચાલી ગયા. સ્હાંજે એમણે મ્હને બોલાવી અને મ્હારી જાત ઉપર એમનો અધિકાર હોવાનો દાવો કર્યો. મ્હેં સત્ય વાત કરી દીધી. શાન્તિ મ્હારો પ્રણયી હતો. બે–ચાર માસ પછી હમે પરણવાનાં હતાં. આ સાંભળી ડૉક્ટરને ઝાળ ચઢી. હું જમવા ગઈ ત્યારે ડૉક્ટરે શાન્તિને ઉંઘની દવા આપી. આવીને જોઉં છું તો શાન્તિ અર્ધો ઘેનમાં હતો. એણે મ્હને કહ્યું કે, "આજે દુઃખાવો થાય છે એટલે ડૉક્ટરે ઉંઘની દવા આપી છે અને મ્હને ઉંઘ આવે છે." મ્હેં એને ઉંઘવા દીધો—અને મ્હારો શાન્તિ સદાકાળ માટે એ દવા પી ઉંઘી ગયો."

મધુરીએ ડુસકાં ભરી ભરી રડવા માંડ્યું.

મ્હેં મધુરીને આ બીના જાહેર કરવા કહ્યું. એણે જવાબ આપ્યોઃ "જાહેર કર્યે મ્હારો શાન્તિ કંઈ પાછો આવવાનો નથી. ડૉક્ટર પાસે પૈસા છે, પ્રતિષ્ઠા છે. મ્હારૂં ગરીબનું કહ્યું કોણ માનશે?"

તે વખતે હું આજ ઓરડો મ્હારા ઉપયોગ માટે વાપરતી હતી. મ્હેં મધુરીને મ્હારા ઓરડામાં સુવાડી ને હવે શું કરવું તેનો વિચાર કરતી હું પથારીમાં પડી. મ્હારી આંખ જરાક મળી હશે ત્યાં રાત્રે બે વાગ્યે હું બ્હાર થતા કોલાહલના અવાજથી જાગી ગઈ, જોઉં છું તો મધુરી પથારીમાં ન મળે. બારીએથી મધુરીના દેહની આસપાસ મળેલા લોકોનું ટોળું મ્હેં જોયું.

એક સામાન્ય અકસ્માત તરીકે આ બીના જાહેર થઈ. મેરીની આંખમાંથી દડદડ આંસુ પડતાં હતાં. છતાં મ્હારાથી પૂછ્યા વિના ન રહેવાયું:

"તમે એ બીના જાહેર કેમ ન કરી?"

"હું એટલી કાયર-સ્વાર્થી!" આત્મતિરસ્કારથી એણે કહ્યું: "મ્હારે માથે મ્હારા ડેવીડના ભવિષ્યની જવાબદારી હતી. મ્હને નોકરી-પૈસાની જરૂર હતી. એ સર્વ કરતાં વિશેષ મ્હને મ્હારી પોતાની આબરૂ વ્હાલી હતી. સમાજનું તો ઠીક પણ જ્યારે મ્હારો ડેવીડ મોટો થાય અને સત્ય બીના જાણે ત્યારે ત્હેને મ્હારા પ્રત્યે કેટલો પ્રેમ રહે? આ મ્હારી કાયરતાનું મૂળ કારણ. એ કાયરતા બતાવ્યાનો ડંખ હજુ સુધી મ્હને પીડે છે, પણ હું એટલી સત્યશીલ અને નિસ્વાર્થી ન થઇ શકી. આજે ત્હારા સમક્ષ એકરાર કરી મ્હેં મ્હારા પતનનું પ્રાયશ્ચિત કર્યું છે એટલો મ્હને મૃત્યુ પ્હેલાં સંતોષ મળ્યો છે."

"કાલે તમે મને પૂછ્યું'તું કે આ યુવાન અને સુંદર નર્સોમાં આ ઉમ્મરે હું કેમ ટકી શકું છું? કારણ ડૉકટરનાં કૃત્યો હું જ જાણું છું. હમારા બન્નેના મોઢા ઉપર આ કારણોને લીધે વજ્રથી તાળું દેવાયું છે.

ડૉકટરને નવી નવી નર્સોનો શોખ છે. જે બ્હારથી દયામૂર્તિ દેખાય છે. તે માનવસ્વરૂપમાં શયતાન છે. હું આ તમાશા જોઉં છું ને ગરીબ બિચારી નર્સોની દયા ખાઉં છું.'

જડ બની ગયેલા ડૉક્ટરોના હૃદયમાં પ્રેમની લાગણી કે
સ્થાન નથી હોતું. પ્રાણીશાસ્ત્રના સતત અભ્યાસને લીધે
એમને મન પ્રાણી જ છે. પ્રેમ એ એમને માટે તત્ત્વજ્ઞાનનો
ાવાદનો રસિક વિષય નથી—પણ પ્રાણીશાસ્ત્રનો અરસિક
છે. એમનાં હૈયાં પ્રેમના હિલોળે ન ચઢતાં વાસનાના
જ ગુંગળાયાં કરે છે. દિવસ ઉગ્યે આ બધું જોઉં છું–
અનું છું. હમેશ માનવ શરીર પર શસ્ત્ર સહિત ફરતા
ા માનવના હૈયાની માનવતા ક્યાં સુધી રહી શકે? પ્રભુ
ડેવીડને એવી પાશવતાથી બચાવે!!

"આ છબી એ જ મધુરીની કે?" ખાત્રી કરવા મ્હેં પૂછ્યું.

"હા, એ જ નિર્ભાગી મધુરી! જેને ત્હમે રાત્રે જોઇ તે
વર્ષ પૂર્વે આ જ બારીએથી પડતું મૂકી આત્મહત્યા કરનાર
મધુરી! જગતને મન તે ગુજરી ગઇ છે, પણ આ જ
અઢાર વર્ષે પણ તે હમારી હૉસ્પીટલમાં તો જીવતી
છે."

* નીચેની બીના ઉપરથી આ વાર્તા સૂચિત છે.

› Guardsman Jack, lying in bed at the Cambridge
ry Hospital, woke in the small hours of the morning.
The window above his bed was open and the rain was
g in. He got up to close the window, but it jammed.
looked round and saw a sister coming from the door
rd 18. He asked her and called her to help him
window. She did not answer. When Jack looked
again the sister had vanished. He told the strange
next morning. Without a word the sister on
ing duty fetched a photograph. Jack recognised it
ure of the woman he had seen in at night. She was
ter who had jumped to death from a window in
18, several years ago.

# મિયાં મુનીરખાં

ઇન્દ્ર વસાવડા

મિયાં મુનીરખાં, કારેલાં લઇ આવ્યા શું? મેં અગાશી પરથી પૂછ્યું. લાહૌલ બિલા-કુવત. અરે ભાઇસાબ તમે પણ શું આવા. આવી અપવિત્ર વસ્તુનું નામ સવારના પહોરમાં તે કંઇ લેવાય? તૌબાહ-તૌબાહ! બોલતાં મુનીરખાંએ પોતાનું મોઢું એટલું તો બગાડી નાંખ્યું કે જાણે કોઇએ એમને ક્વિનાઇન પીવડાવી દીધી હોય?

પણ પેલી તમારી પાઘડીમાં તો કારેલું રાખી મુકેલું છે ને? આ શું ગરીબ પરવર! આ કારેલાંનો પગ જ ભાંગી નાંખું અને એની ડોક જ મરડી નાંખું. એમ બોલતાં બોલતાં મુનીરખાંએ પોતાની પાઘડી માથા ઉપરથી ઉતારીને જમીન પર ફેંકી દીધી, અને પછી કારેલાંને હજારો ગાળો આપતા પોતાની પાઘડીને પાસેના કુવા પર ધોવા લાગ્યા.

અરે મુનીરખાં!...

અરે આગ લગાડો આ મુનીરખાંને અને સાથે સાથે આ વસ્તુને પણ. તમને પણ ભાઇસાબ આ શું મશ્કરી સૂઝે છે?

"અરે પેલા પાણીમાં કારેલું છે." હત્તારી કારેલાંની ડોસી મરે, આમ બોલતાં પેલી પાઘડીને મુનીરખાંએ પટકી દીધી અને... 'બસ બસ ખુદાને ખાતર બસ! અને કાળી દાઢીને પંપાળતા પંપાળતા કુરાને શરીફ બોલતા દવાખાનાના મેદાનની બહાર ચાલ્યા ગયા.

મિયાં મુનીરખાં અમારી મ્યુનિસિપાલીટીના જમાદાર હતા. કદમાં ઠીંગણા અને પાતળા હતા. પંચાવન વર્ષની ઉમ્મર હોવા છતાં પણ ઘડપણની એક નિશાની એમનામાં દેખાતી ન્હોતી. લાંબી દાઢી, હબ્સી જેવો ગૌવર્ણ, બિલાડા જેવી તીણી આંખો, માથા પર મોટી લાંબી પાઘડી, અને કમ્મરમાંથી સહેજ વાંકા વળેલા. એ બહુ જ વાતોડીયા હતા અને "જી હજુર–જી હજુર" કરવામાં તો બહુ જ કુશળ હતા. અમે બધા એને "આપ" કહેતા. એટલું બધું તો એમનું માન હતું.

મહારાજલાલ ગુમાનસિંહજીના જમાનામાં એ શિકારપાર્ટીના અધ્યક્ષ હતા, અને તે જમાનામાં મહારાજના એ જમણો હાથ હતા. પણ મહારાજના મરણ પછી એમની દુર્દશા બેઠી અને આજે એ ભંગીઓના મુકાદમ થયા છે.

ખબર નથી મુનીરખાં કારેલાંના નામથી શા માટે ચિઢાતા હતા, એટલે અમને પણ ચિઢવવામાં ખૂબ મઝા પડતી.

અગિયાર વાગે ટપાલના ટાઇમે પાછા એમનાં દર્શન થયાં, બાપુજી તે વખતે નીચે જ બેસીને કોટવાલ સાહેબ સાથે વાતો કરી રહ્યા હતા.

તે જ વખતે મિયાં મુનીરખાં જુના જમાનાનું એક ફાટેલું જુનું ખાખી પહેરણ અને પેન્ટ પહેરીને, અને પગમાં એક ડઝન કાણાંવાળાં ખાખી મોજાં અને ફાટેલા જોડા ચઢાવીને તથા માથા પર મેલી હેટ ચઢાવીને દવાખાનામાં દાખલ થયા. આવીને દૂરથી બાપુજીને વાંકા વળીને સલામ ભરી. "આદાબ–અર્જ, ગરીબ–પરવર!"

આવો–આવો, મુનીરખાંજી! આજે તો બહુ ઢોંગ રચ્યો છે? 'જી હજુર' કંઇ નથી. 'આજે જરા ભંગીઓને મહારાજા સાહેબનો તબેલો સાફ કરવા લઈ જવાનો છું.'

"વાહ-વાહ." પણ ત્યાં મહારાજા સાહેબ સાથે મુલાકાત થશે? બાપુજીએ હસતાં હસતાં પૂછ્યું.

નહિ હજુર, અમારા જેવા ગરીબ પર મહારાજા સાહેબની નજર શા માટે પડશે? તે જમાનાઓ ગયા. હજુર! જ્યારે આ મુનીરાની પણ પૂછતાછ ખૂબ હતી. પણ અહીં તકદીર હશે તો હજુર પાસેથી ભંગીઓને "ફ્રાલીન" કરાવી અને "સલુટ" દેવડાવીશ.

મુનીરખાંજી આ લુટ તમે કયાંથી લાવ્યા? બાપુજી ઉપર ગયા પછી મેં ધીમે રહીને પૂછ્યું.

"એનો ઇતિહાસ તો બહુ જ લાંબો છે ભૈયા સાહેબ." મુનીરખાં પોતાની તીક્ષ્ણ આંખો આમતેમ ફેરવીને બોલ્યા. "હજુર, મહારાજા સાહેબ ગુમાનસિંહજી શેરના શિકાર માટે જવાના હતા." હજુરે આ માણસને હાંકો મારવા માટે આજ્ઞા ફરમાવી, હું મારા નવજુવાનોને લઇને ચલી નીકળ્યો. નિર્જન વનમાં "હાંકો" નાંખી હજુર પાસે ખબર મોકલી. પછી તો પૂછવું જ શું? રાત્રે બાર વાગે એક મોટો વાઘ આવ્યો.

"કેમરે મુનીરા" હજુરે બુમ પાડી.

"હાં અન્નદાતા" મારી બે નાળવાલી બંદુકને સંભાળતાં હું બોલી ઉઠ્યો અને શિકાર હમણાં જ હાથ પર ચડ્યો હોય તેવો દેખાવ કરી બતાવ્યો.

"સાલી ગોલી નિશાન ચૂકી ગઈ, એની ડોસી મરે, ફરી દરબાર સાહબ બોલ્યા.

"મુનીરા"—

બસ પછી તો પૂછવું જ શું? ધાંય કરીને એક ગોળી છોડી દીધી અને સાલ્લા વાઘને ચત્તોપાટ કરી નાંખ્યો. અને હું બુમ પાડી ઉઠ્યો કે, "વાહ, હજુર વાહ! કેવું નિશાન તાક્યું,

વાહનો." આખા ગામમાં વાત ફેલાઇ કે મહારાજા સાહેબે વાઘ માર્યો, તેજ દિવસનું આ ઇનામ છે. હજી સુધી બીબીજાને સાચવીને પેટીમાં રાખી મૂક્યું હતું.

"ભૈયા સાહેબ! ટપાલ લઇ આવો! મોડું થાય છે." ઉપરથી બુમ પડી. હું ટપાલ લેવા ચાલ્યો ગયો.

પાંચ વાગ્યા હશે; હું દવાખાનાના કમ્પાઉન્ડમાં ક્રીકેટ રમતો હતો એટલામાં જ મહારાજા સાહેબનો માણસ આવ્યો.

ભાઇસાહેબ! મહારાજા સાહેબ યાદ ફરમાવે છે. કરકૂટ રમવા માટે.

"વારૂ, ચાલો! આવીએ છીએ. મુનીરખાં તમે પણ અમારી સાથે ચાલો." એમ મેં મુનીરખાંને હસતાં હસતાં કહ્યું.

"ઉભા રહેજો, હું હમણાં જ કપડાં પહેરી આવું છું." કહેતા મુનીરખાં ઉઠયા.

"ભૈયા સાબ! મારે તો નથી આવવું."

"કેમ?" મેં પૂછ્યું.

"અરે કેવી રીતે આવું? હેટ-બૂટ પહેરીને ગયો'તો તોયે દરબાર સાહેબે મુલાકાત નહિ લીધી-ઉલટું એમ કહેવડાવી દીધું કે આવો 'સૂટ' પહેરીને બંગલા આગળ કોઈ નહિ આવે. માથું ખજવાળતાં ખજવાળતાં મુનીરખાં બોલ્યા.

અરે ભાઇ ચાલોને! મઝા પડશે.

*વારૂ ત્યારે હજુરની મરજી—*

અમે ચાલ્યા ગયા. આગળ આગળ મુનીરખાં અને પાછળ પાછળ હું. પોતાની દાઢી પર હાથ ફેરવતાં આમ તેમની વાતો કરતાં મને ખૂશ કરવા પ્રયત્નો કરતા એ પોતાની ભૂતપૂર્વની બહાદુરી વિષે વર્ણન કરવા લાગ્યા.

એ ગાયન વિદ્યાના બહુ જ શોખીન હતા. મુન્નીબેગમ અને શીરીન્જનના નામ સાંભળતાંની સાથે તેમની નસેનસમાં ખૂન બહુ જોરથી દોડવા લાગતું. મહારાજા ગુમાનસિંહજીની આગળ જેટલી નર્તિકા–આવી હતી, જે જે ગાયનો ગાયેલાં, જેવી જેવી મીઠી વાતો થઇ હતી તે બધું ફરી ફરી મુનીરખાં સંભળાવવા લાગ્યા.

હજુર! આજે એક તબલચી આવ્યો છે. બહુ જ જાણીતો છે અને આજે આપણે ત્યાં પણ આવનારો છે. જોજો હું પણ આજે એને કેવો ઉલ્લુ બનાવું છું. મુનીરખાં હસતાં હસતાં બોલ્યા.

વિશાળ મેદાન હતું. આજુ બાજુ નાની નાની ટેકરીઓ હતી. સાંજ સુધી અમે રમતા રહ્યા. મહારાજા સાહેબ સાથે લુગડાં પહેરવા મેદાનના છેડા તરફ અણતરાની પાસે અમે આવી પહોંચ્યા.

મુનીરખાં એક લાંબા કદના, કમ્મરથી વળેલા વ્યક્તિ સાથે વાતો કરી રહ્યા હતા–એકદમ ઉઠીને જમીન સુધી વાંકા વળીને ડાબા હાથને શિર સુધી પહોંચાડીને સલામ ભરી. 'હજુર! ગરીબ પરવર! ગરીબ નિવાજ! અન્નદાતા! ઘણી ખમ્મા!!

"કેમ મુનીરખાંજી?" રસ્તામાં મેં પૂછ્યું.

"શું કહું લૈયાસાહબ?"—

કેમ? કેમ?

જુઓને, મુનીરા વાંકા વળી વળીને સલામ ભરે છતાં પણ તેની સલામ કોઇ ઝીલતું પણ નથી.

"કંઇ વાંધો નથી, જવા દો–મારા ભોળા!"

જોવા સાહેબ! આ તબલચી ઇન્દોરથી અમારા ડૉક્ટર સાહેબના વખાણ સાંભળીને આવ્યો છે. બહુ સારું ગાય છે અને તબલાંનું તો પૂછવું જ શું?

"હજુર! હું તો એક ગરીબ માણસ છું, સાધારણ જાણું છું, તેટલું જરૂર સંભળાવીશ–મહેરબાની થશે અગર ડાંગર સાહબને કંઇ ઇનામ અપાવશો તો—" તબલચી સલામ ભરીને બોલ્યો.

"જરૂર, જરૂર!" વચમાં જ મુનીરખાં બોલી ઉઠયા. દવાખાનામાં પહોંચતાની સાથે જ મુનીરખાં બાપુજી સાથે થોડી વાતોમાં ગુંથાયા અને કપડાં બદલવા ઉપર ચાલ્યા ગયા.

બિચારા તબલચી મહાશય ઉભા ઉભા હવાજ ખાતા રહ્યા–પછી બાપુજીએ પૂછ્યું: "કેમ ભાઈ શું છે?"

હજુર! આ બન્દો ઇન્દોરનો તબલચી છે. હજુરને કંઈ સંભળાવવા ઇચ્છે છે.

"ભાઇ! કાલે આવજે, આજે જરા કામ છે—" બાપુજીએ જવાબ આપ્યો.

"હજુર અર્ધો કલાક પણ ઘણો થશે–હમણાં જ સાંભળી લ્યો ને?"

અત્યાર સુધી મુનીરખાં આમતેમ આંટા મારતા હતા, તે એકદમ ત્યાં આવીને બોલ્યાઃ "હજુર! સાંભળી લ્યો ને!–સારૂં વગાડે છે. આપણા આજ બગીચા પર કૂવા પર ઉડી જવા દો ને!"

"ભલે સંભળાવો—"

દવાખાનાના કંપાઉન્ડમાં અમે એક નાનો બગીચો બનાવ્યો હતો. વચમાં એક ગોળ હોજ બનાવેલો હતો અને આ હોજની આરપારની જગામાં કુંડાં મૂકવાનો વિચાર હતો પણ હજી સુધી મૂકાયાં ન્હોતાં. હોજમાં બે ચાર પત્થરો પડેલા હતા.

"મુનીરખાં ઉપરથી તબલાં લઇ આવો!" બાપુજીએ ફરમાવ્યું.

"આ લાવ્યો હજુર! એમ કહી મુનીરખાં ઉપર ચાલ્યા ગયા. અરે આ ખરાબ જોડી શા માટે લઈ જાઓ છો? સારી જોડી લઇ જાઓને!" મેં કહ્યું.

શા માટે લઇ જાઓ છો? સારી જોડી લઈ જાઓને?" મેં કહ્યું.

"અરે આઇએ, જરા મઝા તો જુઓ, મોટા તબલા બગાડવા આવ્યા છે." મુનીરખાં આંખો ચમકાવતાં બોલ્યા.

નીચે ચાલ્યા આવ્યા. હોજની એક બાજુ ઉપર બાપુજી બેસી ગયા અને બીજી બાજુ તબલચી અને મિયાં મુનીરખાં એક બાજુ તાલ દેવા બેસી ગયા.

"હાં, ચલા દો." મુનીરખાં બોલ્યા.

"તબલા મળેલા છે?" પ્રશ્ન પૂછાયો.

"બેશક! આ શું કહ્યું? હજુર ડાકટર સાહબ શાનદિનના તબલા વગાડનારા છતાં પણ તબલા નહિ મળેલાં હોય? વાહ! ખૂબ કહ્યું!"

બિચારા તબલચી મહાશય શરમાઈ ગયા. તબલા મેળવ્યા વગર જ ગાવા લાગ્યા. "આ—આ—આ. ઓ—ઓ ઔર કહી મિલન!"

"વાહવા, વાહવા! શું કહું ઉસ્તાદજી. ચલા દો, ચલા દો— આગળ ચલાવો."

"ભએલવા—એરી મા—આ—આ!"

"એક—બે—ત્રણ—ચાર—પાંચ—છ!"

મુનીરખાં પોતે જ તાલ ગણવા લાગ્યા.

"ઓ—ઓ—રે—"

"એ! વાહવા, વાહવા!"

"હજુર! તબલો જરા બેસુર બોલે છે." તબલચી ગભરાતો ગભરાતો બોલ્યો.

"વારુ, તો મેળવી લો." બાપુજીએ કહ્યું.

"ડાંગડર સાબ—" દવાખાનાનો એક નોકર બોલાવવા લાગ્યો.

"કોણ છે ભાઇ!"

"હજુર, તમને દરબાર સાહેબે જમ્યા પછી બોલાવ્યા છે!"

"વારુ, જાને આવી જઇશ! કહી દેજે!"

"ઠીક, હજુર!"

"દપ-દપ-દપ, તબલચી તબલાને મેળવવા લાગ્યો! હાથમાંથી હથોડી છટકી ને હોજમાં પડી ગઇ."

"હ'-ઈ-મિયાં." તબલચી બોલ્યા.

"શું? શું?" મુનીરખાંએ કહ્યું.

"હથોડી—"

"લઇ લ્યો, લઇ લ્યો." બાપુજીએ કહ્યું.

"હાં હાં કિસલે લઈ પ્યો—"

આ બાજુ મિયાં તબલચી હથોડી લેવા વાંકા વળ્યા, તે બાજુ મિયાં મુનીરખાં અમારી તરફ ઈશારો કરીને તબલાંઓને ધકેલી મુકયાં અને બડબડ કરતાં ધમ્મ દઇને હોજમાં પડયાં અને પત્થરથી પટકાઇ ફાટી ગયાં.

"લાહૌલ લવિલા કુવ્વત! આ શું કર્યું તમે?"

"આ—આ—આ શું થયું? ગરીબ પરવર..." શું થયું એટલે? માણસ છો કે ઢોર...?!

"પણ—"

"પણ બણ શું?—"

"તમે તમારા લાફાના "તુરે"થી બાંધીને લઇ જવા માંગતા હતા, વાહ મિયાં."

"સિરકાર! બહુ જ દુઃખની વાત છે." મિયાં તબલચી બોલ્યા.

"મારો વાંક!"

"કંઈ વાંધો નહિ." બાપુજીએ કહ્યું.

ગાવાનું બંધ થયું. મિયાં તબલચી અત્યન્ત શરમાઇ જઇ ઉઠયા અને "અલ્લાહ! અર્જ" કરીને ચાલ્યા ગયા.

× × ×

તે દિવસે રાતે ઉંઘતી વખતે મિયાં મુનીખાંની વાત કહેતાં અમે લોકો ખૂબ હસ્યા.

## સ્વ૦ દિ. બ. રણછોડભાઈ ઉદયરામ

**કાવ્ય પ્રકાશ:**—સ્થાયી રતિ આદિનાં લોકમાં જે કારણ, કાર્ય અને સહકારી છે, તે નાટ્ય અને કાવ્યમાં રચવામાં આવે તો તે વિભાવ, અનુભાવ અને સંચારી કહેવાય છે. તે વિભાવ, અનુભાવ અને સંચારીથી પ્રતીત થયેલો જે સ્થાયીભાવ તે રસ કહેવાય છે.

**વિવેચન:**—(સ્થાયી) અવિચ્છિન્ન પ્રવાહવાળી (રતિ આદિ) સ્ત્રી વગેરેમાં રહેલી પ્રીતિ આદિ ચિત્તવૃત્તિઓનાં (લોકમાં) વ્યવહારમાં (જે કારણ) જેને આધારે રતિ વગેરે પ્રકટ થાય છે, તે લલના વગેરે આલમ્બન કારણ અને તે રત્યાદિ પ્રાદુર્ભૂત થતાં જે તેની પુષ્ટિરૂપ ઉદ્દીપન કરનારાં ચંદ્રોદય વગેરે ઉદ્દીપન નામનાં પરિપોષક કારણ, (કાર્ય) રતિ આદિથી જન્ય કાયિક, વાચિક અને માનસિક ભેદથી વિવિધ પ્રકારનાં કટાક્ષ, ભુજક્ષેપ, વક્રોક્તિ વગેરે કાર્ય (અને સહકારી) રતિ આદિની ઝટ પ્રતીતિ કરવામાં સહાયભૂત નિર્વેદ વગેરે સહકારી, તે (નાટ્ય) અન્યનું અનુકરણ કરવારૂપ નાટ્યમાં અને કાવ્યમાં જો રચવામાં આવે તો તે અનુક્રમે વિભાવ અનુભાવ અને સંચારી કહેવાય છે; એટલે કારણ વિભાવ કહેવાય છે, કાર્ય અનુભાવ કહેવાય છે અને સહકારી સંચારી કહેવાય છે. તે વિભાવ વગેરેની સાથે જ વ્યંજનાથી પ્રતીત કરાયેલો—આસ્વાદન કરાતો, તે સ્થાયી ભાવ રસ કહેવાય છે.

ઉપર કહેલા અર્થમાં નાટ્યશાસ્ત્રકર્તા ભરતની સંમતિ આપે છે.

"विभावानुभाव व्यभिचारि संयोगाद् रसनिष्पत्तिः॥"

(૧) વિભાવ—વાસનારૂપે અતિસૂક્ષ્મતાથી રહેલા રત્યાદિ સ્થાયિ ભાવનો આસ્વાદ કરાવનાર; (૨) અનુભાવ—રત્યાદિ સ્થાયીભાવનો અનુભવ કરાવનાર; અને (૩) વ્યભિચારીની (સંચારી) સાથે સંયોગ થવાથી રસની નિષ્પત્તિ-પ્રકાશ થાય છે.

આ ભરતસૂત્રનું તેની ટીકા કરનારા ભટ્ટ લોલ્લટ, **શ્રી શંકુક**, ભટ્ટનાયક અને અભિનવ ગુપ્તપાદ એ ચાર વિદ્વાનોએ અનુક્રમે મીમાંસા, ન્યાય, સાંખ્ય અને અલંકાર મતની રીતિથી ચાર પ્રકારે વ્યાખ્યાન કરેલું છે.

૧. તેમાં ભટ્ટલોલ્લટ—આ સૂત્રનો અર્થ નીચે પ્રમાણે કરે છે: સ્થાયિનો વિભાવ-લલના વગેરે આલંબન કારણ, અને ઉદ્યાન વગેરે ઉદ્દીપન કારણ, અનુભાવ-કટાક્ષ વગેરે કાર્ય અને વ્યભિચારી-નિર્વેદ આદિ સહકારીની સાથે સંયોગ થવાથી રસની નિષ્પત્તિ થાય છે. સંયોગ-વિભાવ ઉત્પન્ન કરે છે, અનુભાવ પ્રકાશ કરે છે અને વ્યભિચારી ભાવ પુષ્ટિ કરે છે. એટલે રસની નિષ્પત્તિ-વિભાવથી ઉત્પત્તિ, અનુભાવથી પ્રકાશ અને વ્યભિચારી ભાવથી પુષ્ટિ થાય છે. ભાવાર્થ:—"જેમ સર્પ નથી છતાં સર્પપણાથી જોયેલી રજ્જુથી ભય ઉત્પન્ન થાય છે, તેમ સીતા વિષે અનુરાગ રૂપ રામની રતિ અવિદ્યમાન છે, તો પણ નર્તકમાં નાટ્યનિપુણતા હોવાથી તેમાં રહેલી હોય તેમ પ્રતીત થતી રસિકજનોના હૃદયમાં ચમત્કાર અર્પણ કરતી જ રસપદવીને પામે છે—" એ પ્રમાણે રતિની વ્યંજનાથી વ્યક્તિ, તેજ રસની નિષ્પત્તિ.

૨. શ્રી શંકુક—ઉપર કહેલા પહેલા વ્યાખ્યાનમાં રામ આદિમાં રસની નિષ્પત્તિ થવાથી સામાજિકમાં રસનિષ્પત્તિ ન થવાથી સામાજિકને ચમત્કાર નહિ થાય, એ પ્રમાણે મનમાં અરુચિ લાવી શ્રી શંકુક નીચે પ્રમાણે સૂત્રનો અર્થ કરે છે. "સ્થાયિ ભાવનો વિભાવ આદિ

સાથે અનુમાપ્ય અનુમાપક ભાવરૂપ સંયોગ થવાથી રસની નિષ્પત્તિ–અનુમિતિ થાય છે. એટલે વિભાવ આદિ અનુમાપક થાય છે. સ્થાયિ ભાવ અનુમાપ્ય થાય છે, અને તે બંનેનો સંયોગ થવાથી રસની અનુમિતિ થાય છે. એ પ્રમાણે શ્રી શંકુક-સંમત દ્વિતીય વ્યાખ્યાન હવે કહેવામાં આવે છે,

"આ રામ છે એવી સમ્યક્ પ્રતીતિ, આ રામ નથી એવી મિથ્યા પ્રતીતિ, આ રામ હોય કે ન હોય એવી સંશય પ્રતીતિ, અને આ રામ સરખો છે, એવી સાદૃશ્ય પ્રતીતિથી વિલક્ષણ ચિત્ર તુરગાદિ ન્યાયથી આ રામ છે, એવી પ્રતીતિથી ગ્રહણ કરતામાં આવતા નટ વિષે; કાવ્યનો સાક્ષાત્કાર કરવાના બળથી તથા ઉપદેશ અને અભ્યાસથી સંપાદન કરેલા પોતાના કાર્ય (અભિનય)નો. પ્રકાશ કરવાથી, નટથી જ પ્રકાશિત કરાયેલા કારણ, કાર્ય અને સહકારી કૃત્રિમ હોવા છતાં તે પ્રમાણે નહિ મનાતા, વિભાવ, અનુભાવ અને વ્યભિચારીથી ગમ્ય–ગમકભાવરૂપ સંયોગ થવાથી, અનુમાન કરાય છે, તોપણ વસ્તુની સુંદરતાને લીધે તથા નિરતિશય આનંદ ઉપજાવનો હોવાથી અન્ય અનુમાન વિષયથી વિલક્ષણ, નટમાં વસ્તુતઃ અવિદ્યમાન હોવા છતાં નટમાં છે, એ પ્રમાણે જણાતો રતિ આદિ સ્થાયિભાવ સામાજિકની વાસનાથી ચર્વણ કરાતાં રસરૂપ થાય છે.

ભાવાર્થ:—જેમ ધૂમસવાળા પ્રદેશમાં ધૂમના અભિમાનથી ધૂમ-મૂળ અગ્નિનું અનુમાન થાય છે, તેમ નટથી જ સારી નિપુણતાથી "મારા જ આ વિભાવ વગેરે છે" એવા અભિમાનથી પ્રકાશિત કરાયેલા, તે નટમાં ન રહેલા પણ વિજ્ઞાનથી તેમાં રહેલી રતિ, અનુમાન કરાતાં પણ, પોતાની સુંદરતાના બળથી સામાજિકના આસ્વાદમાં આવતી, ચમત્કાર ઉત્પન્ન કરતી, રસપણાને પામે છે."

૩. ભટ્ટ નાયક—ઉપર કહેલા બીજા વ્યાખ્યાનમાં પણ પ્રત્યક્ષ જ્ઞાન જ ચમત્કાર ઉત્પન્ન કરે છે, પણ અનુમતિ વગેરે

ચમત્કાર ઉપજતાં નથી–એ પ્રમાણે લોકપ્રસિદ્ધિમાં વિરોધ આવે છે, એવી અરૂચિ મનમાં લાવી ભટ્ટ નાયક નીચે પ્રમાણે સૂત્રનો અર્થ કરે છે.

વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવ સાથે ભોજ્ય–ભોજકભાવ સંબંધથી રસની નિષ્પત્તિ–ભુક્તિ થાય છે. એટલે વિભાવાદિ રસના ભોજક થાય છે; અને તેથી સામાજિકને રસનો ભોગ થાય છે; એ પ્રમાણે ભટ્ટ નાયક સંમત–તૃતીય વ્યાખ્યાન કહેવામાં આવે છે– "નહિ નટના સંબંધથી, નહિ નાયક રામ આદિના સંબંધથી તેમ નહિ સામાજિકના સંબંધથી, રસ અનુમાન કરાતો નથી, ઉત્પન્ન થતો નથી તેમ વ્યંજના શક્તિથી પ્રતીત થતો નથી; પરંતુ કાવ્યમાં અને નાટ્યમાં અભિધા અને લક્ષણાથી ભિન્ન, વિભાવ આદિને તથા સ્થાયીને સાધારણ કરતા એટલે આ રામ છે કે આ નટ છે, એવા વિશેષ અંશના પરિહારથી ઉપસ્થાપન કરતા, ભાવકત્વ વ્યાપારથી ભાવ્યમાન–સાધારણ કરાતો સ્થાયી રત્યાદિ, સત્વગુણના પ્રાદુર્ભાવથી થતા પ્રકાશરૂપ આનન્દાત્મક જ્ઞાનની વિશ્રાંતિ–અન્ય જ્ઞાનના સંપર્કથી રહિત પણે અવસ્થા–તત્સ્વરૂપ ભોગથી–સંપર્કથી રહિતપણે અવસ્થા–તત્સ્વરૂપ ભોગથી– ભોજકત્વ વ્યાપારથી સાક્ષાત્કાર કરાય છે.

ભાવાર્થ:—શબ્દના અભિધાવ્યાપારની પેઠે કાવ્ય તથા નાટ્યમાં તેનાથી વિલક્ષણ ભાવકત્વ અને ભોજકત્વ નામના બે વ્યાપાર છે. કાવ્યાર્થનો બોધ થતાં જ પહેલા ભાવકત્વ વ્યાપારથી વિભાવાદિરૂપ સીતાદિ અને રામ સબંધી રતિ સીતાત્વ અને રામત્વનો સંબંધ તજી કામિની અને રતિ એ પ્રમાણે સામાન્યપણે ઉપસ્થાપિત થાય છે, તથા બીજા ઉક્ત રીતિએ સાધારણ કરાયેલા વિભાવ આદિથી સહકૃત ભોજકત્વ વ્યાપારથી તે રતિનો સહૃદયને આસ્વાદ થાય છે. (આટલા માટે ખોટી રતિનો પણ આસ્વાદ અલૌકિકપણે ઉત્પન્ન

થયો.) એ પ્રમાણે રતિનો આસ્વાદ એ જ રસ નિષ્પત્તિ એ પ્રમાણે ભટ્ટ નાયકનો મત છે.

શ્રી મદ્વાચાર્યાભિનવ ગુપ્તપાદાઃ—ઉપર કહેલા તૃતીય વ્યાખ્યાનમાં પણ એવા બે વ્યાપાર કલ્પવામાં કંઇ પ્રમાણ નથી, તેમ રસના તેવા પ્રકારના સાક્ષાત્કારમાં પણ કંઇ પ્રમાણ નથી. એ પ્રમાણે મનમાં અરૂચિ લાવી "સ્થાયીનો વિભાવ આદિની સાથે વ્યંગ્યવ્યંજકભાવરૂપ સંબંધ થવાથી અથવા વિભાવાદિનો પરસ્પર સંયોગ થવાથી રસની નિષ્પત્તિ–અભિવ્યક્તિ, થાય છે." એ પ્રમાણે અભિનવગુપ્તાચાર્ય સત્રાર્થ કરે છે.

એટલે રસ વ્યંગ્ય થાય છે, અને વિભાવાદિ તેના વ્યંજક થાય છે,–રસની વ્યંજનાશક્તિથી ઉપસ્થિતિ થાય છે.

એ પ્રમાણે અભિનવગુપ્તાચાર્ય સંમત, સિદ્ધાન્તભૂત ચતુર્થ વ્યાખ્યાન હવે કહેવામાં આવે છે.

લોકમાં પ્રમદા વગેરે આલંબનકારણ, ઉદ્યાન વગેરે ઉદ્દીપન કારણ, કટાક્ષ વગેરે કાર્ય અને નિર્વેદ વગેરે સહકારીથી, સ્થાયી રત્યાદિના અનુમાન વિષે, અભ્યાસથી પટુતાવાળા (રસિકજનો)ને કાવ્ય અને નાટ્યમાં કારણ, કાર્ય અને સહકારીપણાનો ત્યાગ કરવાથી, વિભાવન, અનુભાવન અને વ્યભિચાર વગેરે વ્યાપારોવાળા હોવાથી અલૌકિક વિભાવ, અનુભાવ અને વ્યભિચારી એવા નામથી પ્રસિદ્ધ તેજ વળી આ મારા, આ શત્રુના અને આ તટસ્થના વિભાવ આદિ છે, અને આ મારા નથી, આ શત્રુના નથી અને આ તટસ્થના નથી, એવા સંબંધના સ્વીકારના તથા પરિહારના નિયમનો નિર્ણય ન થવાથી સાધારણપણાથી પ્રતીત થયેલા પ્રમદા વગેરેથી, પ્રકાશ પામેલો સામાજિકની વાસનારૂપે રહેલો સ્થાયી રત્યાદિક રસાસ્વાદક સામાજિકમાં રહેલો હોવા છતાં સાધારણ

ઉપાય–વિભાવ આદિના બળથી તે સમયે–રસાસ્વાદ સમયે અન્ય વ્યક્તિનો સંબંધ અનુભવમાં નહિ આવવાથી તથા અન્ય જ્ઞાનનો સંબંધ નહિ હોવાથી પ્રાદુર્ભૂત થતી સાધારણતાવાળા રસાસ્વાદક સામાજિકવડે, સાધારણતાથી અનુભવમાં અણાયેલો, આસ્વાદ એ જ જેનો એક પ્રાણ છે તેવો, વિભાવ આદિ જેટલો સમય રહે તેટલી અવધિવાળો, પાનકરસ[1] ન્યાયથી આસ્વાદ કરાતો, આગળ જાણે સ્ફુરતો હોય, હૃદયમાં જાણે પ્રવેશ કરતો હોય, પ્રત્યંગમાં જાણે અમૃત સિંચતો હોય, પોતાનાથી અન્ય વિષયનું જાણે આચ્છાદન કરતો હોય, બ્રહ્મના આસ્વાદને જાણે અનુભવમાં લાવતો હોય, તેમ અલૌકિક ચમત્કાર કરનારો શૃંગારાદિક રસ કહેવાય છે.

ભાવાર્થ:—રતિનાં કારણ આદિનો અનુભવ થવાથી વારંવાર અનુમાનમાં આવેલી રતિ સંસ્કારરૂપે રસિકજનોના હૃદયમાં ચડે છે, પછી કેટલેક સમયે સારી રીતે રચાયેલાં કાવ્ય–નાટ્યમાં સાધારણતાથી રામ, સીતા એવા વિશેષ અંશનો ત્યાગ કરવાથી સાધારણતાથી પ્રતીત થયેલા વિભાવ વગેરેથી રસિકજનોના હૃદયમાં રહેલી તે રતિ વ્યંજના શક્તિથી અભિવ્યક્ત થયેલી સામાજિકના આસ્વાદમાં આવે છે. એ પ્રમાણે એવો આસ્વાદ એજ રસનિષ્પત્તિ, પૂર્વમતમાં ખોટી પણ રતિનો આસ્વાદ થાય છે, એમ કહ્યું હતું, પણ અહિં તો વાસ્તવથી રહેલી રતિનો જ આસ્વાદ થાય છે. એ પ્રમાણે એ બે મતમાં ભેદ જાણવો.

---

૧. મરી, સાકર અને કર્પૂરથી થતો રસ.

---

* [ સ્વર્ગસ્થના "કાવ્ય પ્રકાશ" નામક અપ્રગટ ગ્રંથમાંથી આ લેખ એમના પુત્ર રા. કનૈયાલાલ પારેખથી, રા. હર્ષદરાય દેસાઈ મારફતે, મેળવવાને અમે સાચે જ ભાગ્યશાળી નીવડયા છીએ. ... ... ... તંત્રી. ]

# સ્વ. ચંદ્રશંકર પંડ્યા

હિ. ગ. અંજારિયા

શ્રી. ચં. ચંદ્રશંકર પંડ્યા લાંબી માંદગી ભોગવી 'વર્ત'માં જ દેહમુક્ત થયા એથી તેમના સ્નેહી મંડળમાં તો અવશ્ય શોક પ્રસરી રહે, પણ જો ગુજરાત યોગ્ય રીતે કદર કરી શકે તો તો ગુજરાત જ નહિ પણ બૃહદ્ ગુજરાત પણ એ બનાવથી શોકનિમગ્ન થાય.

સ્વ૦ ચંદ્રશંકરની સેવાઓથી ગુજરાત-ગુજરાતનું સાહિત્ય, ગુજરાતનાં રાજકીય આંદોલનો, ગુજરાતનું ગૃહજીવન અને ગુજરાતનું લોકજીવન-જુદા જુદા સ્વરૂપમાં અવતાર ધરતું સમસ્ત ગુજરાત-ભાગ્યશાળી બન્યું છે એ તો સ્વર્ગસ્થના જીવનથી જરા પણ માહિતગાર હોય એ બધા સ્વીકારી શકે એવો અભિપ્રાય છે.

સ્વર્ગસ્થની જાહેર સેવાઓ ગુજરાતમાં સારી રીતે જાણવામાં રહે એ ગુજરાત સમસ્તને માટે જરૂરનું હોઇ, તેમના મિત્રોમાંથી કોઇક તો બધી સેવાઓની ગણતરી કરાવી, વિસ્તારપૂર્વક નોંધ લઇ, ઋણમુક્ત થશે જ. આ કામ અવશ્ય તુર્તમાં જ થવું જોઇએ. જો તેમ ન થાય તો સ્વ૦ ચંદ્રશંકરને તો અન્યાય થયો ગણાશે જ, પણ તેથી પણ વધારે શોચનીય તો એ પરિણામ આવશે કે ૧૯૧૦-૧૨ થી ૧૯૨૦-૨૨ સુધીની ગુજરાતના જુવાન કાર્યકરોની પ્રવૃત્તિઓનો ઇતિહાસ જાણવાની એક તક આપણે ગુમાવીશું. સ્વ૦ ચંદ્રશંકરની સાથે અત્યંત નિકટ પરિચય ધરાવનારાઓમાંથી કોઇ સ્નેહી આ કામ હાથમાં લઇ લેશે એવી આશા છે.

આદિ તો સ્વર્ગસ્થના ગુણોમાંના. એ ત્રણેક વિષે ઉલ્લેખ કરવા પૂરતું જ થઇ શકશે.

સ્વ૦ ચંદ્રશંકર જીવનયાત્રામાં અનેકાનેક સરળ-દુર્ઘટ પ્રસંગોમાંથી પસાર થયા હતા અને તેથી જુદી જુદી પ્રકૃતિવાળા અનેક ગુજરાતીઓની સાથે સાથે જુદી જુદી જાતના સંપર્કમાં આવ્યા હતા. તેમનું ઓળખાણવાળાઓનું મંડળ સારી પેઠે મોટું હતું અને વિધવિધ પ્રકારનું હતું. છતાં તેમના હૃદયની ઉદારતા એટલી ઉંડી અને વિશાળ હતી કે દરેક જણ તેમની સાથે સંપૂર્ણ છૂટથી મળીહળી ચર્ચા કરી શકતો. અત્યંત ઉગ્ર મતભેદ હોવા છતાં, તેમની સાથે ચર્ચા કરનારને કદી અનુદાર શબ્દ સરખો સાંભળવાનો પ્રસંગ નહિ આવ્યો. સાંભળવા પૂરતો જ સંયમ જોયો હશે એટલું જ નહિ, પણ સ્વ૦ ના હૃદયમાં પણ અનુદારતાએ કે અક્ષમતાએ કદી જ પ્રવેશ સરખો કર્યો ન હોતો. વિરોધીઓએ-એટલે કે મતભેદને લીધે વિરોધ કરનારાઓએ-કોઈ વાર અણઘટતા આક્ષેપો પણ કર્યા હશે; છતાં સ્વ૦ ચંદ્રશંકરના હૃદયમાં તો એવા આક્ષેપો કરનાર માટે હમેશાં ક્ષમા અને ઉદારભાવ સિવાય બીજી કોઇ જાતની લાગણી ક્ષણભર પણ ઉત્પન્ન નહિ થઇ હોય. આ ઉદારભાવ અશક્તિમાનનો નહોતો, કે અણસમજુનો નહોતો. વિરોધ કરવા ધારે તો પ્રચંડ બળથી સામનો કરી શકે તેની શક્તિ હોવા છતાં, એવો વિચાર સરખો તેમણે કદી પણ કરેલો હોય એવું આ લખનાર તો જાણતો નથી. અનેક ગુણાવગુણ ભરેલા આપણા જીવનમાં-સામાન્યજનોના તેમજ સંસ્કારની લ્હાણી કરતા અસામાન્યજનોના જીવનમાં-આવી સરળ, સ્વચ્છ, નિર્દંભ ઉદારતા બહુ દુર્લભ છે. સ્વર્ગસ્થના જીવનમાં તેવી ઉદારતા ખરેખર અભિનન્દનીય જ નહિ, પણ અભિવન્દનીય હતી.

સ્વચ્છતા, શુદ્ધિ, અને સરળતા એ ગુણો પણ તેમના જીવનમાં એવા તો અત્યંત ઓતપ્રોત વણાઇ રહેલા હતા કે ઝીણી

નજીવી ગણાય તેવી બાબતોથી માંડીને મહાગંભીર ગણાય તેવી બાબતોમાં નૈસર્ગિક જ, સ્વયંભૂ જ, એટલે કે કાંઇ પણ ખાસ પ્રયત્ન કે શ્રમ કે પૂર્વ તૈયારી વિના સિદ્ધ થયેલી સ્વચ્છતા તેમનામાં એવી ઉંચી પ્રતિની હતી કે તે પ્રતિની સ્વચ્છતા ઘણા શ્રમ પછી પણ મેળવનારા ઘણા થોડા માલમ પડશે. આ સ્વચ્છતા ટાપટીપ કે બાહ્યાડમ્બરથી તદ્દન જ નિરાળી જાતની હતી. સ્વર્ગસ્થનો પહેરવેસ, સ્વર્ગસ્થના સાધારણ જીવનની દરેકે દરેક વિગત, તેમનો પત્રવ્યવહાર, તેમનો વાતચીતમાંની પણ સુવ્યવસ્થા અને સુઘટિત રીત પરંપરાઃ આ બધું જ આ લેખકને તો કોઇ અનન્ય પ્રકારનું લાગ્યા કર્યું હતું અને તે બધા માટે તેમને માટે ઉંચા પ્રકારનું માન હતું.

એકલી બાહ્ય સ્વચ્છતા જ નહિ, પણ આંતર શુદ્ધિ, અને તેથી પ્રકટ થઇ આવતી સરળતા એ ગુણો પણ તેમનામાં કેમ જાણે સ્વભાવ પ્રાપ્ત જ હોય તેવા હતા.

આ અભિપ્રાયના અનુમોદન તરીકે જે જે ભાઇઓ સાથે પત્રવ્યવહાર હોય, અગર તો જે જે પત્રતંત્રીઓ સાથે સંબંધ હોય, તે બધા વિચારી જુએ કે શ્રી. ચંદ્રશંકરના લખાણમાં કેટલી બધી એકધારી સ્વચ્છતા અને કેટલી સાહજિક સરળતા દેખાઇ આવતાં હતાં। તેમણે લખતાં લખતાં ભાગ્યે જ ફેરબદલ કરવાની જરૂર ધારી હશે–સાધારણ કાગળ હોય, કે સભાઓમાં પસાર કરવાના ઠરાવના ખરડા હોય કે કોઇને આપવાના માનપત્રના મુસદ્દાઓ હોય; બધા માટે જ તેમના મગજમાં આગળથી જ સુવ્યવસ્થિત યોજના તૈયાર જ હોય એમ લાગતું, અને જ્યારે લખવા બેસે ત્યારે એકધારે, સરખા સુંદર અક્ષરનું, સકળ યોજના સુંદર રીતે ઘડાતી આવે એવું જ એમનું લખાણ થયા કરતું.

આવી બાબતો કેટલાકને નજીવી લાગે; પરંતુ જીવનઘડનામાં, ચારિત્ર્યના વિકાસમાં, અને સમસ્ત પુરુષના દર્શનમાં તો આવી

આવી બાબતો, મોટા આશયને સમૃદ્ધ કરનારી નાની નાની, ઝીણી ઝીણી સરવણીના જેવી જ ગણવી જોઈએ. જાહેરજીવન કે લેખક-જીવન એક પ્રતિનું, અને ગૃહજીવન બીજી પ્રતિનું હોય તેવા મહાન પુરુષો કરતાં પણ આવા એકધારા જીવનવાળા સંસારને વધારે સફળ આદર્શરૂપ બને છે એ નિર્વિવાદ છે.

આવો જ એક બીજો ગુણ શ્રી. ચંદ્રશંકરમાં 'સચોટતા'નો હતો. જે કાંઈ કહેવું હોય તે એવી અસરકારક રીતે કહે, જે કાંઇ લખવું હોય તે એવી સ્પષ્ટતાથી કહે, કે શ્રોતા અને વાંચક એકદમ જ તેમના વિચારોને પામી જઈ શકે. તેમાં સંદિગ્ધતા કે દ્વિઅર્થીપણું કે ક્લિષ્ટતા કે ગુંચવણ કોઇ પણ જાતની રહેતી જ નહિ. તેનું એક કારણ એ હતું કે તેમનો અભ્યાસ ચોક્કસ, મંતવ્યો સુસિદ્ધ, વિચારો સ્પષ્ટ, અને મગજ અત્યંત મર્મસ્પર્શી હોવાને લીધે તેમના લખવા બોલવામાં વિશદતા અને સ્પષ્ટતા સ્વભાવ સિદ્ધ જ બની ગયાં હતાં. હૃદયનું જેમ પણ તેમનું ખૂબ પ્રમાણિક હોવાને લીધે તેમના જીવનમાં જ અમુક જાતનો આગ્રહ દાખલ થઈ ગયો હતો અને તેને પરિણામે તેમના વ્યવહારમાં આવતી દરેક વ્યક્તિને અને દરેક સમુદાયને તે પોતાના વિચારો અને અભિપ્રાયોથી સ્પષ્ટરૂપે વાકેફ કરી શકતા હતા. એમણે ધારેલી ચોટ એ ભાગ્યે જ ભૂલતા.

આવા આવા અનેક ગુણોથી સ્વજનમંડળને આનંદ અને જ્ઞાન આપનારા એ ગૃહસ્થ, પ્રમાણમાં બહુ વહેલા, પોતાના કર્મક્ષેત્રમાંથી નિવૃત્ત થઇ ગયા હતા–દર્દના હુમલાઓને લીધે નિવૃત્ત રહેવું પડ્યું હતું–નિવૃત્તિ નિવૃત્તિમાં પણ એમનો જીવ એટલો બધો ઉત્સાહભર્યો, ઉકળાટભર્યો, ઉન્માદભર્યો હતો કે ઘણીએ વાર પ્રવૃત્તિમાં સરી પડતા–તેવી પ્રવૃત્તિ તેમને પાછા વધારે શિથિલ–મંદ–અક્રિય બનાવી દેતી હતી–છતાં પોતાનું ચાલ્યું ત્યાં સુધી તો એ ચકડાવામાં એમણે 'ચકને લિકલેણુ' સંસ્કૃતિ સેવ્યા કરી,

અને છેવટે તો ઉત્સાહપૂર્ણ, આદર્શ સેવી, પરમ ઉદાર આત્માની ક્રિયાઓ કરવા ના પાડી અને એ આત્મા પરમાત્મામાં વિલીન થઈ ગયો! પ્રભુ આપણને તેવા આત્માના સંસ્મરણોમાંથી જે કાંઈ શીખી શકાય તેવું હોય તેવું શીખવાની, તેમના અનુકંપાભર્યા, આવેગભર્યા, આદર્શરૂપ, જીવનનાં સ્મરણો તાજી રાખવાની શક્તિ આપો એજ પ્રાર્થના.

---

# પ્રેમ વિડંબના

રચી કમલ સંપુટે કદિ સમર્પી ના અંજલિ,
ફીલી ન મત અંતરે ગુલછડી વડે વંદવા;
ન ચૈત્ર રમણી રમ્યાં કદિય માલતિ મંડપે,
વને ઉપવને ન બાથભરીને ઝુલાવ્યાં ઉરે.

કરી ગુપન ગોઠડી કદિ ન રોમ હર્ષે વલ્યાં,
દિલે ધબક સ્પંદ ના જગવી ના મનોમંથના;
ન કામુક બની પ્રીતિ ગુફતગો મહિં રાચીયાં,
ન વા તડપિયાં દિલો ચિર વિયોગના અગ્નિયે;
મરાલવત સુગ્રીવે ઝુકી કદિ ન જુલ્ફો ચૂમ્યાં,
ન ચુંબન લબે ઝલંત મુખ પ્રેમ સિત્કાર વા,
કરી કલ્પના ન સાગરગે સદેહે ગયા.

ન આલુ ઉપચાર એ વિવશ પ્રેમ વિડંબના,
રમું જગત સંમુખે શિશુ શુચિ સ્મિતો વેરતો.

—વસન્ત ઉપાધ્યાય



# કાવ્યમધુ

ઉમાશંકર જોષી.

છેલ્લા બે ત્રણ મહિનામાં માસિકો અને દિવાળી અંકોમાં છુટક છુટક પ્રગટ થયેલી ગુજરાતી કવિતાનો રસ–પરિચય કરાવવાના સદુદ્દેશથી 'માધુરી' નો આ વિભાગ શરૂ કરવા પ્રવૃત્ત થાઉં છું. કોઇ સારી કૃતિ નજરચૂકથી રહી જવા પામે તો સૌ કાવ્યરસિકો પાસેથી અગાઉથી જ દરગુજર ચાહું છું.

લાંબી મુદ્દતથી માંદગીને બિછાને પડેલા, ગૂજરાતથી દૂર છતાં 'પલપલ છિનછિન' ગૂજરાતી ગિરાના અભ્યુદય ચાહતા કવિશ્રી ખબરદારની કૃતિઓ સૌથી પ્રથમ ધ્યાન ખેંચે છે. અને એ કૃતિઓમાં એમનું અખૂટ હૃદયબલ અને એક જાતની ખુમારી તે તરત જ આગળ તરી આવે છે, પોતે માંદા છે પણ એમનું મંતવ્ય જુદું જ છે:

બારી બહાર બધે બેજારી
ભીતર ફુલની ક્યારી રે. (નવચેતન)

બેજારીને બારી બહાર જ લેખી ભીતરની ફુલક્યારીમાંથી જ એ 'જીવ સોદાગર કરી લે સોદા પુણ્ય તણો સંસારમાં' (પ્રતાપ) 'પ્રભુ શું પ્રીત નથી કંઇ સ્હેલ' વગેરે ભજન–ગીતની સુવાસ

રેલાવે છે, પણ એ ફુલસુવાસની એમણે ઉતારેલી માધુરીમાં ઘેરા કરૂણનો પટ લાગેલો સ્પષ્ટ વરતાયા વગર રહેતો નથીઃ

આખર ત્યાં લાખલાખ ટીલી ટમકાવતો
દીઠો મેં સાળુ તારી રજની તણો
હૈયે ચાંપ્યો ત્યાં એના ભોંકાયાં તીર હા
જેની હે નાથ, એના દુઃખે મણો.
તારી આ વેદનાની મોંઘેરી ભેટ સૌ
હૈયે ધારી આ મારૂં જીવન વહું.
રે રે હો નાથ! એ જ તારી છે માધુરી
તારી એ મહેરે સદા રંજિત રહું
કેવી તેં તારી ઉતારી આ માધુરી!

પણ કોઈ વાર વળી કવિશ્રીનું ચિત્ત આ કથામય માધુરીના કરૂણરસિક ઉદ્‌ગારને બદલે આપણા ભજનિકોની લઢણે કેવળ ખુમારી વ્યક્ત કરે છે.

હદ છોડી બેહદમાં ગયા
જીભે કહ્યું નહિ જાવજી.
ફાવ્યાં રે હો તો નવ આવશો
અદલ આ પાગલો માંયજી
અમે રે પાગલ પ્રભુ પ્રેમના. (સમાજ)

આની જોડે શ્રી બેટાઇનાં ભજનોનો પણ આસ્વાદ લઇ લઇએ. એમનું આ અંકમાંનું

પંખાળા ઘોડા, ગઢ રે કુદીને ક્યાં ઊડીઆ હોજી.

અને ' પ્રસ્થાન ' (૧૯૯૩ ભાદરવો)નું

ભમતાં ભમતાં અમને કેડી રે લાધી.

એ બે ધ્રુવપદ જ એટલાં મગજમાં આવી ગયાં છે કે જેને

કાને બેચાર ભજનો પણ પડયાં હશે તેને આ ભજનો ભાગ્યે કોઇ જુના પ્રભુમાગલ ભજનિકની કૃતિઓ લાગશે. કર્તાને બદલે સંપાદક તરીકે કવિએ પોતાનું નામ આપ્યું હોત તો તેમ માનવામાં જાણકારોને પણ કદાચ સંકોચ ન રહેત. 'કેડી' ઉપરથી જોઈ શકાશે કે ગૂજરાતી કવિતાનો એક જૂનો અને મુખ્ય પ્રકાર–ભજન–તે હજી અત્યારના નવા કવિઓનો પણ માનીતો પ્રકાર રહી શકયો છે, અને સૂક્ષ્મ છતાં ગહન એવી સ્વચ્છ ભાવોર્મિનું વાહન સરળતાથી બની શકે છે.

શ્રી સ્નેહરશ્મિનું લયમધુર નૃત્યગીત 'તારાને' પ્રથમ તો માનવોના આશમિનારાનું આકર્ષક અને ઉલ્લાસમય ચિત્ર રજુ કરે છે. પણ તરત જ કવિ શંકા દર્શાવે છે:

ધરતીમાં છે ફૂલ કે કાંટા
તે તું પેખતો જાજે.

અને છેવટે તો કવિ કહે છે: ભાઇ, અહીંની કથા અહીં જ ભૂલીને આગળ જજે. અમારે દુઃખ છે. તારે નથી. કેમકે—

મન્દાકિની–તીરે રજત રેતીમાં
ખીલે તારી પૂર્ણિમા.

કવિની કલ્પના ચક્ષુએ જોયેલું અને આપણને બતાવેલું આ અજબ સુંદર પૂર્ણિમા દર્શન જ આપણે માટે પૂરતું આશ્વાસન નથી?

શ્રી લલિતજીનું આ અંકમાંનું કાવ્ય પણ વિષાદ છાયા વાળું જણાશે. સ્વતંત્ર મનુષ્યને તે કહે છે,

તું તો તું માંહ્ય મોહીને રહે સદા મતાંધ શું?

અને એનું કારણ પ્રશ્ન રૂપે જણાવેલું છે,

વિચાર–વૃત્તિ–વાણી વર્ષને તું એક કાં નથી?

હમણાં હમણાંના બધાં કાવ્યો જોતાં એ બધાંમાં મુખ્ય સૂર આરજૂનો વિષાદનો, વ્યથાનો જણાશે. શ્રી મનઃસુખલાલ કહે છે

'થતું કુસુમનેઃ ધરૂં કવણને હું આ પાંખડી ?' (કૌમુદી)

એ પ્રકારની આરજુ દેખાયા વગર રહેતી નથી. કવિઓ પોતાની કાવ્યપાંખડીને ઠેકઠેકાણે ધરે છે. એને લીધે વિષય વૈવિધ્ય સારા પ્રમાણમાં છે. પણ શ્રી ઝવેરીના 'કુસુમને'

ત્યાં તો સ્પર્શે અધર અલિનો, ચિત્તના તાર તારે,
રહેતાં ગુંજી રવ મધુર, શી ધન્યતા સૌખ્ય ધારે ?

એવી ધન્યતા કે રસમસ્તી ઓછા જ કવિઓના અનુભવમાં આવે છે, રસમસ્તીનું એક ગીત, શ્રી રસિકલાલ પરીખનું 'વર્ષાની વાત' પ્રસ્થાન(ગ–૩ ભાદ્રપદ)માં છે

વર્ષાની વાત ઘનઘેરી, સાહેલડી, વર્ષાની•
ભિંજી ભૂમિની ગંધ શી અનેરી, સાહેલડી, વર્ષાની૦
મેઘરૂપી વીજશી જાદુઈ સાહેલડી, વર્ષાની•
મઘમઘતી કેતકીની સૂઈ સાહેલડી, વર્ષાની૦
કોઇ કન્યાએ કોડથી જોઇ સાહેલડી, વર્ષાની૦
ફરી પ્રૌઢાને યૌવન આવ્યાં સાહેલડી, વર્ષાની૦
ભલાં ઘરરખુને ય ભમાવ્યાં સાહેલડી, વર્ષાની૦
કોઇ મીરાં એ ઘનશ્યામ ગાયાં સાહેલડી, વર્ષાની૦

પણ આરજુમાં, વેદનામાં, વિષાદમાં કાંઈ ઓછી કવિતા નથી એ થોડાક નમૂનાઓ પરથી જ જોઈ શકાશે. ખૂશમસ્તીને વિષાદનો પાસ લાગતાં કેટલીક વાર કવિતાની બહાર આબાદ ખીલી ઉઠે છે. આ અંકમાંનું આપણા મસ્ત-કરણ કવિ પતીલનું કાવ્ય જુઓઃ

ઉઠો, ઉઠો, ઓ આશકો ! વધાવી લો હવે
તમારે આંગણે બહાર દીવાની આવી.

લીલા લિબાસ મહીં લાલ ગાલની માધુક
ન ફક્ત માહરી—પરંતુ બધાની આવી.

આ કવિ જાણે પોતાની કવિતા જ આપણી આગળ એ શબ્દોમાં પધરામણી ન કરતા હોય. અને કવિની મસ્તી જોઈને સ્વાગત માટે આપણને એમની જ એક પંક્તિ સૂઝે તો નવાઈ નહિ:

વાહ વાહ પતીલ! તમે ય કમાલ કરો છો.

પણ આજ કાવ્યમાં આગળ ચાલતાં કરુણની છાંટ
ઝપીશી આવશેજ જેમ જુવાની આવી

એમાં સ્પષ્ટ જોઈ શકાશે.

બીજું એક સુંદર કાવ્ય 'નકામું' લો. (શ્રી. પ્રીતમલાલ મજમુદારના એ કાવ્યમાં કંઇ પણ નકામું હોય તો કદાચ શીર્ષકજ છે.) શરૂઆતમાં કવિ શાંતિનું આબેહૂબ વાસ્તવિકતાભર્યું ચિત્ર દોરે છે:

સૂતી હતી ચાંદની ચૂપકીમાં
અને લપી પિંપળ વાયુ પેટે.
પલંગ બીજા ભરશેરી ઢાળ્યા
જણાય ના સ્પંદસમોય તેમાં.

જોકે

કદી સરે માત્ર તિમિય ભેદી
પડાળની પાળ થકી નિસાસો
કદીક વા કૂતરું માડલાની
તળેથી કાનો ફફડાવી ઉઠે.

છતાં

અહો હતો વૈભવ શાંતિનો શો,
ભળી યદા એ નજરો અમારી.

આ મનોરમ ચિત્રને અને તારામૈત્રકનું સૂચન અદ્ભૂત કે

શૃંગાર રસની જમાવટની આશા આપે છે. પણ કવિએ જુદું જ, નવું જ, અલૌકિક જ દર્શન કરાવવા ધાર્યું છે.

હું ભૂતળે, તારલી વ્યોમ માંહી, હું નીરખું તારલી, એ મને યે.
અમારી વચ્ચે કંઇ કાળ જૂનાં વહેણુ વ્હેતાં અડકયાં અમોને.
અમે હતાં શું દૂરનાં સગોત્રી? અમે હતાં શું દૂરનાં સયાત્રી?
ધરી રહ્યા એક જ ધર્મ એને, અનેક શંકા ઉભરી સ્મૃતિની.
પરંતુ સંપર્ક ન એથી ઝાઝો થયો કરો યે; હત ભાગ બંને.
મળ્યાં, ખિંચાયાં, પણ સૌ નકામુ, એ મૂકને હું મલકી ન જાણું.
(પ્રતાપ)

હમણાં હમણાં પ્રગટ થયેલાં કાવ્યોમા આ કદાચ બહુ જ આગળ તરી આવે એવું છે. એની સરળતાને લીધે, સહૃદયતાને લીધે, નાજુકાઈ ભરી ઋજુતાને લીધે. અંગત પસંદગી શ્રી સુંદરમના શબ્દોમાં ('મિત્ર સુમલને' પ્રભાત) વ્યક્ત કરૂં તો આ કાવ્યના નાયક અને તારા નાયિકા

'ઘણાં ચિત્રોમાંથી કયમ કહું મને એક જ ગમ્યાં.

શ્રી ચંદ્રવદન મહેતાનું 'દરિયાથી ડુંગર' (પ્રભાત) જોઇએ.

દરિયાથી ડુંગર પર જાય.
કેડી. ત્યાં નાનકડી થાય.
તરૂવરો ત્યાં ઢોળે છાંય.
ચાંદરણાં યે ત્યાં પથરાય.

કેટલું રમણીય દૃશ્ય! પણ કવિ કહે છે 'કયાંક સૂરજની આવે લ્હાય,'

ફફડે ત્યાં વાયુના હોઠ.
ખોલે ત્યાં હૈયાની ગોઠ.

પણ એ પ્રણય ગોઠડી પેલા વાયુની પેઠે કવિ પણ તરત જ ભૂંસી નાખે છે; અજબ નાજુકાઇથી, દબાવેલા ડૂસકાથી.

ડુંગરની પગથીનાં ફૂલ
પગથીએ મેદીની ઝૂલ.

સહુ મળી નાખે નિઃશ્વાસ.
અને ભળે દરિયાનો શ્વાસ.
દરિયાથી ડુંગર પર નહિ.
હવે જતી એ પગથી ત્યહીં.

કેમકે

પગથીનાં એ કોમળ ફુલ
કરમાયાં દીસે અણુમૂલ
દરિયાથી ડુંગર પર હાય!
કોણ હવે એકલડો જાય?

શ્રી રમણિક અરાલવાળા જે 'સરસ્વતીને' (કુમાર '૯૪ કારતક) આરતભર્યા અવાજે વિનવે છે,

કલ્યાણી, આપો કેડી બની
સૂરતા ઝરણાને માગ.

તે 'એક સન્ધ્યા' (પ્રભાત)માં વેદનાથી પૂકારે છે, કે ગોવૃંદ આવ્યું, વન વિહંગકતાર આવી, પણ

મારી જ એક—બસ મ્હારી જ—ના ન આવી.

શિવમંદિરના વાસ્તવભર્યા કાવ્યમાં (લોકવાણી) પણ ગયેલા શૈશવના આથમેલા ખેલનાં સ્મરણ છે. પણ કવિ વેદના નિચોવી કટલીક વાર અણધારી રીતે આશા મેળવે છે, 'નાપાસ થયેલા નાનાભાઈને' અંતે તો એ

ઉઠ અમોઘ જલે ભર મેહુલા
નથી જ વંધ્ય પરાજ્યની ધરા

એમ આશાનું જ ઉદ્બોધન કરે છે. પણ એનો ઉત્તમ નમુનો તો સુહિણી (પત્રિકા પંચમી)માં છે.

છોડી અનાથ આજ આપણને ઉપડ્યાં
માતાજી દેવોને દેશ,
ભાઇ, તને આપું શું ભેટ?

હું તો પરદેશના પિંજરની પંખિણી
કેવાં હમેશ મારાં હેત, ભાઈ૦
સરખી સાહેલી મારી સારી, બળે તારા
દીવાની થઇને દીવેટ,
ભાઈ, નતે આપું શું ભેટ ?

ઘેરા વિષાદનાં કાવ્યો તો બહુ જ છે. સુહિણીના એ જ અંકમાં શ્રી કરસનદાસ માણેક કહે છે,

હસું હું આજ સ્મરી ગતને છતાં
રુદન ત્યારનું યે હતું કારમું.

અથવા તો શ્રી મુરલી ઠાકુરનુ 'મશાણ' (કૌમુદી) કાવ્ય જોઇએ.

છતાં હું ઉરથી ચહું
સ્મશાન ભૂમિને નમું વિરલ શાંતિ પામું જહીં
કદા શબ લઈ જવું, શબ થઇ કદા જ્યાં જઇ
નિરંતર લહું મીઠી સ્વજન–ગોદ એકાંતમાં.

અથવા શ્રી સુંદરમનું 'વેશ્યા' (પ્રતાપ) નું ટુંકુંટચ છતાં નિતાન્ત સુરેખ ચિત્ર (Vignette) જુઓ:

અગ્નિ ના, કોલસો યે ના, કામનાદગ્ધ સૃષ્ટિની
રાખને રક્ષતી માત્ર સઘડી એ સદા તણી.

શ્રી બાદરાયણ, શ્રી સ્નેહરશ્મિ 'તારાને' કહે છે તેવું જ 'પંખિણી'ને (પ્રભાત) કહે છે:

અહીં સદાય તાપમાંહિ ઝૂઝવું
રસે વિહીન આ ધરાથી દાઝવું.

અને 'દ્વાર તાહરે' (સમાજ)માં દ્વાર ખોલવા માટે પોતાના નિઃશેષ પ્રાણને વાપરવા ઉદ્યુક્ત થાય છે:

મહા પ્રચંડ એક હું પુકારને કરીશ ને
વજ્રબંધ દ્વારનાં તૂટશે
પ્રાણ વા પુકારમાં શમી જશે.

શ્રી મોહિનીચંદ્ર કહે છે

કવિજન ગાઓને ગાઓ રે લોચન કેરાં નીરને.

પણ વગર ચીતવણીએ યે આપણા કવિજનો એ જ નથી કરી રહ્યા? શ્રી ઇન્દુલાલ કહે છે (સુદિણી):—

જેને કવિતાની વાડીઓ ઝૂકી
ભીની કરી તારી પાંપણો સૂકી.

શ્રી ચંદ્રિકા પાઠકજીનું 'એકાકી' પ્રતાપના દીપોત્સવી અંકમાં, શ્રી આસિમ રાંદેરીનું 'નગીના પર નામ છે' અને શ્રી પ્રહ્લાદ પારેખનું 'અબોલા' (બંને બે ઘડી મોજના દીપોત્સવી અંકમાં) આ કાવ્યોના અનુસંધાનમાં જોવાથી વિશેષ પ્રતીતિ થશે.

કેટલીક વાર તો અશ્રુ ય શોષાઇ જાય એવી અંતર્વેદનાની ભઠ્ઠીનો પરિચય કવિ કરાવતા હોય છે શ્રી 'શેષ'નું 'ડુંગરની કોરે' (ઊર્મિ) એ પ્રકારનું કાવ્ય છે. ખીણની કરાડે

ઊભું આ વૃક્ષ તોછડું
જેમ કો માનવી દીન ભૂતકાળ તણા ધન
સંબંધો નષ્ટ થૈ જતાં, એક પાસ રહ્યાસહ્યા
સંબંધોના જ આધારે, ખીણ કરાલ કાલની
ઉપરે અદ્ધર રહી જીવે સંદિગ્ધ જીવન
—અટૂલો ને અનાશ્રય;
તેમ આ વૃક્ષ એ આંહી, અદ્ધર ને ઝઝૂમતું

કૈં આધાર વિના નીચે માત્ર એક જ બાજુનાં
મૂળોથી ભોંયને બાઝી, પડ્યા વાંકે ઊભું રહ્યું!

આ વૃક્ષનું ચિત્ર આપ્યું હોય તેમ આજુબાજુના ડુંગરોનું ચિત્ર કવિ તરત જ રજુ કરે છે.

અનેક ડુંગરા દિસે
કો એક હાથ લંબાતા માથું તે તરફ ઢાળીને
બેઠેલા કોઈ બે હાથ લમણે દઈને, શિર
હાથને ટેકવી બેઠા, લંબાવી એક પાય કો
કો બને પાય લંબાવી ઢાળી ઉર પરે શિર
બેઠેલા એમના એમ સ્તબ્ધ શોકાસને સ્થિર

અને જાણે કે એમના નિઃશ્વાસોને લીધે વાતાવરણ આખું ઝાંખુંઝાંખું અને કાળપ ભરેલું થઈ જાય છે. પણ હજુ કવિને નિરાશાનું તળિયું આવ્યું લાગતું ન હોય એમ એ ઉમેરે છેઃ

ઘટે સરિતનાં નીર, સૂર્ય ચંદ્રે ઘસાય છે,
ઘસાતા ડુંગરા પોતે, ન તો યે શોક મર્મભિદ્
ઘટે કે થાય કૈં આછો, ને જાણે ઘટશે ય ના!

સૂર્યને ચન્દ્ર ઘસાય છે પણ હૃદયના 'અંતર્ગૂઢ ઘનવ્યથા' જરીક અમથીએ ઘટતી નથી. ને જાણે ઘટશે; એ આશંકા કરીને તો કવિએ કરુણની અવધિ આણી છે. અને આપણે ગમે તેમ કહીએ છતાં કવિતા આખી આદિથી અંત લગી તપાસતાં ઉપટની એ આશંકા વધારે પડતી લેખી શકાય એમે નથી.

આ વિસ્તૃત લખાણમાંથી જો એમ ચોકખું સમજાયું હોય કે આપણા કવિઓએ હમણાં હમણાં કોણ જાણે કેમ પણ કરુણને અપનાવ્યો છે, તો સાથે સાથે એ પણ એટલીજ સ્પષ્ટતાથી સમજવાની જરૂર છે કે આ કરુણ 'તે' રે! રે!' કરી રડવાનો

સસ્તો રોતલિઓ કરુણ નથી. સારી સારી કૃતિઓ શોધવા જતાં તેમાંની મુખ્ય અને મોટા ભાગની કૃતિઓ કરુણ–મય જણાવાથી આટલી ચર્ચા કરવાનો પ્રસંગ આવ્યો. કરુણ–રસની સારી કૃતિઓ આપવી તે દુર્ઘટ છે. પોતાની અંતવ્યથાને પરોક્ષ રીતે જોયા સિવાય કવિ કરુણ–કાવ્ય રચે તો બીજાઓને હસવાનું જ થાય. ઉપર નિર્દેશેલી કૃતિઓ જોયા પછી મને પોતાને તો આપણા કવિઓની યથાર્થદર્શિતા અને ઊર્મિને બુદ્ધીબળે જરૂર પૂરતી સંયમિત કરવાની શક્તિનો જ પરિચય થાય છે.

છેવટે હમણાં હમણાં કવિતા આરામ લે છે એવી કોઇ કોઇ વિવેચકની (!) અવારનવાર ટીકા આવતી રહે છે તે વિષે. પહેલું તો એ કે 'હમણાં હમણાં' કે 'આ વરસે' એથી શું સમજવું ? કવિતા જે ગાળામાં પ્રગટ થાય તે ગાળામાં જ તે રચાઇ હશે એમ માનવાનું કશું જ કારણ નથી. કેમકે પ્રસિદ્ધ થતી પ્રત્યેક કાવ્યકૃતિ નીચે તારીખ નોંધેલી હોતી નથી. તેજ પ્રમાણે કોઈ વરસે ગ્રંથાકારે કવિતા પ્રગટ થઇ એટલે એમ નથી થતું કે એજ વરસે એ બધી એ કવિતા રચાઇ હોય. આમાંથી બહુ રમૂજી ઘોટાળો ઊભો થવા પામે છે. દા. ત. ૧૯૪૦ માં કવિતા ગ્રંથાકારે પ્રગટ થઇ ન હોય તો વિવેચક મહાશય પોકાર કરી ઊઠવાના કે કવિતાદેવી હમણાં હમણાં રીસામણે ચડયાં છે. પણ ૧૯૪૦ માં છુટક છુટક પ્રગટ થયેલી કવિતાકૃતિઓ ૧૯૪૧ માં ગ્રંથના રૂપમાં પ્રગટ થાય તો પાછા એના એ જ વિવેચક–અથવા એમનાં કોઇ ભાઇ !–ખૂશ ખૂશ થઈ જવાના.

આટલું લખવાની પાછળ કહેવાનો હેતુ એટલોજ છે કે અત્યારે પ્રગટ થતી કૃતિઓ તપાસતાં પણ કાવ્યોનો દુકાળ પડયો છે એમ માનવાની જરૂર નથી. દિવાળીને લીધે પણ 'દિવાળી એવી આપો પ્રભુ કે આપે દિ' વાળી' એમ ગાતા બિરાદર શયદાથી માંડી તંત્રીઓને સંતોષવા મર્દની પેઠે ફર્જ બજાવી કવિતા લખતા શ્રી "દ્વૈપાયન" (સમાજ) સુધી સૌ એ યથાશક્તિ કંઇ ને કંઇ વાનગી અર્પી છે.

સદ્‌ભાગ્યે સિંધી સોહાગણ સમી 'સુહિણી' પત્રિકાએ કવિતાને સવિશેષ અપનાવી છે. એ પત્રિકાનો ઉગમહેતુ ખલાસ થતાં પત્રિકા પોતે પણ થઇ-ન-થઇ-જાય એટલી આશા રાખીએ. 'માતેલ સુહિણીનો મ્હોબત મ્હેરામણ'† સતત ગર્જ્યાં કરો! આ પત્ર-માધુરી-ના યુવાન તંત્રીના પણ કવિતાના વિષયમાં ઘણાઘણા કોડ છે. આ અંકમાંના એમના 'વસંતગાન' માંની લીટીઓઃ

ભ્રમર ગુંજે મધુ માધુરી શીલસે
પુષ્પ પુષ્પો ખીલ્યાં પાન પાને

એમણે લખી હશે ત્યારે એમને ખ્યાલે નહિ હોય એવો એનો અર્થ કરી આપણે ઇચ્છીએ કે એમના નવા સાહસ 'માધુરી'ને પાને પાને કવિતા પુષ્પો પથરાઇ રહે અને કવિઓનું ગહનમધુર ગુંજન ગુંજ્યાં કરે.

---

## જીજ્ઞાસાની—

બળે વિશ્વે દાવાનળ સતત પડ્યું ત્યાં પ્રજળતું
અને તેને ધૂમ્રે વ્યથિત ઉર મારૂં કકળતું.
મને આ સંતાપો મહીં નવ વળે કૈં કળ પ્રભો!
સૂઝે ના વા એથી દૂર થઇ જવા યે પથ પ્રભો!
અને તેથી ઝંખું દરશન પિતા તારૂં નમણું,
-સદા ઝીલું જાણે નયન ઝરતું પ્રેમ-ઝરણું.
પરંતુ ક્યાં છે તું, પથ તુંજ ક્યો આ જગવને?
મને તે લાધે ના નિશદિન રહું શોધ મહીં ને
પ્રભો! પ્રાથું ભોળે સતત તુજ, મારા ઉર મહીં
રહો જીજ્ઞાસાની લઘુક દીવડી રે, ઝબકતી.

'અજ્ઞાત'

---

† શ્રી જયંત આચાર્યઃ 'આયેરી ભેણે' સુહિણી પત્રિકા પાંચમી.

# ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ

શંકરપ્રસાદ રાવળ

[સાહિત્ય સંસદ તરફથી શરૂ થયેલ સાહિત્યની ઇતિહાસમાળા માં લખાઈ આ લેખ પુસ્તકાકારે છપાતો હતો પણ તે લેખમાળા પડી અધુરી રહેવાથી આ લેખ જાહેરમાં આજ જ મેલ્યા દે છે.—શંકરપ્રસાદ રાવળ.]

## નરસિંહ મહેતા *

[વિ. સં. ૧૪૭૦ થી ૧૫૩૬ આશરે]

ગુજરાતના પદ્ય સાહિત્યના પૂરને નાનાવિધ રસસામગ્રી અને વેગથી ભરાવનારાઓમાં મહેતાજી નરસિંહરામ જેટલી વિસ્તારમય લોકપ્રિયતા અન્ય કોઈ કવિએ પ્રાપ્ત કરી હોય એમ જણાતું નથી. આપણી લોકવાણી અને લોકકવિતાએ એ 'નરસૈં મહેતા' નામને અને એ નામ ધરાવનાર દેહાત્માને અમરતા સાથે પ્રેમભાવથી જોડી દીધાં છે. ગુજરાતમાં જ્યાં સુધી કાવ્યની અમૃતસરિતા વહ્યાં કરશે ત્યાં સુધી નરસિંહ મહેતાનું નામ ને તેની કવિતા અમર રહેશે.

કાઠીઆવાડના સુપ્રસિદ્ધ જૂનાગઢ પાસેના તળાજા ગામમાં વડનગરા નાગર બ્રાહ્મણોના એક ગૃહસ્થ કુટુંબમાં મહેતાજીનો જન્મ આશરે વિ. સં. ૧૪૭૦ માં થયો હતો એવી પ્રચલિત માન્યતા છે. પરંતુ નરસિંહ મહેતાનો સમય સં. ૧૪૭૦–૧૫૩૬ સુધીનો હતો કે સં. ૧૫૫૬-૧૬૫૬ સુધીનો એ ગુજરાતી સાહિત્યનો અણઉકલ્યો કોયડો છે. ૧

૧. જુઓ આ વિષે વિશેષ ચર્ચા માટે 'ગુજરાતી સાહિત્ય' ખંડ ૫. ભાગ ૮, પ્રકરણ ૧૯. 'નરસિંહ મહેતાનો કોયડો' પૃ. ૩૪૯–૩૫૭ તથા આ લેખના ઉત્તરરૂપ લેખો.

નરસિંહ મહેતાનું વંશવૃક્ષ તપાસતાં એમના પૂર્વજો પ્રતાપશાળી માલમ પડે છે. "જૂનાગઢમાં પ્રથમ પુરુષોત્તમ મહેતો રહેતો હતો. એને બે પુત્ર થયા, તેમાં એકનું નામ પર્વત મહેતો અને બીજાનું નામ કૃષ્ણદાસ મહેતો. એમાં કૃષ્ણદાસ મહેતો જૂનાગઢના રા'રાજાની નોકરી કરતો હતો. પુરુષોત્તમ મહેતાએ વૃદ્ધાપણામાં પોતાના બે પુત્રોને ધનનો વિભાગ કરી આપી ભિન્ન ભિન્ન ઘરોમાં તેમને વાસ્યા પછી પોતે દ્વારિકામાં જઈને શંકરાચાર્ય કને સંન્યાસ લીધો."૨ પણ વ્રજલાલ શાસ્ત્રીથી જુદા પડી "ગુજરાતી"કાર નરસિંહના પિતામહનું નામ વિષ્ણુદાસ આપે છે.૩ એ વિષ્ણુદાસ કુંતીઆણામાં મુત્સદ્દીનું કામ કરતા હતા. પર્વતદાસ મહેતા શ્રીમંત, વિદ્વાન અને આરૂઢ વિષ્ણુભક્ત હતા. શાસ્ત્રીજી વળી જણાવે છે કે પર્વતદાસે ઉત્તરાવસ્થામાં જૂનાગઢમાં વિષ્ણુમંદિરની વિ. સં. ૧૪૮૪ ના વૈશાખ સુદ અગીઆરસે સ્થાપના કરી હતી. આ સંબંધમાં ઉપર્યુક્ત દીવાળીના અંકમાં 'ગુજરાતી'કાર ચરણટિપ્પણીમાં જણાવે છે : પર્વત મહેતાના વંશજ ભક્ત વિક્રમદાસની રચેલી "પર્વત પચ્ચીશી ૪"માં જણાવેલી વિગતોમાં અને શાસ્ત્રીજીએ આપેલી વિગતોમાં ફેરફાર છે. ઉક્ત પ્રસંગ જૂનાગઢમાં નહીં પણ મંગળપુર (માંગરોળ)માં અને સંવત ૧૪૮૪ માં નહીં પણ વિ.સં. ૧૫૦૧ માં માગસર સુદ ૬ ને બુધવારે બન્યો હતો એવી હકીકત પણ છે:

"ધન્ય ! ધન્ય ! સંવત પનર એક, ધન્ય ! ધન્ય ! માગસર માસ વિશેષ;
ધન્ય ! ધન્ય ! ઉજ્જવળ પક્ષી સાર, ધન્ય ! ધન્ય ! જે જન્મ્યો બુધવાર."

વિષ્ણુભક્તિનું વાતાવરણ આમ નરસિંહના કુટુંબમાં પહેલેથી

૨. જુઓ ગુજરાતી સાપ્તાહિકનો દીવાળીનો અંક (ઇ. સ. ૧૯૨૩)માંનો રવ. વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રીનો લેખ.

૩. જુઓ 'નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ' પ્રસ્તાવના, પૃ. ૨૫, ગુજરાતી પ્રેસની પ્રથમ આવૃત્તિ.

૪. જુઓ 'સાહિત્ય' માસિકમાંનો 'પર્વત પચ્ચીસી' સંબંધમાં અભિપ્રાય.

જામેલું હતું. વિષ્ણુની ભક્તિભાવનાઓને આમ કાવ્યોમાં વણી મહેતાએ આગળ ઉપર કૃષ્ણભક્તિ ગાઇ એ આથી સહેજ સમજાય એમ છે. શંકરાચાર્ય ગુરુ હોય છતાં વૈષ્ણવધર્મ પાળી શકાય છે.૫ અને મહેતાજીની બાબતમાં પણ એજ સત્ય છે.

રા'માંડલિક તે વખતે જૂનાગઢનો જુલમી રાજ્યકર્તા હતો. રાજ્યમાં બંદોબસ્તની ગેરહાજરીને લીધે કૃષ્ણ દામોદરને ધંધા વિના રહેવું પડયું હતું. કહેવાય છે કે કૃષ્ણદાસ મહેતાને ત્રણ પુત્ર હતા—જીવણરામ, નરભેરામ અને નરસિંહરામ. એક મતે નરસિંહરામને એક ત્રીજો ભાઈ હતો અને એક બહેન હતી પણ તે માટે કંઈ ચોક્કસ ખાતરી થઇ શકતી નથી. નરસિંહની માતાનું નામ દયાકુંવર હતું.

કૃષ્ણ દામોદર સ્વર્ગસ્થ થયા ત્યારે મહેતાની ઉમ્મર માત્ર ત્રણ વર્ષની હતી. વિધવા માતાને આથી પર્વતદાસ ભેગું રહેવું પડયું. બાળક મહેતો આઠેક વર્ષનો થયો ત્યાં સુધી મૂગા જેવો જ ફરતો. આ વિચારશીલ થોડાબોલાને અને તેની માતાને એક દિવસ તંબુરા સાથે ગાનાર એક સાધુનાં દર્શન થયાં. ગીતવાદમાં માતાપુત્ર લીન બની ગયાં હતાં. કહેવાય છે કે શ્રીરાધાકૃષ્ણનું ઉચ્ચારણ કરાવી એ સાધુએ બાળક મહેતાની જીભ છૂટી કરી. શ્રીરાધાકૃષ્ણ સાથે ત્યારથી એને લગની લાગવા માંડી. આઠેક વર્ષને વયે એ એક અસલી નિશાળે બેઠો અને કંઈ ગુજરાતી અને સંસ્કૃત શીખ્યો. પણ માતાના પ્રેમાળ અને ભક્તિમય જીવને નાના નરસિંહરામના જીવનને પ્રેમાળ, સંસ્કારી અને ભક્તિપરાયણ બનાવ્યું હતું. દયાકુંવર વિષ્ણુ ને કૃષ્ણનાં પરાક્રમો અને ગુણગીતાથી પુત્રના બાલજીવનને સતત ઘડતી હતી. તેઓ બંને ગોકુળમથુરાની યાત્રાએ પણ જઇ આવેલાં એમ કહેવાય છે. એકંદરે વિદ્યાર્થી તરીકે મહેતો ઠોક ગણાતો. એને તો ગિરનારના દરવાજા બહાર છાવણીઓ નાંખી ચાલુ પડયા પાથર્યા

૫. જુઓ પાછળ દર્શાવેલો શાસ્રી મનજીભાઈના લેખમાંનો એમનો અભિપ્રાય.

રહેતા સાધુસંતોનાં ટોળાંનો નાદ લાગ્યો હતો. ત્યાં જઇ એ એમનાં ભજનો સાંભળતો અને સાથે ગાવા લાગતો, તાળીઓ પાડતો અને નૃત્ય કરતો. સ્ત્રીવેશ ધારણ કરીને પણ ભજનની મઝેદાર લહે લૂંટવામાં એને શરમ નહોતી આવતી.

આમ ને આમ એ અગીઆર વર્ષનો થયો અને એવામાં કુટુંબની કુલીનતાને લઇને રા' માંડલિકના કામદારની પુત્રીની પુત્રી સાથે એનું વાગ્દાન થયું. વાગ્દાન ઝાઝો વખત ટક્યું નહીં. મહેતાનાં ઉપર્યુક્ત લક્ષણોથી તે તોડી દેવામાં આવ્યું. આ અરસામાં દયાકુંવર મરણ પામી—સંવત ૧૪૮૧–૮૨ માં આશરે.

પછી પર્વતદાસ કાકાએ આ નબાપા, નમાયા ભત્રીજાનું પોષણ કર્યું. એટલું જ નહીં પણ કુટુંબની કુલીનતાને ઝાંખપ લાગે નહીં માટે મજેવડીમાં રહેતા એક રઘુનાથ પુરુષોત્તમની પુત્રી માણેકબાઇ સાથે એણે એનો ફરી ચાંલ્લો કર્યો. મહેતા અને માણેકબાઇનું લગ્ન સંવત ૧૪૮૭ માં થયું. સં. ૧૪૮૮ માં પર્વતદાસ મરણ પામ્યા અને એમના કુટુંબના પરાધીન આશ્રિત તરીકે મહેતાને મૂકતા ગયા.

આવી ગગડના પથ્થર જેવી સ્થિતિમાં મહેતાના જ્ઞાનભંડોળ માટે કંઇ ચોક્કસ કહી શકાતું નથી. એમની સાહિત્યકૃતિઓમાંથી આ સંબંધમાં અનુમાનો કરી શકાય. આ સંબંધમાં સ્વર્ગ૰ ઇચ્છારામ દેશાઇ કહે છે કે " નરસિંહ મહેતાએ પોતાનાં પદો તો એક અનુક્રમે રચ્યાં હોવાં જોઇએ અને મહેતો શ્રીમદ્ ભાગવત એકલું જ નહીં પણ શ્રી કૃષ્ણ જન્મખંડ તથા પદ્મપુરાણ હરિવંશ આદિ પુરાણોથી જ્ઞાત હોવો જોઈએ, કારણ કે શ્રીમદ્ ભાગવતમાં જે ભાવનાઓ નથી તે ભાવનાઓ એનાં પદોમાં જોવામાં આવે છે અને તે શ્રીકૃષ્ણ જન્મ ખંડાદિને વિશેષ મળતી આવે છે; તેમ જ વળી નરસિંહને ઉત્તરાવસ્થામાં કોઇ સંતગુરુનો સમાગમ થયો હશે અને તેની પાસેથી તેણે ઉપનિષદો તથા વેદાંતનું શ્રવણ કર્યું હોવું જોઇએ."[૧]

---

૧. જુઓ નરસિંહ મહેતાનો કાવ્યસંગ્રહ—મૂળ ધોયાના બે બોલ, પૃ. ૧૨.

મહેતાનો ગૃહસ્થાશ્રમ આમ હોઈ, રખડતી અને ઓશીઆળી દશામાં આરંભાયો. સ્નેહસંબંધીઓએ આશાઓના કીલ્લા બાંધ્યા હતા કે લગ્ન પછી એ કંઈ સુધરી જશે. પણ સુધરવાનાં ચિહ્નો દૂર દૂર નાસતા ચાલ્યાં. પ્રભુનામની લહે લગાડનાર પેલા સાધુસંતો અને પરિક્રમાવાસીઓમાં મહેતાનાં જીવન અને મન દોડતાં. ઘરપ્રત્યે કે નવોઢા પ્રત્યે એને આકર્ષણ નહોતાં લાગતાં. ગાવું, ગવડાવવું, બજાવવું, નૃત્ય કરવું અને ભક્ત થઇ ઘૂમવું, એ એનાં ધ્યેયો થઇ પડયાં. આવાં વર્તનોથી સગાં અને સાસરીઆં નારાજ અને ચિંતાતુર થઇ રહ્યાં. શો ઉપાય કરવો ? એક તરફ માણેક મહેતી મોટાં થતાં જાય; બીજી તરફ મહેતાની બેપીકરાઇ વધતી જાય. મહેતાની સાંસારિક આબરુના આમ ચકલે અને ચોરે ચૂરા થતા જતા હતા.

પિત્રાઈ ભાઇ બંશીધરે નરસિંહરામ આમ દુન્યવી વ્યવહાર પરત્વે બગડતા જોઈ ખખડાવ્યા.. પણ તેમનું પણ કંઇ વળ્યું નહીં અને મહેતા એકના બે થયા નહીં. દંપતીનો અનુત્પાદક અને અસહ્ય બોજો ભાભીને ભારે પડયો. એની સહનશીલતા ખૂટી. એનો મીજાજ ગયો. નફ્ફટ દીયરને એણે સખત શબ્દોનાં તીક્ષ્ણ બાણોથી વીંધી નાખ્યો.

પોતાના 'મામેરુ' કાવ્યમાં મહેતા પોતાને વિષે આ સમયને ઉલ્લેખીને ગાય છે :

"ગામ તળાજામાં જનમ માહારો થયો, ભાભીએ મૂરખ કહી મહેણું દીધું;
વચન વાગ્યું; એક અપૂજ શિવલિંગનૂ વન માંહે જઈ પૂજન કીધું."

'હારમાળા'માં પણ નીચે મુજબ આદ્યકવિનો આત્મગત ઉલ્લેખ છે :

'એક દિવસ ઉધમને ગયો'તો તેહે લેહેને તૂં જાણી;
આખા દિવસનો રહીખપી આવ્યો, ભાભીએ ન પાયૂ પાણી—
ભાઈ ! મુને હરિગુણ ગાવાની ટેવ પડી, મારા નાથજીને ન મૂકુ એકે ઘડી.
મિહિ જાણ્યૂં, ધ્રુવની પેરે કરૂં રે એવી વાત ઉર આણી;
માતવચને ધ્રુવ તપને ચાલ્યા તેમ અમ્હારે ભાભી ગોરાણી. ભાઈ !૦

× × ×

એવાં વચન સુણી માહારા ભાભી તે બોલ્યાં વાણી;
ઊઠો દીઅરીઆ ! હું હસતી હતી, તત્ક્ષણ આપૂં આ પાણી."[૭]

---

૭ જુઓ 'હારમાળા, પદ ૨ જું, ૫૪.

ત્રીજે મોંએ નરસિંહ મહેતા ભાઈએ ઘણું સમઝાવ્યા છતાં રીસાઈ ચાલ્યા. એમના દીલની વાત એમણે એમના મિત્રમંડળના સાધુસંતોમાં કરી. એક ગેગીનંદે કે આત્માનંદે એમને આશ્વાસન આપ્યું અને ઉગ્ર ઉદાસીનના ખંખેરી ભોળાનાથને શરણે જવા સલાહ આપી. મહેતા જૂનાગઢથી દૂર ગોપનાથ મહાદેવનું ધ્યાન ધરીને આરાધન કરવા ઊપડી ગયા.

મહાદેવના રંજનાર્થ તપશ્ચર્યા કરવાના પ્રસંગે મહેતાનું વય સત્તર વર્ષનું હતું. સં. ૧૪૮૭ ના ચૈત્રના શુક્લ પક્ષની સાતમ ને સોમવારે એમણે અડગ અને ઉગ્ર તપ આદર્યું.૮ સાત દિવસના ઉપવાસ થયા. ચૌદશને દિવસે એ ભોળાદેવે એમને દર્શન દીધાં કહેવાય છે. કહેવાય છે કે મહેતાએ વરદાનમાં શિવવિષ્ણુના ઐક્યને જાતે શિવને પ્રાર્થના કરી કે મને રાસલીલાનાં દર્શન કરાવો. શિવજી એમને દિવ્ય દ્વારિકામાં લઈ ગયા. ભક્તને ભગવાને અનેકવર્ણી, અદ્ભુત રાસલીલાનાં દર્શન કરાવ્યાં. રાસમંડલના મધ્યમાં મશાલ પકડી પ્રકાશ પાડતો, હાથ બળતો હતો છતાં તે જોવામાં લીન થએલો ભાન ભૂલેલો ભક્તવર રાસલીલાના અલભ્ય અને દિવ્ય દર્શનથી સંતુષ્ટ અને કૃતકૃત્ય થયો, ને દીવટીઆનું મનગમતું બિરુદ પામ્યો. આ દર્શન એણે ૨૧ કે ૩૦ દિવસ ભર કર્યાં કહેવાય છે. ભક્તના પરમ પક્ષપાતને લઇને ને શ્રીકૃષ્ણ ને રાધિકાની નથનીની કથની ઉપજાવવી પડે છે. મહેતા એમના જીવનના આ અતિ સુખી અને ભવ્ય પ્રસંગને એક સરસ કાવ્યમાં આ પ્રમાણે આલેખે છે:

"રાતી ચૂડી કરે કામની, રાતાં ચરણ સુંદડીઆં,
રંગે રાતી કુંકુમ પીઅળ, તે તલે રાતી ટીલડીઆં;
રાતાં કણેરકલીના ટોડર, રાતી ચોળી હ્રદયે ધરી;
રાતાં તંબોલ ઓપે અતિ અબલા, રાતી સીંદુરે માંગ ભરી. રાતી૦"

× × ×

૮ જુઓ "ચૈત્ર સુદી સાતમિ સોમવારે ચિરિ મનમાં કર્યો વિચાર" હારમાળા, પદ ૪ થું

મહેતાને જીવનનો આ પ્રસંગ આપણા કૃષ્ણભક્તોની અને એમની અનન્ય ભક્તિની દૃષ્ટિએ પરમ દિવ્ય ગણાય છે. એ જે હો તે હો, એની કાવ્યાત્મક રમણીયતા ક્ષણે ક્ષણે જે અદ્ભુત નવીનતાના ઝરણો વહેવડાવે છે તેનું સૂક્ષ્મ દર્શન કરી લઇ આપણે તો સંતોષ માનીશું. એક રીતે આપણને આ જીવનપ્રસંગે એટલું તો પ્રતીતિપૂર્વક સમજાવે છે, કે મહેતાને ભાભીનાં વાગ્બાણોએ એમના એકનિષ્ઠ જીવનધ્યેયનાં આ તપશ્ચર્યાદ્વારા પ્રત્યક્ષ દર્શન કરાવ્યાં. મહેતા એ ધ્યેયના શિખરશૃંગ ઉપર ચઢવા પ્રેરાયા અને કાવ્યની દેવીએ એમને પોતાના એક અનન્ય ઉપાસક અને ભક્ત બનાવ્યા. નિશ્ચયાત્મક જીવનકાર્યોથી શું ન કરી શકે?

મહાદેવ અને મહેતા રાસેશ્વર અને રાસેશ્વરીની વિદાય લે છે. મહેતાને સુખરૂપ ગૃહસંસાર ચલાવવાનું અને ત્યાં જરુર પડે તો તેમનું સાહાય્ય માંગવાનું ઇષ્ટદેવ તરફથી અભયવચન આપવામાં આવે છે. આશીષ આપવામાં આવે છે કે જેવી લીલા તું જોઈ જાય છે તેવી જ જગત આગળ ગાજે.

આ પછી ગોપનાથથી મહેતા જૂનાગઢ પાછા વળે છે. નવા દર્શનનો ઉત્સાહ એમનામાં માઇ શકતો નથી. તાલ દેતો અને ગીત ગાતો જન્મ ભૂમિને નવજીવન સહ ભેટે છે. દીવડીઆ ઉપનામનો આ વખતથી એ ઉપયોગ કરે છે એ એની 'રામસહસ્ર પદી' કહી આપે છે. કવિતા કાવ્યજીવનની પ્રવૃત્તિનો આ આરંભ. જેના ઉપાલંભથી આ ધન્યતા એ પામે છે તે ભાભીને પાયે પડી એ ઉદાર આત્મા ઉપકાર માને છે કેઃ—

(૧) "તે વજબાણ જેવું મેણું માર્યું મારું દુઃખ સહેજે હર્યું;"
(૨) "ધન્ય ભાભી! તમે ધન્ય માતા પિતા! કષ્ટ બહુ સુનેરે દયા કીધી"૯

આ શબ્દોમાં શરુ થતું પદ આ અરસાને ઉદ્દેશીને બનાવ્યું લાગે છે.

પ્રભુના નામ અને લીલાને સાહિત્યમાં ગૂંથવાની મહેતાએ આ વખતથી શરુઆત કરી. ભકતજીવન અને ગૃહસ્થજીવન આમ

૯. જુઓ સામળદાસનો વિવાહ પદ ૫ મું પૃ. ૭૭.

પ્રતિકૂલતાઓમાં શરુ થયું. મહેતાજી હજી ભાઈભાભી ભેગા જ રહેતા હતા. કમાણી તો ક્યાંથી થાય કે પતિપત્ની એમને ભારે ન પડે? પતિપત્ની વચ્ચે કંકાસના બીજ રોપાયાં. માણેક રીસાઇ પીયર ગઈ એમ કહેવાય છે. સુદામાનો ગૃહસ્થાશ્રમ મહેતાજીએ પોતાની આ સ્થિતિને લઈને સંભાર્યો ને ગાયો છે. 'સુદામાચરિત્ર'માં દંપતીના સંવાદ શિષ્ટ છતાં ઉગ્ર તો છે જ:

"વીનંતી મનમાંહિધરો, આલસ પરિહરો, સાહાય થાશે નરસૈંયાનો સ્વામી.'

એના ઉત્તરમાં કવિ.

"મૌન બેસી રહો, સુખઃદુખ સૌ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયૂં
દુરીજન લોક તે છો ને લવતાં રહે નરસૈના સ્વામિનું બિરદ મોહોટૂં.'

આ શબ્દોથી પત્નીને હંડીગાર કરી દેતો નથી લાગતો પત્ની શું કહે?

"સ્વામી! સાચૂં કહ્યું. બોલવુ નવ રહ્યું, કંથનાં વચન તે વેદવાણી
ભવ તારૂ નાવ તે ભકિત ભૂધર તણી, તેહ હૂં પ્રીછ્યૂં સ્નેહ આણી.'

માણેક મહેતી આમ સુંદર, પ્રેમાળ ગૃહદેવીસમી પતિના આદર્શપ્રવાહમાં તણાતી લાગતી નથી? એ સ્નેહાળ સહધર્મચારિણી માટે મહેતાએ જ્યાંજ્યાં પ્રસંગો આવ્યા છે ત્યાં ત્યાં મુક્તકંઠે પ્રેમભ ઉદ્ગારો કાઢ્યા છે. એક જ ઉલ્લેખ કરીશું:—

ઘેર દારા એક સુંદર સાધવી, હરિજશે તો એને અધિક વાહાલો;
નહી કંઈ નેમ વિચાર મનમાં ધરે, ન લેહે પરપચ સીનો ચાલો.
હરિજન આવે ને ન મળે ખાવા ત્યાં હરિની ઈચ્છાનો સંતોષ લાવી. ૧

મહેતાનો ગૃહસ્થાશ્રમ આમ અસંતોષમાં છતાં સંતોષમ ચાલ્યો. સંવત ૧૪૯૩ માં

નિત્ય કીર્તન કરી તાલ કરમાં ધરી દેશમાં દાઝની વાત લાગી:
ગામે ગામે થકી હરીજન આવતા, દર્શન કરવાને સહેર લાગી.

(ચાલુ

૧૦. જુઓ શામળદાસનો વિવાહ, પદ પ૯૭ મું પૃ. ૭૭.

# ઉઘડતી બહારમાં

ગઝલ

બહેર ખુશ્બો ભરી બાદે સબાની આવી,
  ખબર સહીતેણી તે સાથ સબાની આવી:

ઉઠો ઉઠો, ઓ આશકો ! વધાવી લો હવે,
  તમારે આંગણે બહાર દીવાની આવી.

લીલા લિબાસ મહીં લાલ ગાલની માશૂક,
  ન ફક્ત માહરી—પરંતુ બધાની આવી.

કહીં સુધી પ હવે આપણે જુદા રહેવું;
  છે જ્યારે પાસ પળો એક થવાની આવી?

શિકાર પ્રેમ તણો ઓ હૃદય, પછી કરશે;
  ઝપીરી આવશે જ; જેમ જુવાની આવી.

નગરથી આપના પતીલ, ફકસેસર જેવા,
  અમારી પાસ નહીં કોઇ નિશાની આવી !

—પતીલ

# સ્વ. શરતચંદ્ર ચટ્ટોપાધ્યાય.

શ્રી શરદબાબુના મૃત્યુથી હિંદે એક અપ્રતીમ સાહિત્યકાર ગુમાવ્યો છે. એવા લેખકો જૂજ હોય છે જેમની કૃતિઓ શિક્ષિત વર્ગ તેમજ જનસામાન્ય બંનેમાં હોંસેહોંસે વંચાતી હોય. પ્રાંત, ભાષા, રીતરસમના ફેરફારની પરવા કર્યા વગર શરદબાબુની વાર્તાઓ દેશભરમાં વંચાયે જાય છે. શરદબાબુને વાર્તાના સૌ કોઇ રસિયા ઓળખે છે.

શરદબાબુએ પોતાની વાર્તાઓમાં આભના તારા તોડી બતાવ્યા નથી, નથી તલવારો ખખડાવી કે નથી ખોલ્યાં ગેબી ભોંયરાં. એમણે તો પોતાની આસપાસના નાનકડા ગોસાંઇ–સમાજ–નો પોતાને જે કંઈ અભ્યાસ થયો તેના પરિપાક રૂપે પાંચપંદર વાર્તાઓ આપણને આપી. એમની પ્રતિભાચક્ષુને એક નાનકડા સમાજમાંથી જ માનવ-સ્વભાવનાં સૌ ચિરંજીવ તત્ત્વોનું દર્શન થયું. (જેમ 'વેસેક્સ'વાસી ટોમસ હાર્ડીને પણ થયું હતું) એટલે તો વિવિધતાનો ડોળ કર્યા વગર પણ માનવસ્વભાવની નિરવધિ વિવિધતાનો પરિચય આપણને એ કરાવી શકે છે ભાષા અને શૈલી પણ એમણે જનસામાન્યની સ્વીકારી હતી. કળાની જરૂરિયાતોની બાબતમાં પણ શરદબાબુ સાવ નિરાડંબર. આદ્ય ઋષિઓની વાચાની પાછળપાછળ અર્થ તો દોડ્યો આવતો એમ મહાકવિ ભવભૂતિ કહે છે. શ્રી શરદબાબુને વિશે કહી શકાય કે એમના લખાણની પાછળપાછળ કળા તો એની મેળે દોડી આવતી.

શ્રી શરદબાબુએ પરિશ્રમ ઉઠાવ્યો છે તે પોતાની કૃતિઓના બહિરંગ પરત્વે નહિ પણ અંતરંગ પરત્વે. એમની વાર્તાઓમાં વાંચકના હૃદયને હલાવવાની શક્તિ છે. એમાં જ એના કર્તાની પરમ-સિદ્ધિ સમાયેલી છે. જગતને અથાગ સહાનુભૂતિથી ભરપૂર માનવ્યથી જોતાં શરદબાબુ શીખ્યા હતા એજ એમની પરમસિદ્ધિ, એ શીખતાં જે પારાવાર અનુભવોની ભઠ્ઠીમાં એમને પસાર થવું પડ્યું હશે તે એમની સાધના. ગમે તેવી કપરી એમની સાધના હો, સિદ્ધિ ક્યાં ઓછી હતી? મેલાઘેલા ઊંચાનીચા પાપી અપાપી–પ્રત્યેક માણસની તે તે વિશિષ્ટતા એમને આકર્ષતી એ કરતાં એની માણસાઇ એમને વિશેષ આકર્ષતી અને વાંચકની પણ માણસાઇને જ એ પોતાની કૃતિદ્વારા આકર્ષે છે. માણસાઇને પોતાની કૃતિદ્વારા સ્પર્શવી, ઉદ્બોધવી, પ્રેરવી, એવો વિશ્વવિકાસક્રમમાં એક સાહિત્યકારનો જે ધર્મ તે એમણે અપૂર્વ રીતે બજાવ્યો છે.

શરતચંદ્ર જતાં હિંદે એક હૃદયસમ્રાટ્ ગુમાવ્યો છે.

વિલેપાર્લે. ઉમાશંકર જોષી.

# કવિજન ! ગાઓ—

[ મારાં નયણાંની આળસરે,
ન નિરખ્યા હરિને જરી:—એ ઢાળ]

કવિજન ! ગાઓને ગાઓરે લોચન કેરાં નીરને;
જેણે પથ ઊભા ગાળ્યારે, ગિરિવર કે ગંભીરને.

કવિજન ! ગાઓને ગાઓરે, નયનો કેરી દ્રષ્ટિને;
જેણે જગપે રેલાવી રે, કરુણા કેરી વૃષ્ટિને.

કવિજન ! ગાઓને ગાઓરે ચપજળતી કો જ્યોતિરે;
જે અણુ અણુ વ્યાપી ઝળકેરે, વિશ્વતિમિરને ઘોતીરે.

કવિજન ! ગાઓને ગાઓરે નેત્રતણા એ કિરણને;
જે વાર વાર અભિવંદેરે પિડિત પુનિતના ચરણને.

કવિજન ! ગાઓને ગાઓરે આંખડલીના હીરને;
જેથી માનવ વાંચેરે ત્રણ કાળ કેરી ગીરને,

કવિજન ! ગાઓને ગાઓરે આંખે લસતી મૂર્તિને;
રહે જે આમાંક રચીરે, ક્ષણમાં રહેવાની સ્ફૂર્તિને.

મોહિનીચન્દ્ર

# કરાંચીનું સાહિત્યસંમેલન

મા....સ.

શ્રી. મુનશીને પ્રમુખપદે મળેલું કરાંચીનું સાહિત્યસંમેલન પુરૂં થયું છે. અમદાવાદના સંમેલન પેઠે અહિં પણ વિભાગોની યોજના રાખવામાં આવી હતી, છેલ્લે છેલ્લે એક બે વિભાગો મૂકી દેવા પડયા. શ્રી રામનારાયણ પાઠક સાહિત્યવિભાગના અધ્યક્ષ બીજી વાર ચૂંટાયા સંમેલન જોડે કલાપ્રદર્શન અને નાટયપ્રયોગ પણ હમેશાં હોય છે તેમ કરાંચીમાં પણ હતાં. તદુપરાંત થોડાક ઠરાવો થાય, નિબન્ધો વંચાય, વિભાગી પ્રમુખોનાં ભાષણો થાય, મિજ્લસ મુશાયરો અનુકૂળતા હોય તો થાય એ પણ ખરૂં.

આ બધું સમાપ્ત થયું છે. પ્રથમ તો સ્વાગત પ્રમુખના ભાષણમાં રહેલો બૃહદ્ ગુજરાતની ભાવનાનો વિચાર આપણું લક્ષ ખેંચે છે. પરિષદનું કાર્ય ચોક્કસ સમજાય તો એ કાર્ય માટેનું ક્ષેત્ર નિશ્ચિત થઈ શકે અને ત્યારેજ પરિષદનું ખરૂં ક્ષેત્ર ગુજરાત તળમાં જ કે બૃહદ્ ગુજરાતમાં એનો નિર્ણય થઈ શકે. બાકી અત્યારે તો કરાંચી જેવાં દૂરનાં સ્થળોમાં અધિવેશનો ભરવાથી પરિષદની શક્તિ એકત્રિત થાય છે કે વ્યસ્ત થતી જાય છે એ કહેવું મુશ્કેલ છે. વળી આવાં અધિવેશનોથી તે તે સ્થળના સ્થાનિક પ્રશ્નોની છણાવટમાં અને સ્થાનિક સાહિત્યપ્રવૃત્તિમાં પરિષદ વસ્તુતઃ મદદરૂપ થઈ શકે છે કે નહિં એ પણ વિચારવાનું છે. અસ્તુ.

શ્રી. મુન્શીના ભાષણના મુખ્ય મુદ્દાઓ બે. એક તો ગુજરાતની અસ્મિતા અને બીજો સાહિત્યોમાં વ્યક્તિસર્જન. ગુજરાતની અસ્મિતાનું શ્રી. મુન્શીનું દર્શન આજનું નથી, પણ એ જ્યારે જ્યારે રજુ થાય છે ત્યારે ત્યારે મને એમાં તાઝગી દેખાય છે નર્મદે જે ગરવી ગુજરાતનો જય ગાયો તે મ્હને તો આજે શ્રી. મુન્શીમાં જીવન્ત દેખાય છે. ભય એટલોજ છે કે એ અસ્મિતાનો રાષ્ટ્રવાદમાં ભોગ ન અપાઇ જાય ભોગ અપાય તો એ ભોગ આપતાં સંકોચ રાખવા જેવું નથી પણ બીજા પોતાની અસ્મિતા જાળવી રાખે અને દૃઢ બનાવે ત્યારે આપણે ગુજરાતીઓ જ ભોગ આપી દઇએ એ ભય મ્હને લાગે છે. ગુજરાતી ભાષા, ગુજરાતી સાહિત્ય અને તે બંને દ્વારા ગુજરાતને સમૃદ્ધ કરવા પ્રેરનારી રાષ્ટ્રવાદની વિરોધ ન હોઇ શકે એમ માનીને જ પ્રવૃત્તિ થાય એ ઇષ્ટ છે.

શ્રી. મુન્શી એ ચર્ચેલો બીજો પ્રશ્ન જોઇએ તેટલી સ્પષ્ટતાથી રજુ નથી થઈ શક્યો એમ પ્રથમ દર્શને લાગે છે, સાહિત્યકાર ખરો સ્રષ્ટા ક્યારે બને છે એ પ્રશ્નથી વિચારણામાં એમણે ચર્ચેલો મુદ્દો આવી જાય છે. સાહિત્યકારના પોતાનામાં અને તેની આસપાસના જીવનમાં જેમ જેમ વ્યક્તિત્વનો વિકાસ થતો જાય છે તેમ તેમ એનું સર્જન વધારે સજીવ થતું જાય છે એમ કહેવાનો આશય શ્રી. મુનશીને લાગે છે. અને આ જાતનો વિકાસ આપણે ત્યાં નર્મદથી શરૂ થયો એવુ એમનું માનવું છે. પ્રાચીન સાહિત્યમાં વ્યક્તિત્વનું જે દર્શન થાય છે તેનું અસ્તિત્વ આકસ્મિક છે. કર્તાએ હેતુપૂર્વક યોજેલું નથી. પ્રાચીન સાહિત્યમાં આપણે ત્યાં કવિતા જ છે. અને તેમાં પણ જે વિભાગ આત્મલક્ષી છે, અથવા ઉપદેશાત્મક છે તેમાં વ્યક્તિત્વનું દર્શન દુર્લભ જ નહિં અશક્ય પણ કહીએ તો ખોટું નથી. પરંતુ કથાત્મક સાહિત્ય આખ્યાનો, વાર્તાઓ રાસાઓ વગેરે છે તેનું શું ? પ્રેમાનન્દનાં આખ્યાનોમાં પ્રેમાનન્દે પાત્રોમાં પૂરેલું વ્યક્તિત્વ આકસ્મિક છે, એ પાત્રોની માનવતા—

દેવોની પણ, એ પાત્રોનું ગુજરાતીપણું એ બધું આકસ્મિક છે એમ કહેવું એ કેટલે અંશે વાસ્તવિક છે? બેશક, એટલું કબૂલ કરવું જોઇએ કે અત્યારે વ્યક્તિત્વ પ્રજામાં જે દશામાં છે અને તેને પ્રાચીન સાહિત્યકારોના સમયમાં જે દશામાં હતું એ બે સ્થિતિનો ભેદ પાત્ર સર્જનમાં સ્પષ્ટ જણાઇ આવે છે. પરંતુ તે જ રીતે અત્યારનાં પાત્ર સર્જન એકાદ બે સૈકા પછી કદાચ traditional અને ઝાંખા નહિં લાગે? એટલે શ્રી. મુનશીએ છેડેલો આ વિષય બહુ મહત્ત્વનો છે અને એની વધારે સ્પષ્ટ સ્વરૂપમાં તેઓ ફુરસદ મેળવીને પણ ચર્ચા કરે એમ હું ઇચ્છું છું.

પ્રદર્શન ઉદ્ઘાટનના પ્રસંગમાં શ્રીમતી લીલાવતી મુનશીના વ્યાખ્યાનમાં કલાનું વ્યવહાર દૃષ્ટિબિન્દુ રજુ કરવામાં આવ્યું છે. એ વ્યાખ્યાનમાં મીરાંબાઈ વગેરે વ્યાખ્યાનોમાં રજુ થયેલી લીલાબ્હેનની દૃષ્ટિ જણાતી નથી. આજે લીલાબ્હેન જાણે પ્રૌઢ થયાં છે અને તેનું એમને ભાન છે તેવું આ ભાષણ વાંચતાં લાગે છે. વિવાદગ્રસ્ત પ્રશ્નોને એમણે સ્પર્શ નથી કર્યો એ જ સારૂં કર્યું છે. પરંતુ પ્રદર્શનનું ઉદ્ઘાટન કરનાર વ્યક્તિ તે પ્રદર્શનમાં રજુ થયેલી કલા વિશે જ વિવેચના કરે એ મ્હને તો વધારે ઉચિત લાગે છે. નહિંતર કલાનું ક્ષેત્ર આપણે એટલું વિશાળ બનાવી દીધું છે કે અનવસ્થા-પ્રસંગ ઉપસ્થિત થાય.

વિભાગી પ્રમુખોનાં ભાષણો હમેશાં હોય છે તેમ પ્રસંગને અનુરૂપ પોતપોતાના વિષયને સ્પર્શતાં જણાય છે. તેમાં દરેક ભાષણ કરનારની શક્તિઓ અને હોય ત્યાં મર્યાદાઓનો પણ પરિચય થાય છે. શ્રી શામળદાસ ગાંધીનું ભાષણ વર્તમાનપત્રોને પાને વધારે ચઢ્યું છે તેના બે કારણો છે. એક તો એ પત્રકારત્વવિભાગના પ્રમુખનું ભાષણ એટલે એ વિષય જોડે પત્રકારોને, અને પત્રોનો સીધો સંબન્ધ તે. બીજું અમદાવાદમાં ભરાયેલા બારમા સાહિત્યસંમેલના પત્રકારત્વ વિભાગના પ્રમુખસ્થાનેથી શ્રી. મહાદેવ દેસાઈએ જે વિધાનો કરેલાં

તેના ઉત્તરો પત્રકારત્વના વિષયના અને પત્રકારના જીવનના પ્રત્યક્ષ અનુભવવાળા એક વર્તમાન પત્રકારે તેમાં આપેલા તે છે એ બધી ચર્ચાનો નિષ્કર્ષ આપણે માટે તો એટલો જ છે કે પત્રકારનું પણ એક જગત છે અને એ જગતમાં રહીને એ બની શકે તેટલી સાહિત્યસેવા કરવા તત્પર રહે છે. વળી પત્રકારના વ્યવસાયમાં કેટલાંક અનિષ્ટ તત્ત્વો હોય તો તે માટે પત્રકાર પોતે કેટલે અંશે જવાબદાર છે એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. આપણે રંગભૂમિમાં જણાતાં અનિષ્ટ તત્ત્વો માટે રંગભૂમિના સંચાલકોને જ દોષ આપ્યા કરીએ છીએ. પત્રકારો ઉપર દોષોનું આરોપણ કરતા જઇએ એ નિરર્થક છે. એટલે પત્રકારના વ્યવસાયની સાચી મીમાંસા શ્રી. મહાદેવ દેશાઇએ નહોતી કરી એ તો એમનું ભાષણ વાંચ્યા પછી અનેકને લાગેલું. પરંતુ ભાઈ શામળદાસ ગાંધીના ભાષણમાં પણ ઉત્તરો આપવાના પ્રયાસને લીધે કેટલીક વકીલાત આવી ગઈ છે. એ કહેવાની જરૂર છે. છતાં એ ભાષણમાં પત્રકારના વ્યવસાય અને જીવનનું વાસ્તવિક દર્શન છે, એની મર્યાદાઓનો પણ ભાન સાથે ઉલ્લેખ છે એ માટે શ્રી. શામળદાસ ગાંધીને અભિનંદન ઘટે છે. પણ આપણા પત્રકારો લાગણી અને બુદ્ધિ બંનેને ઉચિત અને આવશ્યક સંયોગ સાધે તો ગુજરાતી પત્રકારત્વનો ઉદય વેગવાન બને એટલું કહેવું જરૂરનું છે.

પરિષદસંમેલને બજાવેલાં અન્ય કાર્યોમાં એક મુનશીને એમની અર્ધશતાબ્દી માટેનાં અભિનન્દનનું છે. આ અભિનન્દન સાથે એ અર્ધશતાબ્દીના સ્મરણને કાયમ કરવા પરિષદે પગલાં લેવાં એવું પણ ઠરાવમાં છે. શ્રી મુનશીની સાહિત્યસેવા આવા સ્મરણને પાત્ર છે, બેશક, અને કરાંચી પોતે ચૂટેલા પ્રમુખને સન્માનવા ઇચ્છા રાખે એ પણ ઉચિત જ છે. પરંતુ પરિષદે આજ સુધી થયેલા અન્ય પાત્ર પ્રમુખો માટે કાંઈ ન કર્યું હોય અને શ્રી. મુનશી માટે જ કાંઇક કરે એ વિવેકયુક્ત ન દેખાય એટલા ખાતર જ

કેટલાક ભાઈઓએ પરિષદ માથે નાખવામાં આવતા આ કાર્યનો વિરોધ કરેલો. આ પ્રમાણે આ વિરોધ સાર્થક હતો. છતાં કોઈ ગૃહસ્થે એ કાર્ય માટે પૈસા આપવાનું પણ જાહેર કર્યું અને મૂળ ઠરાવ કાયમ રહ્યો. આનું સ્પષ્ટ કારણ તો એટલું જ કે આજ સુધીમાં શ્રી મુનશીએ પરિષદ માટે જેટલું કર્યું છે તેટલું અન્ય કોઈ પ્રમુખે ભાગ્યે જ કર્યું હશે. એટલે શ્રી. મુનશીની અર્ધશતાબ્દીના સ્મરણ માટે પરિષદ કાંઈ કરે તેમાં તેમણે કરેલી સેવાની કદરનો ભાવ છે એમ પણ કહેવાય.

બીજી બાબત બંધારણ વિશેની છે. ગયા સંમેલને બંધારણ સમિતિ નીમેલી એ સમિતિ ગાંધીજીની મદદ ન લઈ શકી છતાં એ સમિતિમાં બંધારણ પરત્વે જે વિચારણા રજુ થઈ હતી તેનો ઉલ્લેખ શ્રી. મુનશીના ભાષણમાં પણ અર્ક રૂપે છે. પરિષદનું નવું બંધારણ સમવાયતંત્ર સ્વરૂપનું હોવું જોઈએ. તેને સંલગ્ન સંસ્થાઓ ગુજરાતમાં અને ગુજરાતીઓની વસાહતવાળા બહારનાં સ્થળોમાં હોવી જોઈએ. આ બધી સંસ્થાઓ જેનાં અંગ બને એવો વિશાળ અને વ્યાપક દેહ પરિષદનો હોવો જોઈએ. નવા બંધારણનું આ તત્ત્વ. તે માટે જે ઠરાવ પસાર થયો છે તેને મધ્યસ્થ સભા યોગ્ય સ્વરૂપ આપી કાર્યસુલભ બનાવશે એમ અત્યારે તો આશા રાખવાની છે. લવાજમ વિશે પણ નવા બંધારણમાં વિચાર કરવો પડશે પ્રચારકામ પણ શરૂઆતમાં કરવું પડશે. તે માટે મંત્રીઓની સંખ્યા પણ વધારવાની યોજના ઠરાવમાં છે. એકાદ બે પગારદાર કાર્યકરો પણ પરિષદ શા માટે ન નીમે ? પ્રમુખની ચૂંટણીની પ્રથામાં પણ ફેરફાર થશે. મધ્યસ્થસભા વધારે પ્રમાણમાં પ્રતિનિધિત્વવાળી બનશે. આવતું સંમેલન મળે તે પહેલાં આ બધું થઈ જાય એટલી આશા જ સેવવાની અત્યારે તો છે.

---

# સ્વતંત્ર મનુષ્યને—

મનુષ્ય ! તું, સ્વતંત્રતા વિચારની, ઉરે, ધરેઃ
વિચારને તું ઉચ્ચરે ન, હ્રોય, કાથી, તું ડરે !

છતાં તું આચરે જઃ તે ન મેળ ખાય, કોઇથીઃ
વિચાર—વૃત્તિ—વાણી—વર્તને તું એક કાં નથી ?

મહાલયે મ્હલાય દેહ રાજવીર શો સદાઃ
કલાકૃતિ તું ત્હારી ભોગવે, મદે. જગે, છતાં !

તને, ન ભાન, અન્ય સૃષ્ટિની કલા અનંતનુંઃ
તું, તો, તું મ્હાય મોહીને, રહે, સદા, મતાંધ શું !

ન દીન્ કે અધીન તું, યથેચ્છ સ્વસ્થ, સંચરે.
છતાં, ન અન્યને તું કાં સમાન તુ જ લેખવે ?

સ્વતંત્ર સિદ્ધ અન્ય સર્વને, તું ચ્હાય, જો, જગે—
સમાનતાની સિદ્ધિ ભોગવે સહુ, સદા, સુખે !

તા. ૩૧-૧૨-૧૯૩૭, વિરમગામ] —લલિત.

# માધુરી

"માધુરી"નો આ પ્રથમ અંક બહાર પાડતાં અમને થોડોક સંકોચ થાય છે તે હકીકત વાંચકોથી છુપાવી રાખવી અમે ઇષ્ટ નથી લેખી. જ્યાં આગળ અનેક સમર્થ વ્યક્તિઓને મુંઝાવાના ડગલે ને પગલે પ્રસંગ આવ્યા છે એવા સામયિકસંચાલનના ક્ષેત્રમાં પ્રવેશ કરતાં ગમે તેને સંકોચ થાય તો પછી અમે એવા સંકોચની લાગણી વિના આ કાર્ય હાથમાં લઇ શક્યા છીએ એમ કેવી રીતે કહી શકાય!

તો પછી 'જ્યાં સતત આર્થિક મૂંઝવણ રહેલી છે, અને સેંકડે ૯૦ ટકાને નસીબે પ્રથમથી જ નિષ્ફળતા લખાઇ ચૂકેલી છે એવા ક્ષેત્રમાં જાણીજોઇને શીદ ઝંપલાવો છો ભલા? શું તમને જીંદગીથી એટલો બધો કંટાળો આવ્યો છે, એટલા બધા હારી ગયા છો કે આમ કેસરીયાં કરવા નીકળ્યા છો?'—આવા પ્રશ્નો જેમણે જીવનની અનેક કડવી લીલીસૂકી જોઇ પોતાના જીવન માટે સહિસલામત માર્ગ નક્કી કરી દીધા છે એવા અનેક વડીલો તરફથી અમારે સાંભળવાના રહેશે. એ બધા પ્રશ્નોના સંતોષકારક જવાબ તો કોઈ જ નહિ આપી શકે; એમ છતાં અમે એક વાત અત્રે નોંધવા ઇચ્છીએ છીએ કે ગૂજરાતમાં સાહિત્યનાં સામયિકોને નસીબે ઘણી મોટી મુશ્કેલીઓ લખાએલી છે એટલી એક હકીકત જ સાહિત્યમાં રસ લેતી નાની મોટી સર્વ વ્યક્તિઓને એ દિશામાં દોરવા પૂરતી છે. માનવસ્વભાવમાં આ વિચિત્ર કહો કે અદ્દભુત કહો—એને ગમે તે નામે ઓળખો—એ તત્ત્વ ન હોત તો ભૂખે રહી ગૂજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનાર

નર્મદો ગૂજરાતમાં પાકયા ન હોત, અને કાતરીઆમાં રહેનાર ગોલ્ડસ્મીથો વડે ઈંગ્લાંડની આજની સમૃદ્ધિ સાહિત્યવાડીની ફળદ્રુપતા ખીલી ન હોત. તેમજ સાહિત્યને સમૃદ્ધ કરવા થતા બધા જ પ્રયત્નો નર્મદ કે ગોલ્ડસ્મીથની ઊંચી કક્ષાના નહિ હોય—છતાં તે દરેકનું કંઈને કંઈ તો મૂલ્ય છે જ કારણ કે દરેક પાછળ નાના મોટા થોડાક ભોગો રહેલા—થોડીક વેદના રહેલી છે—પછી ભલેને વેદના મીઠી હોય માધુરી પણ એવો જ એક નમ્ર પ્રયત્ન છે. એની મર્યાદાઓનું અમને પૂરેપૂરું ભાન છે—અને તેથી અમે અમારા ધ્યેય સંબંધી ઈંદ્રધનુના ભભક-ભર્યા ગોલ્ડ રંગોવાળાં વર્ણનો નથી આપી શકતા; અમે તો અત્રે માત્ર એક જ હકીકત નોંધવા ઇચ્છીએ છીએ કે ગૂજરાતી સાહિત્યની એક અથવા બીજી રીતે સેવા કરી રહેલ ગૂજરાતના અનેક નાના મોટા સાહિત્ય સેવકોની એક જીવન્ત બંધુતા સિદ્ધ કરવામાં જે પોતાથી કંઇ થઈ શકતું હોય તો તે બધું 'માધુરી' કરશે. અમને આશા છે કે અમારા આ હેતુને સફળ બનાવવામાં અમને ગૂજરાત અને બૃહદ્ ગુજરાતનાં સાહિત્યરસિક ભાઈ બહેનોનો સક્રિય સાથ મળશે.

તંત્રી.

# સમાલોચના

**દીપશિખાઃ**—સીત્તેર કાવ્યોના આ ગ્રન્થમાં કવિ અમીદાસે અનેક કલ્પનાઓ અને ભાવોને પૂર્યા છે. સામાન્ય રીતે એમની શૈલિ આજના નવા કવિઓનાં કાવ્યો જેવી જ છે, પણ તેમાં એમની પ્રાસ મેળવવાની ચીવટતા ખરેખર પ્રશંસનીય છે.

વાદળીને, સ્મિત સુધા, વિસ્મૃતિ, સરિતાને, મૃગજળ, દર્શન, સ્વપ્ન ઝાંખી, મુક્ત પંખી, સ્વપ્નોને શોધવાં ક્યાં? રસોત્સવ વસંતનો અને વિયુક્ત પંખી ઘણાં સુંદર કાવ્યો છે.

કેટલાંક કાવ્યોમાં કવિએ સુંદર પદ લાલિત્ય જમાવી વિચારોને રેલ્યા છે. જેમા 'સરિતાને!' ખૂબ સુન્દર છે.

દગ તારિકા તવ ચમકતી ઉર મધુરતા શી છલકતી!
મુખ મન્દ મંજુલ મલકતી; તવ ઝાંઝરી શી ઝણુકતી!
કુસુમિત વનોની કુંજને ભરતી મધુરરવ ગુંજનેઃ
ધરી પુષ્પ પલ્લવ પુંજને વહતી સદા નિત રંજને.
(સરિતાને)

અને આવી અનેક પંક્તિઓ એમાં છે પણ કેટલેક ઠેકાણે એ સુંદર પંક્તિઓની લલિતપ્રિયતા ખરડ શબ્દોથી મારી પણ નાંખી છે.

ગાન વિહંગમનાં હૃદયંગમ,
શિશુના અમથા હાસે રે! (કલાનિધિને પૃ. ૮)

'અમથા' એ શબ્દ આખી લીટીની ખૂબી મારે છે. અને તેથી જ કવિએ તો એક પંક્તિ ગોઠવવામાં ખૂબ સાવચેત રહેવાનું જ; નહિ તો એક જ શબ્દ કાવ્યની ખૂબી મારવા બસ થાય છે.

કેટલીક જગાએ 'શું એની મણિ મેખલા શરમમાં આકાશ પન્થે સરી' (પૃ. ૭૬), 'રેલન્તા ત્યાં' (પૃ. ૧૬), 'જનક જનનીની જીવનમાં' (પૃ. ૧૭), આવા પ્રયોગો ખુંચે એવા છે. કવિએ કળાની ઝીણવટ ઉપર હંમેશાં પોતાનું ધ્યાન રાખવું જોઇએ. 'શરમમાં' એમાં 'મ' અને 'માં' કેવા સંભળાય? 'રેલન્તા ત્યાં' એમાં 'ન્તા' અને 'ત્યાં' શું સારા સંભળાય છે?

નિઃશંસય! એટલાજ સુન્દર પ્રયોગો પણ આપણને એમાં મળ્યા છે. અને ઉપરની ઉણપો એ તો સ્હેજ ચીવટતા રાખે તો જરૂર નિકળી જાય. સુન્દર પ્રયોગોમાં,

કમલ દલથી સુંદર સરે,
અમલ જલ મોતી જલ પરે, (સ્મૃતિ, પૃ. ૧૫).

---

મુખરિત કરજે મંડપો માધવીના (સ્વપ્નોને શોધવાં ક્યાં)

---

શાંત નિશા, જ્યોત્સ્ના નિર્ઝરતી,
ભાવ સુધા વસુધા ઉર ભરતી,
મલયજના મહિમાને હરતી
નભમાં સંચરતી. (એક સંવેદન. પૃ. ૭૩)

કાવ્યોમાં પણ કવિએ પોતાના વિચારો સુન્દર રીતે વ્યક્ત કર્યા છે, જેમાં ખૂબ સફળતા એમને 'વિયુક્ત પંખી'માં મળી છે. સુન્દર સરળ છંદની સાથે સચોટતા જાળવી કવિએ સુન્દર વિચાર વ્યક્ત કર્યો છે.

આવી અનેક સુન્દર કવિતાઓ અંદરથી મળશે. પણ આપણે ભાઈ અમીદાસ પાસેથી તો હજુયે આશા રાખીશું; કારણ કે એક દાયકામાં કવિપણાની આખર આવતી નથી. જીવનની છેલ્લી રાત સુધી કવિને મન કવિતા સનાતન વસંત છે. અને એ આશાએ બીજો સંગ્રહ જરૂર જોશું.

**પ્રદક્ષિણાઃ**—ભાઇ વિનોદભટ્ટનો આ બીજો નવલિકા સંગ્રહ ખરેખર આવકારદાયક છે અને આજના નવલિકાકારોમાં ચોક્કસ સ્થાન એમની કૃતિઓ પ્રાપ્ત કરે છે. લેખકની પ્રતિબિંબ થયેલી શક્તિઓ પ્રમાણે તો હજુયે એઓ નવલિકાના ઘણાય ગ્રંથો ગુજરાતમાં મૂકશે.

એમનું પાત્રાલેખન એકંદરે સારૂં છે એટલુંજ. નહિ પણ ખાસ કરીને લેખકને જીવતાં જાગતાં દશ્યાનું સુન્દર દર્શન થયેલું છે.

જેમ કવિને સારી કવિતા માટે મૂળ પ્રતિભાની જરૂર હોય છે તેમ નવલિકા લેખકને પણ અભ્યાસ અને અવલોકનની શકિત કેળવાયેલી હોવી જોઇએ, તો જ તે લેખક સફળ નીવડે. ભાઈ વિનોદ ભટ્ટમાં એ શક્તિ છે. અને જરૂર એમની વાર્તાઓની સફળતા મોટે ભાગે એ શક્તિ પરેજ અવલંબી છે.

વાર્તાઓને શરૂ કરવાની કળા પણ ભાઇ ભટ્ટમાં ખરેખર સારી છે. બાકી એમના માનવ સ્વભાવના અભ્યાસને માટે તો માન ઉપજે એટલું સુંદર એમનું જ્ઞાન છે.

'માનવીનો સ્વભાવ જીવનમાં એકજ વાર ફરે છે અને તે મૃત્યુ પહેલાં થોડા દિવસે સ્વભાવનું સ્વરૂપ વિરૂદ્ધ વર્તનમાં ફેરવાઇ જાય છે.' (પૃ. ૪૭).

લગભગ બધીજ વાર્તાઓ વાંચી જવાય એટલી રસિક છે. ચુલાની રાખ, આશાને ઓછાયે, અભરાઇના આદર્શો, એ ઘણી સારી વાર્તાઓ જરૂર લેખકની ભવિષ્યની વાર્તાઓની સારી આગાહી આપે છે.

# માધુરી

વર્ષ ૧]    ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક    [ગ્રંથ ૨.

તંત્રી :

મગનલાલ લાલભાઇ દેસાઇ

—માધુરી કાર્યાલય—

બજાજ રોડ : વીલેપાર્લે.

લવાજમ દેશમાં
રૂપિયા ત્રણ

# માધુરી

લવાજમ દેશબહાર
શીલીંગ છ.

એપ્રીલ ૧૯૩૮ : અનુક્રમણિકા : ... વર્ષ ૧ : અં. ૨



છૂટક નકલની કીંમત રૂપિયો એક



શ્રી. નટરાજ વશી

# કર્મના દંડ

(૫૬)×

ચૂક્યો રે ચૂક્યો રે મારા ચતુર મનસૂબાજી,
ચૂક્યો રે તું જીવનની વાટે હો જી!
એ રે આંખડિએ આવે આંસુડાંની ધારા ને
ફાટે ફાટે રુદિયા આ ફાટે હો જી.—ચૂક્યો૦

ભૂલ્યો રે તું કેમ બધી મોંઘેરી મ્હોલાત તારી,
દિવસડાની દોહ્યલી કમાઇ હો જી?
સંધ્યાના રંગોમાં ક્યાંથી ધૂળની ધૂળાંટી આવી
દીધી તારી આંખો પળમાં છાઇ હો જી?—ચૂક્યો૦

સુખનાં ને શાંતિનાં સૌ સોણલાં ચૂંથાઇ ગયાં,
કીકીમાં ભરાઇ ઘેરી છાયા હો જી;
અમૃતમાં ઉગેલાને ઝેરના કટોરા પીવા—
જન્મ્યા જોવા એ ધરતીના જાયા હો જી!—ચૂક્યો૦

કોણ રે ધૂતારે તારા પિંગા ગઢમાં ખાતર પાડ્યાં,
કોણે રે ઉથલાવી તારી ગાદી હો જી?
ટીપે ટીપે લોહી તારાં તોળી તોળી લેશે ભૂંડો,
દેશે ના નિરાંત પળ એકાદી હો જી.—ચૂક્યો૦

ખાંડણીમાં દંડ તારે માથે પડતા આ શા ગણવા?
કર્મના એ દંડ કેમ રે છૂટશે હો જી?
દુનિયાને અંધીખાને રડી લે રડી લે, બાપુ,
હરિમહેરે પાતક એ યે તૂટશે હો જી!—ચૂક્યો૦

---

× "ભૂલ્યો રે ભૂલ્યો રે રાજન સન રે ગોપીચંદન",—એ જૂના ભજનની રાહ.

તૂટે કે ના તૂટે તોયે તારે તો જોવાનાં રહ્યાં,
    તારે તો રોવાનાં રહ્યાં બાકી હો જી:
પોટલી એ તારી હવે તું જ લે ઉપાડી, બાપુ,
    મૂગો રે ઊભી લે ઝેર ફાકી હો જી!—ચૂક્યો૦

અરદેશર ફરામજી ખબરદાર.

# કશી વિજયની તમા!

કશી વિજયની તમા!
                                ભવરણે સદા મૂ મથા
તણું બલ ગળે અને સહન ઘા કરું સામટા;
લડું ઝગડું તે છતાં હૃદય ડહોળું ના બને.
મને પ્રિય ઘણું પરંતુ બનતું જ મુશ્કેલ એ,
જ્યાં સુંદર એ બને સતત મ્હારી એ વાંછના.
કશી વિજયની તમા!
                                ભવરણે સદા ઘૂમતાં
કદાચ મુજ ચિત્તમાં નવ પરાજ બીજત્વની
અજાણ્યું પગગાન જે કશી કલંકરેખાય તો
બધું જ મુજને મળ્યું ગણી શકું બને એવું જે,
મને પ્રિય ઘણું પરંતુ બનતું જ મુશ્કેલ એ,
જ્યાં સુંદર એ બને સતત મ્હારી એ વાંછના.

સુંદરજી ગો. બેટાઈ.

# ઉજ્જડ બગીચામાં

[પૃથ્વી].

તને હજુય બાગ હું કહીશ, આજ જો કે અહીં
સપાટ સઘળું, ગયું નથી નિશાન એકે ય તે
લતા-કુસુમ-કુંજનું—નિત વસન્તના હાસ્યનું.
ચમેલી અહીં ઝૂલતી, હસત ત્યાં હતો મોગરો,
તહીં મુક્ત પારિજાત, અહીં રાતરાણી વળી,
અને મઘમઘંત કૂપતણી પાસ શો કેવડો!
વડો સરવમાં ઉદાર દિલ કેરી ખુશ્બૂ વતી.

સ્મરું સ્મરું હું કેટલું ? ઉજડ કાળ આ ભૂતની
સમૃદ્ધિ નવ પલ્લવોની ભરચક ભરી દે દિલે :—
યદા લઘુ કિશોર હું ઉર ભરી કંઇ કૌતુકો
ફરંત તવ વીથિમાં સુહૃદ સંગ રંગે રસ્યા.

અને મસળતા અમે હરિત પત્તીઓ મેંદીની
હથેલી રસભીનીને ધરત નાક અન્યોન્યને,
ઉઠંત પુલકો કશા મધુર નિકસ્ત એ ઘ્રાણથી
અહો પુલક એ! અહીં રણ સમાન લુપ્યા સ્થળે
ક્રમે રણ સમા થતા હૃદયમાં મહોરી ઉઠે
વસન્ત મુજ પ્હેલી એ ઉર કિશોર ઉદ્યાનની.

તને હજુય બાગ હું કહીશ, સ્થાન વેરાન આ!

સુન્દરમ્.

# ધૂળ ભરેલ શેરી

૧

ટાંગ્યાં હતાં કૈંક વિચિત્ર ચિત્રો
એ મુખ્ય ખેંચાણ હતું ભત્તરનું:
રંગો અને કાગળ–કાચ વચ્ચે,
છુપાઇને કૈંક કથા પડી'તી.
હું તો જરા દૂર–જરાક છેટે
ઝૂંતી અને ચૂંયની નેનગોષ્ટા,
–સાચ્ચેજ એ ચિત્રમહીં હતી તે–
શોરીછુપીથી નિરખી રહ્યો 'તો,
ત્યાં બે જણી ત્યાંથી ધીમેથી નીકળી
'આ જો!' જરા હાથ દબાવી વ્યંગમાં
એક બીજીને કહ્યું બાર મૂકી
'આ પાંડવી–પાંડવકુલમાતા,
આ સૃષ્ટિસૌભાગ્ય પ્રકાશદેવતા.
એ તો કુંવારી હતી તોય—
સૌભાગ્યહીણી મુગ્ધને તમે તો
ફરી દીધી જાતના એક ભૂલમાં'
ને આંગળી અંગડીઓ રમાડવા,
બોડી પડી ગાઇ વિચારભારમાં.

૨

સૂતો હતો ત્યાં—
છજાપરે કૈ ખખડાટ સાંભળ્યો
ઉઠ્યો અને તુર્ત ઉઘાડી બારી.

આવે સમે આ બળતાં બપોરે,
આવ્યું હશે કોણ—સુકાવવાને
બાળોતિયાં ? એમ વિચારું ત્યાં તો
આંખે ચડ્યાં હાથ—અનાથ કોકના.
હા, હાથ ને કોમળ ચીસ કંઠની
કાને પડી, બે ડગલાં ભરું ત્યાં,
ત્યાં જાગતાં નેન સમાણી ઘેનમાં,
વૈધવ્યની નીંદરને જગાડવા
ચાલ્યું ગયું ફૂલ સુગંધ વેરી.
સૌભાગ્યના કંકણહીણ હાથ,
ખરેખરા આજ બન્યા અનાથ.

૩

ને આજ એ અંગછટા અજાણી
આંખે ચડી સ્થિરપ્રકાશશોભા.
મુંઝાયલી શબ્દસુધાની મોહિની
ભૂલે ચડી જોબનવંતી વાણી.
ભૂલો સદા જીવનમાણહીંચકે
તરંગનાં લાખ વિચારવર્તુલો,
અગમ્યથી ગમ્યભણી ધકેલો
ભૂલો ભુલી પ્રેમ—સગાઇ કાલની.
ભૂલો બધું—સંઘરવાનું હોય શું ?
શાને ફરી એજ કથા ઉકેલવી ?
વિચારમાં દિવસરાત આથડી
શે વાળવી ધૂળભરેલ શેરી ?
વિરાટની કંટકકેડીઓ પરે
બિછાવી દો પ્રેમ-શરીર-પ્રાણને.

ઇન્દુલાલ ગાંધી.

# શહીદ શ્રદ્ધાનંદ

( અનુષ્ટુપ )

હિંદની રાજધાનીના રાજમાર્ગે ઉઘાડીનો
પ્રશાંત શૌર્યને તેજે, મેરુ શો એ રહ્યો ખડો.
સંગીનો વીજ-તેજશાં વક્ષનું લક્ષ વીંધવા
ધરાયાં રક્તહસ્તોએ: તે સામે પડકારનો
ગાજ્યો, "ચલાવીએ ગોળી છાતી ઉપર, યા જડો
ભાલા સંગીનના ઉંડે." કિંતુ ત્યાં કોણ ચીંધવા
સમર્થ આંગળી યે એ વીર સામે ? પડઘો નમી
કોટિ કંઠનો: 'શ્રદ્ધાનંદ' નામ રહ્યું રમી
વિશ્વની વાયુલ્હેરીએ. વીરોએ વીરની કરી
પૂજા આદરથી; 'ધન્ય, ધન્ય શત્રુ' ય ઓચર્યો.
કિંતુ ધર્માંધતા કેરા અંધુ-ડેરા થકી છરી
આવી અંધારને ઓથે છૂપી; ઔદાર્યના નર્યા
હૈયામાં હીન એ પેઠી; ઝનને દીધ હા ! દગો:
શહીદ એ થયો: એને સંભારે રડતાં દૃગો !

તા. ૧૦-૫-૧૯૩૪. પૂજાલાલ.

# કહ્યું હૃદયને—

(પૃથ્વી)

કહ્યું હૃદયને ન એ પથ જઈશ, ત્યાં માર્ગમાં
પડ્યા પ્રખર કંટકો ડગડગે ત્હને વીંધશે.
ન કોઈ સહચારમાં ય મળશે ત્હને એકલું
થશે વનવને સદા ભટકવું, ન આરામનો
નિવાસ નજરે પડે પ્રગટ શ્વાસ ઉચ્છ્વાસનાં
શમી સકલ સ્પન્દનો મહદ શૂન્યને અન્તરે
જશે પ્રબલ ચેતનાતણી કસોટી ત્હારી થશે.
પછી ન વળવાય માર્ગ મળશે બધું ચિન્તજે.
ગયું ઉલટભેર શબ્દ નવ એક મ્હારો સુણ્યો;
હવે નવ ઉપાય ભોગવ બધીય એ યાતના.
ન કોઈ સુણવાય છે રુદિત શબ્દ, શાને રડે?
વૃથા નજર ફેરવે, અહિં ન એક આલમ્બને.
સદા રુદિત યાતના દુખદ મન્થનોમાં રમી
પ્રવાસ કર શૂન્યમાં અગર શૂન્યમાં જન શમી.

बादरायण.

# કવિ અને વસંત

કુંજ નિકુંજે કોયલ બોલે ઔલે કંઠ સુરાગે
મ્હોર મંજરી મ્હેકે મુદભર મ્હેકે સભર પરાગે
કવિના અન્તરમાં મધુરાં
સંગીત જાગે એક સૂરાં.

પુલકિત વનપર ઉર્ધ્વ ગગનમાં કરતાં કલરવ પંખી
સન્ધ્યાના રસરાગ રંગમાં ચાંચ રંગવા ઝંખી
સાથે કવિને આમંત્રી
જગવી સ્નિગ્ધ ઉરે તન્ત્રી

ગગન ગામિની દિવ્ય કામિની કાવ્ય કલ્પના સ્ફુરે
કવિનાં ચગંલ ચક્ષુ ચકોરે વ્યોમ પથે ચિર સૂરે
કવિના મંગલ પ્રસ્થાને
દુનિયા ડોલે રસતાને.

સર્જનહારે સૌમ્ય સૃષ્ટિમાં વહતી સુન્દર સરિતા
મૂકયા કવિવર કિર્તનકારો કરવા વસંત કવિતા.
રસ ઝરતી ગુર્જર કુંજે
કવિના ધન્ય હૃદય ગુંજે.

સાન્ધ્ય સરિતમાં દિવ્ય દ્યુતિનાં વ્હેણુ વહન્તાં રેલી
સાગર ઓવારે ગુજરાતે ભર્ગ કરે ગુંથેલી
અનુપમ કીધી વનવાડી
કવિ–કુંજે કવિતા માંડી.

એક બ્રિજના એકજ તારે વસંત કવિવર ડોલે
જમ્બુદ્વીપની ઉજ્વલ જ્યોતે ધન્ય ગુર્જરી ખોળે
ઝળકે સંતત કવિ તારા
વસંતે કિર્તન કરનારા

फोलक.

# શ્રી. કેશવ હ. ધ્રુવને અંજલિ

બલવંતરાય ક. ઠાકોર.

અંબાલાલ સાકરલાલ, મણિલાલ નભુભાઇ, નરસિંહરાવ ભોળાનાથ, હરિહર્ષદ ધ્રુવ, ગો. મા. ત્રિ. આદિના બનેલા સાક્ષરયુગને ગ્રેજ્યુએટ યુગ કે ઇંગ્લિશ વિદ્યાપીઠસ્નાતકોનો યુગ એવું નામ કેટલાકોએ કંઇક ટકોરમાં આપેલું. એ પહેલાંના અને દલપતનર્મદનુંયુગ, પછીના સાક્ષર યુગને નંદશંકર, મહીપતરામ, રણછોડભાઇ, હરગોવિંદદાસ, વિઠ્ઠલદાસ ધનજી, ગણપતરામ ત્રવાડી, આદિ તેમાં મોખરે નીકળેલા, એ કારણથી શિક્ષણાનુભવ શાળાઓ (ટ્રેનિંગ કોલેજો)માં નિષ્ણાત મ્હેતાજીઓના યુગનું નામ અપાયેલું. અને ખરું જોતાં નરસિંહરાવ યુગ, કલાપી યુગ, ન્હાનાલાલ યુગ, મુનશી યુગ, રમણલાલ યુગ, ચંદ્રવદન યુગ, એવો પક્ષપાતી એકદેશી અમુક વ્યક્તિની બડાઇને પોષતાં નામોના કરતાં તો મ્હેતાજી યુગ અને ગ્રેજ્યુએટ યુગ એ બે નામ વધારે સાર્થ અને સૂચક ગણાય એવાં છે; બંને પેઢીના પાંડિત્યના અને લખાણ વ્યવસાયના વિશિષ્ટ પ્રકાર, કદકદ, ઉંડાઇ આદિને તો એક શબ્દમાં અને દોનક રીતે જણાવી દે છે.

શ્રી. કેશવ હ. ધ્રુવના માર્ચની ૧૩ મીના મળસકા પહેલાં, ફાગણ શુદ એકાદશીની મોડી રાતે મુંબાઇમાં થયેલ અવસાનથી ગ્રેજ્યુએટ યુગનો પૂરેપૂરો અસ્ત થઇ ગયો ગણાય એમાં શક નથી. શ્રી આનંદશંકર, શ્રી. ન્હાનાલાલ, શ્રી. અંજારિયા, શ્રી. અંબાલાલ જાની,

શ્રી. અંબાલાલ પુરાણી, શ્રી. ગોકુળલાલ દવે, શ્રી. મોહનલાલ દલીચંદ, શ્રી. હીરાલાલ પારેખ, શ્રી વિદ્યાબ્હેન અને એમની પુત્રીઓ, શ્રી. હંસા મ્હેતા, શ્રી. દુર્ગાળ, શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, શ્રી. ધૂમકેતુ, શ્રી. વિજયરાય, શ્રી. મુનશી. શ્રી. રામનારાયણ, શ્રી. રસિકલાલ, શ્રી. બેટાઈ, શ્રી. માંકડ, શ્રી. ગગનવિહારી આદિ પણ વિદ્વાન અને વ્યુત્પન્ન ગ્રેન્યુએટો છે, એમનાથી ન્હાના ગ્રેન્યુએટો એમનાથી ઘણી મોટી સંખ્યામાં લેખકોને આપતા જાય છે, વર્ષોવર્ષ ગ્રેન્યુએટોનો ફાળ ઉતર્યાજ કરે છે અને ઉતર્યા કરશે, તથા સાડી (સાડ શિત્તેરની ઉંમર) થી માંડીને વીશી લગીનો આ મેરો વર્ગ પ્રતિ વર્ષે સારું કામ આપ્યા કરે છે અને હજી પણ આપ્યા કરવાનો છે એ નિર્વિવાદ છે; તથાપિ અત્યારે તો પ્રવર્તે છે, દાયકા દોટ દાયકાથી ઉગીને પ્રવર્તી રહ્યો છે, અનેઃજેતજોતામાં મધ્યાન્હ શિખરે ચડવાની અણી ઉપર આવી રહ્યો છે, તે તો લોક સમસ્તમાં એક અવાજે ઓળખાય છે અને ઓળખાયા કરશેઃ મહાત્મા ગાંધીજીની પ્રેરણાઓને યથાશક્તિ ઝીલતો અને સાહિત્યોદ્યાને રોપતો ગાંધીયુગ. દલપતનર્મદયુગ નવલરામની આંખ મીચાતાં પૂરો થયો; મ્હેતાજી યુગ હરગોવિંદદાસ પડતાં આથમ્યો; અને ગ્રેન્યુએટ યુગ શ્રી. કેશવ ધ્રુની સાથે અવસાન પામે છે. ગાંધીયુગના મહારથિઓમાં એક કરતાં વધારે અર્ધાપૂરા યોગીઓ છે, એટલે તેમાંના કેટલાક કેશવ હ. ધ્રુ અને હરગોવિંદદાસ કરતાં પણ વધારે લાંબાં આયુષ્ય ભોગવે, અને એમનો ગાંધીયુગ મુકાબલે વધારે લંબાય તો નવાઇ નહીં. પરંતુ એથી કંઈ વર્ગીકરણનિષ્ણાત લોક થોડા મુંઝાવાના છે; એમને લાંબા યુગની અંદર પેટાયુગો ગણવાગણાવવાની કલા પણ સુસાધ્ય છે.

શ્રી. કેશવ હ. ધ્રુના મૂલ્યાંકનમાં એમનું શ્રી. આનંદશંકર સાથેનું સામ્ય સૌથી મહત્વનું લક્ષણ ગણાવું ઘટે એવું અમારૂં માનવું છે. શ્રી. આનંદશંકરે ઘણું લખ્યું નથી. જે કંઈ લખ્યું છે તેમાંય સ્વયંભૂ પ્રેરણાના ધક્કાએ લખાયા પામેલું અલ્પાલ્પ છે. એમણે જે કંઈ લખ્યું છે તે વિદ્યાપીઠ જેવી કે ફિલસૂફી અગર બીજા વિદ્વાનોની

પ્રતિષ્ઠિત એસોસિએશન જેવી કોઈ સંસ્થાએ કે શ્રીમંત સરકાર ગાયકવાડ જેવાએ લગભગ પરાણે લખાવેલું, પોતે ચલુ સજીવન રાખેલ માસિક–ત્રૈમાસિક વસંતને માટે લખવું પડેલું, અગર તો પરિષદ ઉપાંગત્રીઓ કે એવાં મંડળે આગ્રહી નિમંત્રણબળે એમને પ્રમુખપદ સ્વીકારવાની ફરજ પાડેલી તે નિમિત્તે લખેલું, એવું એવું જ મોટે ભાગે જોવામાં આવે છે. મતલબ કે એમનાં ઘણાંખરાં લખાણ કેટલાંક સૌથી લાક્ષણિક લખાણો પણ જીવનપ્રવાહમાં આગન્તુક તત્કાલ કર્તવ્યબુદ્ધિએ જ થયેલાં છે. અને તથાપિ સાક્ષર દૂલેખે તેમ ગુજરાતી પ્રજાના વ્યુત્પન્ન પીઢ સનાતની ચિંતક લેખે એમની કીર્તિ કોઈ પણ ગુજરાતી સર્જક કે કવિ કરતાં લેશ પણ ઝાંખી કે ઉતરતી નથી, તે એમની પ્રકૃતિની મીઠાશ, એમના અતિવિશાળ સમભાવની સુવાસ, એમની અનેકદેશી વિદ્વત્તાએ અને પર્યેષકતાએ પુષ્ટ થયેલી ઝીણવટ ભરી સવિવેક સહૃદયતાની કૌમુદી, વગેરે એમના ચિરલોત્કૃષ્ટ ચારિત્રગુણોનો જ પ્રભાવ છે. સનાતની નાગર શિષ્ટતાના શ્રી આનંદશંકર મધુરદૃઢ પ્રતીક છે, અને ગુજરાત એમનાથી પોતાને આજે ધન્ય માને છે. શ્રી કેશવ હ. ધ્રુવને વિષે પણ આ પ્રકારની ચારિત્રગીરાશનો દાવો એમના પ્રશંસકો કરી શકે એમ છે, અને આખી ગુજરાતી પ્રજાએ તે સીકારેલો પણ છે.

એમની સંસ્કૃત ભાષા અને સાહિત્યની વિદ્વત્તા, પિંગળશાસ્ત્રમાં ઇતિહાસ અને પ્રમાણોના સંશોધનમૂલવણી સાથેની વિદ્વત્તા, આપણાં જૂનાં હસ્તલિખિત સાહિત્યગ્રંથોને લગતી વિદ્વત્તા, સૌ ગુજરાતમાં અગ્રગણ્ય હતી; એમની રસિકતા મધ્યકાલીન અપરસોએ ભિન્ન તો ય પ્રમાણભૂત ગણાતી; એમની કામ કરી છૂટવાની તત્પરતા જુવાનોને પણ ઉત્સાહપ્રેરક હતી. અને આ વ્યુત્પત્તિ સાહસના અને ઉદ્યોગી સ્વાધ્યાયનાં ફળ એમને શ્રી આનંદશંકરના કરતાં વધારે ક્ષેત્રોમાં અને મોટા જથ્થામાં આપ્યાં છે, તથાપિ એમની પોતાના સમકાલીનોમાં કીર્તિનું ઉંચામાં ઉંચું શિખર એમની વિદ્યા સહૃદયતા કે ઉદ્યોગિતાને નહીં પરંતુ એમની કોઈને ય ન ખૂંચે એવી સુજનતાને આભારી છે એમ માનિયે છિયે.

એમનાં સમશ્લોકી ભાષાંતરો, એમના પાઠનિર્ણયો, એમણે મુંબાઈ વિદ્યાપીઠના નિમંત્રણે કરેલાં વ્યાખ્યાનો, પ્રેમાનંદને નામે પ્રકટ થયેલ નાટકો કોનાં એ કૂટ પ્રશ્નમાં એમણે લીધેલો પક્ષ અને તેના સમર્થનમાં એમણે કરેલાં લખાણો અને સંસ્કરણો, ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીની કોશરચનામાં એમણે આપેલો ફાળો, આપણા સૌથી જૂના છિન્ન અને છેક ત્રુટિત "સિદ્ધાન્ત"ની એમની વાચના તથા તે ઉપરથી પુષ્યમિત્ર, અગ્નિ મિત્ર, દિમિત્રિયસ, આદિ વિષે એમણે પ્રકટ કરેલા નિર્ણયો, ભાલણ કાદંબરી પૂર્વભાગનું એમનું સંપાદન, કાન્હડ દે પ્રબંધ અને વિમલ પ્રબંધની સંપાદનામાં સંપાદકોને એમણે કરેલી ભ્હોળી મદદ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રકાશનોના અમુક પ્રદેશોમાં એમણે લીધેલો સક્રિય રસ, વગેરે વગેરે એમની સાહિત્યસેવાઓ અનેકાનેક છે; વત્તાઓછા મૂલ્યની છે; તે ઘણીખરીમાં તે તે વિષયના પ્રતિષ્ઠિત નિષ્ણાતો એમની સાથે એકમત ના થઈ શકે એવાં ન્હાનાંમોટાં સ્થાનો પણ અનેકાનેક છે; પરંતુ એ સર્વની ગુણદોષ તારતણી વાળી ચર્ચા લઇ બેસવાનો આ પ્રસંગ છે નહીં. પોતાના મંતવ્યોના સમર્થન માટે એઓ અપાર શ્રમ સેવતા, અને પોતે પોતાના મતમાં સારી પેઠે દૃઢ હતા, તથાપિ સામા પક્ષના મત પણ નિખાલસ છે એમ હરહંમેશ ખુલ્લા દિલે સ્વીકારતા, પોતાના મતનું સમર્થન કરતાં પણ સામાનું ખંડન કરવા લલચાતા જ નહીં, ખંડન પ્રધાન ચર્ચાચર્ચી એમણે ત્યાજ્ય જ ગણેલી, એવી એવી એમની સુજનતા જ આ ક્ષણે આપણે માટે બસ છે. શ્રી નરસિંહરાવ અને શ્રી ન્હાનાલાલ, શ્રી હરગોવિંદદાસ અને શ્રી બલવંતરાય શ્રી મુનશી અને શ્રી વિજયરાય, શ્રી રમણભાઈ અને શ્રી દુર્કાળ, શ્રી ત્રિભુવનદાસ ગજ્જર અને શ્રી મનઃસુખરામ, શ્રી ગોવર્દ્ધનરામ અને શ્રી છગનલાલ રાવળ, શ્રી પુરૂષોત્તમ વિશ્રામ અને શ્રી લાલશંકર, શ્રી આનંદશંકર અને શ્રી ચંદ્રવદન, ન્હાનામોટા વિદ્વાનઅવિદ્વાન ઉગ્રસૌમ્ય ધનાઢ્યનિષ્કિંચન મિતભાષીગપાટીદાસ, તમામની સાથે એઓના સંબંધ સરલ વિવેકી અને મીઠા જ હતા, શરુ થવા પામે તે પછી એકસરખા ચાલુ રહેતા, અને સૌ એમને માન આપતા, એ એમનું સૌજન્ય આ ઝમાનાને તો સુપરિચિત અને વ્હાલું થઇ પડેલું, હવે પછીના ઝમાનાઓ ભાગ્યે

સમજી શકશે એમ ધારિયે છિયે. એમના લખાણો અને તેમાંના ગુણદોષો ઉપરથી જ મોટે ભાગે મત બાંધનારા એ ભાવિ દાયકાઓમાં ચાલુના જમાનાનાં સાક્ષરોમાં શ્રી કેશવ હ. ધ્રુ નું પદ આટઆટલું સન્માનનીય શા કારણે, તે એક કોયડો થઇ પડે તો પણ નવાઇ નહીં. પ્રતિભા ચમત્કાર એક વસ્તુ છે, ચારિત્ર્યચમત્કાર ભિન્ન વસ્તુ છે. અને ચારિત્રની સ્પષ્ટ પ્રતીતિ સમકાલીનોને જ થઇ શકે.

પ્રભુ એમના આત્માને શાંતિ બક્ષો, એમના સંતાનોને એમના અવસાનની આ ભારે ખોટ સહી લેવા ધીરજ આપો, અને શ્રી ડાહ્યાભાઇ જેવા એમના આજન્મ આત્મીયો, જેમને એ જતાં પોતાની એક પાંખ જ કપાયા જેવું લાગવાનું તેમને આ દુનિયાના સંબંધોની નશ્વરતાના પૂરેપૂરા ભાનની શહત આપો. (૧૩–૩–૩૮ મુંબઈ).

તા. ક.—મુંબાઈમાં કે. હ. ધ્રુના અવસાનના સમાચાર તા. ૧૩ મી એ બ્રોડકાસ્ટ કરવામાં આવેલા અને તે જાણતાં જ અમદાવાદમાં તા. ૧૪મી અને સોમવારે શ્રી ડાહ્યાભાઇ પીતાંબર દેરાસરીનો દેહ પડી ગયો. આ ભવમાંના વર્ષોના સખ્યસહચારે આ પ્રમાણે ભવાંતક મૃત્યુમાં પણ સહચાર સાધ્યો છે. (૧૫–૩–૩૮ મુંબઇ).

---

## વિદાય વેળાએ—

: શાર્દૂલવિક્રીડિત :

જેવાં અબ્ધિ પ્રવાહમાં કયહીંકથી બે કાષ્ઠ આવી મળે,
સાથે વ્હે ક્ષણ એક બે, ઘડી પછી પાછાં વિખૂટાં પડે.
તેવાં આપણ બે મળ્યાં ઘડી વહ્યાં સાથે, વિખૂટાં પડ્યાં
વ્હેતાં કાળ પ્રવાહમાં ફરી કદી ભેગાં થશું આપણે ?

મોહન

# બૌદ્ધના સમયમાં ભારતનાં વિશ્વવિદ્યાલય.

દશરથલાલ જોશી.

બૌદ્ધ કાળની ત્રણ યુગમાં વ્હેંચણી થઇ શકે છે. પ્હેલો યુગ ગૌતમબુદ્ધના સમયથી આરંભાઇ પાંચસો વર્ષ પર્યન્ત ચાલ્યો હતો; તે યુગના બૌદ્ધ સાધુ સાચા ત્યાગી હતા. બીજા યુગનો જન્મ ક્રિસ્તીસનની સાથે થઇ ક્રાઇસ્ટની છઠ્ઠી શતાબ્દીમાં તેનો અંત આવ્યો હતો; તે યુગના બૌદ્ધોએ પ્રથમના યુગના બૌદ્ધોના પગલે ચાલી, શીલ્પકળામાં સારી ઉન્નતિ કરી હતી. સાતમી શતાબ્દીથી ત્રીજા યુગની શરૂઆત થાય છે, તેને તાન્ત્રિક યુગ પણ કહે છે; તેમાં બૌદ્ધ મહન્તોનાં ચારિત્રો બગડવા માંડ્યાં હતાં, તથા પૂર્વેની ત્યાગ શીલતાનો લોપ થયો હતો; પરંતુ તે મહન્તોએ આયુર્વેદ અને રસાયન શાસ્ત્રની ઘણી ઉન્નતિ કરી હતી. તે પ્રત્યેક યુગની વિશેષત્વની ઝલક, તે સમયનાં વિશ્વ વિદ્યાલયોમાંથી જણાઇ આવે છે.

## તક્ષશિલાનું વિશ્વ વિદ્યાલય

પ્હેલા યુગનું સર્વથી મહાન વિશ્વ વિદ્યાલય તક્ષશિલા નગરમાં હતું. એ નગર પંજાબમાં આવેલા રાવલપિણ્ડીની નજીકમાં હતું. ચક્ર અને વિનય પીઠ આદિ પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાં તેનો કોઇ જગાએ ઉલ્લેખ જણાઇ આવે છે. પ્રાચીનકાળમાં તે એક વિખ્યાત નગર હતું. એરિયન, સ્ટ્રાબો, પ્લીના આદિ પ્રાચીન લેખકોએ તે નગરની વિશાલતા અને વૈભવતાની અંતઃકરણથી પ્રશંસા કરી છે. અશોકના રાજ્યાધિકાર સમયે તેનો પ્રતિનિધિ અત્રેજ રહેતો હતો; બૌદ્ધ ગ્રંથોથી જણાઇ આવે છે કે, તે કાળમાં તક્ષશિલા વિદ્યા સંબંધી ચર્ચાઓ અને ભણવા ભણાવવાનું કેંદ્ર હતું. તે વિદ્યાલયનો જન્મ બુદ્ધની પૂર્વે થયો હતો તેમાં વેદ, વેદાન્ત,

ઉપનિષદ્ વગેરે સિવાય વિજ્ઞાન, આયુર્વેદ અને કળા–કૌશલ્યાદિ અઢાર વિષયો ભણાવવામાં આવતા હતા; પ્રત્યેક વિષય શીખવવાને અલગ અલગ વિદ્યાલય બંધાવ્યાં હતાં; તેમજ ભિન્ન ભિન્ન વિષયો, ભિન્ન ભિન્ન અધ્યાપકો શીખવતા હતા. સંસ્કૃત વ્યાકરણ નિપુણ પાણિનિ, અને રાજનીતિજ્ઞ શિરોમણિ ચાણાક્ય આ વિશ્વ વિદ્યાલયમાં ભણ્યા હતા. મહર્ષિ આત્રેય અહીં વૈદક શાસ્ત્રના અધ્યાપક હતા; મગધ નરેશ બિમ્બસારના રાજ-ચિકિત્સક, અને મહાત્મા બુધ્ધના પ્રિય મિત્ર વૈદ્યરાજ જીવકે, તક્ષશિલાના અધ્યાપકો પાસે ચિકિત્સાશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. વિનય–પીઠકમાં મહાવગ્ગ નામના એક મનુષ્યનું વૃત્તાંત છે, તેમાંથી પ્રાચીન ભારતની શીક્ષા–પ્રણાલીની શોધ સારી રીતે થઇ શકે છે. કેટલાક વર્ષ અધ્યયન કર્યા બાદ મહાવગ્ગે પોતાના ગુરૂને પૂછ્યું કે, ગુરૂશ્રી ! મ્હારો વિદ્યાભ્યાસ પૂર્ણ થવાને હજુ કેટલો વખત લાગશે ? ગુરૂએ કહ્યું કે, તક્ષશિલાની ચારે બાજુ ફરતી એક યોજન ભૂમિમાં, જડી બુટ્ટીઓ સિવાય જેટલાં નિરૂપયોગી ઝાડ મળે, તેટલાં એકઠાં કરો; બિચારા વિદ્યાર્થીએ નક્કી કરેલા સ્થાનના પ્રત્યેક ઝાડની પરિક્ષા કરી, પરંતુ તેમાંથી એક પણ નિરૂપયોગી ઝાડ મળ્યું નહિ, જ્યારે ગુરૂએ પરિશ્રમી વિદ્યાર્થીની અવલોકન કરવાની શક્તિનો ઇતિહાસમાં ભળ્યો, ત્યારે તે અત્યંત પ્રસન્ન થયા; અને મહાવગ્ગને કહ્યું કે, ત્હારા વિદ્યાભ્યાસની સમાપ્તિ થઇ, હવે તું ત્હારે ઘેર જા.

તક્ષશિલા વૈદિક ધર્માવલંબિયોની વિદ્યાનું કેંદ્ર હતું; પણ બૌદ્ધ ધર્મનો પ્રચાર થવાથી બૌદ્ધ લોક પણ ભણવા ભણાવા લાગ્યા હતા. આ વિશ્વ વિદ્યાલયમાંથી કેટલાક બૌદ્ધ વિદ્યાર્થીઓ એવા નીકળ્યા હતા કે, તે ઘણી વિખ્યાતીને પામ્યા. બૌદ્ધ ધર્મના સૌત્રાન્તિક સંપ્રદાયના સ્થાપક કુમાર લબ્ધ પણ તેજ વિશ્વ વિદ્યાલયમાં હતા. તેમના સંબંધમાં હુએનસંગ લખે છે કે, સમસ્ત ભારતના લોક તેમને મળવા સારૂ આવતા હતા, તે નિત્ય બત્રીસ હજાર શબ્દ બોલતા હતા, બત્રીસ હજાર શબ્દ લખતા હતા; તેમણે કેટલાંક શાસ્ત્રોની રચના પણ કરી હતી. તે સમયે પૂર્વમાં અશ્વઘોષ, દક્ષિણમાં દેવ, પશ્ચિમમાં નાગાર્જુન, અને ઉત્તરમાં કુમાર લબ્ધ અત્યંત પ્રસિદ્ધ વિદ્વાન હતા. એ ચાર પંડિત સંસારને પ્રકાશીત કરવાવાળા ચાર

સૂર્ય કહેવાતા હતા. જે વખતે તક્ષશિલામાં વૈદિક ધર્માવલંબિયોની પ્રબલતા હતી તે વખતમાં ત્રણ બાબતો એવી હતી કે, જેને અત્રે લખવી ઉચિત સમજાય છે; પ્હેલી એ કે તે સમયની શિક્ષા પ્રણાલી નિયમ બદ્ધ વિશ્વ વિદ્યાલયો જેવી ન્હોતી; પણ બૌદ્ધ વિહારોની ભણાવવાની રીત તેનાથી બરાબર ઉલટી હતી. બીજી બાબત એ કે બૌદ્ધ વિહારોની માફક અત્રે કેવળ સન્યાસિયોને ભણાવવામાં આવતા ન્હોતા, પણ ગુરૂ અને શિષ્ય બન્નેને સાંસારિક શિક્ષણ આપવામાં આવતું હતું. એ વાત અસતમંત જાતની એક કહાણીથી વધુ સ્પષ્ટ થાય છે. " એક બ્રાહ્મણે પોતાના પુત્રને પૂછ્યું કે, તું કેવું જીવન વ્યતિત કરવાનો વિચાર રાખે છે? જો તું બ્રહ્મરાજ્યમાં પ્રવેશ કરવા ચ્હાતો હોઉં તો વનમાં જા, અને અગ્નિહોત્ર કર, અગર જો તું ગૃહસ્થ બનવા ચ્હાતો હોઉં તો તક્ષશિલા જા, કોઇ વિખ્યાત પણ્ડિત પાસે વિદ્યાધ્યયન કર." પુત્રે જવાબ આપ્યો કે,—"હું વાનપ્રસ્થ થવા ચ્હાતો નથી, મ્હારી ઇચ્છા ગૃહસ્થ થવાની છે." તક્ષશિલાનાં વૈદિક વિદ્યાલયોની ધ્યાનમાં રાખવા યોગ્ય ત્રીજી બાબત એ હતી કે, તેમાં કેવળ બ્રાહ્મણ અને ક્ષત્રિય બાળકોને દાખલ કરવામાં આવતા હતા.

## નાલન્દાનું વિશ્વ વિદ્યાલય.

બૌદ્ધ કાળના દ્વિતિય યુગમાં સૌથી મ્હોટું વિશ્વવિદ્યાલય નાલન્દામાં હતું. તે સ્થાન મગધની પ્રાચીન રાજધાની રાજગૃહથી સાત માઇલ ઉત્તર તરફ, તથા પટનાથી ચોત્રીસ માઇલ દક્ષિણ તરફ હતું. અદ્યાપિ તે સ્થળે બારગાંવ નામનું ગ્રામ વસ્યું છે; જે ગયા જીલ્હાની અંતર્ગત છે. નાલન્દાની પ્રાચીન ઇમારતોના ખંડેર અહીંઆં અદ્યાપિ પર્યંત જોવામાં આવે છે. સાતમી સદીના મશહુર ચીના મુસાફર હુએનસંગે નાલન્દાની ઝાહોજલાલી વિષે મ્હોટું મનોહર વૃત્તાંત લખ્યું છે. ચીનમાં ત્હેને જ્યારથી નાલન્દાની હકીકત સાંભળી હતી, ત્યારથી તેને જોવા સારૂ તે બહુ લલચાયો હતો; જ્હારે તે મુસાફરી કરતો કરતો ગયામાં આવી પ્હોંચ્યો ત્હારે વિશ્વવિદ્યાલયનાં અધિકારીઓએ ત્હેને નાલન્દામાં આવવા સારૂ નિમન્ત્રણ કર્યું; તેથી તે પોતાને ભાગ્યશાળી સમજ્યો. નાલન્દામાં પ્હોંચતાંજ ત્હેના હૃદયપર એવી અસર થઇ કે, તુરત તે વિદ્યાર્થીઓમાં સામેલ થઇ ગયો.

## નાલન્દાની બ્હારની ભવ્યતા.

વિદ્યા મશગુલ ચીના સન્યાસી નાલન્દાની ભવ્યતા અને પવિત્રતા જોઇ અજાયબ થઇ ગયો. ઉંચા ઉંચા વિહાર અને મઠો, ચારે બાજુ ઉભા હતા; વચ્ચે સભાગૃહ અને વિદ્યાલય આવેલાં હતાં; તે બધું સમાધિઓ અને મન્દિરોથી ઘેરાયલું હતું; તેની ચારે બાજુએ બૌદ્ધ શિક્ષકો અને પ્રચારકોને રહેવા વાસ્તે ચાર ચાર માળની ઇમારતો બનાવી હતી. તે શીવાય ઉંચા ઉંચા મીનારા અને વિશાલ ભવનોની શોભા જોવા લાયક હતી, તે ભવનોમાં નાના પ્રકારનાં બહુમૂલ્ય રત્ન જડયાં હતાં, વિદ્યા મન્દિરોનાં શિખર આકાશ સાથે વાતો કરતાં હતાં અને હુએનસંગના કથનાનુસાર તેની બારીઓમાંથી વાયુ અને મેઘનું જન્મસ્થાન જણાઇ આવતું હતું, મીઠા અને સ્વચ્છ જળની ધારા ચારે બાજુ વહાંજ કરતી હતી અને સુન્દર ખીલેલાં કમળ તેની શોભા વધારતાં હતાં.

## નાલન્દાનું આન્તર જીવન.

વિશાલતા, નિયમ બદ્ધતા, અને સુપ્રબન્ધના વિચારથી નાલન્દાનું વિશ્વવિદ્યાલય વર્તમાન ઓકસફર્ડ વિશ્વવિદ્યાલય સાથે વધારે મળતું આવતું હતુ વિશ્વવિદ્યાલયના વિહારોમાં દશ હજાર ભિક્ષુ વિદ્યાર્થી અને દોઢ હજાર અધ્યાપક હતા. ત્હેમની સાથે સમ્બન્ધ રાખવાવાળું એક નવ માળનું પુસ્તકાલય હતું, જેની ઉંચાઈ આશરે ત્રણસો ફુટ હતી; તેને મહારાજ બાલાદિત્યે બંધાવ્યું હતું. તેમાં બધા બૌદ્ધ સમ્બન્ધી ગ્રન્થો હતા. પ્રાચીનકાળમાં એવું મ્હોટું પુસ્તકાલય વખતે કોઈ સ્થળે હોય તો હોય ? દુનિયામાં આધુનિક જેટલાં વિશ્વ વિદ્યાલયો છે, તે સમસ્તમાં વિદ્યાર્થીઓ પાસેથી ફી લેવામાં આવે છે; અને અધ્યાપકોને પગાર આપવામાં આવે છે. પણ નાલન્દા વિશ્વવિદ્યાલયની રીતભાત તેનાથી ઉલટી હતી; ફક્ત એટલુંજ નહી કે વિદ્યાર્થીઓ પાસેથી કાંઇ ન્હોતુ લેવામાં આવતું, અર્થાત ભોજન વસ્ત્ર ઔષધ, નિવાસ ઇત્યાદિ સર્વ બરાબર આપવામાં આવતુ હતું. એ પ્રથા હિન્દુસ્તાનમાં પ્રાચીનકાળથી ચાલી આવે છે. ગૃહસ્થ લોક ગામ, ખેતર, વાડી, બાગ-બગીચા, વસ્ત્ર,

નગદ રૂપીઆ ઇત્યાદી એ વિદ્યાલયને દાન કરતા હતા. તેનાથી તેનું સમ્પૂર્ણ ખર્ચ ચાલતું હતું. એ પ્રકારે વિદ્યાર્થીઓનો વધુ સમય, અને તે સમય અને માનસિક શક્તિનો પેટ પૂજાને માટે ધનોપાર્જન કરવામાં નષ્ટ થતાં બચાવ થતો હતો. અને તે સમય અને શક્તિને વિધ્યાધ્યયનમાં રોકતા હતા. તેનું ફળ એ આવતું કે, ગમ્ભિર વિચારવાળા અને મનનશીલ વિદ્વાન એ વિદ્યાલયમાંથી નીકળતા હતા. તે વિદ્વાનો બૌદ્ધ ધર્મ, સંસ્કૃત સાહિત્ય, અને સંસાર ઉપર અનન્ત ઉપકાર કરી ગયા છે.

નાલન્દા વિશ્વવિદ્યાલયમાં અત્યારની રૂઢી મુજબ પરિક્ષાઓ થતી ન્હોતી, પણ વિદ્યાર્થીની યોગ્યતાનું શાસ્ત્રાર્થ દ્વારા અવલોકન કરવામાં આવતું હતું. વિદ્યાલયમાં દાખલ થવાના નિયમો પણ સખ્ત હતા, વિદ્યાલયમાં દાખલ થવા આવનાર શખ્સને દ્વાર પણ્ડિત કેટલાક પ્રશ્ન પૂછતા હતા; જો તેનો ઉત્તર તે દઇ શકતા તોજ તે પ્રવેશ કરી શકતા; નહિ તો પુનઃસ્વગૃહે જવાની તરદી લેવી પડતી હતી. સારાંશ એ જ કે યોગ્ય માણસોજ વિદ્યાલયમાં પ્રવેશ કરી શકતા હતા. દ્વાર પણ્ડિતના પદપર શ્રેષ્ટ દરજ્જાના વિદ્વાનને નીમવામાં આવતા હતા. એ પદ તે સમયે બહુધા પ્રતિષ્ઠિત ગણાતું, વિશ્વવિદ્યાલયના સભા ગૃહમાં સ્હવારથી સ્હાંજ સુધી શાસ્ત્રાર્થ થયાંજ કરતો હતો; દુર દુર દેશોના મ્હોટા મ્હોટા પણ્ડિત પોતાની શંકાઓનું સમાધાન કરવાર્થે અહીં આવતા હતા. નાલન્દાના વિદ્યાર્થીઓનો આખા દેશમાં આદર સત્કાર થતો. જો કે નાલન્દા વિશ્વવિદ્યાલયના બધા અધ્યાપકો વિદ્વાન હતા, પણ તેમાં નવ મુખ્ય હતા. હુએનસંગે ત્હેમની નિઃસીમ વિદ્વતા યોગ્યતા આદિની ઘણી પ્રશંસા કરી છે. ત્હેગનાં નામ ધર્મપાલ, ચન્દ્રપાલ, ગુણમતિ, સ્થીરમતિ, પ્રભામિત્ર, જીનમિત્ર, જ્ઞાનચન્દ્ર, શીઘ્રબુદ્ધ, અને શીલભદ્ર, તેમાં શીલભદ્ર હુએનસંગના સમયમાં અધ્યક્ષના પદપર હતા બૌદ્ધ ધર્મના મહાયાન સમ્પ્રદાયના જગદ્ વિખ્યાત સંસ્થાપક નાગાઅર્જુનનો સમ્બન્ધ પણ એક સમયે નાલન્દા વિશ્વવિદ્યાલય સાથે હતો. નાલન્દાના બધા અધ્યાપકો અને વિદ્યાર્થીઓ ધાર્મિક જીવન વ્યતિત કરતા હોવાથી તેનું નામ ધર્મગંજ પડ્યું હતું. પણ પાછળથી તેની રૂઢી બદલાઇ ગઇ, અને દર્શન તથા ધર્મ-

શાસ્ત્રની સાથે સાથે વ્યાકરણ; જ્યોતિષ, કાવ્ય, વૈદ્યકાદિ વ્યવહારિક તથા સાંસારિક વિદ્યા ભણાવવાનું પણ શરૂ કર્યું હતું. સમસ્ત હિન્દુસ્થાનના વિદ્યાર્થીઓ તે વિદ્યાઓ ભણવા અહીં આવતા હતા.

## શ્રી ધન્યકટકનું વિશ્વવિદ્યાલય.

તે યુગનું બીજું પ્રસિદ્ધ વિશ્વવિદ્યાલય શ્રી ધન્યકટકમાં હતું. તે સ્થાન કૃષ્ણા નદીના કીનારે વર્તમાન અમરાવતીની નિકટ હતું. બૌધ ધર્મના મહાયાન સમ્પ્રદાયના ચૌદમા ધર્મગુરૂ વિખ્યાત રસાયન શાસ્ત્રવેત્તા, અને ચિકિત્સક સિદ્ધ-નાગાર્જુનના સમયમાં તે ઘણી ઉન્નત સ્થિતિમાં હતું. ચીનાયાત્રી ઈત્યસીનગના કથનાનુસાર નાગાર્જુન મહાશય ઈસ્વીસનના ચોથા સૈકામાં થયા હતા. અહીં વૈદિક અને બૌદ્ધ બન્ને પ્રકારના ગ્રન્થ ભણાવવામાં આવતા હતા. ટીબેટની રાજ્યધાની લાસાની પાસે ડાયંગ વિશ્વવિદ્યાલય તેનાજ નમુના પ્રમાણે બનાવવામાં આવ્યું હતું. અહીંની ભણવા ભણાવવાની વિધિ નાલન્દા જેવી હતી.

## ઓદન્તપુરી અને વિક્રમશિલાનાં વિશ્વવિદ્યાલય.

બૌદ્ધકાળના ત્રીજા યુગનો આરમ્ભ ઈ. સ. ની સાતમી સદીથી થાય છે; અને બખ્તિઆર ખીલજીના સમયમાં તેનો અંત આવે છે. તે સમયના બૌદ્ધ મહન્તોમાં પૂર્વેના જેવો ધાર્મિક ઉત્સાહ ન્હોતો, પણ વૈજ્ઞાનિક શોધનો ઉત્સાહ જોરપર હતો. ત્હેમણે વૈદક અને રસાયન શાસ્ત્રની સારી ઉન્નતિ કરી હતી, એ તાન્ત્રિક બૌદ્ધ ધર્મનો પ્રચાર બંગાલ અને બિહારમાં અથાગ હતો. તે સમયે મગધમાં પાલવંશના રાજા રાજ્ય કરતા હતા. ત્હેમના વખતમાં બૌદ્ધધર્મોપદેશકોએ ટીબેટ જઈને બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો હતો. તે યુગમાં બે મુખ્ય વિશ્વવિદ્યાલય હતાં; એક ઓદન્તપુરીમાં, અને બીજું વિક્રમશિલામાં. તે બન્ને સ્થાન વિહાર પ્રાન્તમા છે. મગધમાં પાલવંશના રાજાનું રાજ્ય થતાં પૂર્વે ઘણા દિવસ પ્હેલાં ઓદન્તપુરીમાં ઘણું સારે વિહાર બનાવ્યું હતું; તે વિહારના નામથી આખા પ્રાન્તનું નામ મગધ લુપ્ત થઈ વિહાર પડી ગયું. મહારાજા મહીપાલના પુત્ર મહાપાલના સમયમાં ઓદન્તપુરી વિશ્વવિદ્યાલયમાં, બૌદ્ધ ધર્મના હીનયાન

સમ્પ્રદાયના એક હજાર અને મહાયાન સમ્પ્રદાયનાં પાંચ હજાર મહન્ત રહેતા હતા. પાલ વંશના રાજાઓએ ઓદન્તપુરી–વિશ્વવિદ્યાલયમાં 'એક મ્હોટું પુસ્તકાલય સ્થાપ્યું હતું; તેમાં વૈદિક અને બૌદ્ધ–બન્ને પ્રકારના હજારો ગ્રન્થ હતા. ઇ. સ. ૧૨૦૨માં મુસલમાન ભાઇઓએ તે પુસ્તકાલયને બાળી નાંખ્યું, અને મહન્તોના કતલે આમ કરી વિહારને નષ્ટ ભ્રષ્ટ કરી દીધું. શ્રી ધન્યકટકની માફક ઓદન્તપુરી–વિદ્યાલયના નમુના મુજબ પણ ટીબેટમાં શાક્ય નામનું એક વિશ્વવિદ્યાલય સ્થાપિત કરવામાં આવ્યું હતું.

પાલ રાજા વિદ્યા રસિક તથા વિદ્વાનોના સંરક્ષક હતા. ત્હેમનો સમ્બન્ધ વિક્રમ શિલા વિશ્વવિદ્યાલય સાથે પણ હતો. તે વિદ્યાલયને ભાગલપુર જીલ્લાની અન્તર્ગતિ સુલતાન ગંજ ગામની નિકટ ગંગાના દક્ષિણ તટે, એક પ્હાડની ટેકરી ઉપર મહારાજ ધર્મપાલે, ઈ. સ. ૭૫૦ માં બંધાવ્યું હતું. તેમાં બધાં મળીને ૧૦૮ ભવન હતાં. એ વિશ્વવિદ્યાલયને આધીન ૭ મહા વિદ્યાલય હતાં. તેમા ૧૦૮ પણ્ડિત ભણાવતા હતા. તે બધા પણ્ડિતો તથા અન્ય અતિથિ વિદ્વાનોનો ખર્ચ, પૂર્વોક્ત રાજાનાં આપેલાં ગામની આમદાનીમાંથી ચાલતો હતો. વચ્ચેનું ભવન વિજ્ઞાન મન્દિરના નામથી પ્રસિદ્ધ હતું. તેમાં વિહારના મહન્તો વિશ્વવિદ્યાલયના પ્હેલા અને બીજા વર્ગના પણ્ડિતો પાસે બૌદ્ધ ગ્રન્થો ભણતા હતા. રાજા ભયપાલના શાસનકાલમાં વિશ્વવિદ્યાલયની વ્યવસ્થા માટે ૭ હાર પણ્ડિતોની એક સભા હતી. અને રાજ પુરોહિતને હંમેશાં તે સભાના સભાપતિ નિમવામાં આવતા હતા. તે સમયમાં વિક્રમ શિલા વિદ્યાર્થીઓને મફત ભોજન આપવા માટે મહાત્મા જેતારિએ એક આશ્રમ સ્થાપિત કર્યું હતું. વિદ્યાલયના સ્થાયી વિદ્યાર્થીઓને ભોજન સારૂ ચાર આશ્રમ શરૂઆતથી હતાં, તે ઉપરાંત વારેન્દ્રના મહારાજ સનાતને દશમી શતાબ્દીની શરૂઆતમાં એક આશ્રમ સ્થાપ્યું હતું. મહારાજ ધર્મપાલના સમયમાં અધ્યક્ષના પદપર શ્રી બુદ્ધ જ્ઞાન પાદાચાર્ય હતા. અગીઆરમી શતાબ્દીમાં તે પદપર શ્રીયુત દીપાંકુર મહાશય નિમાયા હતા. ત્હેમની વિદ્વતાની પ્રશંસા સાંભળીને ટીબેટવાળાઓએ ત્હેમને નિમન્ત્રણ કર્યું હતું. તે વિશ્વવિદ્યાલયમાં ભણીને જે વિદ્યાર્થી ફતેહમંદ નિવડતા ત્હેમને પણ્ડિતની પદવી

અર્પવામાં આવતી હતી. તે સમયના સૌથી મ્હોટા નૈયાયિક પણ્ડિત જેતારિને તે વિદ્યાલયમાંથી પણ્ડિતની પદ્વી, અને રાજા મહાપાલના હસ્તાક્ષરિત પ્રમાણ પત્ર આવ્યું હતું. મહારાજા ત્હેમની વિદ્વતાપર એટલા પ્રસન્ન થયા હતા કે ત્હેમને દ્વાર પણ્ડિતના પ્રતિષ્ઠિત પદપર નિમ્યા હતા. ઈ. સ. ૯૮૩ માં કાશ્મીર નિવાસી રત્નવજ નામના એક પ્રસિદ્ધ વિદ્વાને પણ અહીંથી પણ્ડિતની પદ્વી, અને રાજા ચણુકના હસ્તાક્ષરિત પ્રમાણ પત્ર મેળવ્યું હતું. આ વિશ્વ વિદ્યાલયમાં વ્યાકરણ, અભિધર્મ, (બૌદ્ધ-મનોવિજ્ઞાન) દર્શન, શાસ્ત્ર, અને વૈદ્યકઆદિ ઘણા વિષય ભણાવવામાં આવતા હતા. ટીબેટના લામા આ વિશ્વ વિદ્યાલયમાં આવતા, અને અહીંના પણ્ડિતોની સ્હાયતાથી સંસ્કૃત ગ્રન્થોના અનુવાદ ટીબેટી ભાષામાં કરતા હતા. ઈ. સ. ૧૨૦૩ માં બખ્તિઆર ખિલજીએ આ વિહારને તેનાપર ચડાઈ કરી, તેમાં લુટફાટ કરી, નષ્ટ ભ્રષ્ટ કરી દીધું. ભારત વર્ષનાં અન્ય બૌદ્ધ વિહારોની પણ એજ દશા થઈ.

ભારતવાસી છે? આવું એક પણ વિશ્વવિદ્યાલય ત્હારા ભારતમાં છે?

---

# રામૂ ભંગી

ઇન્દ્ર વસાવડા.

[ઘરકી રાહ અને શોભા જેવી પ્રસિદ્ધ હિંદી નવલકથાઓના લેખક ભાઈ વસાવડા આ વાર્તા ગુજરાતીમાંજ લખીને આપે છે ત્યારે આપણને અત્યંત આનંદ થાય એ નિઃસંશય છે. ઇચ્છીએ કે ભાઈ વસાવડા પોતાની વાર્તાઓ આપતા રહે.....................તંત્રી.]

ઢોલૂ ગામની બહાર, ભંગીઓની વીસેક ઝુંપડીઓ ઉભેલી છે. રામૂ આમાંની એકમાં રહેતો. રામૂના આંગણાની સામે લીમડાના ઝાડ, હવામાં ઝોખા ખાતાં હતાં. એક લીમડાના થડની આસપાસ એક ગોળ ચોતરો બનાવવામાં આવ્યો હતો. વૃક્ષના થડને લગોલગ બે ત્રણ દેવનાઓની મૂર્તિઓ હતી.

ભંગીઓનાં ટાબરિયાં, આ લીમડાના ઝાડો નીચે છાયામાં રમ્યા કરતાં.

"મથુરિયા! ઓ મથુરિયા" ઝુંપડીમાંથી અવાજ આવ્યો.

"શું છે અમ્મા!"

"જા તો તારા દાદાને બોલાવી લાવ."

"હું નહીં જાઉં-રમું છું" ચોતરા ઉપર રમતી મથુરિયાએ અપ્રસન્ન થતાં કહ્યું.

"અરે જા તો! સોમવતી અમાવાસ્યાનું વ્રત છે આજ. આવીને જરા ખાઈ લે..."

"તું રમવા નહીં દે મા" કહેતી મથુરિયા પિતાને બોલાવા ચાલી નિકળી.

રામૂ મ્યુનીસીપાલીટીનો ભંગી. બાબુ રઘુવીર દયાલજી મ્યુનીસીપાલીટીના પ્રેસીડંટ હતા. ગામના અધિકાંશ ભંગીઓ મ્યુનીસીપાલીટીના નોકરો હતા. ચાર રૂપીયા મહીને તેમને પગાર મળતો. ગામની સફાઇ ઉપરાંત, દિવસ આખો, તેઓને પ્રેસીડંટ સાહેબ બતાવે તે કામ કરવું પડતું. તેઓ કુકરો પણ પાળતા, અને તેમનાં બચ્ચાં તથા વાળ વેચી થોડુંક પેદા પણ કરી લેતા.

પણ દરોગાજીનું નામ સાંભળી; ભંગી લોકો થર થર કંપવા લાગતાં. આટલો રૂઆબ દરોગાજીનો. પ્રેસીડંટસાહેબ તો નારાજ થતાજ, પણ દરોગાજીની નાખુશી, નારાજીની તો વાતજ ન પૂછો. નાની વાતોમાં લાલચોળ થઇ જતા;,અને મારવું પીટવું શરૂ કરી દેતાં.

રામૂ પ્રેસીડંટ સાહેબનો ઘરૂ નોકર હતો, ઘરનો ભંગી હતો. પોતાનો હલ્કો સાફ કરતો, પ્રેસીડંટ સાહેબના ઘર સામે આવેલ મેદાન ઝાડતો; પાયખાનાં સાફ કરતો, અને આ ઉપરાંત જે કામ તેને બતાવવામાં આવતું, તે કરતો. સવારના ચાર વાગે ઉઠીને પોતાના કામમાં લાગી જતો; ત્યારે માંડમાંડ, એક અથવા બે વાગે ઘેર જમવા જઇ શકતો.

દરોગાજી આજકાલ રામુથી નાખુશ હતા. તે દિવસ, તેમણે રામુને કહ્યું હતું "અબ્બા ! સાંભળેછે કે, વાંસની સુંડલી બનાવીને ઘેર દઇ જજે" પણ રામૂ ન જાણે કેમ તેમ તે દરોગાજીની ઇચ્છાને પૂર્ણ કરી શક્યો ન હતો; અને તેથી આજ કાલ દરોગાજી રામૂ ઉપર નારાજ હતા

આજે સોમવતી અમાવસ્યા છે. રામૂએ 'વરત' કર્યું છે. સવારથી ખાધું નથી; પણ કામ તો કરવુંજ જુએ ના ? મથુરિયાની અમ્માને ઠીક ન લાગ્યું કે દિવસ આખો—વરતને દિવસ પણ—ભોતણાં જોડયા કરે ને ફળાહાર પણ ન કરી શકે. એટલે તેણે પુત્રીને મોકલી—–'જા બેટા બોલાવી લાવ તો તારા દાદાને"

રામૂ પ્રેસીડંટ સાહેબના મકાનની પછવાડે વડલાની છાયામાં બેઠો સુંડલીઓ બનાવી રહ્યો હતો. કોઇક વખત ધુનમાં આવી બુમ બરાડા પાડતો ગાવા લાગતો અને પોતાની છરી વતી 'ઠપ ઠપ' કરતો વાંસની

ખિમચી જમાવતો; તો થોડી વાર પછી પાછો ચુપ થઇ જતો, અને ટોપલી ઉપર કમર ઝુકાવી દેતો.

"દાદા! દાદા!"

"કોણ?"

"ચાલો!"

"અરે! તૂં કેમ આવી રે? છોકરીને પોતાની પાસ ખેંચતા રામૂ બોલ્યો.

"અમ્મા બોલાવે છે."

"એમ! પણ બેટા! થોડી વાર પછી આવીશ."

"રામૂ! ઓ રામૂ" મકાનમાંથી અવાજ હતો.

"આવ્યો હજુર" કરતોક રામૂ દોડયો.

"ડાકખાને જા અને આ ફાર્મ ડાક બાબુને આપજે. જોજે મોડું ન કરતો" માતાજીએ હુકમ કર્યો.

"જે હુકમ."

"દાદા! ચાલોની? મોડું ન કરો.

"ચાલ! બેટી! ચાલ! રામૂ બોલ્યો. ચાલો જઇ આવું; ત્યાંથી ડાકખાને ચાલ્યો જઇશ. ઘર તરફ ચાલ્યો.

ઘરમાં પહોંચતાંજ, પત્નીએ કહ્યું, "લ્યો! આ આલુ ખાઇ લ્યો. હાટમાંથી કાલ માંગી લાવી હતી."

"લાવ! જલ્દી જલ્દી પતાવી દઉં. મ્હારે કામ છે."

લીમડા નીચે, ચબૂતરા ઉપર બેસી રામૂ ઉબાળેલાં આલુ-બટેટાં ખાવા લાગ્યો. સવારથી કામ કરતો હોવાને અંગે, તેમજ શ્રમને કારણ લીમડાની છાયામાં તેને નીંદર આવવા લાગી. ગરમી જોરથી પડી રહી હતી. સુસવાતો પવન રસ્તાની ધૂળ સાથે લઇ લીમડાંનાં વૃક્ષોને હલાવી રહ્યો હતો.

રામુને નિંદ્રા આવવા લાગી. વિચારવા લાગ્યો—ખાટલો ઢાળી લાવ જરા આડો પડું—તે પછી ડાકખાને ચાલતો થાઉં.

દરોગાજીની આંખો બીલાડી જેવી તીક્ષ્ણ હતી. તેમનાથી આ વાત સહન થઈ ન શકી કે જ્યારે બીજા ભંગીઓ કામ કરતા હોય રામૂ ઘેર ચાલ્યો જાય. થોડી વાર આમ તેમ આંટા મારી, ભંગીયોના મોહલ્લામાં આવી પહોંચ્યા. જોયું લીમડા નીચે ખાટલામાં રામુ લાટસાબની જેમ સુતો છે! એક ભંગીની આવી ગુસ્તાખી! બદમાશ નહીં તો! દરોગાજી સામે ખાટલા પર સુવાની ધૃષ્ટતા કરે છે. કમરે રામૂના બચ્ચા! આમજ નોકરી કરવી છે કે મરે! ઉલ્લુનો પઠ્ઠો! ડાકખાને જઈ આવ્યો? લાટ સાબની જેમ સુતો છે! યાદ રાખજે સાલ્લા......

રામુ ચમકીને ઉઠયો. ખાટલા ઉપરથી ઉઠી; માથા ઉપર જેમ તેમ સાફો લપેટી, હાથ જોડી બોલ્યો—

"આ ચાલ્યો સાબ!"

"સાલાઓ! તમારી જાતજ..."

"સાહેબ! સોમતી અમાસનું વરત હતું. ભૂખ લાગી રહી હતી, ફળાર કરવા આવ્યો હતો."

દરોગાજી અધિક ન બોલ્યા. દાંત પીસતા પીસતા, ક્રોધમાં પ્રેસીડંટ સાહેબના ઘર તરફ ચાલી નીકળ્યા. રામુનું હૃદય આશંકાથી ધડકવા લાગ્યું. આજ અવસ્ય કંઇ પણ અનર્થ થવા બેઠું છે. દોડતો દોડતો ડાકખાને ગયો. ડાક ક્યારની નીકળી ગઇ હતી. બેંકમાંથી રૂપીયા લેવાનું ફાર્મ જઈ શક્યું નહીં. ફાર્મ પાછું લાવી, રામુ પ્રેસીડંટ સાહેબના મકાન તરફ પાછો વળ્યો.

"ફાર્મ દઇ આવ્યો કે" આવતાંજ પ્રેસીડંટસાબે પુછ્યું.

"સરકાર! ગયો તો......પણ"

"પણ—બણ શું?"

"હજુર ડાક ચાલી ગઇ...ફાર્મ પાછું..."

"તો આટલી વાર સુધી ક્યાં મરી ગયો હતો ?"

"હજુર ! લાટ સાબની જેમ લીમડા નીચે સુતો હતો—તેને ડાક-બાકની શી પડી છે ?" દાઢી ઉપર હાથ ફેરવતાં દરોગાજીએ વચમાંજ ઉમેર્યું.

"હજુર હું પણ માણસ છું. આજે ભૂલ થઇ. આજ વરત હતુ એટલે ઘેર ચાલ્યો ગયો."

"જુઓ સાબ ! સામે જવાબ દે છે. પોતાની ભૂલ તો કબૂલ કરતો નથી ઉલટાનો..."

"હજુર ! દરોગાજી અદાવત..."

"કેમ ! બદમાશ ! હરામજાદા ! સૂતો ન હતો ?

"સુતો હતો...પણ...સાબ..."

"બસ ! ચૂપ રહો ! બકો મત ! શરમ નથી આવતી ? સો રૂપીયાનું નુકશાન કરી નાખ્યું—આજની ડાક ન જઈ શકી—બદમાશ નહી તો—દરોગા—લગાઓ જૂતા સાલ્લાને...આવા બદમાસોને હું નોકરીમાં નથી રાખવા માગતો."

કહેવાનીજ વાર હતી. જમાદાર રામૂને મારવા લાગ્યો.

"બસ ! દરોગાજી......" રામુ બોલી ઉઠ્યો.

જમાદાર સમજી ગયો—રામુના ભાવો બદલાયા છે–અન્દરનો આત્મા તેનો જાગી ઉઠ્યો છે. એક દિવસનો સીધો, ભોળો રામુ, આજ અત્યાચારથી કંટાળી ગયો છે; તે વધુ અત્યાચાર નહીં સહી શકે. હૃદયની અંદર ભરાયેલ દર્દને દુઃખનો ઘા આજે ફૂટી નિકળ્યો છે.

"બરખાસ્ત કરો આ નાલાયકને" પ્રેસીડંટ મહાશયનો હુકમ છુટ્યો

તે દિવસથી રામુ નોકરીથી બરખાસ્ત કરવામાં આવ્યો.

પ્રેસીડંટ સાહેબનો પુત્ર વિમળ આ ઘટના જોઇ રહ્યો હતો. તેને આ ન રૂચ્યું. આ સંબંધમાં કંઈ કહેવા જતો હતો કે તેના પિતાએ તેને અટકાવ્યો. વિમલ કંઇ બોલ્યો નહીં. આ અન્યાય મૂંગે મોઢે જોતો રહ્યો.

રામુ પવિત્ર જીવ હતો. એકાદશીનું વ્રત રાખતો, ને રાતનાં તંબૂરો લઈ આંગણામાં ભજન કરવા બેસી જતો. બે ચાર મિત્રો પણ આવતા, અને લાંબી રાત સુધી કીર્તન થતું. પણ બીજા ભંગીઓ રામુની આ ધાર્મિકતા ઉપર ખૂબ ચિડાતા; તેને ખૂબ બનાવતા. પણ રામુ તેના ઉપર ધ્યાન ન દેતો. તે કોઇથી ન મળતો ન વાતચીત કરતો.

રામુ—ઉદાસ વદને-ઘેર આવ્યો.

"દાદા! દાદા! આવો તો! જલ્દી—મારી આંખો મીચોને—અમે બધા રમીએ છીએ" મથુરિયા પિતાનો હાથ ખેંચતી બોલી.

"આજ જલ્દી કેમ આવી ગયા."

મથુરિયાની માંએ પૂછ્યું.

રામુએ ઉત્તર ન દીધો. ચબૂતરા ઉપર બીછાનું બિછાવી તેના ઉપર સૂઈ ગયો.

× × ×

રાત અંધારી—ભયંકર રાત. ભંગીઓના મોહલ્લાથી તંબુરાનો રણકાર, અને મંજીરાનો આવાજ, કબીરદાસના ભજનો સાથે સંભળાતો હતો. એક તુળસીના ક્યારામાં રામચંદ્રજીની છબી પધરાવેલી હતી. રામુ તંબુરો વગાડવામાં તલ્લીન હતો.

બેત્રણ બીજાં માણસો પણ ગાયનમાં તલ્લીન હતા.

થોડી દૂર, વીસ પચ્ચીસ ભંગીઓ બાટી દાળ બનાવી રહ્યા હતા. ધુંદી મધ્યમાં હાંકી રહ્યો હતો.

"હાં, લાઓ બોતલ! ઉડવા દો ભાઇ ઉડવા"

"હા લાવ તો! પીઓ."

"હાં, હાં ઉડવા દો! પ્યાલો ભર પ્યાલો.

શરાબ—શરૂ થઇ—બધા લાગ્યા પીવા. બેત્રણ માણસો બેઠા બાટી સેકી રહ્યા હતા; બેચાર દારૂ પીવામાં મસ્ત હતા; આજ ચંદુ ચોધરીએ

દાવત આપી છે. તેણેજ દારૂ પણ મંગાવ્યો છે. તેનીજ 'વાહ વાહ' બોલાઇ રહી છે. કુંદી તેનોજ પુત્ર છે; રામુ ઉપર ખૂબ બળતરા છે.

એક જણે રામુના ઘર તરફ સંકેત કર્યો. તેઓ રામુના ઘર તરફ જોવા લાગ્યા.

"ધર્માત્માનો દીકરો !" એકે કહ્યું.

"ઘણાય જોયાને—એના જેવા"-

"હો જુઓ તો ! ભગત બન્યે જાય છે,"

"કુંદી ! આજ રામુને દારૂ જરૂર પાઓ—તોજ ખરી બહાદુરી તમારી."

રામુના આંગણામાં ભજન થઇ રહ્યાં છે; કુંદીના હૃદયમાં લાહ્ય લાગી છે. આજ રામુને દારૂ પાઉં તોજ ખરો—તોજ ખરો તો—કુંદીઆને આ વિચારોમાં તલ્લીન થઈ ગયો. તે હરયો-ઉઠયો—ને રામુના ઘર તરફ ધસ્યો.

"રામ રામ ! રામુ ચાચા" તે બોલ્યો.

"રામ રામ ભાયલા ! આવો ! બેસો ! ગાઓ એકાદ ભજન બજન"

"જરા ઘર તો ચાલો ! કાકા ! દાવત છે."

"મારે તો દીકરા ! અમાસનું વરત છે !"

"ઓહ ! હવે બળ્યું વરત ! અમાસોને વરતો તો આવ્યાજ કરશે; પણ દાવત થોડીજ આવશે ?"

"ના ભાઇ ના ! હું નહી આવું " રામુએ સ્પષ્ટ ઉત્તર દીધો.

"ઉઠો તો, ત્યાંજ ગાજો" તંબુરો પકડતાં તે બોલ્યો.

આગન્તુકોના અનુરોધથી રામુ ઉઠયો; અને જે વૃક્ષની નીચે મંડળી બેઠી હતી ત્યાં આવ્યો.

"લો ! ચાચા ! શરબત પીઓ ?" એક યુવકે ગ્લાસ રામુ તરફ લઈ જતાં કહ્યું.

રામુએ પ્યાલો લીધો. મોઢા પાસે લેતાંજ શરાબની ગંધ આવતાં જમીન ઉપર ફેંકી દીધો.

"છોકરા ! મજાક કરે છે ?"

"અરે ! કાકા ! શા માટે આમ ચીઢાઓ છો ! ઘણા ધર્માત્મા થઇ ગયા ! તમેજ સ્વર્ગ જશો, અને હમે નર્કમાં જશું–કેમ ?

"બસ ! હવે વધારે જીભ ન ચલાવ.

અરે હવે જરા પીઓ તો ખરા ! નારાજ કેમ થાઓ છો ? ફુંદીએ આમ કહેતાં બીજો ગ્લાસ તેને ધર્યો.

"ફુંદી, માનીઃજા, જો !

પીઓ એક ગ્લાસ ?–કહેતાં તેણે પોતાનો હાથ વધારે આગળ ધર્યો,

ફુંદી ! તું નથી માનતો ?–કહીને રામુએ ગ્લાસ છીનવી જમીન ઉપર નાખી દીધો.

ફુંદીના ક્રોધની સીમા નથી. લાલ લાલ આંખો કરીને બોલ્યો. "કેમજી. પાગલ થયા છો કે ? ગ્લાસ કેમ નાખી દીધો ? મફતમાં આવે છે શરાબ કેમ ?"

રામુ કંઈ ન બોલ્યો. પોતાને ઘેર ચાલ્યો ગયો. ફુંદી તે અપમાન સહન કરી શક્યો નહીં.

જમ્યા બાદ, લાંબા વખત સુધી, મોહલ્લા બહાર, લીમડા નીચે, બેત્રણ વ્યક્તિઓ, આપસમાં આજ વિષય ચર્ચતા હતા.

\+ \+ \+

રામુનું ઝુંપડું–ભળ–ભળ–ભળ બળી રહ્યું હતું. અગ્નિની જ્વાળાઓ–ભૂખી નાગણોની જેમ રામુની તમામ વસ્તુઓને ભક્ષી રહી હતી. ભંગીઓના મોહલ્લામાં હાહાકાર મચી રહ્યો હતો. રામુ ને તેની પત્ની ભાગ્યને કોસી રહ્યા હતા. મથુરિયા પોતાના પિતાના ધુંટણને ચોંટી જોરથી રડી રહી હતી. રામુનું બધુંય બળી ગયું—ભસ્મ થઈ ગયું. ક્યાં

પાપોનું આ ફળ છે ? નોકરીથી બરખાસ્ત થયો—તેનું ઝુપડું પણ—જે તેનું સર્વસ્વ હતું—બળીને ભસ્મ થઈ ગયું. રામુના હૃદયમાંથી એક દીર્ઘ નિઃશ્વાસ નીકળી પડ્યો.

એક પાગલની જેમ આ બધું તે જોતો રહ્યો. ન તે આગ બુઝાવવા દોડ્યો કે ન તેણે કંઇ કર્યો પ્રયત્ન. પત્થરની જેમ જડવત્ ઉભોજ રહ્યો. કુંદી કૂવામાંથી ડોલ ખેંચી ખેંચી આગ બુઝવવાનો પ્રયાસ કરી રહ્યો હતો. આટલું સાહસ, કઠિન પરિશ્રમ કદી તેણે કર્યો હતો ?

"દાદા ! આપણે હવે ક્યાં રે'શું" મથુરિયા બોલી.

"સરગમમાં બેટા"

× × ×

ઘનઘોર અંધારી રાત હતી. આકાશમાં વિચરતા અસંખ્ય તારકોનો ક્ષીણ પ્રકાશ ઢોલુ ગામ ઉપર—તેના આસપાસના ખેતરો ઉપર પડતો. ચારે કોર–શૂન્યતા–શાંતિ. કોઇ કોઇ વખત કુતરાઓ ભૂંસતા; તો કોઇ વખત શિયાળો રડતાં. સનસન કરતો વાયુ—લીમડાઓને જોરજોરથી હલાવી નાસી જતો.

એક કાળી આકૃતિ ખભા ઉપર કંઇ લઇ, લીમડાના ચબુતરા સુધી આવી–સિંદુરથી રંગેલી મૂર્તિના પગને માથું નમાવી–કંઇક બોલતી બોલતી–એ વૃક્ષોના ઝુંડમાં અદૃશ્ય થઈ ગઈ.

થોડીવારમાં આકાશમાં ચાંદરાણા ઉગ્યા.

× × ×

વિમલ, બાબુ રઘુવર દયાલજીનો એક માત્ર પુત્ર. શાન્તિનિકેતન, બોલાપુરમાં ભણે છે. ગરમીની રજામાં ઘેર આવ્યો છે. તેની નસોમાં યુવાનીનું લોહી વહે છે. તેનું પવિત્ર હૃદય દયાને પ્રેમથી ભર્યું છે. ભારતની હીનદશા જોઈ, ભાવની અધિકતામાં તે ગાંડો બની જતો—ભારતના કંગાલ નિર્ધન, કિસાનને મજદૂર જોઈ તેનું લોહી તીવ્ર ગતિએ ધબકારા મારતું.

આજ રઘુવર દયાલજી નિર્દય હતા ? કેમ કહી શકાય ? ભંગીઓ અને ચમારોને ગાળો દેવી, તેમને મારવા :પીટવા—એ તેમને મન—સાધારણ વાત હતી. આ કાર્યથી કંઈ ભાવના એમના હૃદયમાં ઉત્પન્ન થતી હોય એમ જાણ્યું નથી.

"માતાજી ! આવો ઘોર અન્યાય ન થવો જોઇએ." આંગણામાં ખાટલા ઉપર બેસતાં વિમલે માતાને કહ્યું.

"શું બેટા ?" માએ પૂછ્યું.

"આજ તો ! પેલા બિચારા રામુને નોકરીમાંથી બરખાસ્ત કર્યો—દરોગાના કહેવામાં આવીને"

"સાચુ બેટા ! પણ આપણાથી શું થાય? તેમની વાતમાં આપણાથી દખલ કેમ દેવાય ?

"નહીં માતાજી ! તમારે પિતાજીને કહેવુંજ પડશે."

"ભલે ! કહીશ બેટા ! પણ માનશે થોડા ?"

આજ વખતે વિમલના પિતાજી અંદર આવ્યા.

"કેમ ? વાત શું છે ?"

"કંઈ નહી" પત્નીએ કહ્યું.

"તો પણ ?"

"પિતાજી ! આપે તે બિચારા રામુને કાઢી નાખ્યો. સાંભળ્યું છે કે કાલે રાત્રે તેનું ઝુપડું પણ કોઇએ બાળી નાખ્યું. આપ..."

"હા-પણ હતો તેવોજ બદમાશને. અરે પાણી લાવજે રે !"

"પણ પિતાજી—અન્યાય—"

"તમે બાલક છો-બચ્ચા છો ! ન્યાય અન્યાય—અરે ! પાણી "—

વિમલ વધુ બોલી ન શક્યો.

* * *

બાબુજીને પોતાના બગીચાથી અત્યંત પ્રેમ હતો. રામુનું ખાસ

કામ તે હતું કે તે બગીચાને પાણી પાય; અને છોડાની પૂરતી કાળજી લે. સુગન્ધિ પુષ્પો ઉપરાંત, લીંબુ–નારંગીના પણ થોડાં ઝાડો હતાં. કારેલાં ને તુરીયાંના વેલા–શાકભાજી–શું ત્યાં ન હતું ? સંધ્યા સમયે–જ્યારે સૂર્ય બગીચાની વાડ ઉપર ગોળ ગોળ દેખાતો–ત્યારે–બાબુજીની કુરસીઓ બગીચમાં પડતી અને ડાકટર સાહેબ, થાણેદાર સાહેબ–આવતા; અને રાતસુધી ગપશપ ઉડતી.

ભંગીઓના સુઅરો તથા, બીજાં જાનવરોના ઉપદ્રવથી બચવા માટે દરોગાજીએ ભંગીઓદ્વારા, બગીચા આસપાસ વાડ બનાવી હતી.

રાત્રીનો સમય. ચંદ્ર વાદળાઓના પટમાં સંતાકુકડી રમતો—પોતાનું ધવલ હાસ્ય સૃષ્ટિ ઉપર ફેંકતો હતો—બાબુજીનો બગીચો પણ જાણે ચાંદનીથી પ્રફુલ્લિત થઈ હસવા લાગ્યો હતો. પવનના એક ઝોકાએ આખાય બગીચાને ડોલાવી દીધો.

બગીચાની બહાર, ખેતરમાં ભંગીઓના દસ પંદર ડુક્કરો, ઉદર-પૂર્તિ કરવા માટે આમતેમ ફરતાં હતાં. ચંદ્ર પ્રકાશમાં ખાદ્ય પદાર્થ ગોતવા લાગ્યા. પાણીની નાળીમાં એક ડુક્કર મહાશયે મોઢું નાખતાંજ બગીચાનો સુંદર ચારો જોઈ મોઢામાં પાણી આવી ગયું ! કેવું સુંદર ! વાહ ! વાહ ! હૃદય આનંદને ઉમંગથી ભરાઇ ગયું. હવે વાર શી ? નાળીમાં આમતેમ કમર ઘસી, કાંટાની પરવાહ કર્યા વિના, તે તો અંદર ઘુસી પડ્યું. તેનું અનુકરણ—બીજાં ડુક્કરોએ કર્યું ને બાબુજીના બગીચાની મિજમાની ઉડાવવા લાગ્યા. એકાદ કલાકમાં બગીચાને મેદાનમેદાન કરી–ધન્યવાદ આપતા–હર્ષાનંદમાં ચીસ પાડતા–ડુક્કરો પાછા તેજ રસ્તેથી નિકળી ચાલતા થયા.

આ દૃશ્ય જોઇ ચંદ્રે પણ પહાડ પછવાડે મોઢું રાખી જરા હાસ્ય ફરકાવ્યું.

× × ×

પ્રાતઃકાલના તમામ કામથી પરવારી, બાબુજી પોતાના બગીચામાં શાકભાજી તોડવા તોડાવવા આવ્યા. પણ બગીચાની હાલત જોઇ તેઓ

પાગલજ બની ગયા. આ શું ? કોણે કર્યું ? બદમાસ સાલા–સુવ્વર–નોકરો—

"જમાદાર ! ક્યાં મરી ગયો છે ?"

"આયા હજુર" કહેતોક જમાદાર દોડતો આવ્યો.

"ક્યાં મરી ગયા હતા ? જુઓ જુઓ, આંખો ફાડી જુઓ. આ બગીચાને કોણે આ કર્યું ?

"ભોલુ—એ ભોલુ—સાલા સુવ્વરના પઠ્ઠાઓ—"

ભોલુ ભંગી જે રામુને બદલે રાખ્યો હતો, દોડતો દોડતો આવ્યો.

"સરકાર !"

"સરકાર ! બગીચાનું છીડું અટકાવ્યું હતું ?"

"જી—જી—સરકાર !" ભંગીઓના સુવરો આવ્યાં હશે. બાકી—બાકી—"

"જમાદાર ! દરયાફ્ત કરો ! કેનાં કુકકરો આવ્યાં તાં—જાઓ,"

"અભી માલમ કરતાં હું હજુર" કરતોક જમાદાર ચાલતો થયો ને બબડતો ગયો–સાલ્લાઓ કુકકરો છુટાં રાખે છે છુટાં—હરામજાદાઓ—

"અને સાંભળો ?" બીજો આદેશ છૂટ્યો.

"સરકાર !"

"કોઇ પણ કુક્કર આસપાસ દેખાય તો ગોળીથી મારી નાખો."

"જોહુકમ હજુર"

"પિતાજી !" આજ વખતે વિમલ આવીને બોલ્યો, "આમાં કુક્કરોનો શો વાંક ? આપ તેમને શામાટે ગોળીબાર કરાવો છો ?

"કેવા ગધા છો ? જોતા નથી–આખા બગીચાનું સત્યાનાશ કરી નાખ્યું."

"પણ બગીચાની વાડ ઠીક ન હતી તેથીજ તો તેઓ અંદર ઘુસી શક્યા."

"હજુર ! રામ ભંગીના ડુક્કર હતાં. તેઓજ રાતનાં આ બાજુ આવેલાં" દરોગાજીએ કહ્યું.

"બોલાવો—એ બદમાશને."

"હજૂર—તેનો કંઈ પણ પત્તો નથી."

"એનો પત્તો નથી; પણ એની ઓરત પણ મરી ગઇ ?"

"હજુર ! તેને લઇ આવું ?"

"હા, હા, લઇ આવો ! હું પાછો આવું ત્યાં સુધીમાં લઇને આવો."

"જો હુકમ સાબ !"

"પિતાજી ! આપ તે સ્ત્રી ઉપર અત્યાચાર . ...

વિમલ હજુ બોલતોજ હતો કે પિતાજી હાથમાં બેંત ઘુમાવતા ઘુમાવતા ગામડાની સફાઈ જોવા માટે ચાલતા થયા. આ બગીચામાં એક ઝાડ નીચે એક ઝુંપડી બનેલી હતી. આજ વિમલનું વિશ્રામ સ્થાન, અધ્યયન ગૃહ. અહીંજ, આરામ ખુરસી ઉપર સુતેલો વિમલ ઉપર્યુક્ત ઘટના ઉપર વિચાર કરી રહ્યો હતો. કેટલી નિર્દયતા ? કેટલો અત્યાચાર. તે પણ એક ગરીબ ઉપર આટલા નાના વાંક ઉપરથી તેને નોકરીમાંથી બરખાસ્ત કરવો—તેની ઝુંપડી કોઈ દ્વારા બળી જવી—ને તે નિરાધાર નિસ્સહાય થઈ ગયો. તેના પિતાજી કેટલા ક્રૂર છે ? કેટલા નિર્દય ! આ વિચાર તે સહી શકયો નહીં. તેનું ગળું ભરાઈ આવ્યું. તેનાજ પિતા જેને તે એટલું ચાહે છે તેજ અન્યાયી—આ અન્યાય કેમ કરીને બંધ થશે ?

વિનોદ—વિમલનો ભત્રીજો. ગરમીની રજામાં તે પણ કાકાને ત્યાં લ્હેર કરવા આવેલો. રમવું કૂદવું મારવું, લડવું તેજ તેના જીવનના સૂત્રો.

"ઓ નાઈસહંટ દાદા !" વિનોદ બોલ્યો—પોતાના ભાલાને હવામાં ઘુમાવતાં.

"શું ? શું કહ્યું ?" જાણે કે તન્દ્રામાંથી જાગતો હોય તેમ વિમલે પૂછ્યું.

"આજ તો શિકાર ઠીક હાથ લાગશે."

"તમે કુકરોનો શિકાર કરવાના છો ?"

"હાસ્તો, આજ તો ગણી ગણીને તેમને યમસદન પહોંચાડવા છે"

"વિનોદ ! તેમ ન કરતો. હાથ જોડું છું તને."

"જાઓ રે ! શા માટે ધતીંગ કરો છો !"

"નહીં–નહીં વિનોદ ! એમ ન કરતો. નહીં તો અનિષ્ટ થશે."

"અજી : રહેવા દો" અને વિનોદ ચાલતો થયો.

પ્રેસીડેંટ સાહેબ ગામડાની સાફ સફાઇ જોઇ બગીચામાં દાખલ થયા વિમલ ખુરસી ઉપર બેઠો હતો–વિચાર મગ્ન.

"દરોગાજી ! લઇ આવ્યા—રામૂની વહુને ?"

"જી હજુર !"

"હાજર કરો."

ભંગીને જોઈ બાબુજીનો ક્રોધ વર્ષા ઋતુની નદીની જેમ વધી ગયો. ઘૂંઘટામાંથી રસ્તો જોતી જોતી તે અંદર આવી! બાબુજીએ ક્રોધના આવેશમાં પગમાંથી જોડો નિકાળી તેના તરફ ફેંક્યો. ભંગણના મોંઢાથી ટકરાઈ તે નીચે પડ્યો.

"હરામજાદી ! જો ! આ ! તારા સુવરોએ આખાય બગીચાનો દાટ વાળ્યો. બતાવો કાન પકડીને સુઅરી કહીંની."

જમાદારે હુકમ શબ્દશઃ પાળ્યો.

"સરકાર ! આપ માલીક છો ! પણ કુકરો મારા એકલાના જ."

સામે જવાબ આપેછ ! નાલાયક !" અને એમ કહી બાબુજી ચાલતા થયા.

વિમલ શિલાની જેમ ઉભો હતો. આ બધુંય દૃશ્ય જોતો ઉભો હતો. ન બોલ્યો, ન ચાલ્યો.

રામૂની સ્ત્રી કરુણ આક્રન્દ કરી રહી હતી. આ અપમાનથી તેનુ

હૃદય ફાટફાટ થઈ રહ્યું હતું. દુઃખ એકલું નથી આવતું તો. તેના પતિની નોકરી જવી, ઝુંપડી બળી જવી; તે ઉપર પતિનું ચાલ્યા જવું ક્યાંક! તેને અસહાય છોડી ક્યાંક ભાગી જવું–એક ઉપર એક અનેક સંકટો તેના ઉપર આવી રહ્યાં છે. તેનું સર્વસ્વ જાતું રહ્યું. 'આ સંસારમાંથી તેજ ચાલી જાય તો કેવું મઝાનું? "મથુરિયાની માં! રોશો નહીં. શાંત થાઓ. જુઓ તો તમે તમારા છોકરાને છોડી કેમ મૂકયા? બાંધ્યા કેમ નહીં?

"ભૈયાજી! હું શું કરૂં? મારૂં ઘરબાર બળી ગયું છે તેમને ક્યાં બંધ કરૂં? કેમ બાંધું? મારૂં તો ઘરજ ઉજડી ગયું!" રામૂની સ્ત્રી રોતાં રોતાં બોલી.

"ઇશ્વરેચ્છા! ધીરજ ધરો–રોઓ નહીં. શાંત થાઓ."

"આપજ માબાપ છો! મારી નાખો તોયે અમે શું કરવાના હતા, સરકાર!"

વિમલનું હૃદય ભરાઇ આવ્યું. હૃદયના આવેશને તે રોકી શકયો નહીં. ધમ્મ દઇ પોતાની આરામ ખુરસી ઉપર લંબાવ્યું ને બાળકની જેમ રડવા લાગ્યો. રામૂની સ્ત્રી પોતાના ઘર તરફ ચાલતી થઇ.

વિમલ! ઓ વિમલ! જમવા ચાલતો વિમલની માતાએ અંદર આવતા કહ્યું.

"અરે રડે છે તું?" માતાએ કહ્યું.

"હું નથી જમવાનો માતાજી."

"અરે!"

પણ—વિમલના ધ્રુસકાઓ એ માતાના શબ્દોને રોકયા. પણ વિમલ ન આવ્યો. પુત્રને સમઝાવી તેઓ અંદર આવ્યાં. બાબુજીને જમાડવા પીરસવા.

એકાએક–વિમલને વિચાર આવ્યો. ખુરસી ઉપરથી તે ઉઠયો; અને બગીચાની બહાર આવ્યો.

બગીચાની એક બાજુ લીમડાનાં વૃક્ષોનો ઝુંડ ઉભો છે. એક લીમડાના ચબૂતરા ઉપર ગ્રામદેવતાઓની મૂર્તિઓ ઉભી છે. એક કાળા દેખાવનો માણસ આજ વૃક્ષોની આસપાસ, ગાંડાની જેમ, વેગથી ચાલી રહ્યો છે, કોઈ વખત તે આકાશ તરફ જુએ છે, તો કોઈ વખત લીમડાનાં વૃક્ષો ઉપર, તો કોઇ વખત, પૃથ્વી ઉપર, તો કોઇ વખત ઘૂંટણીએ પડી ઇશ્વરની પ્રાર્થના કરતો હોય એમ લાગે છે. તેની મુખાકૃતિ વિકૃત થઇ ગઇ હોય એમ લાગે છે. આજુબાજુ જોતો ધીરે ધીરે આગળ વધે છે. જરાક હસે છે, પોતાની કુહાડી તરફ દૃષ્ટિપાત કરે છે, ને તેના નેત્રોમાં લોહી વરસી આવે છે.

વિમલ ચાલતો રહ્યો. મેંદાન પાર કરીને લીમડાના ચબૂતરા ઉપર ચઢી લીમડાના થડને અડકી ઉભો રહ્યો. તે પોતાનાજ વિચારોમાં તલ્લીન હતો. આસપાસનું જ્ઞાન તેને ન હતું.

"ચીં, ચીં, ચીં" સામેથી અવાજ આવ્યો.

વિમલે જોયું, સામેના બગીચાની વાડ તરફથી એક કુક્કર, પોતાની જાન બચાવતું ભાગતું આવે છે. પછવાડેજ વિનોદ ભાલું ઉગામી દોડે છે.

"વિનોદ ! ખબરદાર ! ઉભો રહે !" વિમલે ચીસ પાડી. "નહીં, હું છોડીશ નહીં."

કુક્કર હવે ચબૂતરા પાસે આવી લાગ્યું. પેલો કાળી આકૃતિવાળો માણસ કે જે વૃક્ષોના ઝુંડમાં ફરી રહ્યો હતો ધીરેથી ચબુતરા ઉપર કુદ્યો, અને વિમલની પછવાડે ધીમેથી ઉભો થઇ ગયો. વિનોદે ભાલું ઉગામી કુક્કરનું નિશાન તાક્યું.

વિમળનું હૃદય રડી ઉઠ્યું. તે સામે દોડતા કુક્કરને બચાવવા કુદવાનો હતોજ કે તે કાળા માણસે કુહાડીનો ઘા વિમલના માથા ઉપર કર્યો. પરંતુ ઘા તેના ઉપર પડે તે પહેલાં તો વિમલ કુક્કર ઉપર કૂદી પડ્યો હતો. પોતાના પ્રહારના જોરને અંગે તે કાળો માણસ પોતાની જાતને સંભાળી શક્યો નહિ. તે પણ વિમલ ઉપર પડ્યો. તેની

કુહાડીની ધાર વિમલના ગળામાં ઘુસી ગઇ, તેના ગોટામાંથી એક ચીસ નીકળી. વિનોદનું ભાલું રામૂ ભંગીના હૃદયને આરપાર વિંધતું આરપાર નીકળી ગયું. કુક્કર છટકીને ભાગી ગયું.

સન સન સન કરતો પવન જાણે કે એ આત્માઓને દૂર દૂર લઇ ગયો.

x x x

બાબુ, રઘુવર દયાળજી ભોજન કરવા માટે પીરસેલી થાળી પાસે બેઠા છે.' અને વિમલના આવવાની વાટ જુવે છે. બેવાર બૂમ પાડી પણ જવાબ ન મળ્યો. બપોરનો વખત હતો. સૂર્યનો પ્રચંડ તાપ ગામડાને તપાવી રહ્યો હતો. બાબુજીને સહસા તે દિવસે યાદ આવ્યો જ્યારે તેમણેજ રામૂને રજા વિના ભોજન કરવાના કસુરને અંગે નોકરીથી બહાર કાઢી મુક્યો હતો. આજ જાણે કોઇ દૈવી શક્તિ તેને પણ ભોજન કરવા ના પાડતી હોય એમ લાગતું હતું. વિચારધારા તીવ્ર થવા લાગી જાણે તેમાં તણાતાં ન હોયએમ લાગ્યું. તે વ્યાકુળ થઇ ગયા.

વિમલ ! ઓ વિમલ ! ક્યાં છો." પણ જવાબ નથી. રામુનો દયાજનક ચહેરો દયાની ભિક્ષા માંગતો તેમની સામે ઉભો થયો. મરેલા કુક્કરોનું ઝુંડ તેમને દેખાયું. પાસેજ અરે આ શું ? બે મરેલી વ્યક્તિઓ પડેલી છે. એક સફેદ વસ્ત્રધારી યુવક પણ મરેલો પડયો છે. લોહી વહી રહ્યું છે, નેત્રો ખુલ્લાં છે. આ કોણ ! વિમલ ? બાબુજી ગભરાઇ ગયા.

"અરે વિમલને બોલાવો !" બાબુજીએ બૂમ પાડી પણ ચારે કોર શાંતી હતી.

બાબુજી થાળી ઉપર બેઠા વિમલની રાહ જોઇ રહ્યા છે

# બારી

હરિન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

[મૂળ લેખકની પરવાનગી વગર આ નાટિકા કોઇએ ભજવવી નહિ.-તંત્રી]

[કામદારની ખોલીનો અંદરનો ભાગ. નાનકડી બારીમાંથી દેખાતું આકાશ. જમણી બાજુ એક બારણું.

કામદાર પત્ની ચૂલા પાસે બેઠી છે. બે બાળકો, અન્જુ અને જ્યોતિ, બારી પાસે વાતો કરતાં બેઠાં છે.]

અન્જુ : બ્હેન, જ્યોતિ, પેલું વાદળું જોયું ? (હરખઘેલી જ્યોતિ તાળી પાડી ઉઠે છે.) મોટો, ધોળો ઘોડો, જાણે સાચ્ચેસાચો ઘોડો !

જ્યોતિ : એ ઘોડો લંગડો લાગે છે ખરું ? જો ને દોડી પણ નથી શકતો.

અન્જુ : એ કંઈ લંગડો નથી. ઘરડો છે એટલે દોડી નહિ શકતો હોય.

જ્યોતિ : કહે જોઉં ભાઇલા ! પેલું વાદળું દાદાજીની દાઢી જેવુંજ ધોળું મઝાનું દેખાય છે ને ?

અન્જુ : જો, જો-એ હાલ્યું-ક્યાં જતું હશે એ ?

જ્યોતિ : જો ! એ ઉંટ જેવું દેખાય છે ! એની ખુંધ જોઈ પેલી - મને તો એના પર કો'ક બેઠેલુંયે દેખાય છે. એ...ને ચાલ્યું એ તો દૂર સુદૂર.

અન્જુ : પણ એ ઊંટ ક્યાંથી હોય-ઊંટની ઘંટડી તો સંભળાતી નથી-સંભળાય છે ? મને તો નથી સંભળાતી, કારણ કે એને ઘંટડીજ નથી !—જો, જો-એ કેવું લાલ થવા માંડ્યું—કેવું લાલ-રાતે કામ પરથી પાછા ફરેલા બાપાની આંખો જેવું. મને તો લાલ વાદળું જરાય નથી ગમતું, તને ?

જ્યોતિ : ના !...કેવું વરવું. જાણે કારખાનામાંની ભટ્ઠીની આગ. મને તો ધિક્કાર છૂટે છે. લાલ વાદળા ભણી. મને તો દાદાજી જેમાં દાઝીને બળી મુવા એ કારગાં અંગારા જેવું લાગે છે. એક રાતે દાદાજી આંખો મીંચી જંપી ગયા ને બધા કહે–'એ મરી ગયા–, રામ શરણ થયા.'

અંજુ : હા, લાલ વાદળું...લાલ વાદળું શાના જેવું છે–કહું, બ્હેન ? સાંભરે છે પેલો જીવો–બાપાનો દોસ્ત, એ જીવાનો હાથ સંચામાં કચડાઇ ગ્યો'તો–તે ? એ માંસના લોચા યાદ છે તને ?...... કેવું ?...ઓહ !

જ્યોતિ : (એ વિચાર માત્રથી ચીસ પાડી ઉઠે છે.) ઓહ...હું લાલ વાદળાંઓ ધિક્કારું છું !

અંજુ : પણ મને લાલ ગુલાબ ખૂબ ગમે છે. બાપાના કારખાનાવાળા શેઠનો છોકરો રોજ પોતાના કોટમાં રાતાં ગુલાબ ખોસી લાવે છે.

કામદાર પત્ની : હવે છાનાં મરોને ઘડીવાર, છોકરાંઓ ! અંજુ જા–જોને દીવો પેટાવતો થા. જોઉં !

અંજુ : પણ મા, હજુ અંધારું ક્યાં થયું છે જે–હજુ તો આછું આછું અજવાળું છે.

જ્યોતિ : મને આ બારી બહુ ગમે છે–તને નથી ગમતી અંજુ ?

અંજુ : મને તો બારી ખુલ્લી હોય છે ત્યારે આકાશ જેવું ખુબજ ગમે છે.

જ્યોતિ : જ્યારે બારી દીધેલી હોય છે ત્યારે ભાંગેલા કાચમાંથી રાત જોવાની મને ઓર મજા પડે છે. રાત શું હશે હેં, અંજુ ?

અંજુ : કેમ એ તો કોઈ પણ કહી શકે ! તું નથી જાણતી શું ?

જ્યોતિ : અલબત્ત...જાણું છું. પણ તું જાણે છે ?

અંજુ : હાસ્તો. હુંયે જાણું છું. જ્યારે ભગવાન ઉંઘી જાય છે ત્યારે રાત પડે–જાગે છે ત્યારે સવાર !

જ્યોતિ : અન્જુ, પેલું વાદળું તો આઘે આઘે કયાંયનું ક્યાંય ચાલ્યું ગયું હશે ! હું ધારૂં છું એ જ્યાં દાદાજી ગયા છે ત્યાંજ ગયું હશે : તેઓ કેવા ભલા હતા, મીઠા હતા ? આપણા દાદાજી કેવા હેતાળ હતા ?—ને કેવા ગમગીન !

અન્જુ : જ્યોતિ તને કદી ગમગીની જણાય છે ?

જ્યોતિ : કયારેક જ—જ્યારે માને રડતી ભાળું ત્યારેજ માત્ર, પણ જ્યારે જ્યારે બારીમાંથી ડોકિયું કરી આકાશ આપણા સામું મલકે છે ત્યારે મને કેટલો બધો હરખ થાય છે ?

અન્જુ : માડી ! લાવ કાંડીનું બાક્સ કયાં છે ?—દીવો પેટાવું.

કામદાર પત્ની : આ-રહ્યું અહીં. બાકી તેરજ કાંડી રહી છે. સાચવીને વાપરજે. જ્યારે કાંડી સળગાવે ત્યારે બારી વાસી દેજે, નહિ તો પવન ફુંકાશે ને કાંડીઓ ફુલ કરી નાખશે.

અન્જુ : ના મા ! જોજે તો ખરી કેવો સાચવીને હું દીવો પેટવું છું તે. મને ખાત્રી છે પહેલીજ દીવાસળીએ દીવો પેટી જશે. (દીવાસળી ઘસે છે.)

જ્યોતિ : ઓ...ઓ ! કેવું મજાનું ! જ્યોત આંખ જેવી છે. જાણે કશુંક ગોતી રહી ન હોય !

અન્જુ : જો-જો પાછી-જ્યોતિ ! સંભાળજે ! (જ્યોત ઓલવાઈ જાય છે.)

કામદાર પત્નીઃ થયું ! એક કાંડી નકામી વેડરી ! મેં નો'તું કીધું ?

અન્જુ : માડી એમાં મારો વાંક નથી......જ્યોતિ......

જ્યોતિ : મેં તો કાંઈ નથી કર્યું. ખોટું નામ શાનું દે છે.

અન્જુ : માડી, માડી ! આવી ખરાબ કાંડીઓ તો કદીયે નો'તી દીઠી !

કામદાર પત્નીઃ એ કાંડી તો બગડી—ને હવે બાકી રહી માત્ર અગીઆર. એમાં તેર હતી !

જ્યોતિ : કારખાનામાં તો લોકો કે'તા'તા કે તેરનો આંકડોજ અપશુક-નીઆળ !

કામદાર પત્નીઃ (છોકરા પાસેથી બાકસ લઈ લેતાં) હું જ જાતે પેટવીશ–જાવ–ટળો અહીંયી–તોફાની બારકસ ક્યાંના ! તમારા બાપ આવશે ને ઘરમાં અંધારૂં ભાળશેને, તો એવા ખીજશે ને ભાંડશે......બિચારા બાપ...એ આખો દા'ડો કાળી મજૂરી કૂટે છે...સંચાની જેમ...સંચાની જેમ...

(બાળકો પાછાં બારી પાસે જાય છે)

હવે. હું આ દીવો પેટવું એટલી ઘડી બારી બંધ કરશો કે જરી ?

(બાળકો બારી વાસી દે છે).

અન્જુ : જ્યોતિ ! તું અંધારાથી બીવે ખરી ?

જ્યોતિ : ના રે ! ને તું ?

અન્જુ : જરાય નહિ ! હું તો અંધારાથી બિલકુલ બીતો નથી !

જ્યોતિ : મેં એક દિવસ બાપાને માડીને કહેતા સાંભળ્યા'તા—કે તેઓ અજવાળાથી ખૂબ બીએ છે—અજવાળાથી શા માટે ડરતા હશે એ ?

અન્જુ : જોતી નથી ? એમને આખો દા'ડો હસરડો કરવો પડે તે; ઓહ–જો, જો, જો ! પણે, પેલી ટેકરીએ પાછળનો પીળો પ્રકાશ જાયો ? પણે–પણે !

જ્યોતિ : ઓહ ! એ તો ચાંદો.........ચાંદો, મને ચાંદો બહુ ગમે છે ! ભાઈલા ! મને ચાંદો જોઈએ !

અન્જુ : ચાંદો તે કંઇ એમ મળતો હશે વળી !

કામદાર પત્નીઃ (દિવાલમાંના ગોખલામાં દીવો મૂકતાં મનમાં બબડે છે) મજૂર લોકો–હડેખાયલાં–અપમાનાયલાં. અમે ગરીબ કામદાર

કુટુંબો,—અભણ, અગવડ વેઠતાં ભૂખ્યાં, ગંદા, ચીંથરેહાલ, ભાંગેલાં,-ગંદી અંધારી ખોલકીઓમાં વસતાં, ખીચેલાં હાલતાં ચાલતાં મડાં, સાધન, પડછાયા. માણુસના ગુલામ-મિલ્કત-ગંદકી, પતન, રોગચાળો,—તસુ તસુ-કણીએ કપાતા પ્રાણુ સડતાં જીવન !—બિચારા નીંદરમાંય એ આજ બબડે છે. (પાછી ચૂલા પાસે જે રસોઈમાં પરોવાય છે.)

અજ્જુ : (ઉગતો ચન્દ્ર બતાવી) કેવો મોટો ગોળ છે—એ ચાંદો—જાણે સોનાની મોટી થાળી !

જ્યોતિ : મને તો એ સોનયા જેવો લાગે છે ! મારી કને યે હોય તો કેવુ સારૂં ? એ વડે હું કેટલુંય-ટગલાબંધ ખરીદત.

અજ્જુ : શું શું ખરીદત ?

જ્યોતિ : ઓ, હું બજારમાંથી મિઠાઇ ખરીદી લાવત.

અજ્જુ ; અને હું એક દડો વેચાતો લેત. અને ઓહ ! એ વડે કાલ આખો દિ' રમ્યા કરવાની કેવી મજા ! હાં બ્હેન ! મને તો લાગે છે ચાંદો મોટો દડોજ છે. કદાચ ભગવાન એ દડે રમતા હશે !

જ્યોતિ : મને આ બારી ખૂબ વ્હાલી લાગે છે. અહીંથી કેટલીયે અજાયબ ચીજો આપણે જોઈ શકીએ છીએ. આ બારીમાંથી ! ચાલ આપણે ગાઈએ અજ્જુ !

અજ્જુ : શું ગાશું ?

જ્યોતિ : બારીનું ગીત એકાદું ક !

અજ્જુ : હા, ચાલ. કર શરૂ.

જ્યોતિ : ના, તું શરૂ કર.

અજ્જુ : એમ કરીએ-બન્ને સાથેજ શરૂ કરીએ.

(જ્યોતિ અને અજ્જુ ગીત ગાવા માંડે છે)

## બારીનું ગીત. ×

બારી બારી તું બહુ સારી
વ્હાલી અમને લાગતી
ઘરમાંથી યે ચંદ્ર નિરખીએ
મઝા મીઠી શી આવતી ?
ખુલ્લી જ્યારે હોય, નિરખીએ
મન્દ વિહરતાં વાદળાં,
બંધ રહે તું તોય નિરખીએ
કાચ મહીંથી વાદળાં
બારી બારી તું બહુ સારી
વ્હાલી અમને લાગતી,
ચન્દ્ર મઝેનો આકાશેથી
પાસ અમારી લાવતી.

(તેઓ ગીતનો છેવટનો ભાગ લલકારતાં હરખઘેલાં થઇ ખૂબ જોરથી લલકારે છે-અને આખી મજૂર ચાલનાં ને શેરીઓનાં બાળકો એમનું ગીત ઝીલી લે છે.

કામદાર પત્ની : છોકરાંઉં-હવે રાબ પી સુઇ જવા ટાણું થવા આવ્યું—ચાલો જોઉં ।
(બાળકો બેઉ વચ્ચે એક ઠીબડામાં રાબ લઈ એક ખૂણામાં ગોઠવાય છે—ન દેખાય એમ)
[એક સ્ત્રી પ્રવેશે છે-પાડોશણ.]

પાડોશણ : એકાદ રાત માટે તમારી હાંડલી ઉછીની દેશો ? અમારી ભાંગી ગઇ-બેન.

કામદાર પત્ની : જરૂર, ભલી બ્હેન ! લે. લઈ જા ને પાછી આપવાની ખટપટમાં પડવાની તસ્દી ન લેતાં.

---

× ગીતનું ભાષાન્તર ભાઈશ્રી ક્રોલકે કરી આપ્યુ છે.

પાડોશણ : કેવાં ઉદાર આપ છો.તમે ! મારા છોકરાને ઠેબે ચડયું ને ભાંગી.ગયું-અમારૂં હાંડલું.

કામદાર પત્ની : ઓહ ! બ્હેન ! વ્હેલા મોડું સૌ કંઇ ભાંગવાનું તો છેજ.

પાડોશણ : તમારા ઘરવાળા રાતે મોડા આવવાના છે શું આજે ?

કામદાર પત્ની : હું તમને હમણાં એજ પૂછવા જતી'તી કે તમારા ધણી કામેથી આવી ગયા કે કેમ ?

પાડોશણ : ના, તેઓ કહેતા હતા કે તેઓ બધા ભેગા મળવાના છે- બધા કામદારો, એટલે કે-હં, બધાય ભેગા મળવાના,- કંઇક નક્કી કરવા-શું તે તો તેમણે મને ન કીધું-સમજ્યાં, હું રોજને ટાણેજ પાછી.વળી.

કામદાર પત્ની : હા, તેઓ બધા કંટાળી ગયા છે-બિચારા ! મને ખૂબ દુઃખ થાય છે-હું પણ તમારી જેમ અને બીજી પડોશણો જેમ કામે જઇ એમને મદદ કે રાહત આપી શકતી નથી-પણ હું જઇશ. હું જરાક સાજી થાઉં એટલે જઇશ-તુરત સમજી મારાં ફેફસામાં ખૂબ દુખાવો ઉપડે છે ને લોહી ઓકું છું. પણ તેની પરવા નહિ. એક વાર કામે ચડયા પછી હું સારીએ કેમ ન થઇ જાઉં ?

પાડોશણ : કામ, કામ, ને કામ ! મને સમજાતું નથી આ બધાનું છેવટ શું આવશે તે-સમજાતું નથી, શા માંટે આપણે આ બધું સહન કરવા જનમ્યા છીયે-અરે-જનમ્યા જ શીદને ?—કોઇ એશઆરામ ઉડાવવાને બીજા ગદ્ધાવૈતરૂં કરવા. જનમતાજ શીદ હશે ?

કામદાર પત્ની : આપણા માલિકો-શેઠીઆઓ કહે છે-જેવાં જેનાં કરમ- જેવાં જેનાં નસીબ-કિસ્મત-જેવી ભગવાનની મરજી. હમેશ આપણને તો આજ કહેવામાં આવે છે.

કામદાર પત્ની : ઓ ભગવાન ! શું તું ખરેખર ત્યાં છે, પણે ઉંડા-કાળા આકાશમાં ? તું સાંભળી શકે છે ? ન સંભળાતું હોય તો શું તું બહેરો છે ? સાંભળતો હો, તો શું મૂંગો છો ? મારા પ્રભુ ! કોણ છે તું ? પ્રભુ. પ્રભુ. પ્રભુ ! શું છે તું ? કંઇએ હોય તો ? (કામદાર પ્રવેશે છે—જરાક છાંટો પાણી લીધેલો—ને વધુ પડતા કામથી થાકીને લોથ થએલો.)

કામદાર : અરી ! હજુય તું ભગવાનને પુકારી રહી છો ? થાકતી નથી શું ? જાણતી નથી તે પાષાણ છે—કઠોર છે—ક્રૂર—નિષ્ઠુર છે ? જાણતી નથી એને આપણી પ્રાર્થનાઓ કાને ધરવાની ફુરસદ નથી—આપણે લોહીનું પાણી કરી રોટલો રળતા પામરોની પ્રાર્થના ! જાણતી નથી એ પણ લખપતિઓનો ખરીદાએલો છે તે—સંચાવાળા માલિકોનો બંધાએલો છે તે ? શા માટે ફોગટ વખત ગુમાવે છે—શા માટે તારાં ફેફસાને વધુ તસ્દી આપે છે ? શું ભઠ્ઠીનો ઝાળો ને ધુમાડાએ, કારખાનાની ઝેરી હવાએ, આપણે વસીયે છીયે તે અંધારી ગંધાતી ખોલીઓએ તેને ઓછાં બગાડયાં છે.જે ?

પત્ની : આજ તમને આવતાં મોડું થયું—નહિ ?

કામદાર : આપણાં ટાબરીયાં કયાં ગયાં ?

પત્ની : વાદળાં ને ચાંદાની વાતો કરતાં બબડતાં માંડ હમણાંજ, ઊંઘી ગયાં છે—આકાશભણી જોતાને દાદાજીની ધોળી દાઢી સાંભરી—ગુસપુસ કરતાં બારી પાસેજ બેઠાં રે છે—દિ'આખો !

કામદાર : તેઓને એ બારી ખૂબ ગમે છે, ખરૂં ?—બિચારાં પામર છોકરાં ! એજ માત્ર એમનો આનંદ, વાદળીયું આકાશ ચાંદો ને તારા—એમની એક માત્ર ખિલૌનાની પેટી—હં !

મજૂરના ઘરમાં જનમ લીધો એજ એમનો ગુનો—નખ્ખોદ જજો ભગવાનનું-કહું છું-નખ્ખોદ જાય એનું ! ! ! અને હું એને આમ ભાંડું છું એ માટે મને માફ કરે-એ !

પત્ની : આ-ઘડીવાર પહેલાંજ આપણી પાડોશણ-મારી બેન-પણી, એકાદું ક ઠીકરાનું વાસણ ઉછીનું લેવા આવી'તી! ગયે અઠવાડીયે બુધવારના મેળામાંથી ખરીદેલાં એ હાંડલાંમાંથી એક મેં એને આપી દીધું.

કામદાર : સરસ ! શું થયું'તું એમનાં હાંડલાંને? ભાંગી ગયું હશે મારા ધાર્યા પ્રમાણે તો !

પત્ની : હા, ને મેં એને કહ્યું-બધુંય ભાંગવાનુંજ છે ને વેલા મોડું.

કામદાર : ઠીક કીધું-રાજી થયો. તેં કીધું એથી, હા-કારણ કે-બધુંય મોડા કરતાં પેલું ભાંગવાનુંજ છે-બધુંય ! આપણે બધાંય ભાંગી રહ્યાં છીએ-આપણે બધાંય જિન્દગીની પળે પળે ભાંગી રહ્યાં છીએ-આપણે પામર, માટીનાં હાંડલાં-સસ્તાં હાંડલા !

પત્ની : તમે હમણાં સીધાજ કારખાનેથી આવો છો ?

કામદાર : હા, અને તું જાણે છ તેમ હું રસ્તે રોકાઈ ગો'તો.

પત્ની : તાડીની ગંધ તરતજ પારખી કાઢું ને !

કામદાર : તું તો બધું સમજે છે.

પત્ની : સમજું છું. પણ તેઓ તો બધા મજુરોને તાડી મૂકી દઈ ભગવાનનું નામ લેવાને ઉપદેશી રહ્યા છે, જુઓ છો ને !

કામદાર : બિચ્ચારા મજદૂરોને તો તાડી મૂકી દેવી એટલે ભગવાન મૂકી દેવો ને ભગવાન મૂકી દેવો એટલે તાડી મૂકવી

પત્ની : ચાલો-ચાલો—વાળુ કરી લો.

કામદાર : આજ મને પેટમાં જરાય ભૂખ નથી–અત્યારે, હું થાકી ગયો છું—ખૂબ કંટાળી ગયો છું–બટકુંયે નહિ ખાઈ શકું—બટકુંયે નહિ.

પત્ની : તમે આજે ખૂબ ચિંતાતુર જણાઓ છો.

કામદાર : હા. એક અફવા સાંભળીને.

પત્ની : શી અફવા ?

કામદાર : સંભળાય છે કે વેલાં મોડું દરેક ચીજ પર તેઓ કર નાખવાના છે.

પત્ની : કાયદા કોણ ઘડતું હશે–ભલા ?

કામદાર : કાયદાના ઘડનારાઓ તો આપણને કદીયે દેખાતા નથી. તેઓ એટલા બધા પવિત્ર અને મોંઘા છે. તેઓ આપણાથી સદાય અદીઠ રે'તા ભગવાનો જેવા છે–કારણ કે આપણે જો એકાદવાર ભગવાન જો નજરે ચડી જાય તો સાચ જણાઇ આવે ને.

પત્ની : કાયદાય છે ને વિચિત્ર ! બધાય કાનુનો માનવી ઘડતા હશે ?

કામદાર : બધા–હા–બધાજ ! મીલ કાયદા, કારખાનાના કાયદા,–જમીનના કાયદા,—

પત્ની : કરમના કાયદાય ?

કામદાર : હા,–એ ય ! બધાય કાયદાઓમાંનો સૌથી યુક્તિબાજ, સૌથી વધુ ! ! એ કહે છે આપણા આગલા ભવને પાપે આપણે અત્યારે કચડાઈ રહ્યા છીએ ને ભૂખ્યાને ભાંગ્યા પશુ, પક્ષીઓ, કીડીઓ, ! જીવ, જીવજન્તુ, વગેરે. ખાણોમાં. બધાએ ! અને આપણે એની સામે શિર ઝુકાવી ખડા રહીએ છીએ. ઓ,.....શું ધારે છે તું ? તેઓ એક નવો કાયદો કાઢવાના છે—તારી કલ્પનામાંય ન આવે

એવો–તને સ્વપ્નેય જેનો ખ્યાલ નહિ હોય એવો—
આજ સાંજેજ એમ સાંભળ્યું.

કામદાર પત્ની : મને કહો–રજેરજ કહો.

કામદાર : ભયંકર, નીચ, હીચકારૂં. બિચ્ચારાં મારાં છોરાં.

પત્ની : એમ તો નથી કહેવા માગતા ને કે તેઓ આપણી કનેથી આપણાં છોકરાં ઝૂંટવી–ખૂંચવી લેશે ?

કામદાર : મગદૂર છે એમની ! હું જીવતો બેઠો છું ત્યાં લગી તે નહિજ ! મારી ઝેરી થઇ ગએલ રગેરગમાં લોહીનું છેલ્લું ટીપુંય હશે ત્યાં લગી તો નહિજ !

પત્ની ! ત્યારે છે શું ?

કામદાર : હમણાં હું તને એ નહિ કહી સકું. ના. મારે નજ કહેવું જોઇએ—ના, હું નહિ કહું. સરસ, સરસ ! મથવા દો તેમને. તેમને ભૂંડામાં ભૂંડું કરવા દો. બધુંય વેલામોડું ભાંગેજ છે ને ! (આગાહી કરતો હોય તેમ હસતાં) તારું કે'વું સાચું છે–સાવ સાચ્ચું ! ?

પાડોશી : (એકાએક કોઈ સાથી કામદાર પ્રવેશે છે) ભાઇ, પાડોશી ! પેલી અફવા સાચી છે—પેલી, તે આવીયે લાગ્યો ! (આવ્યો એવોજ એકાએક અદૃશ્ય થઇ જાય છે)

કામદાર : તેઓ બધા આપણને કચડી નાંખવાનેજ, હણી નાખવાનેજ, પાંગળાં બનાવવાનેજ—જીવનભરનાં અપંગ બનાવવાનેજ નીકળ્યા છે. જાલીમ—સિતમગાર શેઠીઆઓ ! મુઠ્ઠીભર જાલીમો ! ! જેમણે આપણા હાથ પગ ચડી જોડે બાંધી દીધા છે, જેઓએ આપણને ઢોરની જેમ સંચે જોતર્યા છે, ઘેટાંની જેમ રહેંસ્યાં છે જેમણે આપણું જીવન સર્વસ્વ જળોની પેઠે ચૂસી લીધું છે— આપણી આવતી પેઢીને માતાના ગર્ભમાંથી જેઓ

જંજીર-જકડ્યા ગુલામો જોવા માગે છે. આપણને મૂંગા ઢોર કહે છે. તોય આપણે તેઓને બતાવી દઇશું ! મજદૂરો-અગ્રગત મંજદૂરોજ ! એકવાર એમને આપણાં ગંદાં-અંધારાં ઘોલકાં, ખોલીને કાતરીયાંઓમાં આવવા તો દો. અને તેઓ જોશે ને જાણશે કે મજૂરો પોતાનો સ્વારથ સરાવવાને વાપરવાનાં મૂંગા અંધ-જડ સંચા નથી. તેઓ જાણશે કે મજદૂરોય માણસો છે, સ્ત્રીઓ! છે, ને બાળકો છે-દરેકે દરેક એકત્ર છે, સંપૂર્ણ છે—ભવ્ય છે હરેક હૈયું છેલ્લી ત્વરિત વિજય કૂચ માટે તલપી રહેલ—આવ્હાન દઇ રહેલ રણભેરી છે—

પત્ની : થાકયા પાકયા ગરીબ સાથી ! હું સમજી, હું સમજી

કામદાર : કામદારોનેય ભેજાં છે ને તેઓએ વિચારી શકે છે, હસી શકે છે, સ્વપ્નાં સેવી શકે છે-સહી શકે છે-ને તેઓ કરતાં સારી રીતે ચાહી પણ શકે છે. મજદૂર વર્ગ ! હા-વ્હેલા મોડું એ ભાંગશેજ સ્તો ! મ્હેરામણના ઘૂઘવાતા-શોર ગર્જતા-લોટ સમા ! આપણે તેઓને પગાર આપી દેવાની ફરજ પાડીશું,—કાલ સવાર સુધીમાં તો તેઓનેય જાણ થશે કે આપણે ઉંઘ ત્યાગી વ્હેલાય જાગ્યા છીએ, સફાળા-લાંબા મરણમાંથી ! આખરે, આખરે, વ્હાલી ! જાલીમનોય આપણે તો પાડ માનવો રહ્યો. એમના જુલમ માટે ! એથીજ સ્તો આપણે આપણી ચિર નીંદ્રા ખંખેરી જાગ્યા છીએ ! એક ઘડીભર પણ હવે સંચે જોતર્યા ગુલામ આપણે નહિ રહીએ. આપણા આત્મા અને શરીરને સંચાનાં ભારે ચક્રો વચ્ચે કચડાતા મજૂરો-સંચાપર માલિકી ધરાવતા જુલ્મ સ્વાર્થી શેઠીઆઓના ગુલામો નહિ રહીએં-આપણે ઉઠીશું-પડકારીશું ને એના માલિક બનીશું—અને પછી ! આરામ !—સંચા લાખોના કલાગરા ચાકરો

ગુલામો ! સર્વસ ! હવે પછી ઘડીભરને માટેય અમે જીવતી કબરો નથી રહેવા માગતા. શું ! આશા? સ્વાતંત્ર્ય ? આપણે માટે, આપણે માટેય તે ! ગરીબ, પદદલિત, પામરો ! ફિક્કાં, સુકલકડી, થાકીને લોથ કામદારો ?

કામદાર પત્ની : હા, મારા વ્હાલા સાથી, હા ! આપણા સૌ સારા વાનાં થવાને હવે ઝાઝા દિ આડા નથી !

કામદાર : ના...એ તો ખૂબ આઘા–ખુ...બ. અને આપણે થાકી ગયા છીએ ! (હાથમાં ડામરની બાલડી અને પીંછા સાથે એક માણસ પ્રવેશે છે.)

માણસ : આટલી મોડી રાતે આવવા માટે ઘણોજ દિલગીર છું—કયાં છે બારી ?

કામદાર પત્ની : કોણ છે એ–ને અહીં શું કરવા માગે છે એ ?

કામદાર : સાચી પડતી અફવા ! સમજ્યો ! ભાઇ ! બારીને–તેય સરસ બારી–જીવનથી જ્યારે કંટાળી જા ત્યારે બહાર કૂદી પડવા–સમજ્યો !

માણસ : (બારીના ભાંગેલા કાચ પર ડામર લગાડવો શરૂ કરે છે) પાપ જેવો શ્યામળો–કાળો કાળ જેવો–આ ડામર છે ! ને હું તો માત્ર મારી ફરજ બજાવે જાઉં છું. બસ–બીજું કંઇ નહિ–ફરજ !

પત્ની : એનુંય ખસી ગયું છે કે શું ? શું કરે છે એ ?

કામદાર : એ બારી અને તેના રહ્યાસહ્યા ભાંગેલા કાચને ડામરથી રંગી નાખે છે ! જૂજ મુડીવાદીઓએ કાળો કાયદો કર્યો છે ! તેઓએ પ્રકાશ પર પણ કર નાખવો શરૂ કર્યો છે !

પત્ની : પ્રકાશ પર પણ કર ? ત્યારે શું આપણી ખોલીઓમાં અજવાળું ફરી કદીએ નહિ ડોકાવા પામે ?

માણુસ : જરાય નહિ—જ્યાં સુધી અજવાળા માટે તમે કર ન ભરી શકો—ત્યાં સુધી તો નહિજ ! તમે જાણો છો તેમ એનુંય માપ છે—જે વડે તમે અજવાળુંય ખરીદી શકો. આભાર થયો—ને હવે—વિદાય !—અરે—આ તો પરોઢીયું થવા આવ્યું !

(તે પોતાનાં બાલડી અને પીંછા સાથે બહાર ચાલ્યો જાય છે.)

કામદાર : ધોળે દિવસે લૂંટ તે આનું નામ ! અજવાળાની લૂંટ !

પત્ની : અને ત્યારે તો હવે તેઓ દરેક વસ્તુ પર કર નાખવાના, આપણી, આપણાં બાળકોની આંખો ઉપર પણ. આપણાં મોંઢાય સીવી દેશે, તેઓ વખતે આપણા સોણાં, આપણાં ગીતો અને આપણાં ડુસકાં અને હાસ્ય ઉપર પણ કર લાદશે. બધાય પર !

કામદાર : પણ આપણાં ભજનો અને પ્રાર્થનાઓ પર નહિ નાખે—કારણ કે આપણે આપણી જાતને પેલા ભગવાનને ચરણે ધરી દેવાની છે—પેલો ત્યાં છે ને ત્યાં—તેને (પોતાની મુઠ્ઠીઓ વીંઝે છે—આકાશભણી ને દાંત કચકચાવે છે.) જે બધું—બધુંજ જુવે છે અને છતાં એક સુખન સરખોય બોલતો નથી ! સંચાના ને જમીનના માલિકોએ એને વેચાતો લઈ લીધો—પૂરેપૂરો. કદાચ તેઓ તારા શરીર પર પણ કર નાખે ને પછી જ્યારે જ્યારે હું તને ચાહવા ઇચ્છું ત્યારે મારે ય કર ભરવાનો !

પત્ની : ઓ ક્રૂર—ક્રૂર કિસ્મત ! શું આ બધું સાચું છે ?

કામદાર : સાચું નહિ તો ?—અને છતાંય આજે એ બધું મોટું જુઠાણું લાગે છે ! તેઓ બધા ય જુઠા છે !

(શહેરમાં સાતના ટકોરા થતા સંભળાય છે).

પત્ની : શાના ડંકા છે—એ ? કેમ, સાત થઈ ગયા ? ને દીવોય

ઓલવાઈ ગયો! મારા ભગવાન! કેવું કાજળઘેરૂ અંધારૂં–કેવું ઘોર!

કામદાર : કાળું–સૂનિયા ઘર જેવું ઘોર–આંધળાની આંખો જેવું બળી ગએલા શરીર જેવું, કાળા કોયલા જેવું! પાડો, શાઓ! બિરાદરો! (ગાંડાની જેમ એ બરાડી ઉઠે છે) બિરાદરો!!!

અન્જુ અને જ્યોતિઃ (અંધારામાં જાગી ઉઠતાં) માડી! બાપા! આપણે ક્યાં છીએ.? (બુધીય ખોલીને ગાળીયાંમાં ખળભળાટ અને કોલાહલ મચી રહ્યો જણાય છે.)

કામદાર : અને પરોઢીયું આપણી રાહ જોતું બહાર ઉભુ હશે–રાહ જોતું ને આપણને બધાંને શું થયું હશે એવા આશ્ચર્યમાં ગરકાવ! અજવાળું! અજવાળું! તું સાચુંજ કે'તી'તી! બધુંય મોડાવેલું ભાંગવાનુંજ છે ને! પ્રકાશ! પ્રકાશ!!! (બારીના કાચ ભાંગી નાંખે છે......ચારે બાજુથી બારીના કાચ ભંગાતા હોય એવો અવાજ સંભળાય છે–પાડોશમાંથી)

આપણા તરફથી એમને આખરી આહ્વાન! પ્રકાશ! કામદારોની ખોલીમાં......પ્રકાશ! સહાયનો. (ખુશનુમા ગુલાબી પ્રકાશ–ટશરો ફુટે છે. કામદારો માટે નૂતન અને ઉજળા જીવન–નવજીવનના પ્રતીક શો.

# મહાસભાનું વિરાટ દર્શન

હરિપુરા અધિવેશન વિષે કંઈક.

ગો.

જીવનનો સાર્વત્રિક વિકાસ સાધવામાં મદદ કરનાર લેખન, આલેખન, ચિત્રણ કે મૂર્તિખંડન તે 'સાહિત્ય ને કલા એવું ધોરણ વાચકવર્ગે સ્વીકાર્યું છે અને તેને અનુરૂપ સામગ્રી સામયિક પત્રો એકઠી કરે તોજ તેમનું અસ્તિત્વ લેખે લાગ્યું કહેવાય. શુદ્ધ સાહિત્યની તાત્વિક ચર્ચાઓ જ કે કાવ્યપ્રદેશને સ્પર્શતું જ પીરસતું તેમાં ઉમેરો કરવાની દૃષ્ટિએ હરિપુરા અધિવેશન વિષે 'માધુરી'માં કાંઇક આવવું જોઇએ એવો આગ્રહ થતો રહે છે, હરિપુરા અધિવેશન એટલે રાજકારણનો કબીરવડ.

પરંતુ આજનુ રાષ્ટ્રીય મહાસભાનું રાજકારણ એ નવા જમાનાનું રાજકારણ છે એટલે કે પ્રજાઉત્કર્ષના સર્વ પ્રશ્નોની છણવટ રાષ્ટ્રીય મહાસભા કરે છે, વિશાળતા, ગહનતા ને દૃઢતા આવવાને કારણે એ સંસ્થા ઘેર ઘેર પ્રવેશી છે અને એની વિચારસરણિ બહુ જનમાન્ય થતી જાય છે, અત્યારના રાજતંત્રીઓ એને પોતાની પ્રતિસ્પર્ધિની સંસ્થા લેખવા લાગ્યા છે, આટલું ઉન્નત સ્થાન સંપાદન કરતાં આપણી મહાસભાને કેટલાં વર્ષો થયાં ? કેટકેટલાં બલિદાનો અપાયાં અને શી શી યાતનાઓ નાના મોટા દેશવીરોને વેઠવી પડી એનો ઇતિહાસ આલેખવો અસ્થાને છે. સિદ્ધિને પામતાં પહેલાં અનેક વિતકોમાંથી પસાર થવાનું હોય છે; આજે આટલે વર્ષેય આપણે હજી માત્ર પાટે ચડ્યા છીએ, જ્યારાં અહિંસક યુદ્ધો ખેલવાં બાકી છે.

આવી પરિસ્થિતિમાં હરિપુરા-અધિવેશન થયું.

તાપીને કાંઠે બારડોલી ને માંડવી, તાલુકાઓની હદમાં વિરાટનગર

ચાયું. વિઠ્ઠલનગર પાઘડીપને હોવાથી શહેરીજનોને બહુ કપરું લાગતું પરંતુ ગ્રામવાસીઓ તો નગરની લંબાઈ, વિસ્તાર પેખીને હરખાતાં એમને મન જેમ વિસ્તાર મોટો તેમ નગરની–વસ્તુની મહત્તા વિશેષ.

સ્વ. વિઠ્ઠલભાઈની ભવ્ય પ્રતિમા ઝંડાચોકમાં હતી પણ વિઠ્ઠલનગરનો આત્મા એમના અનુજ વલ્લભભાઈ ઠેર ઠેર દૃષ્ટિગોચર થતા, ગુજરાત એટલે શું એનો ખ્યાલ ગુજરાત બ્હારના લોકોને આવતો; કેટલા વિરોધીઓ મોઢામાં આંગળા ઘાલતા હતા. સરદારની વેધક વાણીને વિરોધ કરનાર એમની વ્યવસ્થા–શક્તિની કદર કર્યા વિના જંપી શકતે નહિ.

લાખો રૂપિયાના ખર્ચે આના કરતાં વધારે સુંદર કામ કરાવી શકાય; ગુજરાતમાં ધન ઉછળે છે વલ્લભભાઇ જેવા માંગનાર છે એટલે આ નગર આકર્ષક બન્યું છે! આવા ઉદ્‌ગાર કાઢનાર સ્થૂલ દૃષ્ટિએ વિચાર કરતો લાગે છે.

સ્વચ્છતા સેના, રસોડા વિભાગના સર્વ કાર્ય કરનારા, પ્રદર્શન વિભાગના ખંતીલા કાર્યકરો, કલાનો અનુપમ ઓપ ચઢાવનાર કલાકારો એઓ શું પૈસાને બળે ખેંચાઇ આવ્યા હતા કે? ગામેગામથી દાણાદુણીની જે ભાવપૂર્વકની ભેટો મળી તે શું પૈસાની ખરીદી હતી? રૂપૈયા ઘણા હોય પણ વ્યવસ્થાશક્તિ, સેવાભાવના અને ઉલ્લાસ ન હોય તો નાણાં એળે જાય છે.

× × ×

આ વિરાટનગરની સ્વચ્છતા સૌને આશ્ચર્યચકિત કરતી હતી સવારના ૭ વાગનાંજ સૈનિકો પોતાના કામે લાગી જતા. બાળાઓ યુવાનો, યુવતીઓ, પ્રૌઢજનો સૌ આ સેનામાં હતાં, એમના સેનાની શ્રી. જુગતરામભાઈ માત્ર વૈતરું કરાવનારા ન હતાં પણ બુદ્ધિપૂર્વક કામ કેમ થઇ શકે તેનો બોધપાઠ આપનાર છે. એમની છાવણી એક નિશાળો આશ્રમ બન્યો હતો. કામધંધેથી પરવારી સૌ આશ્રયચોકમાં સમીસાંજે મળતાં, ભજનકીર્તનો કરતાં, નેતાઓનાં ભાષણો સાંભળતાં, રાસ રમતાં,

ને બીજા દિવસ સારૂ ઉત્સાહભાથું બાંધી નિરાંતે પોઢતાં. આ સેના પોતાના 'કમળ' થી તુર્તજ પરખાઈ આવતી હતી. શ્રી ભુગતભાઇ. કવિ છે એટલે ગુજરાતના કલાકારો એમની મદદે હતા એટલે એમના વિભાગના દિવાલપત્રો કલામય હતાં. ફૈજપુર અધિવેશનના અનુભવ ઉપરથી અહીં સાધનોની વિપુલતા રાખવામાં આવી હતી. ભારે ખર્ચોમાં ઉતર્યા વિનાં બનાવેલી કચરાની નાનીમોટી પેટીઓ દરેક સ્થળે નજરે પડતી હતી. રસ્તે ચાલનાર એમાં જ કચરો નાખે એવું શિક્ષણ. આપોઆપ મળી રહેતું. આ વિભાગમાં કામ કરવાની સ્પર્ધા જાગતી જાય છે. કેળવાયલો વર્ગ આ કામમાં વિશેષ રસ લેવા લાગ્યો છે.

સ્વચ્છતા વિભાગ જેટલોજ ઉપયોગી વ્યવસ્થા વિભાગ ગણાય. આ વિભાગની રચનાને કારણે ગુજરાતના કેટલાક અખાડાઓાજે અલગ રહ્યા હતા. પણ સેવકો જોઇએ તે કરતાં વિશેષ આવ્યા—આવતા હતા. શ્રી. હરિવદન ઠાકોરના અને શ્રીમતી મૃદુલા બ્હેનના પ્રયાસે ઠેરઠેરથી સ્વયંસેવકોની ટુકડીઓ આણી હતી.

આવા પ્રસંગે જે રીતની તાલીમ જોઇએ તે પ્રકારની શિસ્ત, નિયમન સ્વયંસેવકોએ જાળવ્યાં હતાં. કેટલાક નાકાઓ ઉપર બાધા જેવા સેવકો મળ્યા હશે તો કેટલેક ઠેકાણે ચતુર, વિનયી પૂર્ણ સેવાભાવી ભાઈ-બ્હેનો મળતાં. એકંદરે એમ કહી શકાય કે સ્વયંસેવક સ્વયંસેવિકાદળોએ અધિવેશનના બધા વિભાગોમાં સારી વ્યવસ્થા જાળવી હતી. સ્વયંસેવિકા દળે કેટલીક વિશિષ્ટતાઓ દાખલ કરી હતી. બ્હેનો તથા બાળાઓ રાત્રે ચોકી રાખતી. માત્ર નેતાનિવાસની કે કુટુંબનિવાસનીજ નહિં પણ જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં તે જવા તૈયાર રહેતી, ડર એમનામાં ઓછામાં ઓછો રહેતો, 'નિયમોનું પાલન કરવામાં ને કરાવવામાં સેવકો કરતાં સેવિકાઓ વધારે પ્રવીણ નીવડયાં હતાં.

વિઠ્ઠલનગરની ભૂગોળથી અનભિજ્ઞ સેવકો ઘણા હતા, હિંદુસ્તાની સમજનારાં પણ ઓછા હતા એટલે પરપ્રાંતીઓ સાથે કામ લેવામાં ભારે મુશ્કેલી નડતી હતીઃ આવી આવી કેટલીક ઊણપો હતી પણ આખા

વિઠ્ઠલનગરમાં એકે પોલિસની મદદ વિના વાહન વ્યવહારથી માંડીને સામાન ઉચાપણીનાં કામો આ બન્ને દળોએ કર્યાં અને સૌની પ્રશંસા પામ્યાં.

× × ×

પ્રદર્શન એ અધિવેશનનું મુખ્ય અંગ છે. મુંબાઇની બેઠક પછી એનું સ્વરૂપ બદલાયું. લખનઉમાં પ્રદર્શન વિસ્તારી હતું, ફૈજપુરમાં કામ પુરતું હતું ત્યારે અહીં હરિપુરામાં સંતોષપૂર્વક ગોઠવાયલું હતું. દર વેળાએ નગરરચનાનું કામ છેવટની ઘડી સુધી ચાલતું જ રહેતું હોય. અહી જે જે ખાતાઓને પ્રથમ જરૂર હતી તે તે ખાતાંઓની રચના સમયસર થઇ ગઈ હતી અને તેથી અંદરની ગોઠવણ ખૂબ નિરાંતે વિચાર ને કલાયુક્ત થઇ શકી હતી. ફૈજપુરમાં પ્રદર્શને જમાપાસું દેખાડયું હતું તેમ અહીં પણ થયું લાગે છે. પ્રદર્શનમાં સુગંધીભર્યાં તેલો તથા પુસ્તક વિક્રેતાઓ જોઇએ તે કરતાં ઝાઝા હતા. સંયુક્ત પ્રાંતની સરકારે ગોળ બનાવટમાં જે નવી પદ્ધતિઓ દાખલ કરી છે તે બતાવવામા આવ્યું હતુ. અનેક દેશી રાજ્યોએ પણ પોતાને ત્યાંની ગ્રામોદ્યોગની વિશેષતાઓ રજૂ કરી હતી. માઇસોર, ત્રાવણકોર, પોરબંદર જેવાં રાજ્યોએ ઘણી પ્રગતિ કરી છે. ગુજરાતની પ્રવૃત્તિઓ વિશેષ પ્રમાણમાં રજૂ થાય એ સ્વાભાવિક હતું. અહમદાબાદનાં મજૂર મહાજને દારૂનિષેધ ચળવળને અંગે ગોઠવેલ શિક્ષણભવનનું જ્યોતિસંઘના વિભાગનું દર્શન, બારડોલી તાલુકાની પ્રવૃત્તિઓની માહિતી, હરિજન સેવક સંઘનું કામ, નવી જાતના સસ્તા કુવાનો નમૂનો વગેરે ગુજરાતની વિસિષ્ટતાઓ દર્શાવનાર વસ્તુઓ હતી. પ્રદર્શનની સર્વ વિગતોમા કેમ ઉતરાય !! આ સમયે ખાદીભવને નવોજ દેખાવ કર્યો હતો, ભવન તો નાનું હતું પણ ગોઠવણ નિરાળી હતી. શ્રી. વિઠ્ઠલદાસ જેરાજાણી પોતાના ચુનંદા સહાયકોના બળે આ ભવન સરસ ગોઠવી—ગોઠવાવી શક્યા; એમાંય કલાકારોએ નવોજ પલટો આણ્યો હતો. કયાં કઇ વસ્તુ દીપી ઉઠે એ કામમાં કુશળ એવાં વીલેપારલેનાં કુંવર બહેન વકીલ વીલેપારલેની ખાદી મંદિરની બ્હેનોની ટુકડીમાં હતાં અને તેથી જેરાજાણીભાઇને ખૂબ જ મદદ મળી હતી. કલાકારોએ ઘણું ઘણું અવનવું બતાવ્યું હતું. થાંભલાઓ ઉપર ત્રિરંગી પટ્ટાઓ લપેટી દેવા એ

સામાન્ય શણગાર ગણાય તેને બદલે ઠેઠ ઉપરના ભાગની ખાદીને અમૃત પાતો ઘડો બનાવાતો તોય અને તે અગાસીને ઝીલના પાત્રો એજ થાંભલાના નીચેના ભાગમાં ગોઠવાયા હોય એ આકૃતિ મનમોહક હતી એટલું જ નહિ પણ ખાદીભવનની મહત્તાઓની સૂચક હતી. શિલ્પનો ના નિભાવ. નાનો પણ ગુજરાતની ને ગુજરાત બહારની ખૂબીઓ બતાવનારો હતો. જ્યાં નંદલાલ બસુ એમના સાથીઓ, રવિશંકર રાવળ, કનુ દેસાઈ વગેરે કલાકારોના જૂથ એક રાગે કામ કરતા હતા ત્યાં કલાનો વિકાસ કેમ ન થાય? કલાની દૃષ્ટિએ વિઠ્ઠલનગર આખું કલાપ્રદર્શન હતું. દરવાજે દરવાજે સાદી સુંદર કલાકૃતિઓ હતી. ખાણુઓથી શું શું સાધી શકાય તે ફૈજપુરે અને વિશેષ કરીને હરિપુરાએ સાબીત કરી બતાવ્યું. દરવાજાઓ ઉપર ફરફરતી ધ્વજાઓ પણ શોભામાં અભિવૃદ્ધિ કરતી હતી. પરંતુ આ આખું કલાપ્રદર્શન કોઈ સારા કલાવિવેચકની કલમે આલેખાય તો જ એને પૂર્ણ ન્યાય આપ્યો ગણાય. વિઠ્ઠલનગરના દરવાજા એ નગરના ભવ્ય દર્શનનું એક અંગ બન્યું હતું. આમાં ખર્ચ સહેજ વધારે થયો હશે પણ દિવાનોનું રૂપાંતર થઈ ગયું. આસમાનમાંથી જોનાર વિઠ્ઠલનગરને માયાનગરી ગણે તો નવાઈ ન હતી.

પ્રદર્શનના દુકાન વિભાગ—ખાદીવાળા તેમજ ઇતર વ્યાપારીઓ લાવેલ માલ ખપાવી ગયા. પ્રદર્શનનો મનોરંજન વિભાગ ખાસ આકર્ષક ન હતો. ભૂલભૂલામણી લેનેના ચિત્રોનું પ્રદર્શન, માઇસોર રાજ્યનું હાથીદાંતનું પકાયેલું સિંહાસન જેમાં ખાસ ટિકિટોવાળા વિભાગો અંદર હતા. ઉપાહારગૃહ સ્વાગતસમિતિએ જ ચલાવ્યું હતું. ઉતારા જરાક આકરા હતા પણ માલની ખાતરીને કારણે એ ઉપાહારગૃહે ઠીક મેળા કરી. એમાં કંદોઈઓ સિવાય કોઈ નોકરો ન હતા. સ્વયંસેવકોએજ એ ગૃહની સર્વ સંભાળ રાખી હતી. ગીરદીના પ્રમાણમાં આ ઉપાહારગૃહ નાનું પડ્યું. ગ્રામોદ્યોગનો આગ્રહ સચવાયો, જો કે મીઠાઈઓમાં દેશી ખાંડનો ઉપયોગ કરવો પડ્યો હતો. મગનઘાણી, મગન ચક્કી (બળદથી ચલાવવામાં આવતી અનાજ દળવાની ઘંટી) સોયાબીનની દુકાનો ગામમાંથી જાપાને નીપજાવેલ ગૃહઉદ્યોગોની ચીજોનું પ્રદર્શન વગેરે વસ્તુઓનું પૃથક્પૃથક્ વિવેચન આ નોંધમાં અપ્રસ્તુત છે.

નગરનું રસોડું એ બહુજ મહત્ત્વનું અંગ લેખાય. જમવા રહેવાની સગવડ ઉપર અધિવેશનની સફળતાનો ઘણો આધાર હોય છે. રસોડાના ખાતાના સંચાલકો શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલે મહારાજને નામે પંકાતા આસક્તિ ને આપણાઓથી પર રહેવાનો આગ્રહ રાખનાર શ્રી. રવિશંકર વ્યાસે પ્રમાણસરની તૈયારીઓ રાખી હતી. સ્વયંસેવક, સ્વચ્છતા-સભા, રસોડા વિભાગના સ્વયંસેવક, કાર્યકર્તાઓ વગેરે અધિવેશનને ખર્ચે જમનારાજ લગભગ દશ સાડાદશ હજાર માણસો હતાં અને બહારના લગભગ વીસ હજાર મહેમાનોનો અંદાજ રાખી મુખ્ય રસોડે તૈયારીઓ કરી હતી, નગરમાં ત્રણ રસોડાં ચાલતાં હતાં. બે રસોડાં ફૈજપુર પહેલાં હતાંજ એક ખાસ રસોડું—નેતા વિભાગ માટેનું અને બીજું સામાન્ય. જ્યારથી અધિવેશન ગામડામાં ભરાવા લાગ્યું ત્યારથી જનતા રસોડું (ખેડૂત રસોડું) શરૂ કરવું પડ્યું છે. આ રસોડું સસ્તું હોય છે. ફૈજપુરમાં પ્રાંતની જરૂરિયાત પ્રમાણે રોટલા ને શાક હતું જ્યારે અહીં દાળ, ભાત ને શાક એ વાનીઓ ખેડૂત રસોડે પીરસાતી.

આ ત્રણે રસોડાને મજાકમાં નામો આપવાં હોય તો એમ કહી શકાય કે નેતારસોડું 'એ' ક્લાસ, સામાન્ય રસોડું 'બી, ક્લાસ' ને ખેડૂત રસોડું 'સી' ક્લાસ. આ ત્રણે રસોડાની જરૂર હોય છે ખરી ?! અનુભવ ઉપરથી એમ લાગે છે કે આપણા નેતાઓની સગવડો આપણે સાચવીજ રહી. એમાંય કેટલાક ખાસ વાનીઓજ ખાનારા હોય—ખાસ વાનીઓ એટલે કિંમતી નહિ પણ તબિયતને માફક આવે તેવી. આ ખાસ સગવડ જાળવવી તો જોઇએ. સામાન્ય રસોડે ભેદ પાડવાને બદલે નેતાઓ જ્યાં રહેતા હોય ત્યાંજ એ વ્યવસ્થા થાય એ કાંઇ ખોટું નથી. સામાન્ય રસોડાના બે વિભાગો થઇ જાય તો સારૂં. સ્વયંસેવકો કાર્યકર્તાઓનું એક રસોડું ને મહેમાનોનું બીજું. ઓછામાં ઓછા આ વિભાગો આવશ્યક છે જો કે એવી પણ સૂચના થઈ શકે કે જે વિભાગમાં હજાર માણસ હોય તેણે પોતાની વ્યવસ્થા કરી લેવી. પરંતુ એક દહેશત એ રહે છે કે આ રીતે જુદાં જુદાં ખાતાંઓ પ્રમાણે અલગ અલગ રસોડાં બની જાય તો એકસૂત્રતા ચાલી જાય. રસોડા સમિતિ બધે ઠેકાણે પહોંચી ન વળી શકે;

મહેમાનોનું રસોડું માત્ર અધિવેશન પહેલાં ત્રણ દિવસથી શરૂ થાય ને પેલું આપણું ખેડૂત રસોડું અધિવેશનના દિવસો પુરતું સવારના દશથી સાંજના ચાર સાડાચાર વાગતાં સુધીજ ચાલુ રહે.

અધિવેશનનો સમય સાંજનો હોવાને કારણે ભોજનનો ક્રમ બદલાવો જોઇએ. છેલ્લાં ચારેક અધિવેશનોએ એમ દેખાડ્યું છે કે પ્રેક્ષકો બપોરનાં પેટ ભરીને ખાઇ લે છે અને રાત્રે કાચાકોરા ખોરાકથી ચલાવી લે છે અથવા તો અધિવેશન મંડપની પાસેના ઉપાશ્રહોને ખટાવે છે. બપોરના ભોજનાલયનો લાભ લેનારનો લગભગ ૨૫ ટકા ભાગજ રાત્રે સામાન્ય રસોડે જમવા આવે છે. આ બધા ઉપરથી એમ સૂચના કરવાનું મન થાય છે કે સ્વયંસેવકો, કાર્યકર્તાઓ કે જેનો મોટો સમુદાય અધિવેશન જોવામાં રોકાયલો હોય તેને માટે સવારનો પેય સાથેનો નાસ્તો સાડા આઠ સુધીમાં, બપોરના ૧૧ાા થી ૨ાા સુધીમાં ભોજન ને સાંજે ૭ાા વાગતાં નાસ્તાનું પડીકું (આ પડીકામાં તીખો, મીઠો માલ હોવો જોઇએ) જો આપવામાં આવે તો સ્વયંસેવક, કાર્યકર્તાઓનાં સમય શક્તિ બચી જાય, તથા સામાન્ય રસોડાની હાડમારીઓ ઓછી થઈ જાય. મહેમાનો માટે પણ નાસ્તાનાં પડીકાં વેચાતાં અધિવેશન મંડપ આગળજ આપી શકાય. રસોડા વિભાગે પીણાંની (ચા, કોફી, દૂધ, શેરડીનો રસ જેવાં પીણાંની) સગવડ કરવી જોઇએ. આમ જો થાય તો મુખ્ય રસોડાનો ત્રાસ બચી જાય એટલુંજ નહિ પણ ખર્ચની બચત પણ થાય. પીરસવાના કામ માટે બ્હેનો પુષ્કળ પ્રમાણમાં મળે અને બ્હેનોને હાથે થતું પીરસણ કાર્ય એ ભલે જરાક ધીમું હોય પણ વધારે સુઘડ ને વ્યવસ્થિત થાય.

હરિપુરાના ખેડૂત રસોડાના મુખ્ય સંચાલક શ્રી. રવિશંકર મહારાજ એક લાખ માણસ રોજ જમાડવાની સગવડ રાખવાની ચિંતા કરતા હતા પણ પહેલા દિવસના અનુભવે એમને ખરો અંદાજ આપી દીધો. ત્રણે દિવસો મળીને ખેડૂત રસોડે ચાળીસ હજાર માણસ દોઢ આનો ભોજનનો આપી જમ્યું હશે. ખેડૂત રસોડે ગોળની કઢાઇઓમાં જે દાળ થતી તે સ્વાદમાં ઘણી ચઢિયાતી ગણાતી, ચોખા ને શાકનો સ્વાદ ઉતરે એમ ન હતો પણ લાલ ચોખાથી ટેવાયલા નહિ એવા લોકોને એ ન ફાવ્યું. આ

ખેડૂત રસોડાની આણી રચના પ્રમાણેજ મુખ્ય રસોડાની રચના થઈ હોત તો મુખ્ય રસોડું વધારે વ્યવસ્થિત ને સુઘડ લેખાત. મુખ્ય રસોડું સંજોગો પ્રમાણે સારૂં ચાલ્યું કહેવાય. રસોઇઆઓ હિંમતવાળા એમના ઉપરી શ્રી. ડાહ્યાભાઇ મહારાજ, અમદાવાદવાળા શેરદલાલ શ્રી. રમણિકલાલ, સેવાપરાયણ નાનુભાઈ દેસાઇ તથા નાનાભાઇ ભટ્ટની મહેનત ફળી. પ્રેક્ષકો આ રસોડું પંગતો જોઇને હેબતાઈ જતાં પંગતો લાંબી હોવાને કારણે પીરસનારાઓને અગવડો નડતી એટલે ખેડૂત રસોડાની માફક દરેક પંગત પચાસથી સાઠ માણસ બેસી શકે એટલીજ કરવી જોઇએ. મુંબાઈની રચનાની માફક અહીં પતરાવળ રાખવા માટે લાદીઓની હાર ગોઠવવામાં આવી હતી; આ હાર જમીનથી ચાર પાંચ ઇંચ ઉંચી હોવી જોઇએ જમવા આવનાર પોતાની સાથે જળપાત્ર લાવે, વાડકા લાવે અને જમ્યે. પછી પતરાવળ પડોશીને અડચણ કર્યા વિના ઉપાડી ગાડાંમાં નાંખી દે તો સાફસુફીનું કામ કેટલું સરળ થઈ પડે છે. એ હરિપુરાએ થોડેક અંશે દેખાડયું. ગુજરાત આ રીતે અનેક બોધપાઠો આપ્યા કરે છે. નગરમાં પાણીની વ્યવસ્થા ઘણીજ સુંદર હતી—ભોજનશાળામાં પાણીની તાણ પડતી કારણ કે જમવા આવનાર સૂચના પ્રમાણે પહેલીવાર પાણી ભરીને બેસતા નહિ.

મહેમાનો જુદા જુદા પ્રાંતોમાંથી આવે છે એટલે સૌને માફક આવે એવી વાનીઓ પીરસાય છે. પણ આ વેળાએ પંજાબીઓએ તથા મદ્રાસીઓએ પોતાના ચોકા જુદા રાખ્યા હતા. આ જુદે ચોકે માત્ર એજ લોકો જમતા એમ ન હતું. સામાન્ય પંગતોમાં વાર લાગે કે ઉપડે પંજાબી રસોડે, પુરીઓથી કંટાળેલ પંજાબી રસોડાની રોટલીઓજ પસંદ કરેને ; ને દહીંના રસિયા મદ્રાસી પંગતોમાં ભળી જાય. આથી જુદા ચોકાઓમાં વ્યવસ્થા જળવાતી નથી અને સામાન્ય ગોઠવણોમાં દખલ પહોંચે છે. મહારાષ્ટ્રીઓને છાશ વિના કેમ ચાલે? એમને દહીં છાશ અપાવાં લાગ્યાં એટલે સૌને માટે દહીં છાશની વ્યવસ્થા કરવી પડી. એટલી બધી સામગ્રી કાઢવી કયાંથી ? ગાયનું ઘી તો કાઠિયાવાડ, બિકાનેર, પંજાબ વગેરે સ્થળોથી ભેગું કરી રાખ્યું હતું,

એટલે હરિપુરામા ખાસ તૈયાર કરેલ ઘી ખૂટતા આ ઘી વપરાતુ. પણુ બધા માટે દહીં ! દોરી થોડીક ધુરી મૂકી સુગતથી સામાન્ય દહીં આવતુ ને સૌને છાશ પીરસાતી 'કન્ડેસડ્' દૂધ બહુ ગમે ન લાગ્યુ સવારના નાસ્તા સમયે ચા ઉકાળામા થોડુક વપરાતુ, એક દિવસ એનો દૂધપાક કરવામા આવ્યો. પણ દૂધને સાચવી રાખવા માટે ખાડ વધારે પ્રમાણમા ભેળવવામા આવી હતી જે એમા પાણીનુ મિશ્રણ કરવામા આવે તો અતિ પાતળુ થાય આવી આવી કેટલીક અડચણો નથા છતાય મોટે ભાગે ગ્રામોદ્યોગોને સ્થાન આપવામા આવ્યુ હતુ ગ્રામજનોએ ખેડૂત રસોડા માટે ચોખા દાળની મદદ કરી હતી રોકડ નાણા કરતા આ મણેર પાયશેર ચોખાની મદદ વધારે ભાવભરી હતી અને એના એજ પ્રેમે સ્વીકાર-આવતી એટલે કે પાયશેર ચોખાની ભેટ લાવનારનો સત્કાર થતો એની સાથે એટલે એના કુટુબના માણસો હોય તો એમને યે જમાડવામા આવતા રસોડાની વાતો ઘણી લબાઈ સુદીના તથા સાદા લાડુ ખીરો, લાપસી જેવા પકવાનો વિના ટકે ૨૨-૨૩ હજાર માણસો કેમ જમાડી શકાય ! વધુમા વધુ એક ટકે-સવારના-૨૩ હજાર માણસો સામાન્ય રસોડે જમ્યા હતા સામાન્ય રસોડામા કાચો સામાન આપવાની, બેકરી પાઉ પાઉ બિસ્કીટ પુરી પાડવાની શુભ શરૂઆત કરી હતી

રસોડા જેટલુજ મહત્ત્વનુ ખાતુ તે આપણા કલ્યાણજી મહેતાનો નિવાસવિભાગ કંગ્રેલી બધી કાળજી રાખતા પણ નગર વિરાટ ત્યા ભવભના અટવાઇ જતા પ્રતિનિધિ વિભાગ તો સાવ સરળ હતો પ્રેક્ષકનિવાસ અતિ ઘણો વિસ્તારમા હતો એમાય ક, ખ, ગ, એ પેટા ભાગોએ ઘણાને અતિશય મુઝવ્યા હતા કુટુબ કુટિરોમા કે સામાન્ય નિવાસોમા પુરતી સગવડ પાછળથી નોંધાવનારને ખાટલાઓ મળી શકયા નહિ પણ એમા વ્યવસ્થાપકો શુ કરે? પહેલેથી સૂચનાઓ મળે તે પ્રમાણે આવનાર ન વર્તે તો અડચણ એમને ભોગવવીજ પડે મઢી દરવાજા આગળના નિવાસીઓ ભારે કટાળતા કારણ કે તેઓ મડપ અને પ્રદર્શનને બીજે છેડે હતા એટલે કે લગભગ દોઢ

ાઇલ દૂર. મોટરબસો આખો રસ્તે દોડતી હતી પણ આટલી મોટી ાદનીને કેમ પહોંચાય?' એમાંય સૌ સમયસરજ વાહનો ઇચ્છે ત્યારે.

નગરમાંનાં બજારો, જાહેરાતનાં પાટિયાં, વર્તમાનપત્રો વેચવાન. કાણાં, છબી પાડનારના પરવાનાઓ વગેરે વિગતો થોડે ઘણે અંશે ાર્ચવા યોગ્ય છેજ, પણ સમય અભાવે એ બધું છોડી દેવું પડે છે. ંડાચોકનો વિસ્તાર સારો હતો નહિ તો અણુગણુજનો હરીફરી કેમ ાકે ? ધ્વજદંડ એક સુંદર કૃતિ હતી એમાંય લાકડાને જોડવા માટેની ાતુંની પટ્ટીઓ આકર્ષણ રૂપ બનાવવામાં આવી હતી, એની આસ. ાસની જાળીઓ, ગરેડીમાંથી દોરી સરકી જાય તો બીજી ગરેડીની વ્ય. ંસ્થા વગેરે વાતો નિરખી નિરખીને જોવા જેવી હતી. રાત્રે એ દંડ ાપર જો ત્રિરંગી બત્તીઓ મુકવામાં આવી હોત તો !! કદાચ ચાંદનીને ાનિમ લગાડવા ખાતર બત્તીઓ નહિ રાખવામાં આવી હોય.

ગોરસ સમિતિનો ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી, સ્વાગત ામિતિ હસ્તકનાં સર્વ ખાતાંઓને દૂધ પૂરૂં પાડે, માવો પુરો પાડે. ાીની તૈયારી તો પહેલેથીજ કરી રાખી હતી. એ સમિતિ પ્રદર્શનનેઃ મેક વિભાગજ ગણાય, ગોસેવા, ગોરક્ષાની ઝાંખી અહીં થતી હતી ાધમાંથી મલાઈ કાઢી લઇ ઘી કેમ બનાવાય, કન્ડેસડ દૂધ એટલે શું ાગેરે વાતો પણ વિભાગમાંથી જાણવા મળતી, નગરના રસોડાનો લોટ ાળવાની, મસાલા દળવાની યંત્રથી બળદઘંટીઓ અહીં ચાલતી હતી. ાા બળદઘંટીનો પ્રચાર થવો ઘટે.

પાણીની, રસ્તાઓની, આખા નગરની રચના, પ્રકાશની, એકની વ્યવસ્થા વગેરે વિષે ઘણું ઘણું લખી શકાય એમ છે, અમદાવાદના ાાલેક એન્જીનિયરે પેશો સારો પૂલ બાંધ્યો તે એક ભારે નવાઇ પ. ાાડનાર બનાવ ઘણાને મન લાગ્યો. ગુજરાતની સર્વ મોટી મોટી મ્યુનિસિપાલિટીની મદદ હતી.

કાર્યકર્તાઓમાં સામાન્ય રીતે એકરાગ હતો; કોઇક વાર આ ખાતું તો સુરતીના હાથમાં છે, આ ખાતું ચરોતરિયા બગાડી રહ્યા

છે ને ગુજરાતની આબરૂ ગુમાનના ભેદ છે, અમદાવાદીઓ આ બધું લઇ બેઠા છે, જેવી ટીકાઓ સંભળાતી પણ સૌ જીલ્લાના, ગામના ભેદો ભુલીને ગુજરાતના સુંદર કાર્ય–કરનાર તરીકે વર્તતા એટલે જ સરદારની અને સરદારની અને અંતે તો મહાત્માજીની આબરૂ વધી.

આવું અધિવેશન ક્યાંય જોવા મળશે ? કોઇ પ્રાંત આવું વિરાટ કામ કરવા હામ ભીડશે ? ગુજરાતે ૧૯૨૧નું અમદાવાદનુ અધિવેશન અનોખું બનાવ્યું હતુ તો હરિપુરા જુદી ભાત પાડ્યા વિના રહે ?*

ગો.

---

*આ સામાન્ય વાતોમાં નોંધ આટલી બધી લાંબી થઇ વિચારણા, મંત્રણા ભાષણો વગેરે. વિભાગો આ નોંધ સમાની શકે એમ નથી

# ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ

## નરસિંહ મહેતા

શંકરપ્રસાદ રાવળ

[ ગતાંકના પૃ. ૮૮ ચાલુ ]

ભાઇભોજાઇએ અકળાઈને એમ કહ્યું; હવિ અમ્હો તમ્હો થકી દૂર રહીએ;
મહેતાજી કહે પછી નિજ નારને: નગર જૂનાગઢમાં જઇને રહીએ."–૧૧

આ કથન અનુસાર એ ભાઇભોજાઇથી જૂદારું કરી જૂનાગઢમાં જેતપુર જવાના દરવાજા પાસે રહેવા આવે છે. આ મકાન મહેતાના કાલથી આજ સુધી 'નરસિંહ મહેતાનો ચોરો'ને નામે સુવિખ્યાત થએલું છે. દંપતીને આ ઘરમાં આવ્યા પછી પણ દુરમતીઆ ડાહ્યા દુનીઆદારોના અને એમની સંસ્કારી નાગર ન્યાતનાં અનેક આક્ષેપ અને કનડગતો સહેવાં પડે છે. પરમાત્માનો એ વખતનો એ વિરલ અને એકલ ભક્તવર આ સર્વથી અલિપ્ત અને અસ્પર્શ્ય રહી શકે છે. એનાં નિંદાખોરોને એ

"દૂરમનીઆ ડાહ્યા થઈ આવે શાણા થઈ સમજાવે રે."

એ અને

"એહેનારે અહમો એહેવા રે એહેવા, તહમો કહો છો તેહેવારે."

એવા સ્પષ્ટોક્ત ઉત્તરો આપે છે.

જૂનાગઢમાં આવ્યા પછી મહેતાજીને ઘેર એમના ૨૫મે વર્ષે પુત્રીરત્નનો સંવત ૧૪૯૫ માં જન્મ થાય છે. બે વર્ષ પછી સંવત ૧૫૯૭માં પુત્ર શામળશાહનો જન્મ થાય છે. આ ચાર કુટુંબીઓનું ભરણ પણ મહેતાનો વિશ્વંભર જ કરતો. એક તરફ વનન ળહાર મહેતાજી ભક્ત અને કવિ તરીકે પ્રખ્યાત થતા જતા હતા; બીજી તરફ એમના જૂનાગઢમાં એમના માથા ઉપર દ્વેષભાવના ડુંગરો ઊગતા જતા હતા. તે

---

૧૧ જૂઓ 'મામેરૂં'

વખતના દ્વારકાપીઠના શંકરાચાર્ય બહુ ઉગ્રચરિત ધર્માચાર્ય જણાય છે. શૈવો અને વૈષ્ણવો વચ્ચેનો જે નિર્મૂળ ભેદભાવ ચાલ્યો આવતો તે એમણે ઉપદેશદ્વારા શમાવ્યો હતો, છતા શૈવ સંપ્રદાયી નાગરો અને જૂનાગઢનો રાજ્યકર્તા રા' માંડલિક મહેતાના કટ્ટા દ્વેષી બન્યા હતા. ઉગ્ર પ્રજાજનો પોતાના રાજાના આવા વલણથી મહેતાને કનડે કે ભૂખે મારવા દે એમા નવાઇ નથી, અને મહેતાને ઉદરનિર્વાહના વાખા પડયા હશે જ. રા' માંડલિકની માતા મહેતાના સૌભાગ્યબળે વૈષ્ણવ હતી અને છાની રીતે એ મહેતા જેવા ભક્તવરને મદદ કરતી હતી

આ સ્થિતિમા પુત્રીપુત્ર પરણવા યોગ્ય થઇ ગયા. વિ. સં. ૧૫૦૪માં કુંવરબાઇનું લગ્ન ઊના ગામના એક શ્રીરંગમહેતાના પુત્ર સાથે કરવામાં આવ્યુ. લગ્નનુ ખર્ચ મહેતાએ મહાકષ્ટે કાઢ્યુ એવામા પુત્ર સામળદાસના વિવાહ થવા જોઇએ. પોતાના એકના એક પ્રિય પુત્રના આ દોહ્યલા કે દુઃખદ પ્રસંગ પરત્વે મહેતાજીએ ગાયુ છે કે :

'સુત તણૂ નામ તે દાસ સામળ ધર્યૂ, વિવાહમા કૃષ્ણ રે હેરી સાથિ-હર
દ્વાદશ વર્ષ વીતી ગયા કુવરને કામિની આવીને ઊભી થાસિ,
આપણૂ ઘર તો આહિ મોટુ ઘણુ નિધન વિવાહ તે કિમ થાસિ ?-હ૦

મહેતાજી કયો ઉત્તર આપે છે ?

"દુ ખ મ કર કામની ! વાત સુણુ ભામિની ! પૂરસિ મનોરથ કૃષ્ણ કામી
ધ્યાન ધર કૃષ્ણનુ, રાખ મન કૃષ્ણશૂ સાર કરશે નરસૈયાનો સ્વામી હ૦[12]

વડનગરનિવાસી મદન મહેતાને એક આઠ વર્ષની કમના નામની પુત્રી[13] હતી. એ ગૌરીને જૂનાગઢના કોઈ યોગ્ય કુલવાન વરને દેવાની શોધ કરવા દીક્ષિત ગોરને મોકલવામા આવ્યા. નરસિંહ મહેતાએ પોતાના વિવાહકાવ્યના પદ ૮ થી ૧૬ સુધીમા રસભર અને વિનોદી છતા કરુણ વર્ણન આ પ્રસગને લઇને આપ્યુ છે. વરકન્યાની યોગ્યતાના, તે વખતની રૂઢિઓના, પુત્રો માટે કન્યા લાવવા માટે બાજપક્ષી જેવા તૂટી પડતા

૧૨ સામળદાસનો વિવાહ પદ ૧૬ મુ
૧૩ કમળાને પ્રેમાનંદ 'સુરસેના' નામ આપે છે કેટલાક 'જૂઠીબાઇ' પણ કહે છે

માતાપિતાઓનાં ચિત્ર કવિએ વાસ્તવિક રંગોમાં ચીતર્યાં છે. સામળદાસની સાસુની આનાકાની શમ્યા પછી

" વૈશાખ સુદિ દિન શુભ પંચમી વાર ગુરૂ લગ્ન નિર્ધાર કીધૂં." ૧૪

મહેતાજીનો આ શુભ અવસર પણ એમની અડગ શ્રદ્ધાથી આકર્ષાએલા પરમાત્મા નિર્વિઘ્ને સફલ ને સમાપ્ત કરે છે. "બાર દિવસ થયા જાનને ચાલતાં આવી પહોંચી વડનગર પાસિ." એમ કહી કવિ પોતાના ઇશ્વરાર્પિત વૈભવથી ઉલ્લાસિત બની પુત્રને પરણાવવા જતાં ગાય છે કેઃ

"માનનીઓ નવલ સવિ ટોલિ મળી, મંગલ ગાય છે રથ બેઠાં;
ગડગડે દુંદુભી સામૈયૂં સજ્જ થયૂ; ખાય તંબોલ, મુખબોલ મીઠા.
શીઘ્ર સુખપાલ મેહેતાજી વેગે ચઢી, વરજી શણગારીને અગ્ર કીધા.
આવી પોહોતા ત્યહાં જાન શોભે જ્યહાં મદનમહેતા મન માંહિ હરખ્યાં;
ધાઇ ચરણે નમ્યા વેહેવાઈ મનગમ્યા નરસિંહ મહેતો દીઠા સિદ્ધ સરખા.શીઘ્ર."

કવિપુત્રનાં લગ્ન પૂરી ધામધૂમથી થયાં. વરવધૂ જૂનાગઢમાં દાખલ થયાં અને નરસિંહના સહકુટુંબ પ્રભુ પણ

"અંતરિક્ષ મારગિ અંતજામી વળ્યા, નરસૈયો રહ્યા તે પણ જોડે."

પુત્રપુત્રીનાં લગ્નોનાં ખર્ચ આમ નીકળ્યા પછી થોડાજ વખતમાં ભક્તના કરુણ જીવનને માણેક મહેતીએ મરણ પામી સંવત ૧૫૯૩–૦૭માં વિશેષ કરુણ કર્યું. પણ ત્યાંથી એક કરુણતા અટકી નહીં. માતાની પાછળજ યુવાન વિધવા કમળાગૌરીને મુકી યુવાન સામળદાસે સ્વર્ગારોહણ કર્યું. મહેતાજીનું કુમળું હૃદય આમ શોકાંકુથી દબાઇ ગયું. પિતા અને પુત્રી અને વિધવા કુલવધૂ શોકસાગરમાં ડુબી ગયાં. કવિ કહે છેઃ—

"પત્ની ને પુત્ર તે બે મરણ પામિયાં નગરના લોક કરે રૂદન;
અવશ જેહની થઇ તેહ જાય સહી લેશ નહીં શોક કર તું મન !"–૧૬

ભક્તના ભક્તિમય કુમળા દીલને આમ જ્ઞાનદર્શન કૈંક અનુશોચન

---

૧૪ સામળદાસનો વિવાહ, પદ ૧૬ મું.
૧૫ સામળદાસનો વિવાહ, પદ ૨૭ મું પૃ. ૮૯.
૧૬ મામેરુ.

કરતાં ચરતાવે છે. પરંતુ આ કરુણ પ્રસંગે કવિએ રડની પુત્રીને મનાવેના કરુણ શબ્દો અવધિ કરતા નથી ?

'ચિંતા મેલો રે શ્રી હરિને રે, કરશે ભક્તને સાહાય,
સાસરે પવાગે મારી કુંવરી રે' વિપતવેદના વિસાર
પીઅર તમારૂં રે પુત્રી ! હુકડું રે છે શ્રી ગોકુળપતિ પરિવાર
તાત તમારો રે ત્રિકમ રાયજી રે માત તમારી લક્ષ્મી નેહ,
મહીયર તમારૂં રે પ્રભુ વિના કો નહી રે, તેની શરણ તમારો દેહ
હરિગુણ ગાતાં હરખે હીંડજે રે સત મંગલ શુદ્ધ વિચાર
રુદન મા કરજો રે હરજી હસશે રે નથી કોઈ વ્યાજનું લેનાર
સુત નિર્ધનને રે તું પેટ પડી રે કૈં નવ પામી પીઅરમાં સુખ,
વાત કઠોર રે, નહોર નાગર તણી રે ઠામ ઠામ દીધું બહુ દુઃખ
માત તારી રે હરિને જઇ મળી રે ભાવ શ્રીકૃષ્ણ પામ્યો શરણ
ચરણ વળુદરો રે કુંવરી ! હું રહ્યો રે આજ આ કાળે શું હું મરણ
પ્રેમની પીડા રે કુંવરી ! પીડે ઘણું રે પણ શીરપે હરિનો હાથ,
નાથજી ન મુકે રે એક ક્ષણ થશી રે તે તુજ પિતા સાચો નાથ
પ્રભુને સંભારો રે પુત્રી મારી રે તે તો કરશે તારી સહાય,
ભણે નરસૈંયો રે હરિ ભજતે ભજો રે બીજો અવર નથી ઉપાય–૧૭

ઉદરનિર્વાહની, સ્વજનોના સ્વર્ગવાસોની, જ્ઞાતિજનોની ને રાજાની સતાવણીની આ આસમાનીસુલતાનીમાં છેવટે એક વાડી જેવી, આધાર-રૂપ પ્રિય પુત્રીને સાસરે વળાવનાર નરસિંહની આ મનોદશાથી કયો ગુજરાતી પિતા આ અદ્ભુત આર્દ્રતાથી આર્દ્ર થયા વગર રહી શકશે ?

કુંવરબાઈ આ પછી સાસરે જાય છે. એને સારો દિવસ આવે છે. ૧૫૦૬ થી ૧૦ સુધીમાં કુંવરના આ સીમંતનો સમય હોય એમ જણાય છે. નરસિંહે તો એમની દેવાએવા ભક્તની રીતની પેઠે આ મોસાળું કરવાનું પોતાને માથે ગણ્યું જ નથી. "કુંવરબાઈનું મોસાળું" એ ગુર્જર પ્રજાને સદા અમર રહે તેવો પ્રસંગ છે. અને નરસિંહે પોતે,૧૮ તેમ

૧૭ હારમાળા, પદ ૬૭ મું, પૃ ૨૫–૨૬
૧૮ રા. ભાનુસુખરામ મહેતાને નરસિંહકૃત 'મામેરૂ'ની પ્રત હાથ લાગી છે

# સ્વ. ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી

હિ. ગ. અંજારિયા

સાહિત્યના ક્ષેત્રમાં કેટલાક સીધા કર્તૃપદે કામ કરનારા હોય છે, કેટલાક સાહિત્યસ્વામીઓના સંદેશા સમજી જગતને સમજાવનારા હોય છે, કેટલાક સાહિત્યમાં રમી રહેલાઓને પોતાની સંગતિથી આનંદ વિનોદ આપનાર હોય છે અને કેટલાક દૂરથી પૂજનારા અને વખાણનારા હોય છે. સ્વતંત્રકૃતિ નિર્માણ કરવાનું ભાગ્ય બધામાં નથી હોતું, છતાં તેવા ભાગ્યથી વિહીન રહેલાની પણ સાહિત્યના ક્ષેત્રમાં કિમ્મત છે, ઉપયોગિતા છે, આવશ્યકતા છે. બોસ્વેલ સીધી રીતે સાહિત્યક્ષેત્રમાં કશું જ કામ કરનારો ન ગણાય, છતાં જોનસનના સંસ્મરણોને સેવી સેવી એવું કામ કરી ગયો કે કળાની દૃષ્ટિએ પણ માન પામે. આપણાં કમભાગ્યે શ્રી. ડાહ્યાભાઈ બોસ્વેલ જેવું કામ ન કરી શકયા—નહિંતર પ્રકૃતિથી અને અનુભવથી, સંસ્કારથી અને કેળવણીથી તેમનામાં જીવનસ્મરણો આલેખવાની ઉંચા પ્રકારની લાયકાત હતી. શ્રી. કેશવલાલભાઇના ગયા પછી જો તેઓ બે ચારેક વર્ષ પણ વધારે જીવ્યા હોત, તો અવશ્ય એક કે બીજે રૂપે આપણને ડાહ્યાભાઈની તે કુદરતી શક્તિનો લાભ મળત. શ્રી. ડાહ્યાભાઇ શ્રી. કેશવલાલભાઇ કરતાં એકાદ વરસ મોટા હતા—શ્રી. ડાહ્યાભાઈ પહેલા અને ખરા મિત્ર તો સ્વ. હરિલાલભાઈ (શ્રી. કેશવલાલભાઇના મોટાભાઇ, ચંદ્ર માસિક ચલવી જુવાનોને બહાર લાવનાર, કુંજ વિહાર અને પ્રવાસ પુષ્પાંજલિ નામના કાવ્ય સંગ્રહના લેખક, પ્રહ્લાદ અને આર્યોત્કર્ષ નાટકના લેખક)ના હતા, અને જો તેમણે ધાર્યું હોત તો સ્વ. હરિલાલભાઈના જીવન સંબંધે કાંઇક આપણને માહિતી આપી ગયા હોત, પણ તેવું તો કાંઇ બની શકયું નથી. છતાં આશા તો રહે ખરી કે શ્રી. કેશવલાલભાઇની સાથે તેમને એટલો બધો લાંબો સ્નેહસંબંધ હતો કે તેમના લાગણીના

ડેભરાદ્વારા આપણને કાંઇક નવું જાણવાનું મળત. પરંતુ એ બધું તો માત્ર વૃથા આશાવાદ જેવું હવે તો થઇ ગયું શ્રી. કેશવલાલભાઈ પછી પણુજ થોડા સમયમાંજ શ્રી. ડાહ્યાભાઈએ જીવનપરથી મોહ સંકેલી લીધો.

શ્રી. ડાહ્યાભાઈ પ્રકૃતિથીજ એવો આનંદી જીવ હતો કે જ્યાં હોય ત્યાં ગમગીની કે દીલગીરી ટકી શકે જ નહિં. તેમના જીવનમાં તેમણે પૂર્ણ પલટા અનુભવેલા છે અને છતાં હમેશાં જીવનનો આનંદ માણ્યો છે એટલુંજ નહિં પણ જ્યાં હોય ત્યાં બીજાને પણ આનંદ જ મણાવ્યો છે.

સાક્ષર તરીકે તેમને કીર્તિ મેળવવા બહુ દરકાર નહોતી—જો કે તેમાં તેમનું થોડું સરખું કામ પણ ઉપયોગી તો થયુ છે જ. સાડીના સાહિત્ય વિષે લખતાં તેમણે જે અનુભવ અને જે હકીકતો રજુ કરેલ છે તે દરેક અભ્યાસીને ખૂબ ઉપયોગી થાય તેવા છે. પૌરાણિક કથાકોષ જેવું મહેનતનું કામ પણ તેમણે માથે લઈ સફળતાથી પાર ઉતાર્યું અને જો કે મરાઠી પુસ્તક પરથી જ તેમને તો કામ કરવાનું હતું તો પણ વાંચનાર એમ ભાગ્યેજ જાણે કે તે પુસ્તકમા બીજા કોઇ તૈયાર પુસ્તકની મદદ લેવાઇ હશે.

આ ઉપરાંત તેઓ પોતાની જુવાનીમાં કવિ પણ થયા હતા અને મણિલાલભાઈએ દાખલ કરેલ ગઝલ ને સાખીની સાથે મેળમાં લાવી સરસ મિલાવટ કરવાનું માન તે લઇ ગયા છે. 'જુવ જુવ' જો કે સાધારણ પ્રતિનું પ્રેમ કાવ્ય છે અને ચમેલી (કાવ્ય ને વસન્ત રજતોત્સવ સ્મારક ગ્રંથમાં ન છપાયું હોત તો તો ભાગ્યેજ જીવતું રહ્યું હોત) પણ જુવાન માણુસ પોતાની પ્રિયતમાને ઉદ્દેશીને લખી કાઢે તેવા સરળ ઉદ્ગારોવાળું લખાણ છે, તો પણ તે લખાણમાં શ્રી. ડાહ્યાભાઇની દીલને અસર કરનાની આવડત અને હૃદયના ઉદ્ગાર શબ્દમય કરવાની સરળતા આપણને પ્રત્યક્ષ થાય છે.

આ ઉપરાંત પણ શ્રી. ડાહ્યાભાઇએ વિજ્ઞાનને લગતાં પાઠ્ય પુસ્તકો લખેલાં છે અને ખાસ તો ભૂસ્તર વિદ્યાના અભ્યાસ માટે વિલાયત પણ ગયા હતા. પરંતુ ભૂસ્તર વિદ્યાના કરતાં કાયદાશાસ્ત્ર વધારે અર્થ કરી લાગવાથી બારીસ્ટર થઈ આવી, શિક્ષણના ધંધાને પડતો મૂકી, તેમણે વકીલાતનો ધંધો સ્વીકાર્યો હતો.

પરંતુ જનસેવાના સામાન્ય કામમાં તો તેઓએ હમેશાંજ ભાગ લીધા કર્યો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની મેનેજીંગ કમીટીમાં શોભારૂપ નહિ, પણ ખરા કામ કરનાર સભાસદ તરીકે તેમણે હમેશાં કાર્યવાહકોને મદદ આપ્યા કરી છે; જેલમાંથી છૂટેલા કેદીઓને ઠેકાણે પાડવાની સંસ્થામાં પણ તેમણે ખૂબ લાગણીપૂર્વક અને કુનેહભર્યું કામ કર્યું છે-જીવદયાના કામમાં જ્યારે જ્યારે જરૂર પડી હોય ત્યારે કામ માટે તત્પરતા બતાવી છે, અને એમ જાહેર જીવનમાં અને જાહેર કાર્યમાં પણ તેમણે ખૂબ હોંસભેર અને ખરા દીલની લાગણીથી પોતાનો ફાળો આપ્યા કર્યો છે

તેમની અનેકવિધ પ્રવૃત્તિમાં કહાનડદે પ્રબંધની સંશોધિત આવૃત્તિ, અને તે કાવ્યનું આધુનિક ભાષામાં ભાષાંતર એ તો તેમને ખાસ માન અપાવે અને તેમના નામને સાહિત્યની દુનિયામાં હમેશાં જાણીતું રખાવે તેવી પ્રવૃત્તિ ગણવી જોઇએ.

આમ, છૂટક છૂટક, પણ બધી એકત્ર કરતાં સારો જથ્થો બતાવી શકે તેવી જૂદી જૂદી પ્રતિની અને છતાં ગુણમાં ઉંચા પ્રકારની અનેક કૃતિઓ આપી જઇ, પોતાનું જીવન આનંદમાં અને આનંદનું લ્હાણું કરવામાં વીતાવી. શ્રી. ડાહ્યાભાઇ સ્થૂલ દેહથી નિવૃત્ત થયા છે, પરંતુ તેમનો સૂક્ષ્મ દેહ સુંદર અને ઉપયોગી કૃતિની કીર્ત્તિ અને ઉપયોગીતાથી બંધાયેલો સુંદર સૂક્ષ્મદેહ આપણી પાસે મૂકી ગયા છે. તે સૂક્ષ્મદેહની આપણે બધા ખૂબ પિછાન કરીએ અને તેમના શ્રમ માટે તેમનો અંતઃકરણથી ઉપકાર માની, તેનો ખૂબ લાભ ઉઠાવીએ એજ હવે આપણું કર્તવ્ય છે અને એટલું તો આપણે બધાએ અવસ્ય કરવું જોઇએ કે તેમના જેવા કામ કરનારાં વિષે આપણા જુવાન વર્ગમાં અને આપણા લેખકવર્ગમાં ખૂબ માહિતી ચાલુ રહે તેવી કાંઇ વ્યવસ્થા કરવી. તેમનું બુલબુલ અને ચમેલી, તેમનો કહાનડદે પ્રબંધ પ્રાચીન અને અર્વાચીન અને તેમનો પૌરાણિક કોશ: આ કૃતિઓ ગુજરાતમાં હમેશાં સુપ્રાપ્ય રહે તેટલું આપણે કરી લઇએ તોપણ અમુક જાતનો સંતોષ મેળવી શકીશું. પ્રભુ આપણને તેવું કરવા માટે પ્રેરણા આપો એજ પ્રાર્થના.

# વાયાંગ વોંગ

જાવાનો નાટક

નટરાજ વશી.

પૂર્વે અવનિના પૂર્વાર્ધ ભાગ પર હિંદુ સંસ્કૃતિ, કલા અને ધર્મનો ફેલાવો સાબીત કરવા આજે ઐતિહાસીક પુરાવાની જરૂર રહેતી નથી હિંદુ અને બુદ્ધ ધર્મ સંપ્રદાયી મદીરો આજે સખ્યાબંધ સીઆમ, ચીન, જાપાન, જાવા અને બાલીમા દૃષ્ટિગોચર થાય છે. જાવામા બોરોબુદરનુ બુદ્ધ મહામદીર તથા પ્રભાનનનો હિદુ દેવાલય સમૂહ આ હકીકતનુ સચોટ બ્યાન કરાવે છે. આજે પણ આ પ્રદેશના લોકોમા ઘણા હિદુ ગ્રેહણીકરણીના તત્વો એઓના જીવનમાં વણાયેલા મહેલાઉથી નજરમા આવે જાવાની પ્રજા મુસ્લીમ ધર્મી ખરી, છતા ગ્રેહણીકરણીમા હિદુ વધારે. અહિ સલામ કરવાનો ચાલ બીલકુલ નથી બેરીગઓને મળતા હમેશા 'સબાહ' એટલે પ્રણામ કરે છે. સબાહ ને એ લોક અજલી પણ કહે છે. જાવા લોક મારી નજરે તો બગલમા કુરાન લઇ ફરતા હિદુઓજ છે મે મારી નજરે જાવા લોકને બોરોબુદરની પૂજા કરતા જોયા છે. સુરાકાર્તા તથા જોગજાકાર્તાના રાજમહેલોમા હજી પણ હિદુ સસ્કૃતિનો દીપ જ્વલત છે. જેમ હિંદમા બુદ્ધ ધર્મ હિંદુ નાટક અને નૃત્યને ન અટકાવી શક્યો, તેમ જાવામાં મુસ્લીમ ધર્મ હિંદુ નાટક અને નૃત્યને કઇ પણ કરી શક્યો નહિ. મુસ્લીમ ધર્મી પ્રજાનો હિદુ નાટક તે વાયાગ વોગ

જાવામાં નૃત્ય અને નાટકનુ સ્થાન ફક્ત રાજમહેલોજ છે રાજમહેલો સીવાય આ ભારે કલાની વસ્તુઓ જોવાની ભાગ્યેજ કોઇને તક મળે. રાજાઓ આને અમૂલ્ય જવાહીર જેમ સાચવે છે, એના પર હજારો

રૂપીઆનો ખર્ચ કરે છે. દરરોજ મહેલોમાં નૃત્ય શીખવાનુંજ હોય છે. મહેલોની સઘળી મુખ્ય ક્રિયાઓ 'મંડપ'માં (પંડપમાં) થાય છે, નૃત્ય અને નાટક પણ આજ જગામાં ભજવવામાં આવે. નાટકમાં રાજકુંવરો પણ ભાગ લે, અને અમુક નૃત્યો તો રાજકુંવરીઓજ કરી શકે.

રામાયણ અને મહાભારતના પુરાણા ગ્રંથો એ જાવાના નાટકોની મૂળ વસ્તુઓ. આજે હિંદનો કોઇ પણ જેમ આ ગ્રંથોનું બચપણથીજ જ્ઞાન ધરાવે અને આજુબાજુના માણસોને, રામ, સીતા યા તો અર્જુન, ભીમની બંધબેસતી ઉપમાઓ આપે તેમ જાવાની પ્રજા પણ ઉપમાઓ અને દૃષ્ટાંતો આ ગ્રંથોમાંથીજ ખેંચે છે.

જાવાનો નાટક વાયાંગ વેંગ બહુજ નાની વયનો છે. એ વાયાંગ કુલીનનો અમુક ફેરફાર સાથે મનુષ્ય પાત્રોમાં ઉતારો છે. વાયાંગ કુલીન એ જાવાનો છાયા નાટક, વયાંગ એટલે પડછાયો અને કુલીન એટલે ચામડું. આ નામ હોવાનું કારણ એજ, કે છાયા નાટકમાં ચર્મ પ્રતિમાએ વપરાય છે એ જેનો પડછાયો સફેદ પડદા પર ફેંકવામાં આવે છે. આ છાયા નાટકનું દિગદર્શન કરાવનાર સૂત્રધાર તેને 'દલાંગ' કહેવામાં આવે છે. આ પ્રતિમાઓને 'દલાંગ' પ્રશંસનીય નિપુણતાથી પડદા આગળ ધરી એને જોઇતું હલનચલન કરાવી પોતે અવાજ બદલી સંવાદ બોલે છે. આવી કથાઓ ફક્ત રામાયણ અને મહાભારતમાંજ છે. આ છાયા નાટકનું અન્ય નામ વાયાંગ પૂર્વ. જે દિવા વડે આ પ્રતિમાઓનો પડછાયો પાડવામાં આવે છે, તે કોઇ પણ રીતે બુઝાવો ન જોઇએ. જાવા પ્રજાની આંખે એ જીવન દિપ છે, એ જીવનનો પ્રતિનિધિ છે. એ મૃત થવાથી દલાંગનું અથવા તો વાયાંગ કુલીન કરાવનારનું જીવન જોખમમાં આવે. જ્યારે લોકોને કંઈ બાધા યા તો વ્રતમાંથી નિવૃત્ત થવું હોય ત્યારે માનતા ઉતારવા વાયાંગ કુલીનનો કાર્યક્રમ ગોઠવાય છે, આ નાટકનો હેતુ ફક્ત જનતાને આનંદ સાથે બોધ આપવાનો હોય છે.

વળી છાયા નાટકમાં જાવાના ઐતિહાસિક અગર તો પુરોગામી મહાપુરૂષોના ચરિત્રો પણ ઉતારવામાં આવ્યાં છે. આનું નામ વાયાંગ વેંગ.

ખાસ કરીને જંગલાના પાંજી (Panji)નું ચરિત્ર અહુજ લોકપ્રિય છે. રામાયણ અને મહાભારતની માફક આ નાટકમાં દેવો સન્યાસી પુરૂષો હરનિશ સાથ આપે છે.-આ ચરિત્રોને દલાંગ અમુક છુટ લઈ પોતાનુ ઉમેરીને ઘણાં રમુજી બનાવે છે. ઘણીએ વખત દલાંગ તક મેળવી આજુબાજુના આધુનિક બનાવો પર પણ ટીકા કરી લે ખરો, આ રીતે દલાંગ જનતાના વિચારો પર સારી અસર કરી શકે. હું સુરાકર્તામાં હતો ત્યારે એક બાહોશ દલાંગે પાંજી કથા પરથી પોતાનો એક નવોજ છાયા નાટક રચ્યો હતો. આની પ્રતિમાઓ પણ એણે સહેજ બદલી હતી. આ ઉપરથી સહેજે કળી શકાય કે જાવામાં હાલ પણ છાયા નાટક કેટલો પ્રિય છે.

આ વાયાંગ ગડોગનું સ્વરૂપ વખત જતાં વાયાંગ કલીટીકમાં ફેરવાયું; પણ આમ થવાથી વાયાંગ ગડોગ કંઈ મૃત્ય પામ્યું નહિ વાયાંગ કલીટીકમાં ચર્મ પ્રતિમાઓને બદલે લાકડાંની પુતળીઓ વપરાશમાં આવી. આ પુતળીઓ ચર્મ પ્રતિમા પરથીજ બનાવી એના જેવાજ રંગો અને જેવાજ ચપટા આકારની. જો કે અમૂક ફેરફાર અનિવાર્ય રહ્યો. આ વાયાંગ કલીટીકથી જાવાના છાયા નાટકની પહિલીજ વખત મૂળ પ્રથા બદલાઇ. પ્રેક્ષકોને આ પુતળીઓનો પડછાયો બતાવવામાં નથી આવતો, પરંતુ આબેહુબ પુતળીઓજ બતાવવામાં આવે છે. છતાં પણ આ પુતળી નાટક વાયાંગ કલીટીક એટલે કે પુતળીનો પડછાયો-એવા નામથીજ ઓળખાય છે. આ પુતળી નાટકની કથાઓ મોટે ભાગે જાવાના અતિપ્રિય હિંદુ રાજા મન્ત્યાપહિતનું વૃત્તાંત સંયોજાય છે.

આ વાયાંગ કલીટીકની ચપટી કાષ્ટ પુતળીઓને, આગળ જતાં વધુ મનુષ્ય સ્વરૂપ અપાયું, એને ઢીંગલી (હું ઢીંગલી કહીશ; ફક્ત પુતળીથી જુદાઈ જાળવવા.) માફક વધારે સુંદર પોશાકવાળી અને ઘાટદાર ઘડવામાં આવી. આનું નામ વાયાંગ ગોલેક એટલે ઢીંગલી અને વાયાંગ એટલે આગળે કહ્યા મુજબ પડછાયો. આ વાયાંગ ગોલેકમાં પણ વાયાંગ કલીટીક માફક પ્રેક્ષકાને પડછાયો નથી બતાવવામાં આવતો, પરંતુ દલાંગ ઢીંગલી-

ઓજ બતાવે છે. આ ઢીંગલી નાટકની વસ્તુઓ, રામાયણ મહાભારતથી માંડીને તે જાવાની છેલ્લામાં છેલ્લી ઐતિહાસિક કથાઓમાંથી લીધી છે.

વખત વહેતાં આ ઢીંગલીઓ સજીવન થઈ; મનુષ્ય સ્વરૂપ લીધું. માણસો પોતેજ મ્હોંઢાં (mask) પહેરી જુદાં જુદાં પાત્રો સજવવા લાગ્યા. જાવા ભાષામાં મ્હોડાંને ટાપેંગ કહે છે, એટલે આ વાયાંગનું નામ ટાપેંગ થયું. અહિંથી શબ્દ વાયાંગ, પડછાયાને નાટક એવો નવો અર્થ ધારણ કરે છે. "વાયાંગ" ટાપેંગ એટલે mask drama આ નાટકમાં પણ પાંજી ચરિત્ર વધુ પ્રમાણે ભજવાતુ. કેટલાકની ધારણા એવી છે કે ટાપેંગ; વાયાંગ ગોલેક કરતાં વધારે જુનુ છે. જાવાના પ્રાચીન સાહિત્યમાં એવા પુરાવા મળી આવે છે.

જાવાના લોકો વધારે સુધારા પર આવતાં પાત્રોના મ્હોંઢાં કાઢી નાખી, વધારે ભપકાદાર પોશાક–પહેરાવી ટાપેંગને વાયાંગ વોંગનું રૂપ આપ્યું, વોંગનો અર્થ મનુષ્ય. આ મનુષ્ય નાટકના પાત્રોના મુગટો તથા પોશાક, વાયાંગ કુલીન યા તો પૂર્વની ચત્ર પ્રતિમાઓ પરથી સહેજસાજ સુધારા વધારા સાથે રચવામાં આવ્યા. આ પોશાક બેશક બહુજ સુંદર અને કલામય છે. કિંમતમાં પણ એટલોજ ભારે.

હિંદુ નાટક–સંસ્કૃત નાટક જેમ વાયાંગ વોંગમાં સંગીત વધુ પ્રમાણે છે. હું અહિં સંગીતને नृत्तं गीतं तथा वाद्यं, तथं संघीतकं स्मृतम् એવા અર્થમાં લઉં છું. (આજકાલ આપણા તરફ સંગીતને ફક્ત ગીતના સામાન્ય અર્થમાં ખોટી રીતે સમજવામાં આવે છે.) આ નાટક નૃત્યદ્વારાજ **wayan wong is a lojical development of wayang kulit, through different stages; it is natural; it is quite in keeping with the human aspirations.** એનો પોશાક પણ વાયાંગ કુલીતની પ્રતિમાઓ પરથી થયો. આવા સંજોગોમાં વાયાંગ વોંગનું નૃત્ય પણ ચત્ર પ્રતિમાઓ જેવું સંભવ્યું. આ પ્રતિમાઓનું નૃત્ય ફક્ત હાથના હલનચલનથીજ અટકતું: વધુ શું બની શકે ? દરેક પ્રતિમાઓના હાથો ઉંચા નીચા થઈ શકે એમ જડયા હોય છે, જેને દલાંગ નાની

પાતળી લાકડીથી હલાવે છે આવી રીતનુ હલનચલન ફક્ત એકજ સ પાટી (Plane) પર સભવી શકે ભવાયા વેશનુ નૃત્ય તપાસતા સહેજે માલમ પડશે કે એના અગહારો–હાથ, પગ તથા અન્ય ગાત્ર વિક્ષેપો એકજ સપાટી પર રચાયા છે અનેક કારણે ભવાના ખાસ કરીને ભવાયા વેશના નૃત્યમા foot work બહુજ ઓછુ છે ઝાઝરનો ઉપયોગ નથી, જોકે, ગક્ષર, વાનરી, વગેરે પાત્રોને ઝાઝર પહેરાવવામા આવે છે

ભવાયા વેશ વાદ્યોના સાજ વિના કદિ ભજવી શકાય નહિ પદરથી વીસ માણસના ગામનની અચૂક જરૂર છે ગેમેલન એ ભવાના વૃન્દ વાદ્યવાદનનું નામ, એ નાટકની પળો, મુજબ જુ I જૂના રાગો વગાડી રસ જમાવે છે ભવાના નૃત્યમા કે નાટકમા કળાભિનય જેવુ કશુ છેજ નહિ આ મોટી ખોટ ગેમેલન અમુક રીતે પુરી પાડે છે ગીત અને સવાદ પુરાણી 'કાવી' ભાષામા કરવામા આવે છે આ ભાષામા સસ્કૃત શબ્દો ઘણા છે નૃત્યનો ભાગ પુરો થતા ગીત યા તો સવાદ શરૂ થાય ગીત બહુજ ઉચા અને મીઠા સ્વરે વિલબીત તાળમા સ્ત્રી પાત્ર અથવા તો ખાસ ગાયિકાઓજ ગાય છે

ભવામા રામાયણ અને મહાભારતના ચરિત્રોમા ઘણી જગ્યાએ ફેરફાર થયો છે એ લોકોએ વિદુષકો ઉમેર્યા છે જો કે આને સસ્કૃત નાટકના સિદ્ધાતો સાથે કશોજ સબધ નથી, છતા પણ જે ભાગ સસ્કૃત નાટકનો વિદુષક ભજવે છે, જે સિદ્ધાત પર એનુ પાત્ર રચવામા આવ્યુ છે તેજ રૂએ ભવાના વિદુષકો પણ યોજાયા છે સસ્કૃત નાટકની જેમ ફક્ત એકજ વિદુષક નહિ પરતુ ત્રણ કે ચાર વિદુષકો ઉમેર્યા છે જોગની ર્તાના મહેલોના નાટકમા ચાર અને સુરાકાર્તાના નાટકમા ત્રણ વિદુષકો છે આ વિદુષકો જુ I જુના કદના અને ઘણાજ વિનોદી હોય છે પરતુ એ લોકનો એકજ ધર્મ, હમેશા નાયકના હિત માટે જીવ આપવા તૈયાર ભવાયા વેશમા પણ દાનાગ અમુક વર્ણનનો જે પાત્રો ન બોલી શકે અગર તો ન ભજવી શકે તે લહેકાતા અવાજે બોલે છે આ એક ભવાયા કુલીતના અવશેષ તરીકે રહ્યુ છે

# માર્ગ દર્શક

જન્મ્યે ત્હને દિવસ સાત થયા હતા ના
એકે હજુ ઘડીક ગેલ કર્યાં હતા ના,
સ્નેહાર્દ્ર માતૃ ઉરના પય ના પીધા ત્યાં
અદૃશ્યમાં ગતિ કરી મમ બાલ ત્હેં કાં ?

તાતે ત્હને ઉર લહી ન લગીર ચાંપ્યો,
વાત્સલ્યના પ્રતીક ચુંબનથી ન આંક્યો,
આશાની મંજરી ઉરે હજુ મ્હોરતી ત્યાં
અદૃશ્યમાં ગતિ કરી મમ બાલ ત્હેં કાં !

નિર્દોષ બ્હેની ઉરમાં પૂર હર્ષ, કેરાં
જોઇ ત્હને જ ઉછળ્યાં હજુ ત્યાં સમાયાં,
આશા વસી હૃદયમાં રમવા તુંથી ત્યાં,
અદૃશ્યમાં ગતિ કરી મમ બાલ ત્હેં કાં;

આનન્દ અંજન સનાતન નેન આંજી
માયાની જીવનતણો પથ કાપતા'તા;
ત્હેં દાખવ્યા જીવનના તમ ગાઢ ઘેરા,
અદૃશ્યમાં ગતિ કરી અમ નેન ખોલ્યાં.

આ માનવી જીવનની થરમાળ માંહિ
આનન્દ–શોક, તમ–તેજ ગુંથાયલા છે,
એ જ્ઞાન ના થયું હતે તવ મૃત્યુથી જો
આનન્દ તેજ મહીં આથડતે હમે તો.

રમણ ને. વકીલ.

# સ્વપ્ન-કુસુમ.

ખીલ્યું હમારા ઉર આંગણુંમાં
જે પુષ્પ, બીજી ક્ષણ ના હતું ત્યાં;
જોયું ન જોયું, કરમાં ગ્રહ્યું ના;
સુગંધ ત્હેની ઉરમાં ભરી ના,
કે નેન ઠારી નિરખ્યું પૂરું ના,—
ત્યાં ઓસ-મોતી સમ તે મધુરું
ખરી પડી નષ્ટ થયું જગમાં.

રચાય સ્વપ્ને સુખથી ભરેલું
માયાની જે જીવન માનવીનું,
ત્હેવી રીતે સ્વપ્ન વિષે જ ખીલી
તું સ્વપ્નમાહિં જ વિલોપ પામ્યું;
જાગી હું ત્યારે રામણે ભરેલું
જિન્દગીત મ્હારે જીવવું રહ્યું'તું-
નર્યાં સુખે જે છલકી જતું'તું.

પુષ્પા ર. વકીલ.

# પુનર્જીવન.

વર્ષાની અંધારી એકલ રાતડી
વાદળિયોનાં વૃન્દ થકી વીંટાય જો
ઉભરાયાં અંધારાં અવની આભમાં
ગીતો કૈં તમરાં કંસારી ગાયજો
તિમિર તણા તોફાને આથડતી નિશા.

•

ચમકંતી હીરકની કણીઓ વ્યોમમાં
તેજ તણી નીતરતી નભથી ધારા જો
એ વર્ષા ને એ જ નિશામાં તારલા
પલપલ પલકે રેલે હાસ્ય ફુવારા જો
ગીત પુનર્જીવનનું સૃષ્ટિ ગાય છે.

૨

મેઘ થકી આકાશ અનન્ત છવાયલું
દિશા દશે ને ધરતી ચોખુણ સ્યામ જો
દર્શન દિનકર કેરૂં થાતું દોહ્યલું
બાર તુટયા ઘન વરસ્યા અનરાધાર જો
તેજ, તારલા, શશી, સૂર્ય સ્વપ્ને રહ્યા.

*

નીલા નભમાં અદ્ભુત રંગો ઊભરે
છટા ગુલાબી, સોનેરી છવરાય જો
સન્ધ્યા હસંતી નિંભાનરીને આંગણે
વિધવિધ રંગો ચમકે વ્યોમ વિશાલ જો
ગીત પુનર્જીવનનું સૃષ્ટિ ગાય છે.

૩

વનવગડા ને અરણ્ય ઉપવનમાં પડી
ગ્રીષ્મ તણા બળબળતા રવિની ઝડીઓ જો
કરમાયાં કૈં તરુઓ દાઝી વેલડી
સુકોમળ ફુલડાં કળીઓ પાંદડીઓ જો
પતંગિયાં ને ભમરા પગ્ગેરો પળ્યાં

*

પ્રસન્ન વનની વેલી વૃક્ષો ડોલતાં
વર્ષાના આનન્દે મયૂર ગહેકે જો
ખીલી કળીઓ ફૂટી, ફુલડાં ફોરતાં
કુસુમો નવરંગી મઘમઘતાં મહેકે જો
ગીત પુનર્જીવનનું સૃષ્ટિ ગાય છે.

૪

અન્તરની અંધારી એકલડી ગુહા
શૂન્યકાર, નીરવ, ચૈતન્યવિહીન જો
બંધિયાર વાયુમાં પ્રાણ પડી રહ્યા
ગુહાદ્વાર પર શિલાપાટ મંડાણી જો
પીંજરમાં રૂંધાયું પંખી પ્રાણનું.

*

દીપક નવલખ ઝબકયા મારા વ્યોમમાં
પ્રાણ પંખીડું કૂજે નૌતમ ગીત જો
શીતલ, મન્દ, સુગન્ધ સમીર વહી રહ્યા
ઝળહળ ઝળહળ ઝબકી મન્દિર જ્યોત જો
ગીત પુનર્જીવનનું અન્તર ગાય છે.

તનસુખ ભટ્ટ.

# શીખ.

(પૃથ્વી)

જગે જનમ લીધ મેં, વિરલ બાલ્ય તો આથમ્યું,
યુવાન જન હું બન્યો સપન-ભોમ એ યે સરે.
મળ્યાં જન ઘણાં જગે, સ્વજન કોક ક્યાં ક્યાં મળ્યાં,
ચહી તખ દયા કૃપા વિમલ સ્નેહ યદ્કિંચિત્.

ચહ્યાં ઉર વસે ચહ્યું, મૃદુલ ભાવ ઢોળે ચહ્યું;
છતાં ન ઉર ભીંજ્યું ઉજ્જડ ભાવિ મ્હારૂં કહું!
હઉં સ્વજન હું, તમે સ્વજન જો ખરાં હોવ તો,
ક્ષમા કદિક આપજો ઉણપ, આળની હેતથી.

નથી ઉર સશક્ત આ અગણ્ય ડંખથી ધ્રુજતું;
ચઢ્યું ઘડીય ઠોકરે, ઉછળતું ઉલાટે રહ્યું.

ઉલાટ ઉછળે ભલે ઉર - ઉચાટ ના આણશો.
તમે ઉર—સુકુંજમાં અવર કૈંક ખીલાવજો.

મને, મળ ઉરે હવે દહન થૈ જવા ટેવ જ્યાં
તમે નિકટ ના'વશો, ઉચિત અગ્નિથી નાસવું.
જલે ઉર, જલે બધાં રુધિર અસ્થિનાં માળખાં,
પછી સમય હોય તો ફૂલ-ચિતા રહે શેષતો
ફૂલ શું આંસુ બે તર્પ શો!

૨૬-૨-૩૮

# 'માધુરી' માસિકનો પહેલો અંક જોતાં:

બલવંતરાય ક. ઠાકોર

ગૂજરાત નિર્ધન છે, અભણ છે. આપણી પ્રજાને એક તરુવરની ઉપમા આપિયે, તો તેમાં એના કાચું પાકું શિક્ષણ પામેલ વર્ગનું કદ એક નવી ફૂટતી નબળી ડાળી જેટલૂંય નહીં હશે. વળી ગુજરાત બૃહદ-ગુજરાતની દોઢ બે ક્રોડ જનનામાં—ઘઉંમાં વીણામણ જેટલા—એ ચાર પાંચ જ લાખ જેટલા વર્ગનું શિક્ષણે આજની ઘડીલગી એવા પ્રકારનું રહ્યું છે, કે તેમાંનાં ઘણાં ભાઇબ્હેનોને *uneducated halfeducated* miseducated જેવા વિદેશી શબ્દ અશિક્ષિત અર્ધશિક્ષિત અપ-શિક્ષિત એ પોતાના જ શબ્દોના કરતાં સહેલા લાગે છે; તેમાંના ઘણાને અશિક્ષિત અર્ધશિક્ષિત અપશિક્ષિત જેવા આપણા શબ્દોને અઘરા અને જડબાંતોડ ગણવાની આદત છે; તેમાંના ઘણાં અંગ્રેજી વાઙ્મયના મહા મોટા ભંડારમાંથી છેક ઉતરતી પંક્તિની ચોપડીઓના રસાસ્વાદ લે છે, લીધા કરે છે, જ્યારે આપણી 'સાસૂવહૂની લડાઇ', 'અંધેરી નગરીનો ગંધર્વસેન', 'બોધલૂ', 'મુદ્રા અને કુલીન', અને 'નવી પ્રજા' જેવી ચોપડીઓનાં નામ સુદ્ધાં તેમણે સાંભળ્યાં નહીં હશે. આપણી નિર્ધનતાને ઘડી ભર નિહાળી રમીશું તો એ આપણાં ભાઇબ્હેનોમાંથી જે અતિ ન્હાની સંખ્યાના ખીસાંમાં થોડુંક છૂટું નાણું ખડખડતું હશે, તેઓમાંથી પણ ઘણાઘણા તેનો વિદેશી ચીજો અને ચોપડીઓના મોહમાં અપવ્યય કરવામાં આનંદતાં અને મોજ માણતાં જોવામાં આવશે. આગગાડીનાં સ્ટેશનો ઉપર ચોપડીઓ છાપાં આદિ વેચવાનાં ભીંતિયાં આગળ ગાડીમાં બેસવા જતે જતે બે પળ થોભીશું, તો તેમાં પણ નવદશાંશ અંગ્રેજીની અને બાકીની એક દશાંશ જગામાં ય હિંદી ઉર્દુ મરાઠી બંગાળી પ્રકાશનો ની અંદર બીચારી ગુજરાતી છાપ—ગુજરાતણની માફકજ—ક્યાંય ખૂણે ખોચરે લજ્જાવનતમુખી જાણે ઘૂમટો તાણી સોડિયું વાળીને જ લપાઇ

ન્હેલી દેખાશે. અને મુંબાઇ અમદાવાદ જેવી નગરીઓમાં પણ અંગ્રેજી સેકણ્ડહેણ્ડ થર્ડહેણ્ડ ચોપડીઓ માસિકો વગેરેની દુકાનોના કરતાં તાજાં ગુજરાતી પ્રકાશનોને વેચતી દુકાનો પણ ઓછી માલુમ પડશે. મતલબ કે અભણ નિર્ધન દશાનું સાટું વ્યવસ્થાશક્તિ અને વેપારી કુનેહ વડે બને તેટલું વાળી નાખવા તે મથતી પ્રજાઓમાં પણ આપણું સ્થાન નીચું માલુમ પડશે.

આવી પરિસ્થિતિ ચાલ્યા કરે છે, અને પ્રજામાં જાગૃતિજુવાની વધે છે,—મહાયુદ્ધ પછીની આખી દુનિયામાં જાગૃતિજુવાનીનો જાણે નવો યુગ જ ઊગ્યો છે,—તે ખીલવટને કુદરતીક્રમમાં સાધનસમૃધ્ધિ અને કેળવણી પરિપાક અને સક્રિય વ્યવસ્થા શક્તિનાં ફળ બેસવા માંડે ત્યાં લગીના વચલા ગાળામાં, ચોપડીઓ અને છાપાં અને સામયિકો વધતાં તો જાય, પરંતુ તેમની એક બીજાની હરીફાઇ યે વધતી જાય, એટલે તાત્કાલિક તો એવાં ઘણાં ખરાં પ્રકાશનો ખોટના સોદા જ નીવડે એમાં કશી નવાઈ નથી. અને વળી આ પણ દેખીતું છે કે આખા જૂથમાં એક બાજુ ચોપડીઓ અને બીજી બાજુએ દૈનિકો સાતવારિયાં એ ઉભયની વચ્ચે ચગદાતા કચરાતાં માસિક ત્રૈમાસિકોની સ્થિતિ દયાપાત્ર જ ચાલ્યા કરે. આ સામાન્ય દર્શનમાં મ્હારી પોતાની એક ન્હાની સરખી હકીકત પણ ઉમેરી લઉં. ઇ. ૧૯૨૩ માં હું નિવૃત્ત થયો ત્યાંથી આજ લગીમાં મ્હને ઉત્સાહી યુવકોએ પોતાના નવા માસિકનું તંત્રીપદ ઉપાડી લેવા અનેક વાર ન્હોતરેલો, પરંતુ એ દરેક પ્રસંગે આવા ઉદ્યમ અતિ સાહસિક ગણાય, એમણે આદરવા જેવા નથી, હું તો તેમાં નહીંજ પડું, એમ જ મ્હારે કહેવું પડેલું. પ્રિયંવદા સુદર્શન, જ્ઞાનદર્શન, ચંદ્ર, જ્ઞાનસુધા, વસંત, સાહિત્ય, વીશમીસદી, નવજીવન, યુગધર્મ, કેળવણી ઉદ્બોધન, સમાલોચક, સુવર્ણમાલા, અને ગુજરાત જેવાં માસિકોની ખોટના જાણીતા દાખલા પણ તે તે સમયે મ્હારા નકારના ટેકામાં મેં ટાંકેલા.

પરંતુ પ્રત્યક્ષાનુભવે કે જમાઉધાર તારી જો નવજુવાની અટકે પડે તો તે નવજુવાની એટલી મોળીજ કની! સમય અને પરિસ્થિતિ સુધરતાં

પણ આવે છે અને પાંચ છ હજારની ગ્રાહક સંખ્યાવાળું ગુજરાતી માસિક ત્રૈમાસિક આજે જ ઊગના પામે કે દશ પંદર પચીસ વર્ષે, તેનો વર્તારો કોઈ જોષી મહારાજ આગળથી ભાખી શકે એમ નથી આવા આશાસ્પદ સંક્રાન્તિકાલમાં નવજુવાની ઝંપલાવ્યા કરે, સ્વપ્નદર્શનનું વય પૂરૂં થતાં લગી મથ્યાજ કરે, એમાં પણ કશી નવાઇ નથી

આ 'માધુરી' સાહસના ઉત્સાહી તંત્રીએ જૂના જાણીતાની સાથે અવનવા લેખકોનો સહકાર પ્રથમથી સાધ્યો દેખાય છે, અને એમ વિષય વિવિધતા પણ મેળવી છે, એ એનું લક્ષણ મ્હને આશાસ્પદ લાગે છે (૨) નૂતન પ્રકાશનોની નોંધ અને વિવેચના આવા સામયિકનું આવશ્યક અંગ, પણ તેમાં માખણિયું લખવાની પદ્ધતિ માસિકોએ દૈનિક સાપ્તાહિકો માટેજ ર્‌હેવા દેવી ઘટે, વિચાર તુલના સંશોધન આદિ માટે ત્રૈમાસિકને તો વળી વધુ સમય મળ્યા કરે, એટલે એના સામયિકમાં તો માત્ર નોંધના વર્ગમાં ન જાય એવી દરેક વિવેચના ગુણ અને દોષ બંનેને ઊંચા પ્રતિષ્ઠિત ધોરણે અને વિવેચક ચર્ચા સાથે રજૂ કરતી હોવી જોઇએ, એમ મ્હારૂં અધીનમત છે ગુજરાતી લેખકો સમભાવી ચર્ચામાંથી જગા જગામાં છેડાઈ પડે છે, એ જાણીતી હકીકત લેખકોને પોતાનેજ દોષ રૂપ છે, અને લેખકોનો મોટો ભાગ એવા દોષથી મુક્ત થવામાં છે, એમ માની લઇનેજ આવા સામયિકના દરેક વિવેચકો પોતાની કલમ પૂરા સમભાવની સાથે પૂરેપૂરી સ્વતંત્રતાથી ચલાવવી જોઇએ પ્રજાને લેશ પણ માર્ગદર્શક વિવેચનાજ થઈ શકે છે (૩) નવલિકા અંકે અંકે જોઇએ ખરી, પણ બેનણ ટૂંકી ટૂંકી સ્નેપશોટ જેવી જ નવલિકાઓ ગતા તો બેનણ વાર ફરી ફરીને જોવા વિચારવા મન થાય એવી એક જ નવલિકા આપવામાં આવે,—ભલે સ્વતંત્ર નહી તરજુમો જ,—તે વધારે આકર્ષક નીવડે એમ ધારૂં છું (૪) વિશ્વનું રાજકારણ અને જૂદી જુદી પ્રજાઓ વચ્ચે જામી પડેલ આર્થિક તાણાતાણ (ટગ ઓફ વાર) આજકાલ એવી તો કટાકટી ભરેલી સંક્રાન્તિમાં દેખાય છે, કે દેરના બે અઢી માસમાં જાહેર થતા એ પ્રશ્નોના મુખ્ય મતાનો વિષે પણ અંકે અંકે ભાગ્દરતનું તેયીની આપવી જોઇએ મરાઠી સામયિકો આવા વિષય માટે અંગ્રેજી

અમેરિકન જર્મન આદિ પ્રતિષ્ઠિત લેખકો સામયિકો આદિનો ઉપયોગ કરતાં અને માર્ગદર્શક જણાશે. (૫) ગુજરાતને સૌથી ઓછું હીણુંતુચ્છ મૂલવનાર આપણે ગુજરાતીઓજ છિયે, તે આપણા વિચિત્ર માનસમાં ફેર પાડવા મથવું આવશ્યક છે. દાખલા તરીકે, હિંદની વર્તમાન ભાષાઓની લિપિઓમાં કોઇપણ તટસ્થ નિષ્ણાત કબૂલ કરશે કે સુવાચ્યતા ઝડપી સુલેખ્યતા, સુંદર મરોડ, આદિ તમામ આવશ્યક ગુણે સર્વોત્કૃષ્ટ સમુત્કાન્ત નમૂનો ગુજરાતી ભાષાની લિપિજ છેઃ તથાપિ એ પોતાની લિપિને ફેરવવા એટલે કે બગાડવાનાં પ્રચારકાર્યો ભારે ઉત્સાહથી ઉપાડનારાઓમાં ગુજરાતીઓ પણ જોવામાં આવે છે,—એવા નમૂના આખી ધરતી શોધી વળતાં, બીજી કોઈ પણ પ્રજામાં દેખાશે ખરા ? એટલે પ્રત્યેક અંકે આપણા એક સ્થાનનું સમભાવી અર્વાચીન દ્રષ્ટિએ વર્ણન કે આપણી કોઈ સંસ્થાનું તેના ઇતિહાસ પરપ્રાંતી સમસંસ્થા સાથે તુલના વગેરેવાળું મૂલ્યાંકન, એવું એવું પણ તટસ્થ નિષ્ણાતને હાથે આપી શકાય તો તે આકર્ષકની સાથે ઉપડ પ્રમાણે બોધક અંગ નીવડે એમ માનું છું. (૫–૬– ૭–) અને સાહિત્ય અને વિવિધ વિજ્ઞાન જ્ઞાન અને પશોધન જીવનોનાં રસિક ચરિત્રોનાં બ્હોળાં ક્ષેત્રો તો છે જ, તેમાંથી હળવી આકર્ષક નવતર રીતે છૂટા છૂટા વિષયો અને સંલગ્ન વિષયોની હારમાલાઓ ગોઠવી અને પાર ઉતારવી એમાં જ તંત્રીનું તંત્રીપણું ખાસ ખીલી આવે. માસિક અને ત્રૈમાસિક તંત્રી અને લેખક ચમૂના પોતાના : વિસ્તરતા તેમ વિવેકી સમભાવની સાથે વાચકોની વધતી સંખ્યાના સમભાવનો ક્ષેત્રવિસ્તાર સાધી શકે, એમાં જ આવા સામયિક સાહિત્યયત્નની સિદ્ધિ છે. અને આવા આવા સન્માર્ગી પ્રયત્ન એકસરખી ખંત જાગૃતિ તેમ, કુશલતાએ ક્યાં કરે, તથાપિ તેમાં જો ખોટ જાય, તો તે ખોટ સત્પ્રવૃત્તિમાં આપવા પડતા અંગત ભોગ જેવી વખાણવા લાયક જ ગણાવાનો દાવો નિઃસંશય કરી શકે. કેટલાક શુદ્ધસાત્વિક વિજયો પણ માત્ર જમાઉધારને એકાક્ષ ચોપડે તો ખોટનું સર્વસ્વ બતાવે, એવી જ આ દુનિયા છે.

મુંબાઈ, ૨૦–૩–૧૯૩૮.

# કાવ્યમધુ

જ્યોતીન્દ્ર હ. દવે

આપણા માસિકાદિમાં છુટક છુટક પ્રગટ થતી "ગુજરાતી કવિતાનો રસપરિચય કરાવવાના સદુદ્દેશથી" 'માધુરી'નો આ વિભાગ શ્રી. ઉમાશંકર જોશીએ શરૂ કર્યો હતો. પરંતુ કેટલાંક અનિવાર્ય કારણથી એ આ અંકમાં લખી શકયા નથી એટલે એમણે શરૂ કરેલી પ્રવૃત્તિ ખંડિત ન થાય એવા હેતુથી આ ત્રૈમાસિકના તંત્રીએ એમનો બોજો મારે માથે નાંખ્યો.

આમાં જે.જે કૃતિઓનો નિર્દેશ નથી કર્યો તે સર્વે ઉપેક્ષાપાત્ર છે એમ નથી. નજરચુકને લીધે ઉલ્લેખવા જેવી કેટલીયે કાવ્યકૃતિઓ રહી ગઇ હશે.એમ પહેલેથીજ જણાવી દેવું જોઇએ.

અનેક જાતની અડચણો છતાં વર્ષોથી આપણા કાવ્યસાહિત્યને સમૃદ્ધ કરી રહેલા આપણા લોકપ્રિય કવિ શ્રી. ખબરદારનો કાવ્યપ્રવાહ હજુયે અપ્રતિહત રીતે વહી રહ્યો છે એ બહુ આનન્દજનક છે. વિશ્વપ્રેમના ઉપાસક કવિ હરિપુરા મહાસભા માટે સૌને નિમન્ત્રણ આપતાં ટાળ તેમજ કહાના રાધા વગેરેના ઉલ્લેખથી પ્રાચીન ભજનિકોની યાદ આપતાં કહે છે (પ્રતાપ મહાસભા અંક).—

આવો આવો રે મોંઘા ભારતભાંડુઓ સર્વે
આવો રે ગુણવંતી ગુજરાતે હો જી!

* * *

હરિધામ જેવી હરિપુરાની આ ઝુંપડીએ
ભારતમાતાનું રુદિયા ધબકે હો જી;
જુગજુગનાં દમાયા જનો સિંધુ શા ઉછળી નાખે;
આંખે લાલ વિજળીઓ ઝબકે હો જી!

* * *

નંદનવનમાં આજે પાછાં રાધાજી રમવાને આવે,
ધેનુ દોહી દૂધ તાજાં પાશે હો જી;
ગોપ અને ગોપીઓના રાસ કૈં રચાશે નવા,
કહાનુડો નવેલી બંસરી વાશે હો જી!

પણ અહીં માત્ર તાજાં દૂધ પીવા, રાસલીલા નિરખવા કે નવેલી બંસરીનું અપૂર્વ ગાન સૂણવા આવવાનું નથી. હજારો તપસ્વીઓએ તપ આદર્યા છતાં આપણાં 'હજી યે ન થયાં પ્રાછત પૂરાં હો જી!' તેથી કવિ કહે છે અહીં આવીને 'સતની રે કઢીએ પડો શરાં હો જી!'—

'માતા કો' બોજ લ્યો ઊંચકી ,હો જી!
ધર્મ કેરી વાટે પડી કર્મ કેરા ઘાટ જીતો–
કહાનાના ભૂમિનાં એજ ભાવિ હો જી!"

પણ 'કર્મના ઘાટ' જીતવા એટલા બધા સહેલ. નથી. કર્મના દંડ કપરા છે. એના બંધનમાં ફસાએલા 'અમૃતમાં ઉગેલાને ઝેરના કટોરા પીવા–જન્મ્યા જોઘા એ ધરતીના જાયા હોજી! (માધુરી)ને માટે કવિ હ્રદયમાં અત્યંત વિષાદનો ભાવ જાગે છે. એ કહે છેઃ

"કર્મના એ દંડ કેમ રે છૂટશે -હોજી?
દુનિયાને બંદીખાને રડી લે રડી લે બાપુ;
હરિ મ્હેરે પાતક એ યે તૂટશે હોજી!"

પણ કદાચ 'હરિમ્હેર' ન મળી શકી તો? એ બંધન તૂટે નહિ તો?

"તૂટે કે ના તૂટે તો યે તારે તો જોવાનાં રહ્યાં,
તારે તો રોવાનાં રહ્યાં બાકી હોજી!
પોટલી એ તારી હવે તું જ લે ઉપાડી બાપુ,
મૂંગો રે જીવી લે ઝેર ફાકી હોજી!"

આપણા પ્રાચીન ભજનકાવ્યના પ્રવાહનું સાતત્ય જાળવી રાખતા, એ વેદના મહાવાક્યને કવિ નયને અવલોકતાં ડુંગરે ડુંગરે દેવળ, દેવળે દેવળે દેવ ને દેવમાં 'મારા સાલબા'નું દર્શન કરતાં શ્રીમતી કમળાદેવી ઠક્કર કહે છેઃ (જ્યોત–ફેબ્રુઆરી):—

"હું તો મુખે મુખે જોઉં નૂર એકનું,
જોઉં નૂર એટલાં રૂપ,
રૂપમાં દેખાય મારો સાહ્યબો.
હું તો જીવે જીવ જોઉં જીવન એકનું,
જોઉં જીવ એટલા શિવ,
શિવમાં દેખાય મારો સાહ્યબો."

જેમના ભજનના રણકાર ને કાવ્યનાં દર્શન હમણાં પ્રમાણમાં વિરલ થઇ ગયાં છે એવાં આપણાં 'પ્રભુપ્રિય' કવિ લલિતજી મહાસભાને પ્રસંગે ગુર્જરીના ગૌરવનું આલેખન કરતાં કહે છે (પ્રતાપ-મહાસભાઅંક)—

"તાપીના જળ-ગર્ભે તો, ગૌરવ ગુર્જરી વસે;
વિદેશીને પલટાવી સ્વદેશી, હિન્દીઓ કરે."

અને આશા દર્શાવે છે કે (પ્રભાત-મહાસભા અંક)—

પૃથ્વી પરનાં વિદેશી સ્વરાજ્યો, ભલે.
વિદ્રય સંહારમય સ્વાર્થ સાધેઃ
લલિત કરુણા, મહા હિન્દમાં, પ્રભુ ભરે–
શ્રતિત વિશ્રામ, સર્વાર્થ, વાધે!"

હિમાલયના ઉત્તુંગ શૃંગોને ચરણ તળે ચાંપીને સૃષ્ટિને શિખરે ઊભા રહેવાના કોડવાળા મનુષ્યના ગૌરવનું ગાન ગાતા શ્રી. ઉમાશંકર નાડગા શિખરને સંબોધીને કહે છે (કુમાર–માહ)—

તેં પ્રકૃતિની અનેકાનેક લીલાઓ નિહાળી છે પણ 'જાણે ન તું ગૌરવ માનવોનું.'

"દીઠી પરંતુ હતી તેં કદી યે
મહત્ત્વકાંક્ષા ન મનુષ્ય કેરી."

તને ખબર નથી, કે 'એ ઊભરો એક દિ મસ્તકે તવ.'

કવિ એને 'દુર્જેય નાડગા' કહે છે અને પછી એમને શંકા થાય છે 'દુર્જેય નાડ્ગા ? તું દુર્જેય છે ? હા, પણ—

"દુર્જેય તું જ્યાં લગી ના જીતાશે,
ના જ્યાં લગી વામન માનસી કને
યુગાન્તરોથી દૃઢ ઊર્ધ્વ મૂર્ધા-
હિમાદ્રિયે તે નતશૃંગ ઊભશે."

હિમાદ્રિને નમાવવાની મહત્ત્વાકાંક્ષા સેવનારા મનુષ્યના ગૌરવને આલેખનારા આ કવિ પોતાની પ્રતિકૃતિ જોઇ શરમાઈ જાય એટલા બધા શરમાળ છે એમ કદાચ માનવું મુશ્કેલ પડે. પણ ઓજસ્વતીવાણીમાં ગંભીર ભાવના કાવ્યો આલેખતા એ કવિ અગંભીર પ્રકારના કાવ્યો પણ એવી જ પ્રસાદયુક્ત શૈલીથી રચી શકે છે. (વિજય-જાન્યુઆરી) 'નગર ફુટપાથે ઝડપથી' એ આગળપાછળ જોવા વગર ઝડપથી જતાં'તાં-"તહીં ઓચિંતી કો નયન અણીએ આંખ પકડી" પણ આ તારામૈત્રક સામાન્ય રીતે બનવું જોઇએ તેમ શૃંગારનું આલમ્બન ન બનતાં હાસ્યનું આલંબન બને છેઃ

"અરે જોઉં ત્યાં તો
પ્રતિબિમ્બાએલો હું જ શુચિ અરીસે તહીં ઊભો;
ઉભો મારી સામે મુજથી કરતો ઓળખ નવી." પણ

આ નવી ઓળખાણ, આ વેદાન્ત ભાખ્યું આત્મદર્શન કરીને કોઇ અપૂર્વ ભાવનાના કે રસના શિખરે લઇ જતું નથી. ફિલ્સુફી કહેવાતનો આવો આગત્ય પ્રસંગ કવિ જવા દે છે, એટલું જ નહિ, પણ સામાન્ય માણસ પણ આરસીમાં પોતાનું મોં જોઇને કહે એવી કોઇ પણ ચેષ્ટા ન કરતાં કવિ કહે છેઃ—

"અને થંભી માગું શરમથી પુના-પાન જલ્દું."

સંખ્યા દૃષ્ટિએ જોતાં શ્રી. સુન્દરમ્ તથા શ્રી. બાદરાયણનાં નામ સૌથી મોખરે આવે એમ છે. ઉલ્લા બેત્રણ માસમાં પ્રગટ થએલા કોઈ પણ શિષ્ટ સામયિકનો અંક ઊઘાડી જોતાં તેમાં સુન્દરમ્ કે બાદરાયણનું કાવ્ય ન હોય એમ ભાગ્યેજ બને. આ બન્ને યુવાન કવિનો કાવ્યપ્રવાહ આપણા લગભગ બધા માસિકોને રસાન્વિત બનાવી શકે છે એ ખરેખર બહુ આનન્દજનક છે. તેમાંય શ્રી. સુન્દરમ્ની કાવ્યસરિતા તો અનેકાનેક

સ્વરૂપ ધારણ કરતી વહે છે. વિષય, છંદ, અને નિરૂપણપદ્ધતિ જ નહિ પણ કદમાં યે એમણે અપૂર્વ વૈવિધ્ય સાધ્યું છે. ઉજ્જડ બગીચો, સિનેમાનો પડદો જે મહાસભાથી માંડીને ગંજીફાનાં પાનાં સુધીના સર્વ વિષયોને એમણે કાવ્ય વિષય બનાવ્યા છે અને દશ લીટીથી માંડીને લગભગ બસો લીટી સુધીનાં કાવ્યો રચ્યાં છે. કપિલમુનિના કોપથી બળીને ભસ્મ થએલા સગરાત્મજોના ઉદ્ધારાર્થે ભગીરથે સ્વર્ગમાંથી ગંગાને અવનિપર ઊતારી એ પુરાણ કથા પરથી પ્રેરણા લઈ મહાસભાને ગંગા સાથે ઘટાવી એના અત્યાર સુધીના સ્વાતંત્ર્ય પ્રાપ્તિના પ્રયાસ તથા ઇતિહાસને ગંગાવતરણની કથા સાથે શ્લેષયુક્ત કલ્પના વડે ઘટાવતો કોઈ અત્યંત પવિત્ર મનાતી નદીનું સ્તોત્ર ઉચ્ચારતા હોય એમ એ કહે છે (કુમાર–ફાગણ):—

"વહેતી ભારતે ક્ષેત્રે પુણ્યોદક વહાવતી
ગંગાથી યે મહાગંગા મુક્તિગંગા મહાસભા."

પુણ્યનીરા ગંગા કરતાં યે આ મહાસભા મહાગંગા છે, કારણ કે ગંગાને તો માત્ર સાઠસહસ્ત્ર સગરાત્મજોનો ઉદ્ધાર સાધવાનો હતો. ત્યારે આ ગંગા તો કહે છેઃ—

"ભસ્માવશેષો બની માત્ર જે રહ્યા, સગરાત્મજો સાઠસહસ્ત્ર માત્રના
પરંતુ લક્ષાવધિ માનવાત્મજો એ સર્વને ઉદ્ધરી ઉદ્ધૃતાવતું,
કદી વહી ભૂતલ ભીંજવી શકું ?"

'ગૌગંગ વિષ્ણુ' પાસેથી આ મુક્તિગંગાને લક્ષાવધિ માનવાત્મજોમાં ઉદ્ધાર અર્થે ભૂતલ પર ઉતારવી એ ખરૂં પણ એનો પ્રચંડ પ્રવાહ કયો શિવ ઝીલી શકે એમ છે ? વિષ્ણુ કહે છે; 'તમો શવોમાં શિવ હોય ક્યાંથી ?' પણ આ શવોમાંથી જ એક શિવ પ્રગટે છે ને ગંગા ઊતરે છે 'ગંગાધર બાલ' (શંકરને પક્ષાન્તરે બાલ ગંગાધર ટિળક)ના મસ્તકે. ગંગાવતરણની કથામાં શિવના મસ્તકે ઊતરી ગંગા એના જટાજૂથમાં ગૂંચવાઇને અટવાઇ જાય છે. અહીં કથાભાગ જરા જુદો પડે છે. મુક્તિગંગા ગંગાધર બાલના મસ્તકે ઊતરી તો પડી હજી ભૂતલવાસિની થઈ શકે તે પહેલાં "ગંગા ઝીલી શંકર તો હિમાદ્રિએ કૈલાસ વ્હાયો

ગણીને રહી ગયા !" મુક્તિગંગા ભારતવર્ષને પાવન કરે તે પહેલાં ગંગાધર બાલ–બાલ ગંગાધર–કૈલાસવાસી થયા. હવે ? કયાં જવું !

રસ્તો બતાવો કયહીં છે જવાનું ? ગંગા પૂછે, કોણ જવાબ દે ?" અને સુનમ્ર વાણી તપપૂત પાવના, કૌપીન ઢાંકી તપતપ્ત કાયાવાળો ભગીરથ એને માર્ગ દર્શાવતાં કહે છેઃ—

"માતા, અહિંસા સતના તટો વિશે, બંધાઇ વ્હેજો અમ આ ભૂમિ પરે,
ભસ્માવશેષો ચયલાં અનંતને ઉદ્ધાર ત્યારે બનશે જ મૈયા."

અને એમ કહીને,

હાથે લઇ દંડ, પદે છ પાવડી, દોરી રહ્યો મુક્તિની મિષ્ટ માવડી
ગંગા, ભગીરથ ભવ્યપુત્ર ભૂમિનો."

આ ભગીરથ તે કોણ એ કહેવાની જરૂર નથી.

આ કાવ્ય પુરાણકથાનું આલંબન લઇ લખાયેલું હોઇ એ પ્રગતિવાદ વિરુદ્ધ ને 'પીછે હઠ' કરાવનારૂં છે એવી મતલબની ચર્ચા ક્યાંક વાંચવામાં આવી હતી. પણ કોઈ પણ કાવ્ય પ્રગતિવાદી છે કે 'પીછે હઠ' કરાવનારૂં એવી ચર્ચા પોતેજ, કવિત્વની દષ્ટિએ, સાહિત્ય–વિવેચનાને 'પીછે હઠ' કરાવનારી હોઈ કેવળ નિરર્થક ને વિપથગામી છે.

એક કાલે કુસુમશ્રીથી શોભી રહેલા પણ હવે ઉજ્જડ વેરાન જેવા બનેલા બગીચાને જોઈ કવિના હૃદયમાં જૂના સ્મરણો જાગી ઉઠે છે અને કહે કહે છે (માધુરી):—

"ચમેલી અહીં ઝૂલતી, હસત ત્યાં હતો મોગરો,
તહીં ઝૂલત પારિજાત, અહીં રાતરાણી વળી,
અને મધમધંત રૂપનણી પાસ શો કેવડો !"

એ પૂર્વનાં સ્મરણથી એનું હૃદય ઉલ્લાસ અનુભવે છે અને ઉજ્જડ બનેલા બગીચાનું ભૂતકાલીન સૌંદર્ય અપૂર્વ પુલક રૂપે

—અહીં રજ સમાન લુખ્ખા રણે
ક્રમે રણસમા થતાં હૃદયમાં મહેંકી ઊઠે.

અને તેથી વાસ્તવ દર્શનને ભાવનાના રંગે રંગી નાખી, જીવન્ત વર્તમાનને લુપ્ત કરી દઈ મૃત ભૂતકાલને સજીવન કરતા કવિ એને સંબોધીને કહે છે –

"તને હજી ય બાગ હું કહીશ, સ્થાન વેરાન આ !"

બે બંધુઓનાં મરણ થયાં છતાં 'અમે તો સાતના સાત જ છીએ' એમ આગ્રહપૂર્વક કહ્યા કરનારી વર્ડ્ઝવર્થની બાલિકાના જેવી શિશુસુલભ મુગ્ધતા વડે અંકિત થએલી આ અંતિમ પંક્તિ વાસ્તવિક લાગતા જડ, દૃશ્ય જગત કરતાં અવાસ્તવિક સ્મરણ સૃષ્ટિનું સામર્થ્ય કેટલું વધારે છે તે સિદ્ધ કરે છે.

સિનેમાના પર્દાને સંબોધીને કવિ કહે છે (કૌમુદી–નવેંબર ડિસેમ્બર) "અહીં તારે હૈયે જગત બધું એ જીવી જ ગયું." ભૂત ને ભાવિ સમયો અહીં પ્રગટયા, પ્રકૃતિના સૌ તત્ત્વો નાચી ગયા, 'મનુજ કરણી ચિત્રિત થઈ' અને–

"અનેરા વ્યાપારે જગત નિત હ્યાં વ્યાપૃત થતુ,
ત્યહીં તે સ્રષ્ટાઓ રસઝરણના, હ્યાં જગતના
તૃષાર્તો બંનેની તવ તટ પરે સંધિ બનતી,
યુગે આ સાચે તું પરમ રસનું તીર્થ પ્રગટયો."

પરંતુ કવિને શંકા થાય છે અહીંની આખી ય સૃષ્ટિ જૂઠી છે "છતાં શાને છોળે હૃદય છલકે તે નિરખતા ?" એ શું સર્વે માયાછલ છે ? આખરે અનિર્વચનીય ખ્યાતિવાદનું સ્મરણ કરાવતા એ કહે છે "નથી પાયાહીણી સુપટ ! તવ સૃષ્ટિ, પણ નથી ખરે એ સાચી યે." ત્યારે એમાં તત્ત્વાર્થ કયાંથી શોધવો ! એને માટે શું ભગવા ધરવા ? નહિ, નહિ. કવિ હૃદયને છાજે એવું તત્ત્વ એમાંથી એ શોધી કાઢે છે. સિનેમાનો ધવલ પર્દો જગોનાં ચિત્ર હૃદય પર ધરી બતાવે છે તો હું પણ "ધવલતા તારી સરખી ધરી, દેઉં હૈયે પટ ફરકવા ચિત્ર–જગના," અને એમ કરતા અંતે,

"મહા જ્યોતિર્વંતા ધવલતમનું ધ્યાન કરતાં,
નીરાંતે ફૂટતા, નટવરતણા જે ખરી ઘડી
ચળંતા ચિત્રોનો સુદૃઢતમ પાયો વિતુરચ્યો–
બની જાશું બંને પરમ રસનું તીર્થ, પરદા !"

પરમ રસનું બનવાને ઉત્સુક એવા આ કવિ ખરેખરી ખેલદિલી (sportsman spirit) વાળા છે, એ કહે છે (વિજય-ફેબ્રુઆરી) કે "પત્તે રમતાં તુજ આંખ પેટી, ફુલ્લી સમી ફુલ હસી રહી'તી" ને ચોકડીના ચકડોળ જેવાં હાસ્યો' ચડયાં હતાં ત્યારે તેં લાલ સરનો એક્કો લગાવી 'નૈરાશ્યની કાળપથી મટેલી' મારી 'કાળી પત્તીઓ' હરાવી ત્યારે

"તું દાવ જીતી હસી મોજથી રહી,
હું હારમાં જીત લહી હસી રહ્યો."

પણ 'ફુલ્લી સમી ફુલ હસી રહેલી આંખવાળી તું' ને બદલે રમનાર કોઇક બીજું અરસિક હોત તો? કદાચ હાર જીત જેવી જણાવાને બદલે જીત પણ હાર જેવી લાગતે કે નહિ એ પ્રશ્ન છે.

કોઇક કવિ ભક્તિની ધૂનમાં મસ્ત બને છે, કોઇક પ્રેમના પયગંબર થાય છે. કોઈક વિશ્વશાન્તિના ઉદ્દ્યોષક બને છે તો કોઇક દેશભક્તિના રંગે રંગાય છે. શ્રી. બાદરાયણ જાગૃતિના ઉપાસક બન્યા હોય એમ આ વખતનાં એમનાં કાવ્યો પરથી લાગે છે. પોતાને પ્રાપ્ત થએલી અખંડ જાગૃતિનું વર્ણન કરતાં એ કહે છે (કૌમુદી—નવેમ્બર–ડિસેમ્બર):—

"થયાં શ્રમિત નેત્ર, કર્ણ વધિરે થયા, ચિત્તમાં
શમી સકલ જ્ઞાનઇન્દ્રિય, પ્રસુતિ આવી અને
ઢળી ધરણિને ઉરે સુખદ શાન્તિમાં હું પડયો."

\+ × +

"તદા મુજ ઉરે કયહિંયી અવતાર તારો થયો?
સુતેલ ભર નીંદ હું પકડી હાથ ઢંઢોળિયો." અને સકલ દેહમાં કોઈ નવીન જાગૃતિનો અનુભવ થયો. તે પછી—

મ નીંદ કદી પાસ આવી અને
કદી ય નવ આવશે. મુજ સમીપ તું જ્યાં સુધી."

પણ આ તું તે કોણ? સુંવાળા કરસ્પર્શે જગાડનારી પ્રિયતમા? કુસુમ કોમલ ને છતાં વજ્રકઠોર કોઇક ભાવના? ઇશ્વરશક્તિ? કવિ કંઈ કહેતા નથી, વાંચક અધિકાર ને યોગ્યતા પ્રમાણે જે સમજે તે.

રાષ્ટ્રીય મહાસભાને સંબોધતાં પણ કવિને નિદ્રાને જાગૃતિનું જ સ્મરણ થાય છે ને કહે છે (પ્રભાત-ફેબ્રુઆરી)

'લાંબી નીંદરમાંથી જગાડી,
ભૂખ ને દુ:ખનું ભાન કરાવી,
હાથ ઝાલી તને ઊંચી ચઢાવી-
કોણે અહીં ?"

અન્યત્ર પણ એજ 'અખંડ જાગૃતિ'ને સંભારતા કવિ કહે છે (રશ્મિ):—

"હશે દિવસ રાત્રિ વા ? નયન શેં ન મીચાય ? ક્યાં
સરી સકલ નીંદ ? આંહી નિરખું જગત ઘેરતું
અને મુજ ઉરે જ કેમ નહિ નીંદ જડતા ભરી ?" પણ

કવિને એનો શોક નથી. એ સ્થિતિ કવિને મન ઇષ્ટ છે.

"હશે શું જડ વિશ્વમાં અમર કૈં ? ન હો, હો ભલે,
મને ન પરવા જરી અમરતા તણી વિશ્વની,
રહો અમર જાગૃતિ, અમર તું ઉરે માહરે."

અને આ જાગૃતિ, કંઇ નહિ તો એમનાં કાવ્યોમાં તો, અખંડ ને અમર થઇને રહી જ છે એમ લાગ્યા વિના રહેતું નથી. બીજે એક સ્થળે પણ (વિજય-ફેબ્રુઆરી) એ કહે છે:—

"પ્રત્યક્ષ તું ચેતનમૂર્તિ આવતાં, અખંડ મારાં નયનો પ્રકાશતાં,
અંધાર જે નીંદ હતારા થૈ ને અજ્ઞાત કો વિશ્વતણે ખૂણે પડી
છૂપાઈ રહે દૂર સમીપ ના'વનાં."

અને હજી વધુ એક સ્થળે એઓ કહે છે (જ્યોત-ફેબ્રુઆરી):—

"અનંત ચૈતન્ય અખંડ જાગૃતિ; તારાં જ એ સર્જન માહરે ઉરે."

પણ શાશ્વત જાગૃતિ ભોગવતા કવિનું હૃદય એકાદ વાર નિર્ભર
પથે જ્યાં ચઢે છે કવિ ફરિયાદ કરે છે, હૃદયને કહ્યું કે
(ક્યો પંથ ! પ્રેમનો ! ભક્તિનો ! વૈરાગ્યનો ! જનસેવા
નડશે, સાથી નહિ મળે. પણ હૃદય જેવું હૃદય ને

કહ્યું માને ખરું ? એ તો ગયું જ અને આખરે અર્જુન પેઠે વિષાદયોગનો અનુભવ કરતા કવિહૃદયને સંબોધીને કહે છે, (માધુરી):—

"હવે નવ ઉપાય, ભોગવ બધી ય એ યાતના,
ન કોઈ સુણનાર છે રુદિત શબ્દ, શાને રડે ?
વૃથા નજર ફેરવે, અહીં ન એક આલમ્બને.
સદા રુદિત યાતના દુઃખદ મન્થનોમાં રચી
પ્રવાસ કર શૂન્યમાં અગર શૂન્યમાં જા ભળી."

શ્રી. સુંદરજી બેટાઇએ નાસિકમાં જોએલી સન્ધ્યાકાલીન અપૂર્વ રંગરચના પરથી પ્રેરાઇને એ એક જ વિષય પર બે ભિન્ન સ્વરૂપની કાવ્યકૃતિઓ રચી છે (પ્રસ્થાન–પોષ) એક સુશ્લિષ્ટ ગંભીર ભાવવાહી પૃથ્વી છંદમાં સોનેટ ને બીજી નરસિંરાવનું સ્મરણ કરાવતી ગેય રચના. પૂર્વે નવલ રસના જાલિમાના ફુવારા ઊડી રહ્યા છે, પશ્ચિમે રજતવર્ણી સાન્ધ્યધારા વરસી રહી છે ત્યાં 'ધ્રુજવતાં ઝાપટાં અંધકારે' આવે છે ને એક તારિકા એકલી ઝબકી રહે છે. એ દૃશ્ય નિહાળી કવિ કહે છે:)—એ વેળાએ તિમિરઘન વિસ્તાર કેરી પછાડી, શીળી હોશે તિમિરશિખરે એક તારા વિરાજી." એજ પ્રસંગને અન્ય ઢાળમાં અંકિત કરતાં એઓ કહે છે;–

"કંઇ જલક છલક બ્રહ્માંડ રસે;
નવ તારા શું વિસ્મિત ચમકે—
જોઇ સન્ધ્યાનાં ભંડાર ખુલ્લા આભ–અવનિ પગથાર રે .
આજ પરવ નવલ તારા તણાં રે
આજ પરવ નીલ તારા તણાં રે
નીલ ફુવારા પૂર્વમાં, કંઇ પશ્ચિમ સોનલ મેહ રે,
આજ રંગ પરવણી આભમાં રે,
આજ રંગ પરવણી આભમાં.
પણ આ તું તે રંગ વ્યોમે વિસ્તર્યો અભિનવ રૂપે ઘનસ્યામ રે,
કોમલ ને છતાં વજ્ર આજ કૃષ્ણ પરવણી વિશ્વમાં રે
નથી, વાંચક અધિકાર... આજ કૃષ્ણ પરવણી વિશ્વમાં.

વીર નર્મદને અંજલિ આપતા એ કહે છે (પ્રભાત) —

"ઉછળેલ નર્મદા નિજ ખુમારીમાં જોતમાં
અનેક પ્રતિરોધના અગણી મહાવેગને.
કર્યો નવ પ્રભાતમાં ગર્જી ભોમમાં ગર્વિલે
પ્રચંડ ધ્વનિ ગાજતો હજી ય એ જ્યોત્સ્નાનો"

જીવનમાં વિજય મળે કે ન મળે તેની કવિને પરવા નથી એ તો ઇચ્છે છે (માધુરી) કે —

"કશી વિજયની તમા !
ભલેને સદા ઘૂમના—
તણું બલ મળે અને મહન ઘા કરૂં સામના,
લડું ઝગડું તે છતા હૃદય ડંખીલુ ના બને."

છંદોના વિવિધ પ્રયોગોમા મસ્ત રહેતા શ્રી પતીલે લગભગ કરમાઇ ગએલી વનવેલીને ફરી સજીવન કરવાનો પ્રયાસ કરી અરુણ અને અર્ક નામના બે મિત્રનુ લાંબુ કથાકાવ્ય લખ્યુ છે (ઊર્મિ) વનમા આવેલા નિર્દય પહાડના પત્થર ફાડીને જ્યા ખૂણ બનાવ્યોની કશી યે મણા નથી એવા જીવનમા 'સદાની ગગા' વસેલી જોતા કવિનુ હૃદય શંકા કરે છે (પ્રસ્થાન-પોષ) —

'શંકે હૈયુ કરે સવાલ વસમા
છીપી છે શકી જેહની તરસના,
સાખી તાપ ગયા ઘણા વરસના,
'ક્યા એ કરે છે ગતિ ?'

અને ત્યા રહસ્યભર્યો ઉત્તર મળે છે

"આવે ત્યા ય જવાબ ભેદ સહસા, 'વિશ્વપ્રણેતા પ્રતિ.' "

પેટનો ખાડો પૂરવા દૂર દેશથી આવેના બૂટ પાલીસવાળાને જોઇને શ્રી. પુનર્વસુ પૂછે છે (પ્રસ્થાન-માગશર) —

"મળી મળીને ય મળે તને શું ? કરી કરીને દિનભેર વૈતરૂં,
જોડા કરી પાલીસ લોકવોકના પાશેરનુ પેટ શુ પૂરતો હશે."

પણ આ અન્યાયી સમાજવ્યવસ્થા જોઈ 'સમાજના તંત્ર સમસ્ત સામે' એમનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠે છે ને એઓ કહે છે:—

"નઠોર શી આ જગ કેરી યોજના, સશક્ત જ્યારે દિનરાત વેતરં
કરે છતાં પામર પેટ કેરો ખાડો રહે છે નિતનો અધૂરો :"

"સાહેબી કરવાને વા લક્ષ્મીનાં વ્હેણ વાળવા,
ઓળંગી સાગરો આવે દેશાન્તર થકી પ્રજા:
તે તો સૌ સમજે; કિન્તુ મૂઠી ધાનજ પામવા
માનવી બાલને જાવું પડે આમ વિદેશમાં,
ધંધો સ્વીકારવો આવો ? ખૂટયાં શું ધાન્ય દેશનાં ?"

પણ આમ એઓ બૂટ પાલીસવાળાની દયા ખાઇ રહ્યા છે ત્યાં એ પાલીસવાળો પોતાનું કામ આટોપી સિગારેટ ચેતવી હસી હસીને સાથીઓ સાથે વાત કરતો ઘરાકની વાટ જોતો જીવનનો જરા ય ભાર ન લાગતો હોય મઝા ઊડાવે છે તે જોઇ કવિને જીવનનું ધ્યેય દ્રવ્યપ્રાપ્તિ નથી—પણ આનંદની આરાધના એજ છે એ રહસ્ય સમજાય છે. સમાજવાદ પરથી એમના વિચાર પ્રવાહ આનન્દવાદ પર ઊતરી પડે છે ને એ કહે છે:—

"દયા તારી ખાઉં : બધુ ય તુજ કાર્યે સભર તું
મઝા લૂટે તેની કયમ કરી દયા ખાઇ જ શકું ?
દયા ખાતો મારા અબળ ઉરની હું નહીં ઉગો,
ન જો હૈયે પીધો જીવનરસનો એક ઘૂંટડો,
દયા ખાવાનો એ અવસર ભલેને મુજ ગયો,
મને સાચી દૃષ્ટિ મુજ તરફની એ દઈ ગયો."

પણ દરિદ્રોને જીવનરસનો આનન્દ લૂંટવો હંમેશા શક્ય નથી. જલસો જોવા પછી વિજળીની રોશનીનો ઝળઝળાટ ને પંખાના પવનની લહેર માણી આવ્યા પછી 'વન તિમિરમાં પગલાં' ભરી ઘેર આવતાં ગૃહિણી ને ગૃહની સ્થિતિ અવલોકતાં શ્રી. પ્રેમશંકર ભટ્ટ કહે છે (કૌમુદી–નવેમ્બર–ડિસેમ્બર):—

"ઘરે આવ્યો ત્યારે: દિવસભરનો થાક ભૂલવા,
'પડેલી પાંગતે અરધ ઉંઘમાં ન્યાળી ગૃહિણી;

થયું કે રંગો શું ? વિવિધ સ્વર શું ? ને શું ડપકો
મારે જેને તિમિરધનથી વ્યાપી આ આંગણામાં
આળોટી આયખું આખું રુદન પડધા સાંભળી મ્હાલવાનું."

આવું આનન્દનું 'મૃગજળ ઝગતુ એકાદ ટીપું' મેળવવું પણ કેમ પાલવે—"અસ્તિત્વ કાજ હોયે જ્યાં ઝૂઝવું બસ સર્વદા."

શામળનો 'નામનિહમા' જાળવી રાખતા 'અ કવિ' સાચી કવિત્વદૃષ્ટિ દર્શાવતાં નક્કી કરે છે (કૌમુદી):—

"ન ધ્યેય કાંઇ, નહિ લક્ષ્ય કાંઇ, જવું કહીં એ પણ નક્કી નાંહી,
એવી નકારાત્મક સૃષ્ટિ માંહી એકાદ બિન્દુ જ્યમ રહેવું આંહી."

આવો વિચાર કરે છે ત્યાં આ 'અ કવિ' ( ? કવિ ) મનુષ્યના ગુપ્ત દિલમાં રહેલી કલ્પનાભૂમિ શી શોભતી 'જલકણભરી પુષ્પની પાંદડી' જુએ છે, પણ એટલામાં અમૃતત્વે ભરેલી પુષ્પોની આ શિક્ષણ રચના' લુપ્ત થઇ જાય છે ને એ કુસુમ "જ્યાંથી આવ્યું જનનીચરણે ચાલ્યું પાછું ફરી ત્યાં, છાને દેહે જનની કણમાં સુપ્ત સૌંદર્ય થાવા." આ ઉપરથી કવિને જીવનનું લક્ષ્ય સમજાઈ જાય છે. પુષ્પની પેઠે બે ઘડી જીવ્યા પછી

"પાછી ફરી મા, મૃદુ શાંત સાદે મને સુલાવે ફરીને જગાવે
આથી વધુ લક્ષ્ય ન કાંઇ હો તો, ન જીંદગીનો વધુ અર્થ હો તો
તથાપિ અંકે શિશુ—એ સુલાતું ને માતનું સ્મિત મળે ફરીને સુહાવું.
જો હોયે આ જીવન જીવવું આટલા અર્થ માટે
તો યે એની પરમ મુજને શાંતિ એ ગુપ્ત આશે."

શ્રી. ઇન્દુલાલ ગાંધી 'જૂની બિરાદરી'ને સંભારતા અત્યારની નિરાશાભરી ને અત્યંત કરુણ સ્થિતિ આલેખતાં વિષાદમાં ઊતરી પડે છે (પ્રભાત)

"પગલે પગલે ભૂલે પ્રભુની,
આંખમાં રાખ ભરાણી, છે ઊની."

× × ×

કુંજે પડી આજ કોયલો સૂની,
આંખમાં રાખ ભરાણી છે ઊની.

પવનના સુમધુર સંચારમાં આભ ઉઠે છે વિલાપઃ
અપમાનિત પ્રકૃતિના પથમાં પગલે પગલે માપ.

પડે થયા અમે પંડના ખૂની,
આંખમાં રાખ ભરાણી છે ઊની."

હવે આટલેથી પતાવી દઇએ એવી ઇચ્છા રાખનારની હંમેશ મદદે આવનાર સ્થળને સમયનો સંકોચ મને પણ હવે લાગવા માંડે છે અને બીજી ઘણી કૃતિઓ ઉલ્લેખ કરવા યોગ્ય હોવા છતાં જતી કરવી પડે છે. પણ એ સ્થિતિ એક રીતે અભિનન્દનીય છે. આટલા લેખમાં આપી શકાય તે કરતાં ઘણાં વધારે કાવ્યો છેલ્લા બેત્રણ મહિના દરમ્યાન આપણે ત્યાં પ્રગટ થયા છે એ વસ્તુસ્થિતિ ઘણી આશાજનક છે. ભાઇ 'कौलक' કહે છે (ઊર્મિ):—

"અમારા કાવ્યોમાં
પ્રવાસી થાકેલા નિતરતી પીશે અમૃતસુધા
જગે કંટાળેલા ખચિત ગ્રહશે શાંતિ મધુરી."

* * . ×

અમારા કાવ્યોમાં
સમી સાયંકાળે પુલકિત સુધાસ્મિત ઝબકી
રહેશે, હૈયાના નિબિડ પડ દેદીપ્ય કરીને,
અમારા દર્દોનાં કરુણ ગીત વિલુપ્ત થઇને
થશે મીઠાં ગીતો સદન ભુવનેથી ઝમકતાં
પરીઓ કંઠેનાં "——પણ એઓ આપણને સૌ કોણ જાણે શાથી એટલા બધા અરસિક ધારે છે કે છેવટે ઉમેરે છેઃ—

. "—પણ સકળ લુખ્ખું ય તમને."

આપણે એમને કહીશું કે મહાનુભાવ, તમારી ભૂલ છે. અમે ભલે કવિ નહિ હોઇએ. પણ કવિતા સમજી શકીએ છીએ ખરા. અમે ભલે

પૃથ્વીની રચના નહિ કરી શકતા હોઇએ, પણ પૃથ્વી પર જ (બીજા છંદોના લગભગ અભાવે) અમે આજ ઘણા વખતથી મહાલી રહ્યા છીએ. માટે હે કવિ કોકિલો, આ કાગડાઓ અમારા કૂજનનો આસ્વાદ લઇ શકશે કે નહિ એવી ભીતિ રાખ્યા સિવાય તમે તમારે નિશ્ચંત રીતે કૂજ્યા કરો. અને ગુજરાતની કુંજોને સુમધુર સ્વરે ભરી દો.



# નિરાશા

સંગીત કોમલ, સુરમ્ય પ્રશાંત કેરા,
કાને પડે રવ અને ઉર થંભી જાય;
ત્યાં કોઇ સૂર દુઃખ, કલેશ થકી ભરેલા,
જેવાં સુણ્યે કરુણ ભાવ બધે છવાય.—

જ્યોત્સ્ના પ્રિયા ધરી ઉરે ઉદધિ સુરમ્ય
સતેલ શાંત, રવહીન કરે વિલાસ,
ત્યાં છાય વાદળ નભે, જલમાં અગમ્ય;
સ્થાનેથી ભવ્ય ઉભરાય તરંગ હાસ્ય. —

સૌંદર્યને રસતણી પ્રતિ મૂર્તિશી કો,
આલ્હાદ પૂર્ણ મળતાં સ્મિત બિમ્બ વેરે,
ત્યાં કો વિષાદ ભરી પૂર્વ સ્મૃતિ થકી જો ,
જેવી મુખે સ્મિત સ્થળે દુખ છાંય રેલે.—

તેવી રીતે હૃદયથી વહી જાય આશા
ને ત્યાં વિષાદ થકી રમ્ય રહે નિરાશા.

ગુલાબદાસ બ્રોકર.

# સમાલોચના

અન્ધકાર વચ્ચે લેખક અને પ્રકાશકઃ ઇન્દુલાલ ગાંધી.
સમરસેટ સ્ટ્રીટ, કેમ્પ કરાંચી કીંમત રૂ. ૧.

શ્રી. ઇન્દુલાલ ગાંધીનાં પાંચ નાટકો રૂપકમળા, અન્ધકાર વચ્ચે, ચિત્રાદેવી, ઉત્ક્રાંતિને અજવાળે, અને અપરાજિતા નામનાં પાંચ નાટકોનો સંગ્રહ 'અન્ધકાર વચ્ચે' નામે મળે છે.

લેખકનાં નાટકોનો પહેલો સંગ્રહ 'નારાયણી—અને બીજાં નાટકો' ૧૯૩૨માં પ્રસિદ્ધ થયો, બીજો સંગ્રહ 'પલટાતાં તેજ અને બીજાં નાટકો' ૧૯૩૫માં અને આ ત્રીજો સંગ્રહ આજે મળે છે. આમ નિયમીત સમયાન્તરે એમનાં નાટકો બહાર પડતાં રહ્યાં છે. તે એમની અખંડ—જોરદાર શક્તિનો ખ્યાલ આપે છે.

પાંચ નાટકોમાંનું પહેલું, 'રૂપકમળા' અને બીજું 'ચિત્રાદેવી' ઘણાંજ સુન્દર આલેખાયાં છે.

'રૂપકમળા' નાટિકાના દર્શનમાંજ—દર્શન કરાવતાં—એમનાં અન્તરમાં કવિતાનીજ ભરતી ચઢવા લાગે છે. 'આયુષ્યની અટારેક શરદ એની આંખોમાં થઈને ચાલી ગઈ છે.' આ નાટિકામાં શરૂઆત કરતાં અન્તમાં કળાની સાથે સંવાદના સૂર અજબ જગાડયા છે.—એટલુંજ નહિ પણ આખી નાટિકા છેવટના ભાગમાં કળાની કક્ષાએ અને લેખકની સિદ્ધ શક્તિના પૂરાવા લેખે ઉતરે છે.

રૂપકમલાઃ કીર્ત્તિ વિહીન ધરા ? કવિશ્વર ! એક દિવસ હું યે બેઠેબેઠે
તરંગે ચઢી હતી કે ઉજ્જૈનનીઃ ભૂમિમાં હવે તેજ નથી.

સતલજને સભારી સભારી હુ બેચેન બની ગઇ અને નિશ્ચય કર્યો કે હવે અહીં રહેવુ નથી ત્યા ધરતીમાથી અવાજ આવ્યો 'પુની ! પાછી વળ, પાછી વળ.'

કાલિદાસ (કટાક્ષથી) ધરતીનો અવાજ મને સભળાતો નથી.

રૂપકમલા. (નીચે બેસી) ધરતી જેવી હુ તમને ખોળો પાથરૂ છુ કે રસેશ્વર, પાછા વળો, પાછા વળો.

કાલિદાસ ......સાભળો દેવી ! ચિત્રકૂટની કીર્તિગગા મને આમત્રી રહી છે 'કાલિદાસ, કાલિદાસ !

રૂપકમલા ઉજ્જૈનની ભૂમિ પણ તમને એટલા જ હેતથી જોઈ રહી છે. જૂઓ અધાર પણ કેટલુ ગળગળુ થઇ ગયુ છે ?. . રહ્યા સહ્યા ચાદરણા પણ જતા જતા કહે છે કે રોકાઇ જાઓ, રોકાઇ જાઓ.'

આખી નાટિકામા પહેલા બે પાનાજ બાદ કરતા અખડ રસપ્રવાહ વહે જાય છે. અને ધીમે ધીમે વાચકને કવિત્વના પ્રદેશમા ધકેલતો રહે છે એટલુજ નહિ પણ કળાની દૃષ્ટિએ પણ વાચકનો એકરસ જાળવી રાખી શકે છે, 'કાલિદાસ શુ નિર્ણય કરશે ?' 'જશે કે રહેશે ?' એ એક જ વિચારસીમા ઉપર કાલિદાસ અને રૂપકમલાનો સવાદ લાગણી પ્રધાન બની વાચકને છેવટ સુધી એકધારે ખેચી જાય છે ? એજ એના નાટ્યકારની શક્તિ અને ખૂબી છે.

બન્ને પાત્રોમા પણ સપૂર્ણતા છે, એક બાજુ કવિનો પ્રેરણા કીર્તિકુજથી શોધી રહ્યો છે જ્યારે બીજી બાજુ રૂપકમલાનુ હૃદય ઉજ્જૈનની હદ ન છોડવા વિનતી કરે છે. એક બાજુ કવિ છે અને બીજી બાજુ નારી હૃદયની પ્રતિમાસમી કળાની દેવી રૂપકમલા છે

રૂપકમલા (ખોટુ હસી) ઓહો, એમા શુ ? સ્ત્રી થયુ પાપ્યો એટલુ જ ને ? શશિ ચદ્રિકા, બ્રહ્માજીને એટલુ કહેવુ મોકલજે કે એક એવો પુરૂષ સરજી મોકલો કે જેની આખોમા પવિત્રતા ને હૈયામા સંયમ હોય. રસિકતાને—રૂપને પી જવા કરતા

> સાચવવાની વધુ બેવના હોય. હું એને પૂજી શકું, એ મને પૂજી શકે, (આંખોમાં અમૃત લાવી) ભલે મૂંગો હોય, કરૂપ હોય, અંધ હોય પણ એને હૃદય અવશ્ય હોય એટલું હું પ્રથમ માગું છું. હૃદય વિનાના પુરૂષ કરતાં તો મને પત્થરને બચીઓ ભરવામાં વધારે સ્વાદ છે.

આ બે પાત્રોની સાથે ત્રીજું મહત્તાકાંક્ષી પાત્ર-સમુદ્રગુપ્તનું પણ સચોટ ચીતરાયું છે, 'માત્ર એકજ મહત્વાકાંક્ષા હતી કે એકની કવિતા, બીજાનું નૃત્ય એકરસ થઇ આખા આર્યાવર્તને સંસ્કારના નવા માર્ગો જરૂર બતાવશે, પણ આખરમાં તો રૂપકમલાને કહેવા પડે છે, '......જા, હું યે કહું છું કે લાગણી વિનાના જડ પુરૂષ ચાલ્યો જા !......ત્યારે તને સર્જનનો થાક ચડવા માંડે; કીર્ત્તિ અને ઐશ્વર્યનું સ્મરણ ન ગમે, ચિત્રકૂટનાં પરમપ્રિય મંદિરો ભૂતના ઓળા જેવા દેખાવા લાગે, ત્યારે( ) મારા સ્મરણની પગદંડીએ પગ-દંડીએ તું ચાલ્યો આવજે.'

'અન્ધકાર વચ્ચે'માં સુરભીનું પાત્ર સહેજ વધારે પડતું ઉદ્ધત છે અને પરણ્યા પછી છેવટ સુધી દરકાર ન રાખનાર નવનીતલાલ, 'તારે ટેકે મારે આગળ જવું છે' એમ કહે; એ પરિવર્તન કંઇક શંકાભર્યું લાગે છે. પણ સંવાદ અને સ્ટેજની દૃષ્ટિએ એ પણ એક સફળ નાટિકા છેજ. સમાજ ઉપર ચાબકા લગાવતી એની વિશિષ્ટતા સાર્થક છે.

'ચિત્રાદેવી'માં આલેખાયલી કથા ઘણીજ સુંદર રીતે એના પાત્રોમાં વ્હેંચાઇ છે. એની ચર્ચા બહુ ઉંડી ન કરતાં માત્ર એટલુંજ કે ઇન્દુલાલની કલમે અત્યંત કરૂણ અને કોમળ-કળાની કક્ષાએ શોભતાં અને અખંડ રસમય નાટકોમાં વાંચકને કોઇ દુર દુરની કલ્પનાની ભેખડ પર ખેંચી જાય છે. ઘડીવાર વાંચકને એની પ્રત્યક્ષ ભૂમિકા ભૂલાવી-આલેખેલી ભૂમિકા પર ઊંચકી જાય છે.

અનકારા---સંકોચના કારણે બીજી ન ટિકાઓની લાંબી ચર્ચા પણ નથી થઇ શકતી. પણ એ પાંચ ન ટકોમાં પહેલાં ત્રણ અત્યંત સારાં છે. જેમાં 'રૂપકમલા'નું સ્થાન ગુજરાતી સાહિત્યમાં ઘણું મહત્વનું અને ઊંચું રહેશે.

એક વસ્તુનો ઉલ્લેખ આવશ્યક છે કે નાટિકાઓની સફળતા એના ભજવવા પર મુખ્ય રહેલી છે અને ભાઈ ઇન્દુલાલે જે કરેલી સૂચના 'સુશિક્ષિત ભાઈ—બ્હેનો સામાજિક ક્ષોભ અને ભય છોડીને તખ્તા ઉપર આવે તો આપણે ધાર્યું કાર્ય કરી શકીશું એવી શ્રદ્ધા છે.' ધ્યાન દેવા જેવી છે.

આ નાટકોનો સત્કાર કરતા ભાઈ ઇન્દુલાલને હાર્દિક અભિનંદન આપી એકજ સૂચના નોંધું—કે નાટ્યકારે તો નાટક લખ્યા પછીજ ખરી મહેનત કરવાની છે. લેખક જાતે પોતાની મંડળી ઊભી કરે અને સાગમારાં શહેરોમાં ભજવે તો સિદ્ધિ ધારવા કરતા વધારે નજીક છે.

**શોભા** લેખક ઇન્દ્ર વસાવડા પ્રકાશક શાંતિલાલ પરીખ, નવસર્જન ગ્રંથાવલી અમદાવાદ કીમત રૂપિયા અઢી.

**ધરતી રાહ** નું ભાષાન્તર 'વગભણી' થતા ગુજરાતે ભાઈ શ્રી. વસાવડાને ઓળખ્યા છે. આ એમની બીજી હિંદી નવલકથા છે.

શ્રી. વસાવડામાં નવલકથાકાર તરીકેના ત્રણ ગુણ મૂળ છે—(૧) સમાજના સામાન્ય થરમાંથી ઉપાડેલાં પાત્રો (૨) [illegible] વર્ણન અને છટા અને (૩) કેટલેક ઠેકાણે એમની હસાવવાની દેખાતી શક્તિ

વાર્તાની શરૂઆત અરુણ અને અનિલ, અને ડામ્મર કુદરતના વર્ણનથી થાય છે. કુદરતની મઝા મ્હાલનાર અરુણ અને તેનો મોટો ભાઈ અનિલ સ્કૂલથી ભાગી આમ્બાવાડિયામાં આવ્યા છે. પછી ગામડાની સ્કૂલ છોડી મોટેરાસ મહારાજ સાથે બન્ને ભાઈઓ શહેરમાં ભણવા આવે છે, અને ત્યાં તેમના કાકાને ત્યાં શોભા સાથે તેમનો પરિચય ગાઢ બને છે. સ્નેહના કોમળ અંકુરો ફૂટયા ન ફૂટયા ત્યાં તો અનિલને ત્યાંથી ચાલી જવું પડે છે. પાછળથી અનિલ જે શહેરની કૉલેજમાં વિદ્યાભ્યાસ કરે છે ત્યાંજ શોભાનું સાસરું નીકળી આવે છે અને અનિલ શોભાને મળવા

ઇચ્છે છે. કથામાં કરૂણ અને નીલાને ચિતરી લેખક શોભાના ચારિત્ર્યને આગળ લાવવા માંગે છે. કરૂણા જ્યારે સ્વતંત્ર, તથા ધીર છે, દઢ છે; ત્યારે નીલા સ્નેહાળ, ભોળી, પણ નબળી ચિતરવામાં આવી છે. શોભા સાસરામાં રિબાય છે—એનો પતિ પણ શુષ્ક માણસ છે—અને બ્હેમાતાં પતિદેવ શોભાને દેશમાંજ મૂકી કલકત્તે ચાલ્યો જાય છે.

વેકેસનમાં જ્યારે અનિલ ગામડે છે; ત્યારે ખબર મળે છે કે કલકત્તામાં ગીરીશબાબુ સખત માંદા હોવાને અંગે શોભા ને તેના સસરા ત્યાં ગયા છે. આજ અરસામાં ખબર મળે છે કે શોભાના માતાપિતા પણ લડી ઝગડીને ચાલ્યાં ગયાં છે; અને જ્યારે અનિલ પાછો આવે છે; ત્યારે ગીરીશ બાબુની હાલત ગંભીર હોય છે; ને તે મરણ પામે છે. શોભા ગાંડા જેવી થઇ જાય છે. માતા પિતા સાથે વેર—અને પતિનું અવસાન થતાં—તે જગતમાં એકલી નિરાધાર બને છે. અને છેવટે તે રાતોરાત ભાગી જાય છે.

'રાત્રિના નિબિડ અન્ધકારમાં, ભયંકર લાગતા પર્વતના રસ્તા ઉપર સોળ સત્તર વર્ષની બાળા, ખૂલ્લે વાળે, પાગલની જેમ જઇ રહી છે. આ દૃશ્ય જોઇને અસંખ્ય તારાગણો હસી ઊઠયા !'

અને આમ શોભા કરૂણાંત નવલકથા થાય છે. ઠેકાણે ઠેકાણે સંવાદમાં હાસ્ય જગાડતી પંક્તિ મૂકી—કુદરતના ખોળામાં લઇ કવિતા લલકારતાં વર્ણનો મૂકી—નવલકથાની કરૂણ નદી સુધી લેખક લઈ જાય છે. હિંદુસ્તાની ભાષામાં આલેખાયેલાં એ વર્ણનો અતિસુન્દર અને બુલંદ છે. એકે એક પાત્ર યોગ્ય લેખાયું છે.

પણ સુમનજીની પ્રસ્તાવના વાંચતાં એમની ભાષાની અશુદ્ધિ અગમ્ય લાગે છે—તો ભાઇ વસાવડા તે પ્રત્યે વધારે સાવચેત થાય. પણ એ તો ગુજરાતી લેખક છે. અને પ્રકાશન સંસ્થા પણ ગુજરાતીનીજ છે. છતાંયે હિંદી સાહિત્યમાં આવા સુન્દર સર્જનો મુકવા માટે લેખક અને પ્રકાશકોને માટે ધન્યવાદજ આપવો ઘટે. સુમનજીએ પ્રસ્તાવનામાંજ ગુજરાતના યશોગાન ગાયાં છે.

રશ્મિ પ્રકાશકઃ સેંટ ઝેવીઅર્સ કૉલેજ (મુંબઇ) ગુજરાતી સાહિત્ય મંડળ. તંત્રીઓઃ પ્રો. ગૌરીપ્રસાદ ઝાલા અને પ્રો.ભાનુશંકર બા. વ્યાસ.

આપણી કૉલેજો અને નિશાળોમાં આવાં માસિકો-કે પત્રો બહાર પડતાં રહે એ આવકારદાયક છે. રશ્મિમાં-જાણીતા કવિઓ ઉપરાંત કૉલેજના વિદ્યાર્થીઓના લેખો કાવ્યો વિગેરે છે. આ પત્રો માટે ખાસ કરીને તંત્રીઓનું ધ્યાન ખેંચવા જેવું છે કે આવાં પત્રો ગુજરાતી સાહિત્ય-સિદ્ધિમાં અગત્યનાં છેજ. એમાંથી લખતાં લખતાં એજ લેખકો ગુજરાતી સાહિત્યના સિતારા બને એ પણ સંભવિત છે. અને એટલા માટેજ એ જુવાન લેખકોને પ્રોત્સાહનની સાથે સંયમમાં રાખી યોગ્ય દિશામાંજ દોરવવા એ આ તંત્રીઓની મુખ્ય અને કપરી ફરજ છે.

શ્રી. સુન્દરજી બેટાઇનું 'મંગળમૂર્તિ' અને બાદરાયણ નું 'અખંડ જાગૃતિ' એ બે સમર્થ કવિઓની કૃતિઓ નિઃશંસય અતિ સુન્દર છેજ.

કુમારી લીલા બોડાજીનું ચિત્ર ધ્યાન ખેંચે તેવું છે. શ્રી. નન્દકુમાર પાઠકની કવિતા ઠીક આશાઓ આપે છે. શ્રી. ભૂખણવાલાનું 'ધોબીને' અને શ્રી. રતુ ભાવસારનું અજંટા વર્ણન વાંચવા જેવાં છે પણ હજી એ બે ભાઈઓ વધારે સૂક્ષ્મ દૃષ્ટિ કેળવશે તો વધારે સારા નિબંધો આપી શકશે. શ્રીમતી હંસા, સેતલવાડની

ન તૃપ્તિના લ્હાવ લખ્યા લલાટે ?
અતૃપ્તિનાં આ અવસાન ક્યારે ?

પંક્તિઓથીયે વિશેષ સુન્દર પંક્તિઓની સંભવતા એમના શ્રમ પાછળ રહી શકે એમ છે. પણ વિવેચન કરતા લેખો આવાં સામયિકોમાં અસ્થાને છે. જે હજી લેખકનો અભ્યાસ કરે છે તે વિવેચન શકિત કેટલી હદ સુધી કેળવી શકે ? એ શંકાભરેલું છે, વિષયનું વિવેચન કરતાં પહેલાં તે તે વિષયના સમર્થ સમ્રાટ થવાની જરૂર છે. એટલીજ નોંધ કરી પ્રો. ઝાલ'

અને પ્રો. વ્યાસ તથા એ લેખકભાઈઓને એમની સારી મહેનત પાછળ અભિનંદનો આપીએ છીએ.

ત્રણ અર્ધું બે    લેખકઃ ઉમાશંકર જોષી પ્રકાશકઃ. વોરા એન્ડ કું. ૮, રાઉન્ડ બીલ્ડીંગ કાલબાદેવી રોડ, મુંબઈ, ૨.

ભાઈ ઉમાશંકર જોષીનો પહેલો વાર્તા સંગ્રહ શ્રાવણી મેળો એક વરષ પહેલાં મળ્યો; અને નવાઈની વાત એ છે કે જાણવા પ્રમાણે શ્રાવણી મેળાનું વેચાણ પણ ગયા વર્ષમાં ઘણુંજ સારૂં થયું છે.

કવિતામાં એમણે એક ને એક બે ન કરતાં અનંતે જ કરી, હવે ગદ્યમાં ત્રણ અર્ધું બે કહે છે; અને એતો એમની વાર્તા પરથી સિદ્ધ પણ કરે છે.

ઉમાશંકરની વાર્તાઓમાં ખાસ કરીને આપણને ખરુ civilised (શહેરી) નહિ. પણ અર્ધગ્રામ્ય અને અર્ધ–સંસ્કારી વાતાવરણ મૂર્ત થયા વિના રહેતું નથી. એટલું જ નહિ પણ ભાઇ ઉમાશંકર એ વાતાવરણથી એટલા પરિચિત થયા છે કે એમની વાર્તાઓમાં પણ એમણે ઠેક ઠેકાણે એ વાતાવરણ યોગ્યજ શબ્દો અને વાક્યોમાં મૂક્યાં છે.

અને બીજી કળા જે ભાઇ ઉમાશંકરને બહુ જસ અપાવે છે અથવા તો જે કળા કદાચ ભવિષ્યમાં એક અતિ સુન્દર નવલિકાકારનું પદ અપાવે-છે તે એમની હાસ્ય ઉપજાવવાની કળા છે. જતે એક કવિ હોવા છતાં પે-હાસ્ય ઉપજાવવાની એમની વૃત્તિ ગદ્યમાં–પાને પાને અભિવ્યક્ત થાય છે અને તે વાર્તાની કળાનું મુખ્ય અંગ પણ કેટલીક વાર બને છે.

'ત્રણ અર્ધું બે'માં 'જો ખોદાયજીને દુનિયા ચલાવવી હોસે તો એવણને જેમ ફાવસે તેમ વેનરસે.' એમ કહેતાં પારસી ફોટોગ્રાફરનું destination કે ભાગ્ય લેખની માન્યતા વ્યક્ત કરી વાર્તા ધીમે ધીમે

આગળ વધારતા જાય છે. વાતાવરણ સાથેનો એમનો ગાઢ પરિચય તો 'અને આખા ગામની સાથે ફોટોગ્રાફ પડાવનાર જોડે આ પન્નાને બેસે છે ખલાસરાત !' પરથીજ પ્રતીત થાય છે.

'ચક્રીનું ભૂત'માં 'કોઇની ભેંસને પાડીને બદલે પાડો જ આવ્યા કરતો હોય તો તેની પાસે ઇલાજ માટે આવ્યુ.' કહી અમથાને રિદ્ધિ અને સિદ્ધિની પાસે મૂકે છે. પણ છેવટમાં એ પોલનાં પરિણામ જે ગામડાઓમાં આવે છે તેટલાંજ સચોટ ભાઈ ઉમાશંકરે દેખાડ્યાં છે. 'કાળના વાંસલાએ એના ચહેરા પરથી નિર્દયપણે છોડાં ઉખાડી લીધાં છે.' એવાજ કાળના અવશેષ જેવા એક અમથા જેવા નહિ પણ અનેક ગામડાઓમાં દેખાશે.

ઉમાશંકર વર્ણનમાંયે—સમય અને પાત્રને યથાર્થ બતાવવામાં પણ ખૂબ ઝીણવટભરી વિગતો આપે છે. 'પાસેના ઘેરથી અમથો આવીને જૂએ છે તો ગોકળ હાથના પંજા સગડીના તાપથી ગરમ કરી કરી ગરદન અને માથા ઉપર લગાડતો હતો.' ગામડાના કયા બાળકને આમ કરતા નહિ જોશો ?

'સરયૂ સ્વાતિ'માં એ બે બ્હેનોની પ્રીતિ 'જતાં સ્ટેશન યાર્ડમાંથી ગાડી ચાલી નીકળ્યા પછી અડખે પડખે સરયૂ અને સ્વાતિ રહી તો નથીજ ગઈ એવી તપાસ ન કરી હોય તો નવાઇ !' પરથી એ પ્રબળ પ્રેમભાવને મૂર્ત કરવાનું નથી ચૂકતા.

બધી વાર્તાઓ એક તાને વંચાઇ જાય એવી છે. સમાજના ઊંડાણમાં ઊતરી પકડી પકડી પાત્રોને મૂર્ત કરવામાં એઓ સફળ થયા છે. ઝીણવટભરી વિગતોને પણ લક્ષ બહાર નથી મૂકી. એજ એમની વાર્તાઓની સફળતા છે.

---

તાઃ કઃ—હુલ્લડના સંજોગોમા આ વખતે છેવટના ભાગમા અમો સારા કાગળ ન મેળવી શકયા, અને સંજોગાનુસાર સારામાં સારા મળી શકયા તે કાગળ વાપરવા પડયા. એ નોંધ સખેદ લઇએ છીએ **તંત્રી.**

# માધુરી

વર્ષ ૧]  ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક  [અંક ૩.

તંત્રી :
મગનલાલ લાલભાઈ દેસાઈ

માધુરી કાર્યાલય : : બજાજ રોડ, વીલેપાર્લે.

*"Do not be dazzled by those shining names,*
*They too, within them, have their own dark spots,*
*Dare, dare O Critic! and go near the flames,*
*You'll find black coals and twisted wood in lots!"*

—Khabardar.

# ચંદાનું ગાન.

( "વનમા બોલે ઝીણા મોરા."—એ રાહ )

હાં રે હું તો ધરણીમાતાની વડી બેટી,
વળાવી નભસાસરે રે લોલ,
તોય મારા બાળુડા સેંતુ રહી છેટી,
પડયા જે માને આસરે રે લોલ
એરવેર ભર્યાં અંધારજળ વેરે
બૂડી ફરા છુપી વ્યોમમા રે લોલ,
ઘેરા ઘેરા ઘેને તે નેણ સૌના ઘેરે,
છવાય રોમરોમમા રે લોલ

મોને મળયો કૂવો સાસરિયાનો
અમૃત ઉભરાવતો રે લોલ,
તેમા માતદીધો કુંભ મારો નાનો
ભરી હું લઉં ભાવતો રે લોલ।
મોડીવ્હેલી રોજ એ કુંભ લઈ જાઉં,
બાળુડા મારા ઠારવા રે લોલ,
ગોરા ગોરા અમૃત એ સાને હું પાઉં,
તે ઘેનને ઉતારવા રે લોલ।

ઊંચો મારો સાસરિયાનો માળો,
મઢેલો તારા ફૂલડે રે લોલ,
તેમા મારો હીંચકો બાંધી રઢિયાળો
ઝૂલું હું કરઝૂલડે રે લોલ,

હાથે લાગ્યાં ફૂલડાં ચૂંટી ચૂંટી
હું વેરૂં માને આંગણે રે લોલ,
દીચો ઘડી ત્યાંથી હું જાઉં નીચે છૂટી
માતાને પાયલાગણે રે લોલ!

વેરી ઝેરી સાસરિયાની વાતો
બતાવું નહીં બોલીને રે લોલ,
રાતો તાતો જ્વાલામુખી ઉર છાતોઃ
સુધાએ રાખું બોળીને રે લોલ!
એક મેં તો સેવાનાં વ્રત લીધાં,
તે ધૂમી ધૂમી પાળવાં રે લોલ,
સાચાં મારાં હેવાતણ એ કીધાંઃ
ઉભય કુળ ઉજાળવાં રે લોલ!

સેવાં કરૂં માતપિતાની સ્નેહે,
સેવા હું કરૂં સાસરે રે લોલ,
સેવા કરૂં ભાંડુડાંની ઉરલેહેઃ
ધર્મ જ સેવા આસરે રે લોલ!
વાદળ સરવર સરિતા ને સિંધુ
સુમન મારાં ઝીલતાં રે લોલ;
ગાંડે હોય સિંધુ કે હોય નાનું બિંદુઃ
સેવાએ રહો ખીલતાં રે લોલ!

અરદેશર ફરામજી ખબરદાર

# નવલ યુગના દ્રષ્ટાને—

(હરિણી)

નવલ યુગના દ્રષ્ટા ! જોજે અદશ્ય તટસ્થ તું !
અમી નજરમાં, માપી લેજે, રહસ્ય ફૂટસ્થનું :
ધરણીપટની મધ્યે કેન્દ્રે પરીધ તું દોરજે :
જગતભરને જોતા, ત્યારે, તનેજ તું ભૂલજે :
જીવિત-જળનાં પ્રાણી, જોજે ! અમે ઘૂમતા હશું :
અહમહમિકા ઘેને ઘેર્યાં, અમે છકતા હશું .
અવનિ-નભનાં લાડે, લ્હાયે અમે રીઝતા હશું
લહરી-ગીતને લ્હાવે, નૃત્યે અમે કૂજતા હશું !
જન-જગતના છાયા તેજે, સમર્થન તુ રચે .
સત-બળ ભર્યાં કૃષ્ણે, તેવાં તુ વાર્ત્તિક વિસ્તરે :
ચરિત-હિતના સાહિત્યે, તુ મથે, સ્થલકાલને ·
ઉર-અમી મણિમુદ્રા ઝીલે, વિવર્ત્ત સમુદ્રને !
રસિક-ભવના ઋણે પુણ્યે, અનુભવ કૈં 'ધરું' :
પટ શતકથી, હૈયે ગુંજું : જગે રમી થનગનું :
પૂજુ મનુજને, પ્રેમાશ્રુથી, ઉમંગભર્યાં કરું
સહૃદય, ઝીલી, તુ જોવાના સુદર્શન, ઝીલવું !
રસ-રમણને સર્જે સ્રષ્ટા, રસાક્ષર તો કવિ :
તટપર રહી ગર્જે દ્રષ્ટા, વિવેક રસોત્સવી :
ઉભય જગના ઓજસ્વી ને મનસ્વીજ માનવી .
શ્રુતિ-દ્યુતિ કૃતિ સંગે લ્હાશું રસાત્મક રાજવી,!
અસત-તમસે, માગે દૃષ્ટિ, સતેજ, તુ તો ભરે :
પૃથિવીચર સૌ, એ નિર્દેશે, નિરંકુશ, સંચરે :
મન-હૃદયના યોગૈશ્વર્યે, ગીતારવ રેલવી
લલિત-રૂચિથી, લ્હેરાવે, તું, સખે ! રસગુંજરી !

વિરમગામ, તા. ૨૨-૬-૧૯૩૮ — લલિત

# વિદાય ?

"વિદાય બસ" કેમ એ સુકર્ન હું શકું ઉચ્ચરી ?
વિદાય બસ? બન્ધુ એ! હૃદયગીત સર્વ સ્વરે
હજી નહિં પ્રપૂર્ણ ખીલ્યું; તલસાટ ઊંડા કંઈ
અનેક ગતમાંહિં વ્યક્ત બનવા મથે છે હજી.

વિદાય કયમ તો દઉં ?
સમાપ્ત કયમ ઉચ્ચરું ?

હૃદય વાંછનામાહરી
મળી ફરી મળી બધાં હૃદયગૂઢ ખુલ્લાં કરું.
ફળે હૃદયવાંછના અફળ વા રહે, તે તણી
વિતર્કગલીકૂંચીમાં ભટકવું ગમે ના જરી.

મ્હને પથ વિસામવા પરમ માનવીઆત્મનું;
ત્હને પથ વિસામવા બની શકું કદી બેસણું:
વિદાયસમયે ત્હને અધિક, બન્ધુ, હું શું કહું ?

સુંદરજી ગો. બેટાઈ

# —કૃતિનાતુરને—

( અનુષ્ટુપ )

કાવ્યનું દિવ્ય પંખીડુ કવિ ! તુ આણવા મથે
ચડીને કલ્પનાઓથી સચાલિત મનોરથે ?
ક્યાં ! મંદ કલ્પનાઓની ગતિ, ક્યાં તેજની ત્વરા
પંખીની ! આ પ્રકારે તુ કવિ ! ફાવે નહીં જરા.
તર્કની જાળને જોતા વાર પંખી ઊડી જતુ.
એ કો' જ્યોતિતણી ડાળે રસમાળે જ કૂજતુ.
કઢંગી ભોયમાં ઊગ્યાં ઝેરી કાંટાળા ઝાંખરા
સેવે ના એ, ગમે એને સ્નિગ્ધ નંદન ભાવના
બસૂરી બૂમ હોયે ત્યાં ન એનુ આવતુ થતુ
સૂરતાના સરોદોમાં મન એનું મહાલતુ
વાસનાના વિકારોની ઘૃણા એના સ્વભાવને,
પાવિત્ર્યના પ્રદેશો જ આકર્ષે એની આંખને.
'અક્ષરો' ધામ ના એનુ ભલે ગર્વે ગડૂકતા;
અર્થ—અક્ષરતાકેરા એને આવાસ રૂચતા.
બાળ અદસ્યનું, એની જન્મભૂમિ અગોચરે,
નિરાનંદ ધરાએ એ રેલવા રસ, ઊતરે
આવે ત્યારે કવિ ! એને આત્મકુંજે ઉતારજે,
ને એના સત્યસૂરોનો લહિયો માત્ર તુ થજે,
પદ્યનુ પાંજરૂ તારૂ એ પંખીડું નહીં ભજે,
અલૌકિક લયે એને રમતુ કવિ ! મૂકજે,
તારી વાણી રખે આવે આડી એને નિરોધવા,
રાખજે- પંખીગાનાર્થે મૌનના માર્ગ મોકળા
સતેજ, શ્રુતિએ નિત્ય વાટ જોતો રહે કવિ !
આવે ત્યારે વધાવી લૈ સૂરતા અર્પજે નવી

પૂજાલાલ.

# સાંધ્ય ગીત.

( ૧ )

દરિયાની પાર પ્હણે સંધ્યાના દેશમાં
દીઠી અનન્ત તારી પ્રભા અમી.
સારી ક્ષિતિજ તારા તેજોજ્જ્વલ રંગમાં
મોહી રહી પ્રભૂ! તારે ચરણે નમી
દીઠી અનુપ એવી સંધ્યા ઘડી!

મ્હારા વતનના ભૂલી પ્રાસાદને—
દીઠી તુટેલ તારી કુટિર પ્હણે;
સુવર્ણ કોર વાળી રૂપેરી વાદળી
તારે દ્વારે ઝુલે મંગલ ક્ષણે.
દીઠી અનુપ એવી સંધ્યા ઘડી!

હશે ગુજરાત મારી ત્યાં રે શું વિલસી?
શાને ગુર્જર ગીત ત્યાંથી સુણું?
સાગરની પાર પેલે હશે શું દેશ મારો,
કે એ છે મારૂં પૂર્વ વતન જૂનું?
દીઠી અનુપ એવી સંધ્યા ઘડી!

( ૨ )

સાગરથી દૂર દૂર ક્ષિતિજની બોમ પર—
સંધ્યાનાં રંગ ભીનાં પગલાં પડ્યાં.
આકાશી ગઢ ચઢી આવી દેવ બાલિકા
પૂરવથી આજ તેને સામાં જડ્યાં.

પૃથ્વી પથિક એક ચાલ્યો લઈ નાવડી
જોજન સાગરનાં ઊતરી જતો—
પૃથ્વીને પાર ઉભી સંધ્યાના પાયમાં
અન્તરનાં ગાન ધરવા ઉત્સુક થતો

દુનિયાથી દૂર અને માનવથી પર તેને
કંઈયે પથિક, તારી શું છે પડી?
અન્તરનાં ગાન તારા તેને શું રોકશે,
એને શું થોભવાની ઝાંખી ઘડી?

( ૩ )

સંધ્યાને ટાણે આવી તું મોરલા,
ઝીણું બુલંદ ગાન ગાઈ જજે!
પીંછાનાં ચાદ વેરી સરતી રજનીના
અંતરમાં તેજ તારા છાઈ જજે!

ગાઈશ ગાને મારા હૈયાની હૂંફના
તેનો એકાદ સૂર ઉઠાવી જજે!
પર્વતની પોળ મૂકી સાગર સીમ ઊતરી
ક્ષિતિજના દેશમાં જગાવી જજે!

મીઠા મયૂર મારા જીવનની કુંજના!
તારું યે ઉર કંઈ ખોલી જજે!
મારા જીવનની રંગ ભરી સાજના
મોંઘા મયૂર! કંઈ ખોલી જજે!

कोलक•

# કહો છો કે—

( સોનેટ: શિખરિણી.)

કહો છો કે થાક્યા કવન સુણી ફૂંણાં કુસુમનાં,
લતાનાં, પત્રોનાં, ભ્રમર સુરભિ ને મધુ તણાં,
અને બોલો રોષે: કવિ ! તું કર રે બંધ લવરી
ઉષાની, સન્ધ્યાની, શશિયર સુધા ને રજનીની.

કહો છો કે રાખો પ્રણય રૂદનોની ભ્રમ કથા !
અમો જાગેલાં ને ક્યણ તમ સ્વપ્નો તણી તથા ?
વૃથા ફેલાવો કાં જગ મહીં તરંગોની ભ્રમણા ?
હવે છોડો ગાણાં જલધિ સરિતા નિર્ઝર તણાં !

પરંતુ વ્યોમે તો ઉડુગણ અવિશ્રાંત ઝબૂકે,
ફૂટે પત્રો, પુષ્પો અવિરત ખીલે, નિર્ઝર ઝરે;
તરોઘાને લીલા સુરભિત લતામંડપ નીચે
ખુંદી ના યુગ્મોની પ્રણય ગુજગોષ્ઠિ હજી ય તે.

અમે ઘેલા છોને ! પ્રથમ દુનિયા ઘેલી પલટો,
પછી શોધો ગાણાં નવલ લવશું શાણપણનાં.

ઉમાશંકર જોષી.

# આપણું તત્વજ્ઞાન

## ડૉ. હરિપ્રસાદ દેસાઇ

એમ કહેવાય છે કે જુદા જુદા દેશોમાં કંઇને કંઈ વિશેષતાઓ છે પરન્તુ આપણા દેશની ખાસ વિશેષતા એના તત્ત્વજ્ઞાનમાં છે. સર રાધાકૃષ્ણે હિન્દી તત્ત્વજ્ઞાનના ઇતિહાસના બે ભાગ બ્હાર પાડયા ત્યારથી આર્ય સંસ્કૃતિના વિકાસની દૃષ્ટિએ એક સળંગ પ્રમાણભૂત પુસ્તક તરીકે એની બહુ ખ્યાતી થઇ પશ્ચિમના તત્ત્વજ્ઞાનનું પણ એવુ જ સળંગ અવલોકન કરવા ત્યાંના વિદ્વાનોએ માંગણી કરી યુધ્ધો અને બળિયાના બે ભાગનો જ વિચાર જ્યા પ્રબળ છે એવા દેશોના વિચારકોને પણ, પ્રજાઓનું સાચુ કલ્યાણ કદાચ તત્ત્વજ્ઞાન-માંથી જ પ્રાપ્ત થશે એમ લાગ્યુ હોય

સર રાધાકૃષ્ણને એમણે ઓક્સફર્ડ બોલાવ્યા અને હમણા જ જે. એચ મુરહેડ અને સર રાધાકૃષ્ણના સંયુક્ત તંત્ર નીચે "કોન્ટેમ પોરરી ઇન્ડિયન ફીલોસોફી" આપણા સમકાલિન હિન્દનું તત્ત્વજ્ઞાન એ વિષયનું એક સુંદર પુસ્તક ૩૭૧ પાનાનું ઇંગ્રેજીમાં બ્હાર પડ્યું છે.

આ લેખમા, એ પુસ્તકદ્વારા જે સત્સંગ મને થયો છે તેનુ સંક્ષિપ્તમા વર્ણન કરવા ધારું છુ. પરન્તુ એ પ્હેલા સર રાધાકૃષ્ણના હિન્દી તત્વજ્ઞાનના ઇતિહાસમાથી એક અગત્યની વાત કહી લઉ.

એ પુસ્તકના અંતિમ ભાગમા એ કહે છે કે "કદાચ મને કોઈ પુછશે કે ત્યારે, તારા દેશનુ તત્વજ્ઞાન આટલું બધું સંપૂર્ણ અને વિપુલ છે તો એ દેશ ગુલામ કેમ છે?

એનો જવાબ હું શો આપું? વાત તદ્દન ખરી છે. અને મારે શરમ સાથે એ કબુલ કર્યા વગર છુટકો નથી. માનો કે ન માનો પણ એ "મહાન" ધર્મ કે "મહાન તત્વજ્ઞાન" અમને અણીની વખતે કામ નથી આવ્યાં.

અમે માત્ર ઇંગ્રેજ પ્રજા સામેજ ટકયા નહી એમ નથી પણ સદીઓથી બીજી અનેક પરદેશી પ્રજાઓએ અમારા પર આક્રમણ કર્યાં અને અમે વારંવાર એમની સામે હાર્યા કર્યું છે. હાળમાં કંઈક કીધુ છે. એજ ધર્મ અને એજ તત્વજ્ઞાનમાં અમને સ્વાધીન રખાવવા જેટલી તાકાત તો નહીંજ એ મારે સ્વીકારવું રહ્યું છે.

પરન્તુ આખરે હું તો માત્ર લેખક છું. મહાન કર્મયોગી મહાત્મા ગાંધી અમારે ત્યાં ઉત્પન્ન થયા છે. એ પોતે અમારી સનાતન હિન્દુ ધર્મની સંસ્કૃતિનું અર્વાચીન ફળ છે એ ઘણું કરીને સિદ્ધ કરશે કે અમારી તત્ત્વવિદ્યા વાંઝણી નથી રેહેવાની."

ઇ. સ. ૧૯૩૦ માં, સાબરમતી જેલમાં હું એ પુસ્તક વાંચતો હતો. મહાદેવ દેસાઈ મારી સાથે હતા. મ્હેં એમને ઉપર જે સાર લખ્યો છે તે વિષે વાત કરી. એ કેહેતા હતા કે મહાત્માજી પર રાધાકૃષ્ણનો એવોજ એક પત્ર આવ્યો હતો. આમ તત્ત્વજ્ઞાની પણ કર્મયોગીને પ્રણામ કરે છે એ જાણીને મારૂં શેર શેર લોહી વધી ગયું.

કારણ કે હું માનતો હતો કે જ્ઞાન માત્ર કર્મમાં ઉતરે નહીં. ત્યાં સુધી નકામું છે દેશ અભિમાનથી મને ત્યાં સુધી પીડાતો લાગતો હતો અને શેકાઈ ગયેલા દાણા જેમ વાવીએ તો ઉગતા નથી તેમ આપણા વિદ્વાનો અને કવિઓ, સંત સાધુઓ અને તત્ત્વજ્ઞાનોનાં જ્ઞાન મને શેકાઇ ગયા જેવાં લાગતાં હતાં. રાષ્ટ્રોન્નતિમાં એ જ્ઞાન સીધાં મદદરૂપ જાણે ન્હોતાં થતાં!

દમિયાનમા અમેરીકન તત્ત્વજ્ઞાની જ્હોન ડુઇનો મને જેલમા પુસ્તકોદ્વારા સત્સંગ થયો હતો એનાથી પણ મને મારા વિચારોમા ટેકો મળેલો ડુઇના સત્સંગનુ તાત્પર્ય એ હતું કે જ્યા જ્યા તત્ત્વજ્ઞાની રેહેતો હોય તે સ્થળ પાવન થવુ જોઇએ. ત્યા લોકો નિરોગી, દીર્ઘાયુ, બળવાન, અને તન્દુરસ્ત થવા પ્રયત્નશીલ હોવા જોઇએ ત્યાની મ્યુનિસિપાલીટી સફાઈ સ્વચ્છતા, સૌંદર્ય અને સહકારના સિદ્ધાત પર ચાલે, ત્યા કેળવણી આદર્શ રીતે અપાય, ત્યાના વેપાર ઉદ્યોગમા સચ્ચાઇ અને પુરૂષાર્થ હોય ત્યાનુ નાગરિકજીવન, પ્રેરક અને પોષક હોય !

ત્યાની સેવા સસ્થાઓ તેજોદ્વેષ પર નહીં પણ સ્વદેશાભિમાનથી પ્રેરાઇ નિષ્કામ બુદ્ધિથી કામ કરે, રાજ્ય વ્યવસ્થા કલ્યાણકારી થાય અને ટુંકમા સત્ય, સૌન્દર્ય અને કલ્યાણ તરફ તત્ત્વજ્ઞાની જે સ્થળે રેહેતો હોય, તે સ્થળનો પ્રજાસમાજ ઢળેલો હોય ઉચ્ચ સસ્કાર, પુરૂષાર્થ અને મહત્ત્વાકાક્ષા જો એ સ્થળે પ્રસરેલા હોય તો જાણવું કે અહીં પેલા તત્ત્વજ્ઞાનીનુ રેહેવુ સાર્થક થયુ છે !

સ્વામી દયાનંદ સરસ્વતી એવા હતા રાજા રામમોહનરાય, પરમહસ રામકૃષ્ણ-વિવેકાનંદ એ બધાએ હિન્દુધર્મ કેવળ નિવૃતિ પરાયણ નથી પણ પ્રવૃત્ત અને સર્જન કરી શકે એવો છે એમ સિદ્ધ કર્યુ હતુ

કાન્ગ્રેસનો આખો ઇતિહાસ સાક્ષી પુરતો હતો કે "એજ ખરી વિદ્યા છે કે જે મુક્તિ અપાવે" આપણા રાજદ્વારીઓ દેશને જે મુક્તિ અપાવવા મથી રહ્યા હતા તે માત્ર ભૌગોલિક મુક્તિ ન્હોતી પણ શારિરીક માનસિક અને આધ્યાત્મિક મુક્તિના માર્ગમા જે બધનો હતા તે તોડવાના પ્રયાસની પ્રવૃત્તિ હતી એટલુ જ નહીં પણ આપણા રાજદ્વારી વિચારકોને અને નેતાઓને પણ સ્પષ્ટપણે સુઝયુ હતુ કે આ દેશ હજી સુધી જીવતો રહ્યો છે તેનુ કઈ રહસ્ય

છે અને એના પૂર્ણ વિકાસથી આખા જગતને ફાયદો થાય એવી સંપત્તિ એની પાસે છે.

ઘણાં લોકો કહે છે કે તત્વજ્ઞાનમાં બ્રહ્મ, આત્મા અને જગત્ શિવાય બીજું તમે શું કહેવાના છો ? વાત ખરી છે. સૂર્યમંડળમાં નવું તો કંઇજ નથી, જુનુંને જુનુંજ ફર્યા કરે છે.

પરન્તુ યુગે યુગે નવી નવી દૃષ્ટિ અને નવી નવી ભાષાની જરૂર પડે છે, જમાનાના પ્રશ્નો પણ બદલાય છે અને સમાજના અને વ્યક્તિનાં કર્ત્તવ્ય પાછળ તત્વજ્ઞાનીઓ અને કવિજનો પ્રેરણા આપનાર જોઇએ છીએ ઉપરના પુસ્તકમાંથી આપણને સદ્ભાગ્યે એ મળે છે. જેમના યુગમાં જન્મ પામવા માટે આપણે આપણને મુબારકબાદી આપી શકીએ તેવા તત્વજ્ઞો હવે એ પુસ્તકદ્વારા આપણને શા સંદેશા આપે છે તે ટુંકામાં જોઇએ:—

મહાત્મા ગાંધી કહે છે કે:—

સર રાધાકૃષ્ણે મને ત્રણ સવાલો પૂછ્યા હતા

૧ તમારો ધર્મ કીઓ ?

૨ ધર્મ તરફ કેવી રીતે વળ્યા છો ?

૩ સમાજ જીવન પર તમારા ધર્મ ને કેવો સંબંધ ?

એના મારા જવાબ નીચે પ્રમાણે છે:—

૧ મારો હિન્દુ ધર્મ છે, મારે મન એ માનવ ધર્મ છે. હું જે જે ધર્મો વિષે જાણું છું તે બધાનાં ઉત્તમ તત્વો મેં માનેલા હિન્દુ ધર્મમાં આવી જાય છે.

૨ ધર્મ તરફ હું સત્ય અને અહિંસા-એટલે વિશાળ અર્થમાં પ્રેમ—કેળવતાં કેળવતાં વળ્યો છું. "વળ્યા હતા તે બદલે વળ્યા છો" એમ મને સવાલ, હું

માનું છું કે જાણી જોઈને પૂછ્યો હશે. [કારણ ધર્મ પામવાની મારી ક્રિયા હજી ચાલુ છે.]

ઘણીવાર મારા ધર્મને હું "સત્ય એટલે ધર્મ" એમ કહેતો હતો. પરન્તુ હમણાંનું મેં "ભગવાન એટલે સત્ય" એમ બોલવાને બદલે "સત્ય એટલે ભગવાન" એમ બોલવા માંડયુ છે, મને લાગે છે કે એથી હું મારા ધર્મને વધારે સારી રીતે દર્શાવી શકું છું.

× × × ઇશ્વરને નહીં માનનારા પડયા છે પણ સત્યને ન માનતા હોય એવા કોઈ આપણા જાણવામાં નથી.

મનુષ્ય જાતિમાં અજ્ઞાનના અંધકારમાં પડેલા લોકો વસે છે પણ એમનામાંએ કંઈક સત્ય જણાયલું હોય છે.

અને આપણે બધા પણ સત્યના તણખાઓ છીએ. એ તણખાનો કુલ સરવાળો કેવો હશે એનું વર્ણન થઇ શકે એમ નથી. એ હજી સુધી અજ્ઞેય છે. એજ ભગવાન. હમેશની પ્રાર્થનાના બળે, એ પરમ સત્યની નજદીક અને વધારે નજદીક હું દોરાતો જવું છું.

૩ સમાજજીવન ઉપર મારા ધર્મનો સંબંધ, મારા લોકજીવન સાથેના સંબંધમાં રહેલો છે. આવા ધર્મના સાચા અનુયાયીએ, પ્રાણી માત્રની ચાલુ સેવામાં આત્મ વિસર્જન કરવાનું છે.

સત્ય નારાયણનો સાક્ષાત્કાર અનહદ જીવનસૃષ્ટિરૂપી સાગર સાથે ભળી જવા વગર—એની સાથે તદાકાર થયા વિના મળી શકતો નથી.

આથી મારે માટે સમાજ સેવામાંથી છુટવાપણું છે જ નહીં. સમાજથી દૂર થવાથી કે સમાજને છોડીને આ પૃથ્વીપર મને સુખ મળે એમ નથી. સમાજ સેવામાં ચેતનનાં બધાં ખાતાનો સમાવેશ થાય છે, કોઈ નાનુ કે મોટુ ત્યાં નથી. જીવ માત્ર જુદા જુદા લાગે છે પણ એ બધા એક છે."

તંત્રી લખે છે કે આ પુસ્તકમાં બીજા તત્વજ્ઞાનીઓનાં નામ કક્કાવારી પ્રમાણે છે પણ માત્ર મહાત્મા ગાંધી અને રવીન્દ્રનાથ ટાગોરનાં નામ પહેલાં મૂકયાં છે. તે એમની આખા જગતમાં શાસ્ત્રીય તત્વજ્ઞાનના ક્ષેત્ર કરતાં બીજા ક્ષેત્રોમાં પણ નામના છે તેને લીધે.

અમે માન્યું હતું કે મહાત્મા ગાંધી એમનું તત્વજ્ઞાન વિસ્તારથી લખશે પરન્તુ એમણે તો પોતાના જીવનનો થોડો સમય પણ, પોતે માથે લીધેલા ધર્મકાર્યમાંથી ઓછો ન કર્યો. એમનું ધર્મ કાર્ય-પોતાની માતૃભૂમિ જે ભૂતકાળથી વારસામાં મળેલાં અને બહુ ઉંડાં ઉતરેલાં પાપોથી પીડાઈ રહી છે તેને તે પાપોમાંથી-મુક્ત કરવાનું છે. એમાં એ એટલા બધા રચ્યાપચ્યા રહે "છે" કે અમને ટુંકામાં ટુંકો લેખ પણ એમણે મોકલ્યો, પરન્તુ એમાં, પોતાના જીવનનો નીચોડ છે અને તે માટે અમે એમના ઋણી છીએ.

બીજો લેખ ટાગોરનો છે. એમને પણ, ધર્મ કે તત્વજ્ઞાનની શાસ્ત્રીય, કે તાર્કીક દલીલોની પડી નથી. એમનું સંસારનું દર્શન, કવિ દૃષ્ટિમાંથી મળ્યું છે અને એ ઉપરના સવાલોના જવાબ પોતે જે આ જીવનમાં આનન્દ અને સૌંદર્યનો અનુભવ કર્યો છે તે ઉપરથી આપે છે. " ઘટાકાશ કે મઠાકાશ "ની ચર્ચા અથવા "દ્વૈત કે અદ્વૈત"ની સાંપ્રદાયિક તકરારોમાં એ વખત ગાળતા નથી. કવિને કે કલાકારને જગતમાં વ્યાપેલા સૌન્દર્યને ગૃહણ કરવાની એક ત્રીજી આંખ હોય છે. ઇન્દ્રિય ગમ્યજ્ઞાન જેવું સ્પષ્ટ હોય છે એવુંજ સ્પષ્ટ જ્ઞાન એમને ભગવાનનું થાય છે, જેમ પવન આપણને લાગે છે તેમ એમને ભગવાન લાગે છે. પોતાના ધર્મનું નામ એમણે "માણસથી અનુભવાતો ધર્મ" "Religion of man" એવું આપ્યું છે. જર્મન વૈજ્ઞાનિક તત્વજ્ઞાની એન્સ્ટીન સાથે એમણે ભગવાન વિષે એક વખતે બહુ ઉત્તમ વાતચીત થઇ હતી. પોતે જોયેલા ભગવાનનું એ વર્ણન કરી રહ્યા પછી, વૈજ્ઞાનિક તત્વજ્ઞાની કહે છે કે "ત્યારે

તમારા ભગવાન કરતાં મારો ભગવાન મ્હોટો." કવિ કહે છે—"હશે, પણ એ અમારો માણસોનો ભગવાન નહીં."

આ પુસ્તકમાં પોતાના અનુભવેલા ભગવાન વિષે પુષ્કળ (Original) નૈસર્ગિક ચર્ચાને અંતે એ લખે છે કે:—

"સૂર્યનાં પ્રકાશમાં અને પૃથ્વીનાં વૃક્ષો અને વનસ્પતીના લીલા રંગોમાં ભગવાનનું દર્શન થાય છે એવી મને શ્રદ્ધા છે. મનુષ્યોનાં સુંદર મુખારવિંદમાં અને માનવજીવનની સમૃદ્ધિમાં; સંસારની સામાન્ય જણાતી વસ્તુઓમાં, બધે એનો સ્વર્ગીય જોસ્સો, જાગૃત થયેલો છે. એના મધુરનાદ સર્વત્ર ગુંજી રહ્યા છે."

આપણને ખબર પણ રહેતી નથી એવી રીતે આપણી અંતર શ્રવણેન્દ્રિયમાં એના મધુર સ્વર પહોંચી જાય છે આપણી હૃદયરૂપી દિલરૂબા એ નાદ સાંભળીને ઝણી ઉઠે છે એ દિલરૂબાના સંગીતની પછી આપણી મહત્વાકાક્ષાઓ બની જાય છે! ગીતનાં રૂપ લઈને પછી એ મહત્વાકાક્ષાઓ, ટુંકી દૃષ્ટિ મર્યાદા વટાવી જાય છે. પ્રાર્થનાઓ અને આશાઓ રૂપે એ બ્હાર પડે છે એટલુંજ નથી પણ મંદીરો જે આત્મજ્યોતિના પથ્થરના સ્થુલરૂપો છે તેમા એ પરિણમે છે, દિવ્ય સ્વપ્નાં જે અમર બનીને ચિત્રોના રૂપ લે છે તેમાં એનાં અવતરણ થાય છે અને નૃત્યરૂપે ગતિના મધ્યબિન્દુમાં સ્થિરતા હોય છે એવા આનંદ સમાધિના ધ્યાનમાં એ સ્વર્ગનુ દર્શન મૂર્ત્તરૂપ લે છે.

---

## आपाढस्य प्रथम दिवसे

आपाढस्य प्रथम दिवसे અભ્ર છાયા વિનાને
ઊદયો હા કે મધુર સ્વર કો' મેઘ મલ્હાર ગાને,
સૂરે સૂરે ઉર હલી ઊઠયું, જોયું મેં બારીમાંથી,
સંદેશા પ્રેપતો કે, ધનદૂત કલપી, આજ હા લંબકયું.

વસંત ગો. ઉપાધ્યાય.

# પુરૂષોત્તમદાસનો પુત્ર

ગુલાબદાસ બ્રોકર

પ્રતાપને બીજી ઘણી વસ્તુઓ અત્યંત પ્રિય હતી—દેશની આઝાદી, સ્વાતંત્ર્યની લડત, નિસર્ગનું સૌંદર્ય, એ બધું તો ઠીક પણ તેના પિતાએ તેને હમણા જ પરણાવેલી પેલી નાજુક, અર્ધ-વિકસિત કમળ જેવી સૌંદર્યમય કમળા એ બધું તેને ખૂબજ પ્રિય હતું—પણ એ સૌથીયે વધારે પ્રિય તો પ્રતાપને તેના પિતા લાગતા હતા. તેમની સાથે વાતો કરવામાં, જ્યાં જ્યાં મતભેદ હોય ત્યા તેમની સાથે ખુલ્લા દિલથી ચર્ચા કરવામાં, તેમની અનુભવની કથા સાંભળવામાં પ્રતાપને ખુબજ રસ આવતો અને પોતામાં જે કંઈ આદર્શમયતા કે સદગુણો હતાં તેનું બીજ તે પોતાના જીવનમાં જોઈ શકતો.

અને પુરૂષોત્તમદાસ પણ પુત્રને એવી રીતે રાખતા કે તેને આવી ભક્તિભર્યા પ્રેમની રીતે તેમના તરફ વર્તવાનું મન થાય. પોતે ફેરી કરી કરી પૈસો મેળવી મેળવી આજે સારી સ્થિતિએ પહોંચ્યા હતા તેથી તેમને જીવનનાં અનેક પાસાંઓનો અનુભવ થઇ ચૂકયો હતો. પોતે ગરીબાઇ જોઇ હોવાથી ગરીબો પ્રત્યે તેમને સહેજે અનુકંપા રહેતી, અને તેમની જુવાનીમાં પણ તેમણે પોતાની પૈસા ...વાની અનુભવાતા અને તે માટે દરેકે દરેક શકિતનો ઉપયોગ કરી લેવાની જર્મન વૈજ્ઞાનિકને ત્યારે મહાસભાના અધિવેશનમાં હાજરી આપવાની એક વખતે બહુ ઉતમી સુરતમાં કેવી રીતે તિલક કોંગ્રેસ ભાંગી એ વર્ણન કરી રહ્યા પછી—૨૯માં તે પોતાનાં પુત્ર પુત્રીઓ આગળ

કરતા ત્યારે વર્ષોની સુષુપ્તિ પછી ફરી પાછી દેશમાં જાગૃત થતી દેશસેવાની ભાવના તેમનાં યુવાન હૃદયોમાં અવનવા ભાવ જગાવતી.

ખાસ કરીને પ્રતાપને એ બધી વાતો સાંભળવી બહુ ગમતી. તે તાજેતરમાંજ શાળા છોડી પિતાની કાપડની દુકાને કામ કરવા જોડાયો હતો. ચારે તરફ નવી પ્રવૃત્તિના બળો દેખાતાં જતાં હતાં. ઠેર ઠેર યુવકસંઘો સ્થપાતા જતા હતા. મહાસભાની સભ્યો વધારવાની પ્રવૃત્તિએ નવુંજ જોમ પકડયું હતું સાઈમન કમિશનનો અતિ સફળ બહિષ્કાર થયો હતો અને તે વખતે નીકળેલા સરઘસમાં જોડાઇ પ્રતાપ પણ સાઇમનને પાછા ચાલી જવાની બુમો જ્યારે ઝપાટાબંધ અવિરત સાદે પાડયો જતો હતો ત્યારે તે કંઇ અવનવી કૃતાર્થતા અનુભવી રહ્યો હતો. નિત્ય વ્યાયામથી પ્હોળી બનેલી છાતીમાંથી નીકળતો સુર તેના ગૌર વદનને પ્રફુલ્લ બનાવતો જતો હતો. અને એ રીતે આનંદમગ્ન દશામા જ્યારે પુરૂષોત્તમદાસે તેને જોયો હતો ત્યારે તેમના હૃદયમા પણ એક જાતની સંતોષની લાગણી પેદા થઇ હતી.

ચારે તરફ ફેલાયલો ચેપ પ્રતાપને પણ લાગ્યો અને તે પણ મહાસભાના સભ્યો વધારવામાં પોતાના ફાજલ સમયની પળેપળ ગાળવા લાગ્યો.

તે વખતે આટલુ દિલ દઇને કામ કરનારા ઓછા હતા. અમુક અમુક જુવાનો તે કામ પાછળ ખુબ સમય ખર્ચતા, બાકી તો બધા હજુ આળસમાં પડયા હતા. પ્રતાપ તે અમુક જુવાનોમાનો એક હતો તે મુબઇની જે જીલ્લા સમિતિ માટે સભ્યો નોધવાનુ વગેરે કામ કરતો હતો તે સમિતિની ચૂંટણી વખતે તેનો મંત્રી ચૂંટાયો.

પ્રતાપના આનંદનો પાર ન રહ્યો. તેના કામની થયેલી કદરે તેના ઉત્સાહમા અનેકગણો વધારો કર્યો, વધારે જોરથી તે મહાસભાનુ કાર્ય કરવા લાગ્યો.

પુરૂષોત્તમદાસને પણ પુત્રની સફળતાથી અને તેને મળેલા હોદ્દાથી ખૂબજ આનંદ થયો.. પણ પ્રતાપની એ કામ માટેની ધગશ તેમના હૃદયમાં કૈંક છૂપી છૂપી ચિંતા જગવવા લાગી.

વર્ષો થયા મહાસભાનો ઇતિહાસ તે જાણતા હતા. ૧૯૨૦-૨૧ની ચળવળ પહેલાં જે જાતનું મોજું દેશ ઉપર ફરી વળ્યું હતું તે તેમને ખબર હતી. તે કરતાં આ વખતનું મોજું વધારે બળવાન નીકળશે એમ તેમને આ વખતની તૈયારીઓ પરથી લાગતું હતું. દેશ આઝાદી માટે એક ડગલું આગળ ભરે તેમાં તેમને વાંધો ન્હોતો. પોતાનો પુત્ર એ સંસ્થાને શક્તિ પ્રમાણે મદદ કરે એ પણ કંઇ ખોટું ન્હોતું. પણ તેમનો ધંધો જાપાનના કાપડને આયાત કરવાનો અને તે વેચવાનો હતો. પુત્ર જો મહાસભામય થઇ જાય, તેની બહિષ્કારની વાત સોએ સો ટકા પચાવી જાય, તો ઘરમાંજ મુશ્કેલી ઉભી થાય અને પોતાનો ધંધો અને પુત્રનું ભવિષ્ય માર્યા જાય. આ ભય હજી તો નજીવોજ છતાં અસંખ્ય શક્યતાઓથી ભરપૂર હતો. વળી પુત્ર જેલ વગેરેમાં જઇ હેરાન થાય એ પણ કાંઇ તેમને ગમતી વાત ન્હોતી. પ્રતાપનો પ્રફુલ્લિત ચહેરો જોઈ પોતે પણ આનંદિત હોવાનો દેખાવ કરતા પણ અંદરથી આ વસ્તુસ્થિતિનો સરળ અને સફળ નિકાલ કેવી રીતે આવે તેનો પુરૂષોત્તમદાસ રાતને દહાડો વિચાર કર્યા કરતા.

પ્રતાપનો ઉત્સાહ તો વધતો જ જતો હતો. દેશનું કાર્ય પણ આગળ ધપ્યે જતું હતું. છેવટના નિર્ણયો કરી લેવા લાહોરમાં મહાસભાનુ અધિવેશન ભરાવાતું હતું. તેને માટે પ્રતિનિધિઓની ચુંટણીનો દિવસ નજીક આવતો જતો હતો. પ્રતાપને તેમાં હાજરી આપવાની ખૂબ હોંસ હતી. પિતા રજા આપે તો પ્રતિનિધિ તરીકે ચુંટણીમાં ઉભા રહેવાની તેણે ઇચ્છા દર્શાવી.

પુરૂષોત્તમદાસે તેને જવાની હા પાડી પણ અંદરથી તેમને

આ વાત ન રૂચિ. પોતે મહાસભામાં હાજરી આપતા હતા. કામ ધંધામાંથી માંડ બચાવેલા સમયનો પણ એ માટે ભોગ આપતા હતા પણ એ તો બધું બિનજોખમી હતું. જોખમ હોય તોયે પોતે તો માત્ર તેના દષ્ટાજ હતા, અને દષ્ટાજ રહેવાના હતા તેની તેમને પૂરતી ખાત્રી હતી. પણ આ છોકરાના લક્ષણુ જુદાજ હતા. અને માંડમાંડ આટઆટલી મુશ્કેલીઓમાંથી પસાર થઇને જમાવેલો ધંધો દેશસેવાની ધૂનમાં છોકરો ગુમાવી નાખે ને તેમને કોઇ રીતે પોષાય તેમ ન હતું.

પણ ઉતાવળ કર્યે પાલવ તેમ ન્હોતું. અત્યાર સુધીનું છોકરાનું ઘડતરજ તેમણે એવી જાતનું કર્યું હતું કે દમદાટી કે એકદમ મનાઇ કરવા જતા છોકરો હાથમાંથી જાય આદર્શને ખાતર તો માણસે ભોગ આપવો જ જોઇએ તેવું ઘણી ઘણી ચર્ચાઓમાં તેમણે પોતેજ પ્રતિપાદિત કર્યું હતું. હવે એથી વિરૂદ્ધની વાત કરવા જાય તો છોકરાનું તેમના પ્રત્યેનુ માન પણ પોતે ગુમાવી બેસે તેનો તેમને ચોક્કસ ભય લાગ્યો. પણ કંઇક તો કરવુંજ જોઇએ. નહિં તો બધું ગુમાવી બેસાય એવા સંજોગો આવી રહ્યા હતા. અને એને માટે પુરૂષોત્તમદાસ તૈયાર ન્હોતા

છતાં તે પાકા તો બહુજ હતા. મીઠાશથી કામ કેમ લેવું તે તેમને બરાબર આવડતું હતુ તેમની બજારમાં પણ તે મીઠાશને અંગે પોતે માન ભર્યો હોદ્દો ભોગવતા. પ્રતાપની પ્રવૃત્તિએ તેમની નિદ્રા તો ઉડાડી દીધી હતી છતાં તેમાં તેમને જાણે એકદમ રસ હોય એ રીતે જ તે પ્રતાપ સાથે વાતો કરતા એવી વાતો કરતા કરતા મહાસભાની અનેકવિધ પ્રવૃતિઓ અને તેના ગુણદોષનું દર્શન પણ તે કરતા–કરાવતા

અને એવી ચર્ચા દરમિઆન જ તેમણે એક વખતે પ્રતાપને કહ્યું.

"આજથી નહિ પણ અનેક વર્ષથી મને લાગ્યા કર્યું છે મહાસભાની પરદેશી કાપડના બહિષ્કારની ચળવળમાં જરા ક્ષ રહેલી છે."

"એ શા રીતે?" પ્રતાપે ઉત્સુકતાથી પૂછ્યું.

"આપણું દુશ્મન બ્રિટન છે. બ્રિટનના દરેકે દરેક માલ બહિષ્કાર થવો જ જોઇએ. કાપડનો તો ખાસ. એમાં મને કશી શ નથી. પણ.........જો મારો ધંધો છે એટલે હું બચાવ કરું એમ નહિ સમજતો હોં!" પ્રતાપે અતિ વિશ્વાસમય નકારમાં કે ધુણાવ્યું, પુરૂષોત્તમદાસે આગળ ચાલુ રાખ્યું, "પણ બધા પરદે કાપડનો બહિષ્કાર તો કોઈ રીતે ગળે ઉતરતો નથી."

પ્રતાપ આશ્ચર્યથી તેમની સામે જોઈ રહ્યો. આટલા વર્ષો આવી વાત તેણે પિતાને મુખે આ પ્હેલીજ વાર સાંભળી. ! સચોટ કારણ વિના પિતા આવો મત દર્શાવે નહિં તેની તેને ખા હતી. તેની મુખમુદ્રાજ પ્રશ્નાર્થસૂચક બની ગઈ.

જાણે તેના પ્રશ્નનો ઉત્તર આપતા હોય તેમ પુરૂષોત્તમદ બોલ્યા,

"એ હું તને સમજાવું. આપણે દબાયેલાં કચડાયેલાં છી બ્રિટન જેવા મહારાજ્ય સામે આપણે બાથ ભીડી છે. આખી દુનિય દુશ્મન કર્યે આપણે પાલવે તેમ નથી. એકજ મોખરા ઉપર—એક બ્રિટન સામેજ—આપણે લડીશું તો બધાની સહાનુભૂતિ પણ આપ સાથેજ રહેવાની. મારી વાત ગળે ઉતરે છે? તો આગળ ચલાવુ પુરૂષોત્તમદાસે ગળું ખંખારતાં પૂછ્યું.

"તમે પૂરું તો કરો. તમને પૂરેપૂરા સાંભળ્યા પહેલાં હું ? મત બાંધું?" પ્રતાપે કહ્યું.

પછી તો પુરૂષોત્તમદાસે ખૂબ ખૂબ વાતો કરી, લાંબી લાંબી વાતો કરી. પ્રતાપના મગજમાં પોતાની વાત ઠસાવવા પોતાની મીઠાશભરી શૈલીમાં બને તેટલા પ્રયત્નો કર્યા. બ્રિટનની સામે દુનિયાની સહાનુભૂતિ જાળવી રાખવા, યુરોપની સામે એશિઆનું સંરક્ષણ કરવા જાપાન વગેરે એશિઆની સબળ પ્રજાઓ સાથે હિંદે સારો વર્તાવ રાખવોજ રહ્યો. રંગીન પ્રજાઓ સામે બંડ ઉઠાવે તો જરૂર ગોરી પ્રજાઓને ભારે પડી જાય. જાપાને તો પોતાનું બળ બતાવી દીધું હતું. આપણો નાદ તેમ છીલે? એશિઆના પ્રતિનિધિ તરીકે જરૂર જાપાન આપણી સાથે આવે (ત્યારે જાપાને પોતાનું શાહીવાદી ફેસીસ્ટ-Imperialist Fascist સ્વરૂપ દુનિયાને બતાવ્યું નહોતું. તેના નગ્ન સ્વરૂપમાં જગત આગળ દેખાઇ જવાનુ તેને માટે બાકી હતું એટલેજ પુરૂષોત્તમદાસ આવી આવી વાતો કરી શક્યા.) બાપુની વાતમાં કંઇક સાર તો હતો એમ પ્રતાપને લાગ્યુ જો કે સાવ ખાત્રી તો નજ થઇ ગઈ. તેની દલીલ તો એટલીજ હતી.

“જો તમે કહો છો એ બધું સાચું હોય તો મહાસભાના નેતાઓને—ગાંધીજીને સુદ્ધાં—આમ કરવું કેમ સૂઝતું હશે? તેમને આ વાત દીવા જેવી સ્પષ્ટ દેખાતી નહિં હોય?”

પણ એનો જવાબ પુરૂષોતમદાસ આગળ તૈયારજ હતો. હાથના એકજ ઝપાટાથી એ દલીલને પોતે ઉડાવી દેતા હોય તેવી રીતે હાથનો ઝપાટો ખેલાવી તેમણે કહ્યું.

“એ બધા તો આદર્શવાદીઓ રહ્યા, વેપારીઓ નહિ. જાન ફ્ગાવી દેનાં એ લોકોને આવડે પણ આવી આવી વેપારી બાબતો તેમને કદાચ ન પણ સમજાતી હોય” છતાં તેમણે ઉમેર્યું.

“બાકી આપણુને એ લોકો એમ કેમ કરતા હશે એ કેમ સમજાય? એ લોકોની સામે ઉભા રહેવાની આપણામા શક્તિ પણ ક્યાં છે?”

એ રીતે જુદે જુદે સમયે જુદી જુદી રીતે પુરૂષોત્તમદાસે પ્રતાપ લાહોર ગયો તે પહેલાં તેના મગજમાં એ વાત તો ઠસાવ્યેજ રાખી કે જાપાની કાપડનો બહિષ્કાર કરવો એ હિંદુસ્થાનને પોષાય તેમ ન્હોતું; તેથી તો બ્રિટનને હેરાનગતીમાં મૂકવાને બદલે ઉલ્ટું આપણે તેના હાથ મજબુત કરતા જતા હતા.

અને ધીમે ધીમે પિતા તરફના પ્રેમને અંગે, તેમની સમજાવટની સરસ રીતને અંગે, અને બીજાના સંસ્કારો તરત ઝીલી લેવાય એવા પોતાના કોમળ ( Impressionable) મગજને અંગે, પ્રતાપને પણ ખાત્રી થતી ગઇ કે એ વાત સાચી હતી. જાપાનીસ કાપડનો બહિષ્કાર કરવો તો બરોબર ન્હોતો દેખાતો.

એ મનોદશા જેમ જેમ પ્રતાપ પચાવતો ગયો તેમ તેમ પુરૂષોત્તમદાસના આનંદમાં અને અંતરના સંતોષમાં વધારો થતોજ ગયો.

અને એજ વિચારોથી અને મનોદશાથી લદાઈ પ્રતાપ લાહોર ઉતર્યો.

ત્યાં તો વાતાવરણ અદ્દભુત હતું. આબોહવામાં ચારે બાજુ ઉત્સાહ ઉભરાતો હતો. ઉનાળાની અસહ્ય ગરમી પછી ચોમાસાના પ્રથમ આલ્હાદક ઝાપટાની જેટલી આતુરતાથી લોકો રાહ જોઈ રહે તે આવતાં તેને આનંદપૂર્વક વધાવી લ્યે તેવી રીતે ગુલામીની અસહ્ય બેડીઓ તોડીફોડી, સ્વાતંત્ર્યનો પ્રથમ સ્વાદ ચાખવા યુવાનો અને આઝાદી પ્રેમી વૃધ્ધો સ્વતંત્ર્ય યુદ્ધના આગમનની અને આવતાં તેને આનંદપૂર્વક વધાવી લેવાની રાહ જોઇ રહ્યા હતા. મતભેદો બધા શમી ગયા હતા. એકજ સર્વમાન્ય નેતાના હાથ નીચે સરકારને છેલ્લી ચેતવણી દઈ તે અસ્વીકાર્ય થતાં લડત લડવા મહાસભા એક પગે તૈયાર થઇ રહી હતી.

માંથી બહાર નીકળી લડત માટે કામ કરવા તૈયાર રહેવા તેણે મહાસભાવાદી સભ્યને ફરમાન કર્યું, અને ૩૧ મી ડીસેમ્બરની બરોબર બારના ટકોરે જ્યારે યુવાન પ્રમુખ શ્રી જવાહરલાલે સ્વરાજ્યનો પ્રસ્તાવ પસાર થયેલો જાહેર કર્યો ત્યારે હજારો ગળા-અને હાથોએ એ પ્રસ્તાવને ઉત્સાહપૂર્વક ઝીલી લીધો.

એ ઉત્સાહના પૂરમાં પ્રતાપ પણ તણાયે જતો હતો. કિશોર મટી યુવાન બનતી કાયા આ બધા પૂરમાં થનગનાટ અનુ રહી હતી. અહીંઆ થઇ રહેલા દરેક પ્રસ્તાવ સાથે તેની સહાનુભૂતિ હતી, તેનો સંપૂર્ણ સહમત હતો. ફક્ત તેના પિ કહેલી પેલી વાત તેને જંપવા દેતી ન્હોતી. શું સાચુ હશે? કહેતા હતા એ કે અહિં જે થઇ રહ્યું હતુ એ? અહિં પણ પર વસ્ત્ર બહિષ્કાર વગેરેની વાતો ચાલતી હતી, પણ તેના પિ ઉઠાવેલો તર્ક તો અહિ કોઇ પણ નહોતું ઉઠાવતુ. કોઇને એ મ પણ કેમ નહિ હોય?

એ પ્રશ્ન તેને મુઝવતો હતો, કોરી ખાતો હતો. અને મુર તો એ હતી કે તેનુ નિરાકરણ થતુજ નહોતુ.

અહીં લાહોરમાં પણ એણે બીતાં બીતાં શરમાતા શરમ પોતાની સાથે આવેલા સાથીદારોને એ વાત કરી હતી, એ ચર્ચામા ઉતરવા પ્રયત્ન કર્યો હતો, પણ એ બધાએએ એ હસીને કહાડી નાખી હતી, કોઇ તેની સાથે એ વાતની ચર્ચા ક પણ તૈયાર નહોતું થતું. એ નિરાશ થઇ ચૂપ થઇ જતો. બ કોઈ આગળ એ દલીલ કરવા જતા

"આવુ આવુ તુત તારા મગજમા કોણ ભરાવે છે, પ્રતાપ

પણ જાહેર કરે એ માટે એ ખૂબજ ઉત્સુકતા પૂર્વક શાહ પણ જાણે કોઇને એ વાત સૂઝતીજ ન હોય અથવા કો વાતની પડીજ ન હોય તેમ તેને લાગતું.

અને એવી રીતે પોતાની વાત બધા ઉડાવી દેતા હતા કહાડતા તેથી પ્રતાપના મનનું સમાધાન નહોતું થતું. પિતાએ સમજાવીને તેને ગળે ઉતારેલી વાત એમ કંઇ સહેલાઇથી જાય તેવી નહોતી.

પણ મુંબઇ આવતાંજ પ્રતાપની એ બધી શંકાકુર તેના તર્કવિતર્કો દટાઇ ગયા. એ બધા વિષે વિચાર કરવાને તેને સમય રહેવા લાગ્યો નહિ દુકાનેથી નવરો પડે કે તર પોતાની સમિતિની ઓફીસે જતો અને મહાસભાના કામકાજ પડતો. દુકાને તો હજી તેણે જવાની શરૂઆતજ કરી હતી, ત્યાંથી તે વહેલો પણ છટકી શકતો.

તા. ૨૬ મી જાન્યુઆરીને મહાસભાએ સ્વાતંત્ર્ય દિન ઉજવવાનો નક્કી કર્યો હતો અને તેને અંગે તડામાર તૈ ચાલી રહી હતી. એ દિવસ આખા હિંદુસ્થાનમાં કેવી રીતે છે એ જોઇનેજ ભવિષ્યનો માર્ગ નક્કી થાય તેમ હતું. તે સફળ બનાવવામાંજ દરેક કાર્યકરની દરેક શક્તિ રોકાઇ ગઇ પ્રતાપ પણ પહેરણની બાંયો ચડાવી થાક્યા વિના એજ તૈ કર્યે રાખતો.

પેલા પરદેશી વસ્ત્ર બહિષ્કારના સંબંધમાં પુત્રના મનનુ ધાન થયું નથી જાણી પુરૂષોત્તમદાસ ખુશ થયા હતા, પણ તે કામ માટેની ધગશ તેમને ખૂબ પજવતી. હવે લડાઇ થવાન તેમને દીવા જેવું સ્પષ્ટ દેખાતું હતું, અને પ્રતાપ તેમાં જ તે તો એથીયે વધુ સ્પષ્ટ હતું. એ વસ્તુસ્થિતિ ન આવે

અને સ્વાતંત્ર્યના દિવસના ઉત્સવ પછી તો તેમનું મગજ એ દિશામાં ખૂબજ વધારે પરોવાઇ ગયું. પ્રતાપ એ દિવસે સવારના ૭ વાગે ઘેરથી નીકળ્યો હતો તે છેક રાતે બાર વાગે ઘેર આવ્યો હતો. દિવસમાં એકાદ વાર તેણે કોઇ હોટેલમાં ખાઇ લીધું હતું બાકી તો તેને ખાવાનો પણ ખ્યાલ નહોતો આવ્યો આખું ઘર રાતે તેની રાહ જોઈ બેઠું હતું. જ્યારે તે ઘેર આવ્યો ત્યારે તેનો ચ્હેરો થાકેલો તો લાગતોજ હતો, પણ તે છતાં એક જાતનો સંતોષ અને અત્યંત પ્રફુલ્લતા એ ચહેરા ઉપર સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં અને આવ્યા પછી પણ કલાક સુધી પોતાની મહેનતની અને દિવસની સફળતાની, નજદીક ધસી આવતા યુદ્ધની અને હિંદને એમા મળનાર ચોક્કસ વિજયની તેણે ખૂબ ખૂબ રસપૂર્વક વાતો કરી

પુરૂષોત્તમદાસ સ્મિત સહિત તે વાતો સાંભળી રહ્યા. તેમની આંખોમા તરી આવતા ભયને કે વિષાદને પ્રતાપ ન જોઈ શક્યો.

×                ×                ×

હવે સત્યાગ્રહ થશે તેમ તો નક્કી થઇ ગયું હતું. ગાંધીજી લડત કેવી રીતે અને ક્યારે શરૂ કરશે તેનો વિચાર કરતા હતા. મહાસભાનું કામ તો વેગબંધ ચાલ્યુ જતુ હતું. પણ હમણા વેગ થોડો મંદ પડ્યો હતો, પ્રતાપ પણ લડત શરૂ થાય તે સમયની ઉત્સાહપૂર્વક રાહ જોઇ રહ્યો હતો, પણ દુકાને તે નિયમિત જતો આવતો એક તરફથી પોતે મહાસભાના કાર્યકર્તા હોવું, તે સંસ્થામા હોય્ધો પણ ભોગવનો, અને બીજી તરફથી પરદેશી કાપડનો વેપાર કરવો તે તેને યોગ્ય ન્હોતુ લાગતું પણ સમય આવ્યે વાત, લડત શરૂ થયા પછી જોઈ લઇશું એ વિચારે તે અત્યારે કશુ બોલ્યા વિના મનમાં ને મનમાજ એ બધા પ્રશ્નોની ઘડમથલ કરતો કરતો કામ ચલાવ્યે જતો હતો અને જાપાનનું કાપડ વેચવુ એ પણ દોષજ છે એ તો એ મનથી પણ કબુલ નહોતો કરતો. મહાસભાની શિસ્તને ખાતરજ સમય આવ્યે એ ધંધાને મૂકવો જોઇએ તેમ તેને

લાગતું હતું. નહિં તો પોતે ગમે તેમ માનતો હોય પણ દાખલો ખરાબ બેસે.

એમને એમ સમય વહેતો જતો હતો, એ અનંત સાહસોથી ભરેલો સમય નજીક આવતો જતો. છતાં હમણા હમણા પ્રતાપને દુકાનમાં વધારે સમય આપવો પડતો કેમકે પુરુષોત્તમદાસની તબિયત હમણા બરોબર નહોતી રહેતી. હંમેશા શરીરે સારૂં ન હોવાની તે ફરિઆદ કરતા અને કોઈ કોઈ વાર બપોરે પણ ઘેર ચાલી જતા. કોઇ કોઈ વાર રાતે બધાં ઘેર બેઠાં હોય ત્યારે બન્ને હાથે પોતાનું માથું દબાવતા દબાવતા તે પ્રતાપને કહેતા,

"જો ભાઈ હું તો પંદર વરસનો હતો ત્યારથી મજુરી કર્યે આવું છું. હવે તે કાંઇ શરીરનો પણ વાંક છે? હવે તો તમે ધંધો માથે ઉપાડી લ્યો અને મને છોડાવો એટલે હું આરામ લેતો થઈ જાઉં."

અને ગોઠવણ પ્રમાણે પ્રતાપની સોળ વર્ષની બ્હેન પણ કહેતી,

"હા, હવે પ્રતાપભાઇ કાંઇ નાના ન કહેવાય બાપું ને ક્યાં સુધી હસરડા હસડયે રાખે?"

પ્રતાપ બધાં સામું જોઇ રહેતો. બાપુની આંખોમાં આશા અને દર્દ બન્ને તેને જણાતાં બાપુની જીવનકથા તે ઉકેલી જતો અને તેમણે કદિ પણ આરામ મેળવ્યો હોય તેવું તેને યાદ નહોતુ આવતું. હમણા ત્રણ ચાર વર્ષથી તેમણે જાપાનમાં ઓફીસ ખોલી હતી તેથી પ્રતાપનો મોટો ભાઇ તો ત્યાંજ હતો અહિં તો આ ઉંમરે બધી મહેનત બાપુને એકલે હાથે કરવી પડતી.

"હું થોડા વખતમાંજ તેમને છોડાવી લઇશ." પ્રતાપને વિચાર આવતો. સાથે સાથેજ મહાસભા અને બહિષ્કાર, સત્યાગ્રહ અને

સ્વતંત્ર્ય, એ લડત, એ આપભોગ બધું તેને યાદ આવતું અને તેનું મગજ અસ્થિર બની જતું. શુ કરવું તે તેને સૂઝતું નહિં.

દિવસો જતા ગયા તેમ બાપુની તબિયત વિષેની ફરિઆદ અને ધંધામાંથી નિવૃત થવાની તમન્ના વધતા ગયા. તેમ તેમ પ્રતાપની માનસિક મુંઝવણ વધતી ગઇ તેમ તેમ મહાસભાની યુદ્ધ માટેની તૈયારી વધતી ગઇ

હવે તો સૈનિકો—સ્વયસેવકો નોધવાનું કામ પણ મહાસભાએ શરૂ કરી દીધુ હતુ પ્રતાપની સમિતિમા પણ સનિકો નોધાવા માડયા હતા, તેણે પણ પોતાનુ નામ સૈનિક તરિકે નોધાવી દેવાનુ નક્કી કર્યું હતું ફક્ત તેમ કરવામા પુરૂષોત્તમદાસ રજા આપે તેટલીજ વાર હતી તેમને હજી તેણે પોતાના મનનો નિશ્ચય નહોતો જણાવ્યો પણ હવે ઢીલ કર્યે ચાલે તેમ નહોતુ મ ત્રીજ સૈનિક તરીકે ન નોધાય તો બીજુ કોણ સૈનિક થવા આવે ? તેણે નક્કી કર્યું કે પિતાને કહી તરતજ તેણે પોતાનુ નામ નોધાવી દેવુ

એ પ્રમાણે એક દિવસ રાતે બધા ઘેર બેઠા હતાં ત્યારે તેણે પિતાને પોતાનો નિશ્ચય જણાવ્યો અને તે માટે તેમની અનુમતિ માગી

અમુક પળો સુધી પુરૂષોત્તમદાસ કે ન બોલ્યા કોઇ કે ન બોલ્યુ. પ્રતાપ બધાની સામે વિસ્મયપૂર્વક જોઈ રહ્યો. પિતા સિવાય બધા જાણે તેની દયા ખાતા હોય તેમ તેની સામે જોઇ રહ્યા હતા. અને પિતા બોલ્યા

"શાબાશ દીકરા ! તારી માની કુખ શોભાવે એવા તારા વિચારો છે"

પ્રતાપનો ચહેરો આનદથી ભરાઇ ગયો. બીજા બધાને પણ વિસ્મય થયું

એક મિનિટ શાંતિ પછી પુરૂષોત્તમદાસ બોલ્યા,

"પણ તેને ખબર છે ભાઇ, હું તને દુઃખ ન થાય એટલા ખાતર આ વાત તારાથી છુપાવી રાખું છું, પણ હવે કહ્યા વિના છુટકો નથી, ડૉકટર કહે છે કે વધારે પડતા કામના બોજાથી જ્ઞાન-તંતુઓ એટલા નબળા પડી ગયા છે કે વધારે વખત આમજ ચાલશે તો મારૂં શરીર તદ્દન લથડી જશે. આરામની મને પૂરતી જરૂર છે અને આંતરડાં પણ તદ્દન બગડી ગયાં છે, આ માથાનો ચાલુ દુખાવો ને બધું-શેને આભારી છે?"

ત્યાં આવી આવી વાતોમાં કોઇકજ વાર બોલનાર બા પણ બોલી,

"તું આવી મોટી મોટી વાતો કરે છે, પણ તારા બાપુની તને દયા નથી આવતી? એ પોઠિઆ જેમ તમારો બધાનો ભારજ ઉપાડયા કરે?"

પ્રતાપનો ચહેરો લેવાઇ ગયો. પુરૂષોત્તમદાસે પત્ની સામું જોઇ તેને કંઇ ન બોલવા કહ્યું. ફરી પાછું પ્રતાપ તરફ ફરી તેણે કહ્યું,

"આ ઉંમરે અને આ સ્થિતિએ હું તમારી આશા ન રાખું? મોટો ભાઇ પણ બિચારો ચાર ચાર વરસથી પરદેશમાં પડયો છે તેને પણ અહિં આવવાનું મન ન થાય? મારી તો આશા હતી કે તું અહીં થોડો તૈયાર થઇ જા એટલે તને જાપાન મોકલી પેલાને અહીં બોલાવી લેવો, દેશસેવા કરવી એ તો ઉત્તમ છે પણ આપણા સંજોગો પણ જોવા જોઇએના?"

એવી રીતે મોડી રાત સુધી વાતો ચાલી. પ્રતાપને તેમને સૈનિક થવાની ના તો ન પાડી, પણ બેચાર દિવસ વિચાર કરી નામ લખાવવું નેમ કર્યું. બા, બ્હેન, બધાંજ જાણે પ્રતાપ બાપુ પ્રત્યે મહાન અન્યાય કરી રહ્યો હોય તેવી રીતે બોલતાં હતાં, એકલા બાપુ તેની હિંમતના વખાણ કરતા હતા, પણ પોતાની લાચાર સ્થિતિનો

પણ સાથે સાથે વિચાર કરવાની સલાહ આપતા હતા. છેવટે નિર્ણય મુલતવી રાખી તે રાતે તો મિજલસ છુટી પડી

આખી રાત પ્રતાપને ઉંઘ ન આવી એક તરફ પિતા, કુટુંબ, તેમના તરફનો પ્રેમ હતો. બીજી બાજુ દેશ, પોતાનું હૃદય, જીવનભર સેવેલા આદર્શો વગેરે હતા, બન્ને બાજુનુ બળ સરખું હતું. વચ્ચે પોતે ભીંસાઇ રહ્યો હતો, માર્ગ સૂઝતો નહોતો. બાજુમા સૂતેલી કમળા પણ તેને ખૂબ ખૂબ વિચાર કરી પગલુ ભરવા સમજાવી રહી હતી તેનાં આંસુઓ પણ પ્રતાપની ભીંસમાં ઉમેરો કરતાં હતાં

બીજે દિવસે લાગ જોઇ પુરૂષોત્તમદાસે તેને એકલાને પોતા પાસે બોલાવ્યો. પોતાની સ્થિતિની ફરી તેને યાદ આપી. તે હજી જુવાન હતો, ઉત્સાહથી ભરેલો હતો, બળવાન હતો, આખી જીંદગી તેની સામે પથરાએલી હતી, વગેરે વાતો તેને સમજાવી કહ્યું કે દેશસેવા કંઈ આ વર્ષેજ થશે અને ભવિષ્યમા નહિ થાય એવું નથી. ૧૯૨૦-૨૧ માં ચળવળ થઈ હતી, એ પાછી '૩૦ માં થશે. ફરી પાછો પણ વારો આવશેજ અને ત્યારે કંઇ પોતે તેને અટકાવવાના નહોતા. એમનો પુત્ર દેશસેવા માટે ભોગ આપે એમાં તો એમને પણ ગર્વજ હતોના ! એમની છાતી એ ફુલાઇ જતી હતી પણ આપણા સંજોગો પણ જોવા જોઇએ પોતાના મોટાભાઇની સ્થિતિ અને મહેનત પણ જોવા જોઇએ અમુક વર્ષ તો મહેનત કરી પ્રતાપે તેમને મદદ કરવીજ જોઇએ.

પ્રતાપે ખૂબ દલીલો કરી જોઈ પોતાનું પણ, પોતાનુ માન, પોતાનું વચન બધું પિતા કહે તેમ કરે તો નાશ થાય. એનું હૃદયજ ભાંગી જાય સેવેલા આદર્શોનો જીવનની શરૂઆતમાંજ જો તે ભંગ કરે તો પોતાને પોતે કેવો લાગે ? અને સ્વાર્થને ખાતર વધારે મોટા આદર્શોનો ભોગ કેમ અપાય ?

પણ જેમ જેમ પુરૂષોત્તમદાસની જીભ આગળ ચાલતી ગઇ

તેમ તેમ પ્રતાપ ઢીલો પડતો ગયો. આખી જીંદગી પોતે બાળકો માટે મહેનત કરી તે આ માટે! પિતાની તબિયત પણ બરોબર ન હોય છતાં તેમને છોડી ચાલી જવામાં કંઈ દેશસેવા હતી? અને સ્વાર્થ? આમાં સ્વાર્થ ક્યાં આવ્યો? પ્રતાપ પોતે ક્યાં કમાવાની લાલચે દેશસેવા છોડી દેતો હતો? તે તો પિતા ખાતર, કુટુંબ ખાતર, ભાઈ ભાંડુ ખાતર અમુક વખત માટેજ પોતાનો ભોગ આપી દેવાનો નિશ્ચય મુલતવી રાખતો હતો. પાછું બધું બરોબર થઈ જાય પછી તેને અટકાવનાર કોણ હતું?

પ્રતાપનું દિલ નહોતું માનતું. તેના સાથીદારો તેને શું કહે? શું મોઢું લઇને જ્યારે પરદેશી કાપડ ઉપર પીકેટીંગ ચાલતું હોય ત્યારે પોતે એ કાપડનો વેપાર કરે? તેની આંખમાં આંસુ આવી ગયાં.

પણ પિતાએ તો તેને માટે પણ વિચાર કરી રાખ્યો હતો. તેણે અત્યારે તો જાપાનજ ચાલી જવું. જેથી તે અહિંની મુશ્કેલીઓમાંથી બચી જાય અને મોટાભાઇનો બોજો પણ થોડા વખતમાં ઉપાડી લઈ તેને છુટો કરે. મોટો ભાઇ અહિં આવતાં પુરૂષોત્તમદાસ પણ છુટા થઈ શકે. તેમની આંખમાં પણ ઝળઝળીઆં આવી ગયાં. તેમણે કહ્યું:

"પ્રતાપ, મારી છેવટની એક માગણી છે. કંઈ નહિં, તો તું મને એક પચીસ હજાર રૂપિઆ કમાઈ દે, પછી તારી ઇચ્છા પડે તેમ તુ દેશસેવા કર. મને પણ સંતોષ રહેશે કે મારા દીકરાએ મારું છેલ્લુ વચન ઉથાપ્યું નથી"

પ્રતાપે ખૂબ વિચાર કરી જવાબ આપવા કહ્યું.

ચાર પાંચ દિવસો વિચારમાંજ નિકળી ગયા. પ્રતાપને કશો માર્ગ સૂઝતો નહોતો, પિતાની દલીલો એટલી સંજ્જડ અને સચોટ

હતી કે તેનું સત્ય તે ભૂલી શકતો નહોતો. આ બાજુ તેનું હૃદય ચીરાઈ જતું હતું. પિતા તો હવે તે જવાબ આપે તે પહેલા તેને કંઈ પૂછતા નહિ કે કહેતા નહિ, પણ ઘરના બીજા માણસો તેને હંમેશા સમજાવ્યે રાખતા અને તેની દૃષ્ટિએ સૌથી વધુ આકર્ષક- અંતની દૃષ્ટીએ અત્યંત અનર્થકારક દલીલ–અમુક વખત પછી તો પોતે ગમે તેટલો ભોગ આપી દેશસેવા કરવાનો છે અને ત્યારે કોઈ આડે આવવાનું નથી એ હતી

અને પોતે ના પાડે અને પિતાને જબ્બર આઘાત થાય એથી તેમનું મૃત્યુ નિપજે તો? એ ખ્યાલજ ભયંકર હતો. તો તો તેનો દેશમાથી શું આખા જીવનમાથી રસ ઉડી જાય. તે તો પોતે પોતાને કદી માફ ન કરી શકે

એ વિચારે તેનો નિર્ણય પાકો કરી દીધો. પિતાનું વચન આ વખતે તો પોતે રાખશેજ તેમ તેણે નક્કી કર્યું અને રાતે બધા બેઠા હતા ત્યારે તેમને તે જણાવી પણ દીધું

પુરૂષોત્તમદાસનો હર્ષ માયો નહિ. તેણે પ્રતાપને બાથમા લઇ દાબી દીધો. તેમની આખો હર્ષાશ્રુથી ભરાઈ ગઈ. આ વગેરે બધાની આખો પણ એ જોઇ ભીની થઇ. આર્દ્રાના ભગના ખ્યાલે પ્રતાપની આખોમાથી આસુ ખૂબ ખૂબ વહ્યા. પણ એ બધું દુઃખ તો થોડા વખતમા વિસરાઇ જશે એ જ્ઞાને પુરૂષોત્તમદાસ સહાનુભૂતિપૂર્વક તેની સામે જોઈ રહ્યા

પછી તો બધું સ્હેલું હતું. પ્રતાપે મહાસભા સમિતિમાથી રાજીનામું આપ્યું. પિતાએ તેના માટે તરતજ પાસપોર્ટ કઢાવી આપ્યો અને થોડા દિવસોમાજ દેશભક્ત પ્રતાપ વેપારી પ્રતાપ તરીકે જાપાન માટે રવાના થઈ ગયો

સ્ટીમરમાથી હિંદનો દૂરને દૂર જતો કિનારો તે સજળ નેત્રે જોઇ રહ્યો

\+ \+ \+

એ વાતને પણ મહિનાઓ વીતી ગયા હિંદુસ્થાનમાં પરદેશી વસ્ત્રોનો જબરજસ્ત બહિષ્કાર થયો. પિકેટીંગ કાતિલ તેમજ ખૂબજ વ્યવસ્થિત થયું. પરદેશી કાપડનો વેપાર તદ્દન ઓછો થઇ ગયો. બ્રિટનનો વેપાર તો તૂટયોજ પણ જાપાનના વેપારીઓને પણ ખુબજ મોસવું પડયું. લાખનો માલ મંગાવનારાઓ જાપાનથી માંડ દશ હજારનો માલ મંગાવવા લાગ્યા. એવે વખતે પુરૂષોત્તમદાસને જાપાનથી પ્રતાપનો પત્ર આવ્યો તે રાતે તેમણે ઘરના માણસો પાસે હર્ષથી ઉભરાતા હૃદયે વાંચ્યો.

પ્રતાપ તેમાં ફરિયાદ કરતો હતો કે પહેલાં તો અહિંથી પુષ્કળ માલ મંગાવતા હતા પણ હવે કેમ ઓછો મંગાવો છો? વેપાર કરવાની મઝા નથી આવતી

"છોકરો હવે સમજુ થઇ ગયો." પુરૂષોત્તમદાસે હસતાં હસતાં કહ્યું અને આગળ ચલાવ્યું.

પ્રતાપ પોતાને પહેરવા માટે સ્વદેશી કાપડ મંગાવતો હતો. પુરૂષોત્તમદાસ બોલ્યા,

"પ્રતાપ મક્કમ ભારી હોં! ત્યાં પણ સ્વદેશીનેજ વળગી રહ્યો છે."

અને તે હસી પડયા. બધાં હસી પડયાં. બા હસી, બ્હેન હસી. અને કમળા પણ.

---

## પ્રતિપદા

ઉગી છે આકાશે લલિત દમયંતી પ્રતિપદા,
ઉઘાડે છે જાણે નયન હર લાંબા તપ પછી,
અને ગૌરી અંગો પુલકિત થતાં હોય ત્યમ ત્યાં
તગી રહે છે તારા હસ હસ થતા વ્યોમ પટમાં.

સુન્દરમ્.

# રોહિણી

## ઇન્દુલાલ ગાંધી

સમાધિસ્થ ચંદ્ર આસન વાળી બેઠો છે આકાશની તારાટપકી ભાત ફુલોના વન જેવી સોહે છે પૃથ્વી ઉપર રાત્રિનું મૂક નૃત્ય શરૂ થયુ હોય છે.

પૂનમ આવે છે, ચદ્રમાથી જ આવતી હોય એમ ગાતી ગાતી અપ્સરા જેવા એના અંગેઅંગમા સૌંદર્ય છે, કલ્પના કવિને કો'ક છાની વાત કહેવા જે શાંતિથી આવે તેવી શાંતિથી એ ચદ્રની નજીક આવે છે: ને એના ચરણો આગળ ફૂલો મૂકે છે

### ગીત.

પૂનમ
ટોડલે ટોડલે ટહૂકતી તારિકા
આજ વસંત બની અભિસારિકા;
પ્રાણે પ્રાણે એવું નર્તન જાગ્યું
ગાને ગાને જાગ્યા કંઠ,
ખાલી અંજલિએ ચદની ઊતરી
ઊતર્યા તારા અનંત;
નાચતી નાચતી આવી નિહારિકા
આજ વસંત બની અભિસારિકા
અરધી અરધી નિંદરમાથી
જાગી જૂએ અધરાત
આવે ટાણે પેલા ફુલડા દંપતી
શી કરતા હશે વાત ?
પરિમલ બની પ્રેમ પ્રચારિકા
આજ વસંત બની અભિસારિકા

નેપથ્યે

(વનેવનની વેરાઇ જતી સુગંધી એમ બોલે છે,
ટરી જતાં ઝરણાં પણ આવું જ કાંઈક ગાયે છે, જે
આનંદ તલસાટમાં છે તે તૃપ્તિમાં નથી.)

પૂનમ : પળે પળે એ શંકા આવ્યા કરે છે મને; પળે પળે મનનું માની લીધેલું બધું મારું છે કે પરાયું ? શિતલતાના ડામ અગ્નિ કરતાં વધારે દુઃખદાયક છે, એમ મેં અત્યારે જાણ્યું. (બૂમ મારી) પ્રિયતમ ! આંખો તો ઉઘાડી જુઓ, હું અહીં છું.

(ચંદ્ર આંખો ચોળી પૂનમને જોઇ રહે છે)

ચંદ્ર : ભલે આવી.

પૂનમ : (મનમાં) સમાધિમાં રહે રહે તો પાણી યે બરફ થઇ જાય છે. હૃદયનું એમ કાં ન બને? (ઉંચે સાદે) પ્રણામ-તપસ્વીજી !

તારાઓના પ્રત્યેક ચાંદુડિયાં ને મેં સંતાડી રાખ્યાં છે. રાત્રિની ઉપેક્ષા પણ તમને કહેવાય એવી નથી. હું તો મારા શ્વાસને સંભાળીને અહીં આવી છું. વૃક્ષોએ પણ જરા ખંખેરીને એવાં શાપ વચનો કહ્યાં આપને કે......

ચંદ્ર : તું તમામની વતી વકીલાત કરવા આવી છું કાં ?

કોઇના જીવનને, સ્વભાવને, પળેપળના પરિવર્તનને સંપૂર્ણ જાણવાની જરૂર નથી. એટલાં નજીક પહોંચવાની ઘેલછામાં મૈત્રી નથી–મૈત્રીની મૂર્ચ્છા છે. ખરેખરી મજા તો એરસપરસની અપૂર્ણતામાં છે.

(નેપથ્યમાં કો'ક ગાય છે.)

અધેરી વાટમાં તારા તરફડે
ચંદ્ર બળે
એને ઠારશે કોણ?
ઠારશે કોણ ?

કૈંકના સપના ઉગી ઉગી ખરે
અંતરમાં સરે
વાળશે કોણ ?
હારશે કોણ ?
ફડફડી મરે ફૂલડા ભોળાં
આગીઆ યે ચણે રાતના ઓળા
કોયલ બહેનનો કંઠ ખોવાયલો
ને કરમાયલો
ગોતશે કોણ ?
શોધશે કોણ ?

ચંદ્ર : બહાર કોણ ગાતું હશે !

પૂનમ : (બેપરવાઇથી) અંતરને પૂછો

ચંદ્ર : અવિશ્વાસ ! ડગલેને પગલે અવિશ્વાસ. વળી આત્મવંચનાનો આક્ષેપ કરવો એ તો ભારે કહેવાય.

પૂનમ : ભારે હળવાની તમને શી દરકાર ?

ચંદ્ર : કેમ ?

પૂનમ : મને શું પૂછો છો ? વારે ઘડીએ બારણે ટકોરા પડે છે તે હું નથી સાંભળતી ? તમે હજી તો કોણ જાણે કેટલી યે રૂપસુંદરીઓને આમંત્રણો આપ્યા હશે

ચંદ્ર : (ઉકળી) પૂનમ, પૂનમ !

પૂનમ : બારીમાંથી હું એજ જોયા કરું છું રાત્રિની આખી પગદંડીએ તારા ગોઠવાઇ ગયા છે પ્રકાશની લાંબી લીટી પૃથ્વીના પગ સુધી પહોંચી છે અનેક અતિથિઓ આવવાના હશે હજી તો

ચંદ્ર : કેવી કલ્પનાએ ચડી છે તું આજે ? તને તો હસતાં યે નથી આવડતું પૂનમ, હસતા યે નથી આવડતુ.

તેજપરી બનીને છાયા જેની તું ભમ્યા કરે છે જ્યાં ત્યાં. કોઇને જુએ છે, રૂપાળી કન્યાને એટલે એને પગલે પગલે મારા આમંત્રણની ગંધ આવે છે તને. ઇન્દ્રધનુમાં કેટલા રંગો છે એ પારખવાનું આપણું ગજું નથી પૂનમ ?

પૂનમ : મારૂં ગજું છે.

ચંદ્ર : આપણા એકમેકની વચ્ચે એકજ વિચારનો સેતૂ બંધાઇ ગયો છે. તું નાહકની કલ્પનાના મિનાર ઉપર ચડીને પડતું મૂકવાની તૈયારી કરે છે.

પૂનમ : પડતું મૂકવાની તૈયારી કરૂં છું ખરૂં ? સાચી વાત જ્યારે તાજાં ઉગવેલાં ફૂલ જેવા રાત્રિના યૌવનમાં મ્હાલતી હતી. ઉલ્લાસ અને પ્રાણ હતો. કોઇ અણસુણ્યાં મદનમંત્રો અંતરને ખુણે ખુણે ગુંજ્યાં કરતાં અને આખું જીવન રસસાગરની છોળે ઉછળતું ત્યારે તમારી સુવાવસ્થાને ય પાછી ચાલી જતી મેં જોઈ છે. આજે એ ગઇ ને હું આવી છું. હું યે એવાજ ભાવો અનુભવી રહી છું. પ્રફુલ્લ કમલપાંદડી જેવા મારા આખા શરીરને તમારી આંખો પી રહી છે. વાહરે પુરુષ !

ચંદ્ર : સુકાયેલાં પાન જેવી સત્ત્વ વગરની વાતો

પૂનમ : મારે યે એવા નીકારાની રાહ જોવાની છે હજી ? અંતરની લાગણીઓને સચેત રાખનારી પ્રત્યેક સ્ત્રી ચપ્પડોની જ અધિકારી બને છે અંતે માળીના દુર્લક્ષથી કચરાઇ વેચાઇ જતી ફુલપાંદડીઓની પરવા માળી ન રાખી શકે ? ચિરંજીવ તો નહિ પણ ક્ષણિક સંબંધને કાજે પણ એટલી સહાનુભૂતિ ન પામી શકીએ અમે ?

ઊંઘની રાત્રિના શબ્દો આવે છે.

આરા રૂપની વસંતને ઝંપાં આવતી, પવન ધીમે ધીમે

પગલે હોઠ આગળ ર્યા કરતો રોમાવનિમા એક કંપમા અનેક તારા ફુલો બની જતા હુ જાઉ ત્યા સૃષ્ટિ ખોળા પાથરતી શાતિ–મુંગી શાતિ વાયુ ઢોળ્યા કરતી સપ્રાપ્તિ જેવા મારા તોર આગળ કળીઓની આખડીઓ ઉઘડતી નહિ સૌંદર્યના ઢંકાયેલા પાત્ર જેવી–પ્રેમના અજેય સ્મિત જેવી હુ જ્યાં જતી ત્યા વિજયશ્રીને ખેચી જતી પણ પણ ....

ફૂંફાડા જેવો નિસાસો સભળાય છે પણ જ્યારે સૌન્દર્યની સપ્પા આવી રસની છોળોને બદને શાત– ગભીર હકાનવ જેવો આખ્ય છાયાનો છાનો અગાર ભભુળ ઉઠયો ત્યારે એમાથી યૌવનનો ઉન્માદ ગયો ખોટો ઉ ન્નાસ સમાઈ ગયો વાણીમાથી તિરસ્કાર નાશ પામ્યો, અતૃપ્તિની મધુરતાને પામતી ગઈ

ચંદ્ર અસતોષની આગ વનનાવન બાળી મૂકે છે

પૂનમ આ બધું સાચું નથી ?

ચદ્ર હશે એના માટે અંતરમા અક્ષરો લખ્યા હોતા નથી કે એને વાચી શકાય

પૂનમ પત્ની થવાના કોડ સેવતી હરેક સ્ત્રીને આવુ સાભળવું પડતું હશે ?

ચદ્ર આમાનુ કશુ તારે માટે નથી માનની જ્યા અસંતોષ અનુભવે છે અથવા પ્રેમનો અતિરેક જુએ છે ત્યા આવી ક્ષણિક વેદના શબ્દોમા ઠલવે છે તુ નીચે જો, આખી સૃષ્ટિ અચેતન જેવી પડી હશે. રજનીના પાલવમા મો છૂપાવીને કોઇ કોઈ તારા પણ રડી રહ્યા હશે. તો યે તુ અહીંથી ખસતી નથી. આપણે એકમેકને ચાહીએ શ્વાસે- શ્વાસને ગૂથી લઇએ પણ કર્ત્તવ્યવિમુખ થવુ ન પાલવે સંસારીને ( નજર નાખી ) અંધારી રાતમા માર્ગ ન

સૂઝવાથી વાદળાં શિખરને ભટકાઈ ભટકાઈને મરણતોલ થઈ જતાં હશે.

નીચેથી વૃંદ ગીત આવે છે.

નેપથ્યમાં: ઊંચાં ઊંચાં જોને શિખરો બોલે
શિખરો બોલે
ડોલે, વાયુ હિંડોલે
ઊંચે ઊંચે ચડી બેઠો મયંક
નીચે ધરત્રિનો શિતલ અંક:
તારાઓ ભરતા ફાળ–નીચે જવા
પાંખ હીંચોળે
ઊંચાં ઊંચાં જોને શિખરો ડોલે.

ચંદ્ર બ્હીતો હોય તેમ ઊભો થઇ જાય છે.

પૂનમ : કોણ આવે છે સ્વામીનાથ!

ચંદ્ર : પૂનમ! પૂનમ!

પૂનમ : (નજીક આવી) શું છે પ્રભુ?

ચંદ્ર : કહી દે પ્રત્યેક અનુચરિકાને કહી દે કે મારી આજ્ઞા ન થાય ત્યાં સુધી કોઇ દ્વાર ઉઘાડશો મા.

પૂનમ ઝપાટાબંધ અંદર જાય છે ને થોડી વારે પાછી આવે છે.

પૂનમ : પણ તમે આટલા બધા ગભરાઓ છો શા માટે?

ચંદ્ર : હું ગભરાઉં છું શા માટે?
એક દહાડો કહ્યું હતું—એક દહાડો એને પણ કહ્યું હતું કે જ્યારે પૃથ્વી પર પ્રકાશનુ એક પણ કિરણ નહિ હોય. રાત્રિ પણ રડી રડીને બેશુદ્ધ બની હશે ત્યારે હું તારી રાહ જોતો હઇશ. આજે એ ઘડીઓ આવી પહોંચી.

પૂનમ　પણ એ છે કોણ ?

ચંદ્ર　(થોથરાતો) રો હિ ણી

પૂનમ　હા, હા યાદ આવ્યુ રોહિણી મને માર્ગમા મળી હતી ફૂલો એકઠા કરતી હતી એ બીચારી ફૂલોથી આખો ખોળો છનકાઇ ગયો હતો છતાં એને સતોષ નહોતો રાત્રિએ આવી એના કાનમાં કહ્યુ કે—

અટકે છે

ચંદ્ર　રાત્રિએ શુ કહ્યુ એને ?

પૂનમ　રાત્રિએ કહ્યુ કે બહેન નિરર્થક શા સારૂ સુગધને ઉર્જ્ડ કરી રહી છુ ? તારા પ્રિયતમના પગ આગળ ક્યારના અનેક ઉપહારો પહોચી ગયા છે એ નિષ્ઠુરને કયા ખેવના છે કોઇના ફૂલની કે કોઇના અતરની ? પણ ત્યા તો રોહિણી બોલી—

અટકે છે

ચંદ્ર　(અધિરાઇથી) શુ કહ્યુ રોહિણીએ ?

પૂનમ　રોહિણીએ કહ્યુ કે

કઠોરતાનો ઘા કુણી મહેચ્છાઓને કદી માગી નાકે નહિ અજ્ઞાનાતે ડાળીઓ નમે એમ મહેચ્છા નમે ખરી પણ ઉખડી તો નજ પડે સયનુ ખાતર જેના મૂળને જરાક પણ ચોગ્યુ હશે તને ઊની આચ નહિ આવે નમીનમીને એ તો ઉનગી પોતાના અગને સુદૃઢ કરશે કસરતથી આપણે જેમ શરીર કેળવીએ છીએ

બહાર ખખડાટ થાય છે બારણે ટકોરા પડે છે
પૂનમ બારણુ ઉઘાડવા જાય છે

ચંદ્ર　(અટકાવી) ઊભી રહે પૂનમ ઊભી રહે

પૂનમ　મને ! અમારા પ્રિયતમ મારૂ સ્થાન હવે કેટના

દિવસનું? આ ચંદ્રાસન અને પુષ્પાભિષેકની સાચી અધિકારણ તો રોહિણી છે હું નહિ.

દ્વારા જોરથી પડે છે. અવાજ પણ આવે છે.

રોહિણી : શિખરો સાથે, અથડાઇ, અથડાઇને, મારું આખું અંગ છેદાઈ ગયું છે: ફૂલો યે, કરમાઇ જવા માંડયાં છે, ઊઘાડો કોઇ ઊઘાડો.

પૂનમ દોડે છે. ચંદ્ર ફરી અટકાવે છે

ચંદ : જરાક વિચાર કરી જો, પૂનમ, વિચાર કરી જો તું જશે, તેજના અવિભાજ્ય વર્તુલ જેવી તું અહીંથી જશે પછી મારી ફીકી કાંતિનો શો ખપ છે જગતને? રજતના કકડા જેવો નિસ્તેજ હું લટકયા કરીશ ને દૂર દૂર ઉડતા તારા પાલવને જોયા કરીશ.

રોહિણી : (બહારથી): અંદર કોની સાથે વાતે વળગ્યા છો તમે? આશાનું એક એક કિરણ ઊંચકીને હું અહીં સુધી માંડ પહોંચી છું. હવે મારાથી ઊભું રહેવાતું નથી ઊઘાડો પ્રિયતમ, ઊઘાડો.

નેપથ્યે : પૃથ્વીનું પરમાણુ–પરમાણુ બોલે છે. 'આશાઓને કોઇ દંશ દેશો મા. કલ્પના તો ચાલી જાય છે ને આવે છે; આયુષ્ય પાછું આવતું નથી.

શિખરો ઉપરથી શ્લોક છૂટે છે.

**સોનાના પાત્રથી આજે ઢંકાયું મુખ સત્યનું.**

પૂનમ : પ્રત્યેકપ્રત્યેક ક્ષણો એમ બોલે છે. વાયુ સંદેશો લઇને ધરતીને ખુણે ખુણે ફરી વળ્યો છે કે 'શોકય જેવી હું રોહિણીના હૃદય પર આવીને બેઠી છું.' શિખરમાલાઓ, શિખરમાલાઓ (ચીસ નાખે છે.) સત્યનું મોં મેં ઢાંકયું નથી. સત્ય પોતે શરમાઇને છૂપાવાની ચેષ્ટા કરે છે. જુઓ, જુઓ.

ભીષણ કડાકો થાય છે.

ચંદ્ર વજ્રની વર્ષા યે મારો માર્ગ નહિ રોકી શકે પૂનમ, તારે અંગે અંગે વસંત ઉઘડી છે, કંડે કંડે પુષ્પધન્વા બોલે છે પગલે પગલે—

પૂનમ પ્રશંસાના દંશ હવે હું નહિ ખમી શકું પ્રભુ, મને જવા દો વસંત અને પુષ્પધન્વાના ચરણો ચૂમી હું આજે એક અદ્વિતીય તૃપ્તિ ત્યાગમાં છે, ભોગમાં નહિ.

રોહિણી · (બહારથી) ઉઘાડો, ઉઘાડો,

પૂનમ આવું છું મા, આવું છું

ચંદ્ર મારી છેલ્લી આશા દરવાજે તું નહિ ઉઘાડી શકે (બૂમ પાડી) રોહિણી, પાછી જા, પાછી જા, !

રોહિણી હું પાછી ક્યાં જાઉં પ્રભુ, કેડીઓ અંધકારથી ઢંકાઈ ગઈ છે પવનમાં ઘસાઈ ઘસાઈને શિખર વધુ ધારદાર બન્યાં છે ખીણોનો શ્વાસ મારા શરીરને ખેંચી રહ્યો છે ઉઘાડો જલદી ઉઘાડો

ચંદ્ર તું અહીં જીવનની ભિક્ષા માગવા આવી છું ને ?

રોહિણી મને ખબર નથી કે અહીં શા માટે આવી છું વિજય કે પરાજયની ઇચ્છાએ પણ મને અહીં ધકેલી નથી પૂજા-દર્શનનું આકર્ષણ મને નથી ખેંચી લાવ્યું આમાં જીવનની ભિક્ષાનો પ્રશ્ન ક્યાં આવ્યો? મને એટલી ખબર છે માત્ર એટલીજ ખબર છે કે મૃત્યુને ઝંખતી ઝંખતી હું અહીં આવી છું તમારા મિલન આગળ મરવું એ મારું સૌભાગ્ય છે

પૂનમ દ્વાર ઉઘાડવા દો કે

ચંદ્ર પૂનમ પૂનમ '

પૂનમ · પ્રેમના આગમનને તમે નહિ અટકાવી શકો'
સ્વપ્ને શરીરના સૌન્દર્ય ઉપર મોહ શું પામ્યા છો પ્રભુ

રોહિણી તો સૌભાગ્યનું દાન કરવા આવી છે. એના અવાજમાં સર્વાર્પણની શક્તિ છે. સૌન્દર્ય છે અને અમારા કોઈનામાં નથી એવી સેવાની ઝંખના છે.

દ્વાર ઉઘડે છે; રોહિણી દોટ મુકી ચંદના ચરણો આગળ નમે છે. પૂનમ જતી રહે છે.

त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ॥

પડદો.

---

## મારાં સ્વપ્ન

: અંજની :

ચાંદલીઆની હસતી આંખે
ઉષાની સોનેરી પાંખે
લખ તારાની ગોખે ગોખે
મારાં સ્વપ્ન રમે.

ઇન્દ્રધનુનાં સુંદર ઝોલે
નવરંગી ફૂલડાંને દોલે
પંખીડાંને બોલે બોલે
મારાં સ્વપ્ન રમે.

ઝાંઝરના ઝીણા ઝણકારે
ગીતોના મંજુલ રણકારે
લજ્જાભર નેણોને દ્વારે
મારાં સ્વપ્ન રમે.

'અજ્ઞાત'

" અનુચિત પરિહાસો અટ્ટહાસોપહાસો,
અગર કવિ-અરિસ્ટોફેનિસી તો વધાવ્યા,
નથી રસ તદપિ એ શુદ્ધ કે શિષ્ટ ખાતર્,
અપરસરચનાએ માત્ર રાચે કુપાતર્"

—બ. ક. ઠાકોર

અગણિત કળત્રાસો, ભ્રષ્ટ પ્રાસાનુપ્રાસો,
કવન અતિ અરિષ્ટોપેક્ષિત ક્લિષ્ટ પ્રાસો,
ન દિસત કવિતાનાં સ્પષ્ટ કે ઇષ્ટ ગાતર્,
ઝટ દ્યહ રચના પે ફેરવો, ભ્રાત, કાતર્!

—વલ્કલરાય

# દોઢિયા વિના*

દોઢિયા વિના મારે ખેડવા'તા વેપલા
બજારની રૂખ કૈંક જોવી હતી;
જોવા'તા શેરોના ભાવોના આંકડા
રોતા દલાલની આંખ લ્હોવી હતી.

રૂના બજારિયાની સોનેરી પાળે
નોટોની હાર મારે ગણવી હતી;
લક્ષ્મીની લીલા નવા ઉઘડતા ભાગ્યમાં
લોચનની ધારે મારે લણવી હતી.

એકલા બજાર મહીં ઉભીને એકલો
તક સારી તેજીની ધરવા ગયો;
પેઠી ત્યાં ખોટ મારા ગજવાના ગાભમાં
એકલો દેવાળિયો હું મરવા રહ્યો.

આખો અવતાર મારે ભમતું બજારમાં
લીધા દીધાની પોક કાને ધરી;
સોબિયા ભૂલે એવા ખેડવા રે વેપલા—
ઘરમાંની બાપડી ના જાણે જરી!

ગોધરા ૧૯૬૬ જુનાશંકર દોશી

---

* શ્રી. ઉમાશંકર જોષીના 'ભોમિયા વિના'નું પ્રતિકાવ્ય

## ગોકળગાયની ડરબી*

(ગરબીઃ "હું રે ગોવાલણુ રે ગોકુળ ગામની.")

હાય રે હલામણુ રે પોકળરામની !—

જોજો મથામણુ રે ગોકળગાયની !
સંભારિયાં સોનેટ સોડે મથામણુ રે ગોકળગાયની !

ભુખરી જાતની રે ઢંગે છે જોગણી,
પારા શી ફૂટળિયાળી, મથામણુ રે ગોકળગાયની !

ઢીંગલાઢીંગરી રે વધ્યાના વેવમા,
ભરખે અંતરને અડકતા, મથામણુ રે ગોકળગાયની !

ચાલ પ્રસ્થાને રે માંદલાશી લાગે,
આપણી ચૌદ ગઢાની, મથામણુ રે ગોકળગાયની !

આઠમ પર નોમની રે વાવડી છે ચસકી,
પોલા પોરસવાળી, મથામણુ રે ગોકળગાયની !

શાયરીનાં પીપો ને મહીડા એગ્નનાં,
સોનેટ ગાઈ ગાઈ હલવે ! મથામણુ રે ગોકળગાયની !

હાય રે હલામણ રે પોકળરામની !
કાચી ઘડામણુ રે પાકટ રામની !

"શેષાદ્રિ"

---

* શ્રીમાન્ રામનારાયણુ વિ. પાઠકની "ગોવાલણુની ગરબી"નું પ્રતિકાવ્ય, તેમની માફી સાથે. આ કાવ્યના શબ્દેશબ્દના ધ્વનિ અને ઊંડા ઊંડા અર્થ સમજાવવા જઈએ તો વળી સો પાનાનું ટીપ્પણુ લખવું પડે, માટે વાંચક તે રસજ્ઞતાથી સમજી લેવાની વિનતિ છે.

કૌઈ '

## પિપાસુ

ઘંટડી વાગતાં સવિતા બારણું ઉઘાડે છે. નવીનને જોતાં વેંતજ બોલી ઉઠે છેઃ

"કેમ છો, નવીનભાઇ : તમે તો આજે ઘણા દિવસે દેખાયા. મને તો થતું હતું કે તમે અમને બધાંને ભૂલી ગયા છો. ઠીક ! તમે આજે આવ્યા તે તમારા ભાઇ હંમેશાંજ ઘરે આવતાં યા કરતા કે વીરૂ કે નવીન કોઇ આવ્યું હતું ખરું ? આવો બેસો."

નવીનઃ સવિતાબ્હેન ! વિનુભાઇ કયાં છે? અત્યારે આવશે ખરા?

સવિતાઃ તમે બેસો તો ખરા. એ નો સવારના બહાર ગયા છે. ડેન જવાહર આજે આપણા શહેરમાં આવનાર છે તેથી ખૂબ મમાં રોકાયા હોવા જોઇએ. ન ત્યારે તો અત્યારના આવી જવા ઇતા હતા. હું તમારે માટે દૂધ ઉકાળું તે દરમ્યાનમાં એ આવી ! જાય. એટલે બેસો એટલી બધી શી ઉતાવળ છે ?

નવીનઃ ના. મારાથી એક મીનીટ પણ થોભી શકાય એમ નથી. ખૂબ ઉતાવળમાં છું. તમે વિનુભાઇને કહેજો કે આજે બ્હેન લાયત જાય છે. સ્ટીમર......

સવિતા વચમા જ બોલી પડી "કોણ ? વીરૂબ્હેન ? શું અમને ળવા યે ન આવ્યાં ? હા ભગવા........"

નવીને તરત જ આગળ ચલાવ્યું: સમયના અભાવે ન આવી

શકાયું સ્ટીમર વકટોરીઆ ડોકમાથી ત્રણ વાગે ઉપડશે બ્હેન અને બા તો ઘરથી નીકળી ચૂક્યા છે હું પણ સીધોજ સ્ટીમર પર જાઉં છું, સમય મળે તો સ્ટીમર પર આવી જવા માટે બાએ વનુભાઇને ખાસ કરીને કહાવ્યું છે

આટલું કહી નવીન તરતજ ચાલી જાય છે

વીરબાળા ટી ડી થવા માટે વિલાયત જાય છે એ ખુશખબર નવીને આપી છતાં સવિતાનું મોં પડી ગયું એ બિચારીને તો ભારે આઘાત થયો વીરૂબ્હેન આમ મળ્યા વિના ચાલી જાય છે એ હકીકત જાણીને પોતાના લાગણી પ્રધાન પતિને કેટલો બધો આઘાત થશે એ વિચારે સવિતા ઉદ્વિગ્ન બની વીરબાળાને પોતાની સગી બ્હેનથી યે અધિક ગણનાર વિનોદ ત્રણ વાગ્યા પહેલાં સ્ટીમર પર જઇ શકે એવી રીત આવી પહોંચે તેની સવિતા રાહ જોતી રહી

પણ પંડિત જવાહરલાલને અપર્ણમાન આપવાની તૈયારીમાં રોકાઇ ગયેલો વિનોદ છેક ચાર વાગે રૂમ પર આવ્યો તેણે તરતજ પાછા જવું હતું તેથી તરતજ જમી લીધું બહાર જવાની તૈયારી કરતા કરતા હંમેશના શિરસ્તા મુજબ તેણે પૂછ્યું 'સવિતા આજે કોણ આવ્યું હતું ખરૂં? સ્ટીમર પર જવાનો સમય રહ્યો નથી એ જોયા પછી સવિતાએ નવીનના આવી ગયાની વાત પોતાના પતિને બને ત્યાસુધી તો તે દિને ન કહેવાનો નિરધાર કર્યો હતો પરંતુ વિનોદે કામના ભારે બોજા છતાં પૂછવાનું યાદ રાખ્યું એટલે તે નિરૂપાય બની

પોતાના પતિના મન પર ભારે અસર ન થાય એવી રીતે એની એ વાત મૂકવાનો યત્ન કરતાં સવિતાએ જણાવ્યું " આજે તો તમારે મન એક આનંદનો દિવસ છે"

શા ઉપરથી ?

શા ઉપરથી શું? તમારા હૃદયપ્રિય આગેવાન તમારા શહેરમાં

આવે છે તે પરથી.

એ તો ખરું. પણ તું મારો સવાલ ક્યાં ઉડાવે છે? મારા સવાલનો ખુલાસો કર. મારે મોડું થાય છે.

મેં તમારા સવાલનો જવાબ આપતાં નહતું કહ્યું કે, તમારે મન એક આનંદનો દિવસ છે?

હા, કહ્યું હતું. પણ કેવી રીતે?

કેવી રીતે શું? તમે જીત્યા છો તે રીતે. તમારાં યત્નો સફળ થયા છે. શું એ જાણી તમને આનંદ ન થાય? તમને અભિમાન ન થાય?

તું શું કહેવા માગે છે તે સમજાતું નથી. સીધી સીધી જે કહેવું હોય તે કહી નાખને!

અરે ભગવાન! હજી તમને ન સમજાયું? તમારી બ્હેન વીરબાળાને તમે વિલાયત વધુ અભ્યાસ માટે જવા આજ કેટલોય સમય થયાં સમજાવતા આવ્યા હતા. તમારો એ યત્ન ફળ્યો છે ને આજે વીરબ્હેન વિલાયત ઉપડી પણ ગયાં. તમને......

વચ્ચેથીજ હર્ષશોકની મિશ્રિત લાગણી અનુભવતો વિનોદ બોલી ઉઠે છેઃ—સવિતા! તેં એ ક્યાંથી જાણ્યું? શું વીરુ અંહીં આવી હતી ખરી?

તમે ખૂબ કામમાં હો ને ઘર આગળ ભાગ્યેજ મળો એથી ને ટુંક સમયમાં જ નક્કી થયું હોવાથી વીરબ્હેન ન આવ્યાં. પણ તેમણે નવીનભાઈને મોકલી ખબર કહાવી. તમને ત્રણ વાગ્યા પહેલાં સ્ટીમર પર બોલાવ્યા હતા. પણ તમેજ અહીં ચાર વાગે આવ્યા ત્યાં શું થાય?

વ્યવહારકુશળ ને ઝીણામાં ઝીણી વિગતો પણ ન ભૂલનાર વિનોદ સવિતાને પૂછે છે સવિતા! મને કોણે સ્ટીમર પર બોલાવ્યો હતો? તું આ બધી શી વાતો કરે છે? નવીન સાચેજ આવ્યો હોય તો તેણે શું કહ્યુ હતું તે મને તેના શબ્દોમા કહે.

સવિતાનુ મો પ્રશ્નો સાંભળતાં પડી ગયુ આખરે તો એ યે સ્ત્રીજ ને!

સ્વસ્થતાથી જવાબ આપવાનો યત્ન કરતા સવિતા કહે છે. હા, હું સાચું કહું છું નવીનભાઈ આવ્યા હતા. તેમનો સદેશો આ રહ્યો 'સમય મળે તો સ્ટીમર પર જવા માટે બાપ્એ વિનુભાઈને ખાસ કરીને કહાવ્યુ છે'

આટલું સાભળી વિનોદના હૃદયમા ભારે આઘાત થાય છે. પણ વિગતોથી અજાણ પત્નીને દર્દ ન થાય એટલા માટે વિનોદે પોતાનું દર્દ છૂપાની સવિતાને પાણી લઇ આવવા મોકલી, સવિતા પાણી લેવા ગઇ. વિનોદ નિસાસો નાખે છે વીરૂ મને કયાથી મળે? વીરૂને માટે મે શુ કર્યુ છે? વીરૂને મારી પ્રમાણિક અને વિશુદ્ધ ભાવનામા ક્યા શ્રદ્ધા છે? વીરૂએ મને થોડી વાર 'ભાઇ' ગણ્યો પણ પછીથી કાયમને માટે 'ભાઇ' તરીકે ગણતા રહેવાની સતત ઉદારતા ક્યાં બતાવી છે? આખરે તો મને બહેને પણ અસ્પૃશ્ય જેવોજ ગણ્યોને! હાય! આવી અવગણના! આવો તિરસ્કાર ...!

એટલામા તો વિનોદનો એકનો એક લાડીલો પુત્ર જતીન બહારથી દોડતો દોડતો આવી આરામ ખુરસી પર પડેલા પોતાના પિતાને વળગી પડે છે, વિનોદ ઝબકીને સ્વસ્થ થાય છે. પૂરી આઠ દિવાળી પણ જોઇ નથી એવો એ બાળક તરત જ પિતાને વાતમા ઉતારે છે "ભાઈ, હું આજે તમારી સાથે સભામા આવવાનો." પ્રથમ તો વિનોદે અનીચ્છા બતાવી. પરંતુ વીરૂએ ઈસ્કાંડ જતી

વેળા પણ મળવા જેટલું સૌજન્ય ન બતાવ્યું તેના વિચાર દદને દૂર કરવા વિનોદ જતીનને સાથે લઇ સભાની તૈયારી માટે ચાલી નીકળ્યો.

× × ×

વિનોદ એક ભાવનાશીલ અને સ્વદેશપ્રેમી યુવાન હતો. કૉલેજ-જીવનમાં પણ, એનામાં રહેલી આચાર, વિચાર ને વ્યવહારની અદ્ભુત સંગતતા જોઇને એના સાથીઓ એના પર મુગ્ધ રહેતા. એ ઓછાબોલો હોવાથી એકદમ સૌમાં ભળી જઇ શકતો નહતો. છતાં એની સહૃદતા, ઉદારતા, પ્રમાણિકતા ને વિનયશીલતાને લીધે તે ઘણાનો મિત્ર ને દેશના મોટા મોટા આગેવાનોનો પ્રતિપાત્ર બન્યો હતો. સને ૧૯૨૮માં કૉલેજ છોડી બારડોલી સત્યાગ્રહમાં ઝંપલાવનાર તે મુંબઈ યુનીવર્સીટીનો એકનો એક કૉલેજીઅન હતો. બારડોલી સત્યાગ્રહ પછી તરત જ વિનોદે બી એ. ની પરીક્ષા પસાર કરી. બાદ બધાજ યુવાનોની જેમ એની સમક્ષ પણ પ્રશ્ન ઉભો થયો કે હવે કરવું શું ?

પણ બારડોલી સત્યાગ્રહ વેળાનો અનુભવ વિનોદને ભારે ઉપયોગી થઇ પડયો. એણે હિન્દની સારી સરખી મુસાફરી કરી ત્યારે એણે જોયું કે સાચું હિન્દ ગામડામાં છે, તેને હિન્દની ગરીબાઈ અને નિરક્ષરતા ખૂબ સાલ્યાં. હિન્દનો પ્રાચીન ઇતિહાસ એણે ઉકલી જોયો, યૂરોપનાં આગળ પડતાં રાષ્ટ્રોના ઇતિહાસ અને તેના આર્થિક પ્રશ્નોનો ઝીણવટભર્યો અભ્યાસ કર્યો. ઘડીભર રશિયાએ એને આકર્ષ્યો. પણ બારડોલીના વિજયે એનામાં ગાંધીજીના શસ્ત્રમાંજ વધુ શ્રદ્ધા જન્માવી, પણ બારડોલીના વિજય પછી હીન્દી રાષ્ટ્રીય મહાસભા પાસે તાત્કાળિત લડાયક પયગામ ન હોવાથી વિનોદે કોઇ શાન્ત, પવિત્રને પરોપકારી ક્ષેત્રમાં પડવાનું વિચાર્યુ. પરિણામે હિન્દની નિરક્ષરતા દૂર કરવામાં પોતાનો અલ્પફાળો આપવાની મહત્ત્વાકાંક્ષા સેવનાર વિનોદે થોડો અનુભવ લેવા ખાતર નાનકડા પરાંની એક રાષ્ટ્રીયશાળામાં શિક્ષક બનવું પસંદ કર્યુ. એના શાન્ત અને સહૃદયી માનસને એ ધંધો અનુકૂળ હોવાથી એ ભારે આશાઓ સાથે શિક્ષક બન્યો. પણ

થોડાજ સમયમા એણે જોયુ કે The teacher is an easily approachable and highly tortured creature in the Indian society શિક્ષક પર બીનજવાબદાર 'સવારી' લઇ જવામા સમાજ શૂરો છે

શિસ્તપાલન અને કર્ત્તવ્યપરાયણુતા માટેના સતત આગ્રહને લીધે વિનોદ વિદ્યાર્થીઓમા કડક શિક્ષકમા ખપ્યો તદુપરાત ઓછા બોલા સ્વભાવને લીધે એ વિદ્યાર્થીઓમા સહેજે ભળી શક્યો નહિ લાગણી, પ્રેમ, સ્નેહ કે સદ્ભાવ વિના એ સકોચો છોડી ભાગ્યેજ બીજાઓ સાથે છૂટથી ભળી શક્યો એના સ્વભાવની આત્રૂટિને લીધે પછીના જીવનમા એણે મહાસભાનુ કાર્ય કરતા છતાં કોઇ પણ જવાબદારીભર્યા પદ પર રહેવાની બધી તકો જતી કરી

આમ શિક્ષણુનો ધધો સ્વીકારી વિનોદ પોતાના કુટુંબ સાથે પરામા દિવસો પસાર કરતો હતો પણ એના મનમા શાન્તિ નહતી, ઊડો આત્મસતોષ નહતો વિનોદ જાણતો હતો કે તેની માતાના પ્રેમનો જોગ જગતભરમા મળવો દુર્લભ હતો પ્રેમાળ પત્ની સવિતા પણ વિનોદને સતુષ્ઠ રહેવા સમજાવતી વિનોદ પોતાનો અસતોષ માતાને જાણવા દેતો નહતો બાપદાદાની વચ્ચે અણુબનાવ થતા એના પિતરાઈ ભાઇબહેનો એની અને એના નાનાભાઈ રમેશ જોડે સતત કલહ કર્યા કરતા એ સજોગોમા વિનોદને પોતાની સગીબહેન ન હોવાથી ખૂબ અસતોષ રહેતો એ ઊડો અસતોષ વ્યક્ત કરતા એણે ઘણીયે વેળા સવિતાને કહ્યુ હતુ સવિતા ! મારે એક બહેન હોત તો કેવુ સરૂ ! મારી નાની બહેનને પ્રભુએ શુ કામ પારણા-માથીજ ઝડપી લીધી ?"

શિક્ષક બન્યા પછી વિનોદે જગતના આગળ પડતા દેશોની શિક્ષણપ્રથાનો પણ અભ્યાસ કર્યો પોતે સહશિક્ષણ સસ્થામા કામ કરતો હોવાથી તેણે બાળમાનસ અને જાતીયશાસ્ત્ર વિશે ખૂબ મથતો

કર્યા. અનુભવે એણે જોયું કે નબળા મનના, અનિશ્ચયી અને બધાંનેજ રાજી રાખનાર સંચાલકના હાથમાં સહશિક્ષણ સંસ્થાનું ભાવિ સુરક્ષિત ન ગણાય. પણ એનું મનોબળ, એનો સંયમ અને 'સહૃદયતા,' એ ઉપરાંત એના સ્વભાવના સંકોચો જોતાં વિનોદ જેવા કૃત નિશ્ચયીને તો ગમે તે ક્ષેત્રમાં કાર્ય કરવામાં ક્યાંયે મૂશ્કેલી આવે એમ ન હતું.

વિનોદ શાળામાં જોડાયો તેજ સાલમાં તેનાજ વર્ગમાં વીરબાળા નામની એક પંદરેક વર્ષની વિદ્યાર્થિની દાખલ થઇ હતી. એ શાળાના વિવેકી અને વિનમ્ર વ્યવહારે બધાજ શિક્ષકો પર સારી અસર પાડી. પણ વિનોદે તો એ બાળાને એના વિનયી વ્યવહાર બદલ બીજા શિક્ષકો કે આચાર્યની જેમ પંપાળી નહિ. એણે એના વ્યવહારમાં તો ક્યાંયે ફેર ન પડવા દીધો. આમ છતાં વિનોદ માનતો આવ્યો હતો કે શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેનો સંબંધ જીવન્ત સંબંધ છે, શિક્ષક વયને અનુલક્ષી પોતાના વિદ્યાર્થી બાળકોને પુત્ર પુત્રી કે ભાઈબહેન તરીકેજ અંગીકારવાં રહ્યાં.

બીજા સત્રની શરૂઆતમાં એક દિન નાની રજામાં વિનોદ પોતાના વર્ગમાં બેસી રજીસ્ટર તૈયાર કરતો હતો તે વેળા વીરબાળા તેની સખી સાથે ડરતી ડરતી ટેબલ પાસે જઇને કહેવા લાગી "સર! કંઇ કામમાં છો?"

વિનોદઃ હા. સહેજ કામ છે. પણ તમારે કંઈ કામ હોય તો કહો.

વીરબાળાઃ સર! મને મેથેમેટીક્સ અને અંગ્રેજી બરાબર નથી સમજાતાં, તો ભાઇ મને ન સમજાવો?

મદદ લેવા ઇચ્છનાર કોઇ પણ વિદ્યાર્થીને ના પાડવાનો વિનોદનો સ્વભાવજ ન હતો. એટલે એણે સરળતાથી જવાબ આપ્યો, 'તમારે જે સમજવું હોય તે હું સમજાવીશ પણ શાળાના સંગેલનો પૂરાં થયા પછી બને, તે પહેલાં નહિ.

વીરબાળાઃ "સારૂં. તમે કહો ત્યારે. તો હવે હું સર! ભાઇ! પીરીઅડસ પૂરા થયા પછી આવીશ. હંકે?"

વિનોદે માથું હલાવી હા ભણી.

વીરબાળાનો અભ્યાસ તપાસી જોતાં વિનોદને તેનુ અગ્રેજી ને ગણિત નબળું લાગ્યું. સાથેજ ભણવાની ઇચ્છા હોય તો કાવ્યવિષયો પાકા કરવાની ને સંગીત તથા નૃત્યની પ્રવૃતિ અભ્યાસની આડે ન આવે તેની કાળજી રાખવાની વિનોદે વીરબાળાને સલાહ આપી

એ પછી તો વીરબાળા ઘણી વેળા વિનોદ પાસે શીખતી. અતિપરિચયે વિનોદે જોયું કે વીરબાળા નિર્દોષ અને સુશીલ કુમારિકા છે. બધાજ શિક્ષકોને ઘણી વેળા 'સર, ભાઇ' કે 'ભાઇ, સર' કહી ઉદ્દેશવાની માત્ર એની આદતને લીધે વિનોદને વીરબાળાના 'ભાઇ' કે 'ભાઈ, સર' કહી ઉદ્દેશવાની માત્ર એની આદતને લીધે વિનોદને લીધે વિનોદને વીરબાળાના 'ભાઇ' શબ્દની શરૂઆતમાં ઝાઝી અસર ન થઇ.

એક દિન શીખતી વેળા ખૂબ નિરાશ બની વીરબાળા બોલી ઉઠીઃ ભાઈ, મારાથી વાર્ષિક પરીક્ષામાં પાસ થવાશે કે? મારી બા તો મને ખૂબ ભણાવવા ઇચ્છે છે. મને વિલાયત ભણવા મોકલવા પણ ઉત્સુક છે. મને પણ ડૉકટરની લાઇન લેવાની ખૂબ ઇચ્છા છે. પણ હું આ વર્ષ પાસ ન થઇ શકીશ તો શું થશે? ભાઈ, મને તમે રોજ ન શીખવશો?

એજ ક્ષણે વિનોદના હૃદયના ઊંડાણમાં રહેલો ને એણે પોતાની પત્ની સવિતા સમક્ષ વારંવાર વ્યકત કરેલો ઉંડો અસંતોષ જાગ્રત થયો. ને વીરબાળાને ઉપરોકત કથન કહેતી સાભળીને તેને વીરબાળામાં તેની પરણામા મૃત્યુવશ બનેલી બ્હેનના દર્શન થયા એજ ક્ષણે

વિનોદ પોતાના મન અને હૃદયથી વીરબાળાને પોતાની માજણી બ્હેન તરીકે સ્વીકારે છે પણ એ પોતાની લાગણી એ વેળા સ્પષ્ટપણે વ્યકત કરતો નથી. માત્ર નિરાશ બનેલી વીરબાળાને ધીરજ આપતાં વિનોદ તેને પહેલીજવેળા 'વીરૂ'થી સંબોધી સાંત્વન આપતાં કહે છે " વીરૂ, તારે નિરાશ થવાની જરૂર નથી. મારાથી બનતી મદદ હું તને આપીશ. મારી સુચના પ્રમાણે તું વાંચીશ તો તારે નિરાશ થવાનો પ્રસંગ ન આવશે. શાળામાં તો હું તને અડધા કલાકથી વધુ સમય ન શીખવું. તારે વધુ સમય જોઇએ ત્યારે તારે વિના સંકોચે મારે ઘરે આવવું. હું કયાંક ગયો હોઉં તો ત્યાં તારી ભાભી સવિતા તો હોય છે એટલે મુંઝાવું નહિ."

એ અરસામાં ગાંધીજી સાબરમતીથી કૂચ કરવાના છે ને મહાસભા સરકાર સાથે લડત આરંભવાની છે તેના ભણકારા સૌ કોઇને કાને અથડાતા હતા. વિદ્યાર્થીઓ પણ માનતા હતા કે લડત ચાલશે તો વિનોદરાય તો જેલમાંજ જઈ બેસશે. એથી વીરબાળાએ એ વિશે ઇસારો કર્યો ત્યારે વિનોદે તેને સમજાવી ધીરજ આપી, ને જણાવ્યું 'તારે તો શાન્ત મને તારી પરીક્ષાની તૈયારી કરવાની છે. લડત ચાલશે એટલે તારી પરીક્ષા પણ પૂરી થઇ જશે. તારે મેટ્રીક થયા પહેલાં આજે લાઇનનો વિચાર કરવાનો નથી. તું સ્વતંત્રપણે તારૂં જીવન જીવવા ઇચ્છે છે એ જાણી હું રાજી થયો છું. તને મારાથી બનશે તેટલી મદદ આપીશ. તું આજે માત્ર તારો અભ્યાસ કર્યા કર, ને દુનીઆની પરિસ્થિતિ જોતી રહે. તંદુરસ્ત અને પ્રમાણિક સોબતી રાખવાથીજ તારો ઉત્કર્ષ થશે, તારૂં સ્વતંત્ર જીવન જીવવાનું સ્વપ્નું સફળ થશે. ચારિત્ર્ય એ જીવનનો પાયો છે ન સંસ્કારી તથા ચારિત્ર્યશીલ વ્યકિતઓની સોબતમાંજ માનવી પોતાનું ચારિત્ર્ય ઘડી શકે છે. આજે તું ચિંતા ન કરીશ."

હવે વીરબાળા વિનોદને ત્યાં તેની ગેરહાજરીમાં પણ વિના સંકોચે જતી આવતી થઈ ને સવિતાને પણ તે પોતાને ત્યાં લઈ

જવા લાગી પરિણામે વીરબાળાને વિનોદના માતતાત પણ પોતાની સગી દીકરી જેમ માનવા લાગ્યા વિનોદ પણ અવારનવાર તેને ત્યાં મળવા માટે કે શીખવા માટે જતો ને તેના કુટુંબનો એક પુત્ર જેવો ગણાવા લાગ્યો

આમ વિનોદની સરકારિતા અને સહાનુભૂતિની છાપ વીરબાળા પર પડે છે ને એ પોતાના અભ્યાસના ગુજનગોજ સમય વિતાડે છે એવામા માર્ચની દશમી તારીખે વિનોદને ત્યાં પુત્ર જન્મ થય છે વીરબાળા એ બાળકની ફૂઈ બની વિનોદને ત્યા જાય છે ને એ બાળકનુ નામ જતીન પાડે છે વિનોદના ઘરમાં બધાં હર્ષઘેના રહે છે વીરબાળા પરીક્ષામા પાસ થઇ છઠ્ઠા ધોરણમા જાય છે

પણ હવે અખતરા ખાતર શિક્ષણના ધંધામા પડેલો વિનોદ ગાધીજીની ગીરફતારી થતા અસ્વસ્થ થતા લાગ્યો એના મનમાથી શાળા અને ઘર ધીમે ધીમે વિસારે પડયા એનુ સસ્મરી હૈયુ હાની ઉઠયુ પણ એના હૈયામા એની પોતાની માતા પ્રત્યેના ભાવો અને હિન્દ માતા પ્રત્યેની ફરજ વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયુ પણ મહાસભાનુ કાર્ય એણે શરૂ કર્યુ એ કાર્ય કરતા બચતા સમયમા એ પોતની ઉઘનો ભોગ આપતો આમ વધુ દિવસ ન નભ્યુ ૧૯૩૦ ના સપ્ટેબરની ૨૪મી તારીખે પોલીસે તેની ધરપકડ કરી તેને સાત માસની સખત કેદની સજા થઇ

વિનોદની વહાલસોહી માતા પર તો વજ્ર જેવુ પડયુ તેણે તો દૂધ, ઘી, ઘઉ દાળભાત વગેરેનો ત્યાગ કર્યો ને નાગલીના રોટલાને મીઠા પર રહેવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી સવિતાને તો જતીનના રક્ષણનુ મહામૂનુ કાર્ય વિનોદે સોપ્યુ હતુ વીરબાળાને તો સારા કપડાનો ભારે શોખ હતો ક ટક સારા દેખાવાનો પણ ઉંડો ઉંડો મોહ હતો ને એ વિશેનો વિનોદનો ભારે અણગમો પણ તે જાણતી હતી આમ છતા જેટના પ્રમાણમા વિનોદ એને પોતાની

બ્હેન માનતો હતો તેના પચ્ચીસમા ભાગે પણ વીરબાળા વિનોદને ભાઇ ગણતી હશે કે કેમ તે એક પ્રશ્નજ હતો. બાળકો શીખવાની લાલચ પુરતાં શિક્ષકો પ્રત્યે સદ્‌ભાવ બતાવવામાં ઘણા કુશળ હોય છે. શીખવાની લાલચ પૂરી થયા પછી પણ લાગણી સદ્‌ભાવ બતાવવામાં ઘણાં કુશળ હોય છે. શીખવાની લાલચ પૂરી થયા પછી પણ લાગણી સદ્‌ભાવ ચાલુ રહે તો તે સાચું કહેવાય. પરંતુ નિસ્પૃહી વિનોદ એટલુંજ ઇચ્છતો હતો કે વીરબાળા શાન્ત મન રાખી છઠ્ઠા ધોરણની પરીક્ષા પાસ કરવાની તૈયારી કરે તો સારું છે.

પણ થોડા સમયમાં સરકાર અને મહાસભા વચ્ચે સમાધાની થતાં ગાંધી–અરવીન કરારની રૂએ ૧૯૩૧ માર્ચની છઠ્ઠી તારીખે વિનોદ સજાની મુદત પુરી થવા પહેલાંજ બહાર આવ્યો. બધા સ્નેહી મિત્રોના આનંદનો પાર ન રહ્યો. બહાર આવતાં વેંતજ વિનોદને એની શાળાની નોકરી પર હાજર થવાનો આગ્રહ કરવામાં આવ્યો. એ હાજર થયો. એથી વીરબાળાને પરીક્ષાના સમયે વિનોદની હાજરી ઘણી મદદરૂપ નીવડી ને પરિણામે તે સારા માર્કસ મેળવી મેટ્રીક ક્લાસમાં ગઇ.

હવે પછી તો સૌને લાગ્યું કે વિનોદ પોતાના આપ્તજનોની વચ્ચે આનંદથી દિવસો પસાર કરવા લાગ્યો. પણ એનાં અંતરમાં શાન્તિ ન હતી. એના હૃદયમા તો મંથનો ચાલુજ હતાં. એણે પોતાથી બને તેટલો સમય રાત્રિશાળામાં અને હરિજન-દલીતોના સહવાસમાં આપવા માંડ્યો. ગાંધીવાદના વિજય પછી એની સમાજ જીવન પર શી અસર થઇ છે તે વિચારવા લાગ્યો. એને સમજાયું કે સમાજની નૈતિક કક્ષા રજ પણ ઉંચે ચઢી નથી સમાજનું શિક્ષણ સંસ્થાઓ પ્રત્યેનું હલકટ વલણ જોઇ એણે શિક્ષણના ક્ષેત્રમાંથી સદાને માટે ફારગ થવાનો નિર્ણય કર્યો. એ નિર્ણયની જાણ એણે એનાં આપ્તજનોને કરી એક દિવસ એ વાત કરવાને માટે એણે વીરબાળાને પોતાને ત્યાં બોલાવી.

એક દિન લગભગ સાંજના છના સુમારે વીરબાળા એના ભાઈ નવીન જોડે વિનોદને ત્યાં ગઈ તે વેળા વિનોદ, તેની બા ને સવિતા અંદરના દિવાનખાનામા બેસી જતીનને રમાડતા હતા. એ સમયે જતીન લગભગ દોઢ વર્ષનો થયો હતો. ચાલતા શીખ્યો હતો 'બા, મા ભા.. ઇ, રી...ઇ કે, કા...કા' જેવા ભાગાતૂટા ઉચ્ચારો કરતાં શીખ્યો હતો સામાન્ય રીતે વિનોદ પોતાના આપ્તજનો અને મિત્રો સિવાય બીજાઓને તો આગલા ખડમાજ બેસાડી સત્કારતો વિનોદ જેવા ચારિત્રશીલ, સુશીલ, પ્રેમાળ અને સવિનયી યુવાનની બ્હેન થવાનુ સદ્ભાગ્ય વીરબાળાને પ્રાપ્ત થયેલ હોવાથી વીરબાળા વિનોદના કુટુંબનું જ એક ફરજંદ ગણાયું હતુ એટલે તે તેના ભાઈ જોડે વિના સંકોચે અંદરના દિવાનખાનામા ગઈ

વીરબાળાને અને નવીનને જતીને 'બાઈ, રી. .ઇ...કા .કા' કહી હસતા હસતા આવકાર આપ્યો બધા હસી પડ્યા ને વાતે વળગ્યા થોડી વાર થતા વીરબાળાએ જવાની વાત કરીને જણાવ્યુ કે મોડું થશે તો બા ચિડાશે.

પણ સવિતા અને નવીન એક સાથે બોલી ઉઠ્યા 'બ્હેન, બેસોને હવે, ભાઈએ કંઇ કામ હશે તોજ બોલાવ્યા હશેને? બા તો કંઈ એમ ચિડાયાં નથી"

પછી ધીમેથી વિનોદે કાયમને માટે શિક્ષણની લાઇન છોડી દેવાની વાત વીરબાળાને કહી. વીરબાળાનુ મો તરતજ પડી ગયુ. વિનુભાઈ, હવે માત્ર એકજ ટર્મ મારે રહી છે તો શુ ભાઇ તમે મને મેટ્રીક થયેલી જોવા નથી ઇચ્છતા ?"

વિનોદ એનો અર્થ એવો ક્યા થાય છે ? તને મેં કેટલીયે વેળા સમજાવ્યુ છે કે તારે મેટ્રીક પાસ થયા પછી બી એ. થવાનુ છે ને પછી ટી ડી માટે લંડન જવાનુ છે. તને એક વેળા તો મેં

કહ્યું હતું કે તું અપરિણીત રહી સ્વતંત્ર, સંયમી ને સેવાભાવી જીવન જીવવાનો તારો મનોરથ, આદર્શ શિક્ષણની લાઇનમાં પડીનેજ સાધી શકશે. ટી. ડી. થઇ આવી તારે એક સ્વતંત્ર કન્યાવિદ્યાલય ખોલવું. ડોકટરની લાઇનમાં જતાં તું હલકા વાતાવરણમાં મુકાવાથી તારો સંયમનો ને સ્વતંત્ર જીવનનો આદર્શ સિદ્ધ ન કરી શકે. મેં તને વારંવાર કહ્યું છે કે તારા જેવા સ્વભાવની બાળાઓ ભણીને સંસારી બનવાથી સુખી ન જ થઈ શકે. એનાં અનેક દાખલા મેં તને આપ્યા છે. તારા જેવી ભાવનાવાળી બાળાઓ હિંન્દી સ્ત્રીસમાજની સેવા માટે જીવે એ આજે હિન્દને જરૂરનું છે. જો હું તને સંસ્કારી, સંયમી. સુશીલ અને વિદ્વાન સરસ્વતી જેવી જોવા ન ઇચ્છતો હોત તો તારી જોડે આજસુધી લાંબી ચર્ચાઓ શું કામ કરત ? તને મારો ઘણો સમય આપી આજસુધી તારા અભ્યાસમાં પ્રોત્સાહન પણ શું કામ આપતો આવત ?

ધીમે ધીમે વિનોદે વીરબાળાને શાન્ત કરી.

ગાંધીજી વિલાયતથી આવતાં લડત શરૂ થઈ. વિનોદે શાળાની નોકરી સદાને માટે છોડી દીધી. એ મહાસભાના કાર્યમાં પડયો. મહાસભાનું કાર્ય કરતાં છતાં ગમે ત્યાંથી સમય મેળવી એ વીરબાળાને શીખવતો ને રોજ એને ગમતાં ફૂલો પણ આપી આવતો.

× × ×

હવે વીરબાળા મેટ્રીકમાં પાસ થઇ. સૌના આનંદનો પાર ન રહ્યો. વિલ્સન કોલેજમાં એ પ્રીવીઅસમાં દાખલ થઇ. વિનોદ સામાન્ય રીતે એને એના અભ્યાસમાં પુરતી મદદ આપ્યા કરતો. એક દિવસ તેને શીખવી રહ્યા પછી વિનોદે હંમેશની જેમ તેના હાથમાં ગુલાબનાં ફૂલો આપ્યાં ફૂલો લઇ વીરબાળા એકદમ એકદમ ઉશ્કેરાઇ જઇ બોલી ઉઠીઃ "હટ, મને ન અડાય. તમારે ફૂલો આપવાં હોય તો ટેબલ પર મુકવાં. મારા હાથમાં ન મૂકવાં"

આ શબ્દો સાંભળી વિનોદનો જાગ્રત આત્મા શોક સાગરમા ડૂબી ગયો. વીરબાળાને એના પ્રત્યે આવો અણછાજતો, ભાવનાહીન ને અકલ્પિત રોષ બતાવવાનું પોતે કશું કારણ નહતું આપ્યું. વિનોદે તે ક્ષણે તો ધીમેથી કહ્યું ‘બહેન ? તું આ કોને સંભળાવી રહી છે? નાની બહેન મોટાભાઇ વિશે આવી કલ્પના કરી શકે ખરી ! શું હું તારે મન તારો ભાઇ નથી રહ્યો ?.. ...’

વિનોદ વધુ ન બોલી શકયો ને એની આખમાંથી અશ્રુની હેલી વરસી રહી. વીરબાળા ફૂલો લઈ કશુ બોલ્યા વિના ચાલી ગઇ.

વીરબાળાના વર્તનથી વિનોદને અત્યત દુખ થયું કેમકે શરીર સ્પર્શને અગે વિનોદની ચીવટાઈ બહુ ભારે હતી એને જેની પ્રત્યે લાગણીના, સ્નેહનાં કે સદભાવના અણુઓં ન હોય તેનો શરીરસ્પર્શ એને અકળાવી મુકતો બને ત્યા સુધી એ તેનાથી દુર રહેતો. એથી એ સૌ કોઇને હસ્તધુનને બદલે બે હાથ જોડી વંદન કરી પતાવી દેતો. પરતુ વિનોદનું સ્નિગ્ધ હૃદય પોતાના અંગી સ્નેહીમિત્રોની સાથના વહેવારમા કશી જુદાઇ ન હતુ જોતું તે અક્ષુ સમજ્યું અને નાદાન વીરબાળા ન સમજી શકી વીરબાળાનુ સંકુચિત માનસ વિનોદનુ ઉદાર માનસ સમજવા અશક્ય નીવડ્યુ ને આ પ્રસંગથી એ બનેના વ્યવહારમા અતર વધતુ ગયું વિનોદને વીરબાળા એની છેલ્લી જન્મતિથિને દિને પણ નહતી મળી, તેને તેણીએ ઘરે બોલાવ્યો પણ નહતો પરંતુ વિનોદના હૃદયમાં વીરબાળા પ્રત્યે કશો રાગદ્વેષ ન પ્રવેશી શકયો. પોતાની બહેન પ્રત્યેની ફરજ બજાવવા એ હમેશ આતુર હતો પણ એણે વીરબાળા કે એની બા બોલાવે નહિ ત્યાં સુધી તેને ઘરે જવાનું છોડી દીધુ. વિનોદને પોતાના પ્રેમમાં શ્રદ્ધા હતી એને ખાત્રી હતી કે વીરબાળા પોતાની ભૂલ સમજશે.

આમ નક્કી કરી વિનોદ મહાસભાના કાર્યમાં બેવડા ઉત્સાહથી

પડયો. એની માર્ગદર્શક તરીકે બહાર વધુ જરૂર હોવાથી એને બને ત્યાંસુધી જેલમાં ન જતા બહાર રહીનેજ કાર્ય કરવાનો એના આગેવાને જેલમાંથી આદેશ મોકલ્યો.. એ પ્રમાણે કામ કરતાં વિનોદને ઘડીનો આરામ નહતો મળતો.

એક દિવસ કામ પતાવી ખૂબ થાક લાગ્યો હોવાથી એ બેએક વાગ્યાના સુમારે ઘરે જતો હતો. ત્યાં મોટા રસ્તા પર અચાનક એણે 'ઓ...ઓ...' કરતી એક બાળાને થોડે દૂર પડતી જોઇ. એ ઝડપથી ચાલી ત્યાં ગયો તો એ બાળાને હીસ્ટીરીઆની ફીટ આવેલી જોઈ. તેને નજીકથી જોતાંવેંતજ એના મોં પર દુઃખ અને વિષાદની છાયા ફરી વળી. આંકડી ખૂબ જોરમાં આવતી હતી ને તેને ગંભીર ઈજામાંથી બચાવવા તેને પકડવાની ખાસ જરૂર હતી. એ બાળા બીજુ કોઇ નહિ પણ વીરબાળા હતી વિનોદના હૃદયમાં તુમૂલ યુદ્ધ ચાલ્યું. બહેનને શરીરવેદનામાંથી બચાવવાની ફરજ એ સ્પષ્ટ જોતો હતો. ત્રાહિતને પણ બચાવવાની સૌને સમજાતી ફરજ વિનોદ નહતો સમજતો એમ નહતું. પણ અહી વિનોદની સ્થિતિ વિચિત્ર હતી. 'બ્હેને મને અસ્પૃશ્ય ગણ્યો છે, મારો સ્પર્શ એને દુઃખકર્તા છે' એ સમજતો વિનોદ કોકના આવવાની રાહ જોતો ઉભો. વીરબાળાએ બીજો ગંભીર ઉથલો ખાધો ને પરિણામે તેના માથામાંથી લોહીની ધારા વરસી. વિનોદની વેદનામાં ક્ષણે ક્ષણે વધારો થતો ગયો. પોતે નિરૂપાય હતો તેથી એ અત્યંત અશાન્તિ અનુભવતો ઉભો. દૂરથી કોકને આવતું જોઈ તેણે બૂમ પાડી. એ યુવતી તેની એક વેળાની વિદ્યાર્થીની હતી. તેને બધું સમજાવી તે ડોકટરને લેવા દોડયો. પેલી નવી આવનાર યુવતીને પણ પ્રશ્ન થયો કે વિનોદરાયે વીરબાળાને કેમ પકડી ન રાખી ને પરિણામે એના માથામાં ગંભીર ઘા થવા દીધો.

વિનોદ ટેક્ષીમાં બધું સાધન લઇને ડોકટર સાથે આવ્યો. માથે ટાંકા મારી પાટો બાંધી ડોકટરે દવા આપી. નવી આવનાર યુવતી ને વીરબાળાને તેને ઘરે પહોંચતી કરવાનું સોંપ્યું. ટેક્ષીનું બીલ પણ

ચૂકવી દીધું. વીરબાળાને ઘરે પહોંચાડવામાં આવી. તેના બાને બધી વાત પેલી યુવતીએ કરી. વિનોદના તો અમે ઋણી છીએ. મારી વીરૂને એણે બ્હેન ગણી કેટલીયે મદદ આપી છે આવો પ્રેમાળ ભાઇ મળવા બદલ સાચેજ મારી વીરૂ ભાગ્યશાળી છે.

આ સાભળી વીરબાળા બોલી ઉઠી- "તમારો એ દીકરો ન આવ્યો હોત ને બીજું કોઈ આવ્યું હોત તો મને પકડી રાખી આવી છજામાંથી બચાવત"

વીરબાળાની બાઃ હવે ડાહી મા થા. શાન્ત રહે. બાકી ફેકટ બીચારા વિનોદને વગોવ નહિ તારે માટે એના જેટલું કોણે કર્યું છે? આમ નગુણા થઇએ તો પ્રભુ પણ કોપે.

વીરબાળાની વિગત વિનોદે સવિતાને કહી. વિનોદ એ પછી ન વીરબાળાની ખબર સવિતાને મોકલી જાણી લેતો.

વિનોદ હજી સુધી પોલીસની નજર ચૂકવી શકયો હતો ને હવે સવિનય કાયદાભંગની ચળવળનું મોજુ ઓસરતુ જતું હતું એટલે વિનોદને હવે વધુ સમય બહાર રહેવુ યોગ્ય ન લાગ્યું

વીરબાળા પ્રીવીઅસમા પાસ થઈ તે વાત વિનોદે છાપામાંથી જાણી. વીરબાળાએ રસ્તે મળે ત્યારે પણ વિનોદ સાથે બોલવાનુ બંધ કર્યું. એક દિન વિનોદ કામ પ્રસગે સ્ટેશન પર જતો હતો ત્યા રસ્તામા વીરબાળાને તેની બા મલ્યા. તેમને જોઇને વિનોદ વિના બોલ્યે ઉભો રહ્યો.

વીરબાળાની બાએ પૂછ્યુ· વિનોદ, બધા સારાં છે ને? હવે તું કેમ આવતો નથી?

વિનોદથી પોતાનું દર્દ હવે છૂપાવી ન શકાયુઃ "હું કયા

આવું? મારામાં બ્હેનને અને તમને હવે ક્યાં વિશ્વાસ છે? બ્હેનને મન હું એક અંત્યજ જેવો છું. બ્હેને આજ કેટલાયે માસ થયાં પાછું ફરી જોયું છે ખરૂં? બાઃ એ તારી બ્હેન અને તું એનો ભાઇ. તમે શું કામ લડી પડયાં તે મને સમજાતું નથી.' એક વખત તું આવ ને એક વેળા એ તારે ત્યાં આવે. આજે તું સમય કાઢી ઘેર આવી જજે.

વીરબાળા તો નજ બોલી. રાતે મહાસભા સમિતિની ખાનગી ઓફીસમાંથી વિનોદ મોડો પરવાર્યો. એ થાકી ગયો હતો. ઘરે પહોંચતાં એને વીરબાળાને ત્યાં જવાનું સાંભર્યું. ખાધા વિનાજ છેક સાડાનવ થયા હોવાથી જવા બહાર નીકળ્યો. ત્યાં તો પોલીસ ઇન્સ્પેકટર એનું સ્વાગત કરવા ઉભો હતો.

વિનોદની ખબર રાતેજ ગામમાં ફેલાઇ ગઇ. વીરબાળા અને તેની બા તો એની રાહ જોતાં બેઠાં હતાં. તે ખબર સાંભળી તેઓ દીલગીર થયાં.

વિનોદને આમ ૧૯૩૩ ના એપ્રીલની આખરે બે વર્ષની સખત કેદની સજા થઇ. દુર્ભાગ્યે એ વખતે વિનોદની મોટા ભાગની જેલ ગંભીર બિમારીમાંજ ગઇ. એ માત્ર એના મનોબળને લીધેજ જીવી શકયો. બિમારીને લીધે કારાવાસમાં એ ધાર્યો અભ્યાસ ન કરી શકયો અને ૧૯૩૫ ના માર્ચમાં વિનોદ બહાર આવ્યો. એની તબીઅત ખૂબ નંખાઇ ગઇ હતી. ચાર પાંચ માસનો આરામ લીધા પછીજ એની તબીઅત કંઇક વળી. ને ફરીથી એ મહાસભાના રચનાત્મક કાર્યમાં રોકાયો. એણે કોઇ પણ હોદ્દાપર રહેવાનું કદી પસંદ ન કર્યું. આમ વિનોદ અને સવિતાએ ગરીબીનું અસીધારા વ્રત સ્વીકાર્યું.

પણ વીરબાળાના વર્તને વિનોદને દૂર રાખ્યો. વિનોદના હૃદયમાં કે વહેવારમાં ભેદભાવને સ્થાન ન હતું. એ તો જ્યારે એની બા

ખોલાવતી ત્યારે ઘરે જઇ આનનો એમ કરતા ૧૯૩૬ ના જુનમા વીરબાળા બી એ મા પહેલા વર્ગમા પાસ થયેની જાહેર થઇ એ વાત વિનોદે છાપામાથી જાણી વીરબાળાના ટી ડી થવા જવા મારેની બધી તૈયારી વિનોદે આગળથી કરી રાખી હતી રીઝલ્ટને દિવસે તેની વીરબાળાની બાએ બોલાવ્યો હતો પરંતુ વિનોદ નબળી તબીઅતને લીધે નહતો જઇ શક્યો

તે પછી વીરબાળા ટી ડી થવા માટે વિલાયત ગઈ

* * *

પ્રજાએ પંડિત જવાહરનો અનુપમ સત્કાર કર્યો પંડિત અને સરદારે વિનોદની કાર્યદક્ષતા વ્યવસ્થાશક્તિ અને સેવા પરાયણતાના ખૂબ વખાણ કર્યાં અને પ્રાન્તિક સમિતિના મંત્રીપદે રહેવા બહુ વિનવ્યો પણ વિનોદે તે હોદ્દા પર રહ્યા બિનાજ કામ કરવાનુ યોગ્ય લેખ્યુ

વિનોદ વીરબાળાના મનોરથ વિશે પંડિતને સરદારને ઇસારો કર્યો–ને તેમનો સહકાર માગી લીધો

વિનોદ સતત કાર્યમાં રોકાયનો રહેતો તેમા કોકવેળા જતીન 'કૂઈ કયા છે, કેમ આવતા નથી કહી' વિનોદને મુંઝવતો વિનોદ તેને વીરબાળાના વિલાયત ભણવા ગયાની વાત કહેતો ને તેને શાન્ત પાડતો

વિનોદને ઓરીસે જતા માર્ગમા એક દિવસ વીરબાળાની બા મળ્યા. માર્ગમા ઉભા ઉભા બનેએ ખૂબ વાતો કરી વિનોદે બ્હેનની ખબર પૂછી ત્યારે તેની બાએ પ્રશ્ન કર્યો 'શુ તારાપર વીરૂનો કાગળ નથી? મને તો લખ્યુ હતુ કે હુ વિનુભાઇને આવતા મેલમા લખીશ"

વિનોદે લાગણીનો અતિરેક રોકી પોતાના હૃદયના દર્દને વ્યક્ત કરતા કહ્યુ "બા તમે અને બ્હેન તો 'કોઇ'ને પોતાના અક્ષર

આપવામાં માનતાં નથી એટલે હું બ્હેનના તરફથી પત્રની આશા ક્યાંથી રાખું? હું, તો બ્હેનની નજરમાં 'ક્રોધ'ના સ્થાનેજ છું ને?"

વીરબાળાની બાએ વિનોદને પત્ર લખવાનું ને ઘટતી સૂચનાઓ આપ્યા કરવાનું દબાણ કર્યું. આથી વિનોદે એક પત્ર વીરબાળાને લખ્યો હતો; પણ તેનો તેણે વિનોદને ઉત્તર નજ આપ્યો. વીરબાળા તરફથી જવાબ મળવાની વિનોદે આશાજ નહતી રાખી. એટલે વિનોદને ભારે આઘાત ન થયો.

વીરબાળાના ટી. ડી. માં પાસ થયાના અને તેના ઓગસ્ટ તરફ હિન્દ પાછા ફરવાના સમાચાર વિનોદને વીરબાળાની બાએ મોકલ્યા.

પણ વિનોદની તબીઅત હમણાં હમણાં સારી નહતી રહેતી. ને એ માત્ર મનોબળને લીધે શરીરના ઘસારાને ભોગે કામ કર્યા કરતો. આગેવાનો જોડે કન્યાવિદ્યાલયની બધી વાતો કરી તેણે જોઈતી તૈયારી રાખી હતી.

વિનોદની સૂચનાને માન્ય કરી વીરબાળાએ યુરોપની શિક્ષણ સંસ્થાઓનો બારીક અભ્યાસ કરવાનું રાખ્યું, ને પરિણામે એ ઓગસ્ટને બદલે છેક ડીસેંબરમાં હિન્દમાં આવી. એની બાએ વિનોદને મળવા જવા તેને ખૂબ દબાણ કર્યું ત્યારે તેણે જણાવ્યું: હું કયા મોંએ જાઉં? વિનુભાઇને મે ખુબ દુઃખ આપ્યું છે. ગયા પછી કાગળ લખવાની પણ મારી હિંમત ચાલી નથી. મારે માટે એઓતો કેવો હલકો અભિપ્રાય બાંધી બેઠા હશે? હું કેમ કરી મળવા જાઉં?

તેની બાએ કહ્યું: એ તારા જેવો નગુણો નથી. તું નજરી થઇ છે. તારો તોરી ને મિજાશી સ્વભાવ હજી તેં બદલ્યો નથી.

વિનોદને વીરબાળાની બા ઘરે બોલાવે છે. પણ તબીયત અનુકૂળ ન હોતાં એ બધી વિગતો સવિના મારફતે મોકલાવે છે. કન્યાવિદ્યાલય માટે માર્ચમાં ઠીક થઈ પડશે. ને આગેવાનોને મળવા માટે તેણે વીરબાળાને કહાવ્યુ, ને ઘટતા પત્રો લખી આપ્યા. ૧૨

મી માર્ચનો દિવસ નક્કી કર્યો. સરદારને પણ તેણે બધી વાતો કરી રાખી. એ પછીથી વિનોદ વીરબાળાને ત્યાં ગયો. વિનોદ જોડે વીરબાળા નં બોલી શકી. વિનોદે તેને ખબર પૂછી ત્યારે 'સારું ભાઇ' એટલોજ જવાબ આપ્યો કન્યા વિદ્યાલયની ઉદ્ઘાટન ક્રીયાનો દિવસ પણ વિનોદે તેને જણાવ્યો શહેરના વિદ્વાન આગેવાનોના શુભ હસ્તે વિદ્યાલય ખુલ્લું મૂકવાનું નક્કી હતું. પણ બને ભાઇબ્હેનના સંકોચો કહો કે ભેદભાવો કહો તે હજી દૂર થયેલા ન લાગ્યા.

આ બાજુ વિનોદની તબીયત દિનપ્રતિદિન ગબાતી ચાલી વિદ્યાલય ખુલ્લું મૂકતી વેળા હાજર રહી શકવા વિશે તેને શંકાઓ થઈ. વીરબાળા પોતાની તૈયારીમાં ગુંથાઈ બધે આમંત્રણો મોકલ્યાં. વિનોદને તો જાતે મળીને જ કહેવાનું નક્કી રાખી તેણે આમંત્રણ ન મોકલ્યું. એમ કરીનેજ મારો સંકોચ દુર કરી શકાશે એમ એણે વિચાર્યું".

ડૉક્ટરી તપાસમાથી જણાવ્યુ કે વિનોદને ટાયફોઇડની બિમારી છે. છતાં ૧૨ મી માર્ચની એ રાહ જોઇ બેઠો. કેસ ગંભીર બનતો ગયો વિનોદ દિવસમાં કેટલીક વેળા ભાનભૂલો પણ બનવા લાગ્યો. સારી હોસ્પીટલમાં ખસેડવાની ડૉકટરે સલાહ આપી પણ પૈસા ક્યાથી લાવે ? વીરબાળાને આ સમાચાર મોકલવાની પણ કોઇની હોંસ ન રહી

વિનોદે અશક્તાવસ્થામા સવિતાને પાસે બોલાવી જણાવ્યુ "મારી માંદગીના સમાચાર વીરુને ન કહાવીસ. કાલે તેનું વિદ્યાલય ખુલ્લુ મૂકાવાનું છે તેથી તે બિચારી નાહક ઉત્સાહભંગ થશે."

વિદ્યાલય ખુલ્લુ મુકાવાનો સમય સવારે આઠ વાગ્યાનો હતો અગાઉથી વીરબાળાને નવીન ત્યા ગયાં હતાં જતાં પહેલાં વીરબાળાએ તેની બાને કહ્યું હતું "બા, ભાઇને બોલાવી લઇને તમે ત્યાં સીધાં આવજો મને ભાઇ રૂબરુ આવતાં ગભરામણ થશે. મને ભાઈ રૂબરુ ગમે છે. અને જવાનો સંકોચ થાય

છે. પણ વિદ્યાલય ખૂલ્લું મૂકાયા પછી હું હંમેશ ભાઇને મળતી રહીશ. પછી હું એમના મનમાં અમરતો ઘર કરી રહેલો 'ક્રાંઈ' શબ્દ ભૂલવીશ. તો તમે જરૂર ભાઇને લઇને આવો." વીરબાળા વિનોદ, સવિતાને જતીનની રાહ જોતી હતી શહેરના વિદ્વાન આગેવાન આવી પહોંચ્યા. તેણે વિનોદ ક્યાં છે એમ પૂછ્યું. વીરબાળાનો દુઃખનો પાર ન રહ્યો. 'હમણાં આવશે' એટલોજ જવાબ તે વાળી શકી. ફરીથી વીરબાળાને સરદારે પૂછ્યું. "એની તબીઅત કેવી છે? ગઈ કાલે સવિતાનો ટેલીફોન હતો તેથી મેં જાણ્યું છે કે વિનોદને ટાયફોઇડ થયો છે. આજે સવારે કેમ હતું?" સવિતાને આ વાતની ખબરજ ન હતી. એથી એ કશી ખબર ન આપી શકી. વિનોદના માંદગીના સમાચારે એ ઉત્સાહ ભંગ થઇ ગઇ.

સરદારે સુંદર શબ્દોમાં આશીર્વાદ આપી વિદ્યાલય ખુલ્લું મુક્યું. વીરબાળાને એના સાહસ બદલ ધન્યવાદ આપી એના મનોરથો પ્રભુ પાર પાડે એમ જણાવ્યું. આ સાહસ પાછળ વિનોદનો પ્રમાણિક પ્રયાસ રહ્યો છે તેનો ઉલ્લેખ કર્યો

આ બાજુ વીરબાળાની મા વિનોદને લેવા આવી. પણ જેને તેણે પોતાના પહેલા ખોળાનો પુત્ર જેવો ગણ્યો હતો તે વિનોદને મૃત્યુ શય્યા પર પડેલો જોઈ શોક સાગરમાં ડૂબી ગઇ ને સવિતાને ટેલીફોન કરી વીરબાળાને જાણ કરવાનું કહ્યું. વિનોદની પરિસ્થિતિ ખૂબ ગંભીર હોવાથી સાડા આઠે સવિતાએ સરદારને ટેલીફોન પર બોલાવી ખબર આપી. સરદારે વીરબાળાને જાણ કરી. બધાંજ સાથેજ રેક્ષીમાં બેસી વિનોદને ત્યાં આવ્યાં. બેભાન પડેલા વિનોદને જોઇને વીરબાળાના હોંસકોંસ ઉડી ગયા. એણે માથે હાથ મૂકી જોયો, તો શરીર ધગધગી રહેલુ જોયું. વીરબાળાને તો કલ્પનાયે ન હતી કે તેના ભાઈની આવી હાલત થઇ ગઇ હશે.

સવિતાએ બધી વિગતો જણાવી. તરતજ વિનોદને શહેરની

હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યો. હોસ્પીટલમાં બે કલાક તેને કંઈ ભાન આવ્યું. તે વેળા તેણે પોતાના આગેવાનને જોયા. પણુ પ્રણામ કરવા જેટલી તાકાત તેનામાં ન હતી. સરદારે તેને ધન્યવાદ આપ્યો, ને તે ડૉકટરને મળવા ગયા, વિનોદ વીરબાળાને પોતાના ખાટલા પર બેઠેલી જોઇ બોલી ઉઠયો: બ્હેન તું અહીં કયાંથી ? તારૂં વિદ્યામંદિર ખુલ્લું મુકાયુ ને ! તારા મનોરથો પ્રભુ પાર પાડો. વીરબાળા બોલવાની ખૂબ ઇચ્છા છતાં ન વદી શકી એથી વિનોદે આગળ બોલતાં કહ્યુ: બ્હેન તું મને ન સમજી શકી કેમ ? મને જોવો...શોકગ્રસ્ત વીરબાળા વિનોદના મોંપર હાથ દાબી દઇ તેને બોલતો અટકાવતાં કહે છે—"ભાઈ...આ તમારી નાદાન બ્હેનને ક્ષમા કરો...તમારા જેવો ભાઇ કયાં મળે ?...પણુ..." વિનોદે કહ્યું: મારા જતીનને, સવિતાને સંભાળજે—બ્હેન—

પણુ વિનોદ આગળ ન બોલી શકયો. વિનોદને શ્રમ પડતો જાણી વીરબાળા માથે હાથ ફેરવતી બોલી 'ભાઇ—' એનાથી પણુ આગળ ન બોલાયું. પણુ ત્યાં તો વિનોદની આંખો સદાને માટે મીંચાઇ ગઇ. જતીન, વીરબાળા, સવિતા વગેરે સૌની આંખમાંથી અશ્રુની ધારાઓ વરસી રહી

---

## કોણુ ?

કોણુ આવી જીવનમાં પૂરી
સુખદુઃખના સાથિયા જાય ?
જીવન સંધ્યા કાળ થતાં દીપ
મૃત્યુનો કોણુ જગવી જાય ?

થી

# સ્વ. ભગવાનલાલભાઈ

બંકીમચંદ્રકૃત "રજની"ના સહ–અનુવાદક શ્રી. ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટના અવસાને એમના મિત્રમંડળમાં તથા સહ–કાર્યકર્તામાં શોક પ્રસરાવ્યો છે સ્નેહી જાય ત્યારે આપ્તજનોનાં વ્યક્ત તથા અવ્યક્ત કલ્પાંતો પ્રગટે છે. જેટલા પ્રમાણમાં સમાજનેજ ઉપયોગી કામો સાથે સંકળાયલા હોય તેને માટે તેટલા પ્રમાણમાં શોકસભાઓ થાય, તેના સ્મારકની યોજના થાય અને તેમને જૂદે જૂદે પ્રકારે અંજલિઓ અર્પાય.

સ્વ ભગવાનલાલ ભાઈનાં સુંદર ઝીણા મરોડદાર અક્ષરો જોઈ જાણકારને થતું કે આ ગૃહસ્થ સ્વ. કાન્ત તથા સાક્ષર શ્રી. બળવંતરાય સાથે સંબંધ ધરાવતા હશે. એઓ કાન્તના ભાણેજ થતા અને કાન્તના મિત્ર સાક્ષરશ્રી બળવંતરાયના લાડીલા બન્યા હતા. કાન્તના જીવનની કેટલીક દર્દમય ઘડીઓના તેઓ સાક્ષી હતા એટલું જ નહિ પણ મામાની પડખે તેઓ ઉભા રહેતા. એમના કૌટુંબિક જીવનની સાથે જાણવા જેવી કથા સાક્ષરશ્રી બળવંતરાયે વીલેપારલેમાં મળેલ શોકસભાના અધ્યક્ષસ્થાનેથી જે પ્રવચન કર્યું હતું તેમાં છે એટલે એ જ વિગતોની પુનરૂક્તિ આવશ્યક છે.

સ્વ. નું સાહિત્યજીવન "રજની" તથા કેટલીક બંગાળીના અનુવાદોમાંજ પરિમિત રહ્યું એમના ઉપર પડેલ સંસ્કારોને કારણે એઓ રસિક મમંરી હતા. સાહિત્ય પ્રવૃત્તિઓ શું સંબંધ ધરાવતા

પણ એ સર્વ કાર્યોમાં એઓ એક ટેકારૂપ રહેતા. વીલેપારલે સાહિત્ય સભાના તેઓ ઉપપ્રમુખ હતા એમણે એકવાર સ્વ. બંકીમચંદ્ર ઉપર જે ભાષણ આપ્યું હતું તે એમના અભ્યાસનુ દર્શન કરાવનારૂં હતું. એઓ મિતભાષી હતા એટલે ભાષણો કરવાનુ એઓ તુર્ત જ સ્વીકારતા નહિ. સાહિત્યજીવનના એમના એક સાથી શ્રી. મોહનલાલ મહેતા ('રજની'ના સહ-અનુવાદક) એક વર્ષ પહેલાંજ ચાલ્યા ગયા સ્વર્ગસ્થે મિત્રની સંવત્સરીએ પ્રાણ છોડયા.

અતિપરિચિતોના મંડળમાં એક એઓ દિલ ખોલતા અનેક નવીજુની વાતોનો સ્ફોટ કરતા અને રસચર્ચા જમાવતા. પ્રસંગને બંધબેસતા ટુચકાઓનો એમની પાસે ભંડાર હતો કારણ કે એમણે જે પ્રકારનું જીવન વીતાડયું હતું તેમાં અનેક તકલીફાવડીઓ એમણે જોઈ હતી. એઓ મર્મરી હતા અને તેથી મર્મવાણી ઉચ્ચારતા; એમની કેટલીક હાવકી ટકોરો ન સમજાવતાં અવળી અસર ઉપજાવતી.

જીવનનો એમનો ઉત્તરાર્ધ વીલેપારલેમાં વીત્યો. આરંભમાં શાંતજીવન ગાળતા પરંતુ ઘરઆંગણે કામ કરતી નાની મોટી સંસ્થાઓથી તેઓ અલગ કેમ રહી શકે?! સાહિત્ય સભા, કોંગ્રેસ કમિટી કોઓપરેટિવ ક્રેડીટ સોસાઈટી, રેસિડન્ટસ એસોસિએશન, જીમખાના, કેળવણી મંડળ સાથે એઓ અલ્પાધિક સંબંધ ધરાવતા હતા. એઓ વ્યાયામના શોખીન હતા. હમણાં હમણાં એમણે તરવારની કસરત કરવા માંડી હતી. ઉપરની સંસ્થાઓમાંથી વીલેપારલે કેળવણી મંડળ સાથે તેમણે તાદાત્મ્ય સાધ્યું હતુ.

વીલેપારલે રાષ્ટ્રીય શાળાના કટોકટીના પ્રસંગોએ એમણે જે ભાગ ભજવ્યો હતો તે વિષે એકમત થવા સંભવ નથી, જેવી રીતે કે કેટલાકને રાષ્ટ્રધ્વજ ઉતારી લેવાનો એમનો નિર્ણય યોગ્ય લાગ્યો ત્યારે કેટલાકને તેમાં જ રાષ્ટ્રહાનિ થતી દેખાઈ તથા વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને નબળા બનાવનાર પગલું દેખાયું. પરંતુ આવા

ચર્ચાસ્પદ પ્રસંગોમાં એઓ જે કરતા તે સંસ્થાને ટકાવવાની, સમૃદ્ધ બનાવવાની, સુરક્ષિત રાખવાની દ્રષ્ટિથી જ દૃષ્ટિની સંકુચિતતા કે વિશાળતા પારખવાનું કામ સામાની મર્યાદાઓ પ્રમાણે થાય છે. જાહેર કાર્યકર્તાઓએ નિંદાને વધાવવી જોઈએ. સ્વર્ગસ્થે પણ નિંદાઓ પચાવવાનો સફળ યત્ન કર્યો હતો.

વીલે પારલે કેળવણી મંડળના પ્રમુખનું કામ સંભાળ્યું ત્યારથી શાળાના વિકાસની સાથે સાથે એમના ઉપર કામનો બોજો વધવા લાગ્યો. છેલ્લાં બે વર્ષોથી એમની કાયા એમને ધારવા પ્રમાણે કામ આપી શકતી નહિ. એમને એ માટે સાલતું પણ પ્રકૃતિને વશ વર્તી પોતાનો ફાળો એઓ આપ્યા કરતા હતા.

વીલે પારલેના આવા એક જાણીતા નાગરિક જીવનની અત્યંત નાની શરૂઆત કરી સ્વપરાક્રમે જીવનની સુખપર્યવસાયી કક્ષાએ પહોંચી ઝંડુ ફાર્મસીના એક સંચાલક બની અનેક નાની મોટી જાહેર સંસ્થાઓના અંગભૂત બની પોતાની જીવનલીલા ઓચીંતી સંકેલી ચાલ્યા ગયા એ આપણને દુઃખકર લાગે છે

એમનાં સંતાનો, એમનાં પત્ની, એમનાં સર્વ પરિચિતો ઉપર આવી પડેલ આપત્તિ સહન કરવા બળ એમને મળો તથા ઇશ્વર સદ્‌ગતનાં અધુરાં રહેલાં કાર્યો એમના અનુગામીઓ પાર પાડી શકે એવી અનુકૂળતા કરી આપો એ ભાવના વ્યક્ત કરી આ ટુંકી અવસાન નોંધ પુરી કરી સ્વર્ગસ્થને આપેલ અંજલિઓમાં ભાગ લઉં છું

ગોકુળભાઇ ભટ્ટ

# ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ

## નરસિંહ મહેતા

શંકરપ્રસાદ રાવલ

[ગતાંકથી પૃષ્ઠ ૭૧ ચાલુ]

મહેતાનો વરઘોડો કાઢી લોકવિરોધે આમ એમને રાજક્રોધની જ્વાળા આગળ ધસડ્યા. 'હારમાળા'ના પદોમાં લોકની, રાજદરબારની, ને દેશકાલની મનોદશા ચીતરવામા હદ વાળવામાં આવી છે. કાવ્યમાં સંવાદોની ફુલગુંથણી રસિક રીતે પાર ઉતારવામા આવી છે. અનેક પાત્રો મહેતાજીના વિરોધીઓ અને સહાયકો રૂપે ઉભાં કરવામાં આવ્યાં છે. વિરોધીઓ વસ્તુસ્થિતિને પોતાના સમર્થનમાં ખેંચી જાય છે. નરસિંહ અને એનુ સખીઓ સહિતનું ભક્તમંડળ દામોદરને સહાય કરવા ગદ્‌ગદ્ ને શ્રદ્ધાન્વિત સુરાવલિઓથી વીનવી રહ્યુ છે. રાત ભયંકર રીતે વીતતી જાય છે ચડસે ચઢેલો વિરોધ બને પાસાથી ઉગ્ર છતાં આકર્ષકરૂપ ધારણ કરી ચુક્યો છે. નરસિંહનો પ્રભુ છેવટે આવે છે. સખીઓને આશ્વાસન આપે છે ને અભયની આગાહી આપે છે રાત એક પહોર રહી છે. પ્રભાતે કેદાર રાગ સાંભળી હાર આપીશું એમ ભક્તાધીન ભગવાન બોલી ચુક્યા છે

કેદારા રાગનો પ્રસંગ આવ્યો. એ તો "ગીરવી મુક્યો છે."

"કાં કેદારો ચિત્ત આણો ? મહેતા ધરણીધરને ઘેર મુકાણો;
મહેતે લખી આપ્યો મહારાજ ! એક બ્રાહ્મણ કેરે કાજ."[*]

---

[*] હારમાળા પદ ૭૫ મું.

આમ સ્થિતિ છે. મહેતાજી કહે છેઃ—

"સાઠ રુપૈએ ઘરાણે મુકયો છે કેમ કેદારો ગવાયજી!
આપી થાપણ છાની લઇએ ખત આપણી જાયજી.
ધરણીધર મહેતાને મંદિર ખત લખી મેં આપ્યુંજી;
વ્યાજ સંગાથે અર્થ પોત્યા વિણ ગાઉં તો જીભ કાપુંજી.
અટક સાંભળી મહેતાજીની સમર્થ સારંગપાણીજી;
હરિ કેદારો મુકાવા ચાલ્યા પ્રીત પુરવની જાણીજી."*

હાર મુકાવી હરિ પાછા આવ્યા. પ્રભાત પડ્યા પહેલાં શું થશે એ મનોદશાએ વાતાવરણને ભારે ભારે કરી મુક્યું નરસિંહનું મન કેદારો લલકારી લેવા તત્પર થઇ રહ્યું છેઃ—

"મારો વ્હાલોજી રાગ મુકાવી લાવ્યા, ખત વાંચીને ઓળખાર્યા રે;
પછે કેદારો આલાપીને ગાયો, મારે વ્હાલે નથી વિસાર્યા રે. મારો
સુંદર રાગ સોહામણો સારો, મારો ગોરીઓ ગમાણે આવ્યો રે;
ઘમકે ઘુઘરી ને નૃત્ય કરે છે, મારો રાગ કેદાર મુકાવ્યો રે. મારો
પ્રગટ થાઓ પાતળીઆ! સભામાં મુજને આપો હાર રેઃ
શામળીઆ સંગ સાંધડાં લેઇશ, નહીં લાગે કૈં વાર રે. મારો
મલપંતા મંડપમાં આવો હરજી! મેં જાણ્યા દીનદયાળ રે!
સભા સર્વ દેખતાં મારા વ્હાલા! મારે કંઠે આરોપની માળ રે. મારો
એવું કહી ખત મસ્તક મેલ્યું, સર્વ સખીઓ થાઓ સાવધાન રે;
જે જેકાર બોલો કહે નરસૈયો, સૌ સુંદરી! કરોની ગાન રે." મારો.†

પણ હજી ક્યાં? પ્રસંગની વિકટતા વધતી જાય છે. ભક્તને પૂરેપુરો તાવવા બેઠેલો ભગવાન હજી વધારે કસોટવા રીબાવે છે.

---

* હારમાળા, પદ ૭૮ મું
† ,, પદ ૮૩ મું

કેટલીક વખત આમ "શું થશે?" એ સંદેહમાં ચાલ્યો જાય છે. નરસિંહને પ્રભુનાં, પ્રાર્થનાઓની અંતે, દર્શન થયાં અને

> " આસનથી ઉઠયા અવિનાશી રે આવ્યા સભા મોઝાર;
> સભા સર્વ દેખતાં આરોપ્યો રે મહેતાજીને કંઠે હાર
> કમાડ કડકડીઆ ગડગડીઆં રે મંડળીકને મંદિર "×

જેને જેવો ભાવ હતો તેવે રૂપે કળિકાળના આ ગુજરાતી સંતને પ્રભાવે પ્રભુએ દર્શન દીધાં અને

"મહેતાજીને કંઠે આરોપી મોહને મોગરાની માળરે."

બસ, વિરોધીઓ નાસી ગયા બીજાઓએ મહેતાનો જયજયકાર ગાયો મહેતાની લાજ રહી. ગાંમંડલિકનો વિનાશ શરૂ થયો. હારનો પ્રસંગ મહેતાના કહેવા અનુસાર

"સવત પદર બારોતેમો ચૈત્રી સપ્તમી ને સોમવાર રે."*

આ પ્રમાણે વિ સં ૧૫૧૨ માં થયો છે. આ વળી ત્રણ વર્ષે સવત ૧૫૧૫ મા આ જાદમી રાને અમદાવાદનો સુલતાન મહમદ બેગડો હરાવી, વટલાવી, અમદાવાદ લઇ જાય છે ખાનજહાન નામથી એ ઇસ્લામી ધર્મમાં જ જુદે હાલે અમદાવાદમા કબરે દટાય છે. એ વાત તો ગુજરાતમા ઇતિહાસપ્રસિદ્ધ હોઇ તે લાગી કરવાની જરૂર રહેતી નથી

## નરસિંહ મહેતાના જીવનની નોંધ (ચાલુ)

નરસિંહ મહેતાનો શિરચ્છેદ આમ પ્રભુએ અટકાવ્યો, સુલતાનની માથા પર પડું પડું કરી રહેલી તલવાર પ્રભુકૃપાએ હેઠે ઉતારી લીધી, પણ પ્રભુ કરતાં મનુષ્યો ઘણીવાર વધુ ડાહ્યા થવા મિથ્યા

---

× હારમાળા પદ ૧૩૦ મું

* હારમાળા પદ ૧૪૯ મુ

પ્રયત્નો આદરે છે નરસિંહ મહેતા તો એમના ઇષ્ટદેવની, સાધુસંતોની, લોકની ગુજરાતની, કાવ્યદેવીની સેવામાં રાત્રિદિન પ્રવૃત્ત રહેતા ગયા. આ ભક્તની રીતિ સંસ્કારાભિમાની નાગરજ્ઞાતિને લાંછનરૂપ લાગી. તેમને સંસારના અને સાત્ત્વિક ભક્તિના ધગધગતા અગ્નિના ભડકાઓમાં બળતા શ્રેષ્ટ જ્ઞાતિજન નરસૈયા માટે માન નહોતું, દયા નહોતી. હુંડીનો પ્રસંગ, નાગરોનું ટીખળીપણું માત્ર નહિ, પણ વિદૂષકની ક્રૂર ચેષ્ટા નથી† ? " ગિરિ તળાટી ને કુંડ દામોદર ત્યાં મહેતાજી નાવા જાય" એ પદથી સૂચવાતા ઢેડવાડાના ભજનપ્રસંગે પણ મહેતાજીને જ્ઞાતિથી ભ્રષ્ટ કરાવ્યા. અપમાનોની પરંપરાઓ એ ભક્તહૃદયને કેટલું દુઃખી કર્યું હશે ? એક વાર જ્ઞાતિભોજને ગએલા ત્યાંથી હાંડી મુકવામાં આવતાં ઢેડનાગરનો ચમત્કાર બીન્યું કે નહિ

† જુઓ ઇ. સ. ( ૧૯૨૩ ના ગુજરાતીના દીવાળી અંકમાં પ્રસિદ્ધ થએલા રા. હીરાલાલ ત્રિભુવનદાસનાં નરસિંહ મહેતા કૃત હુંડી કાવ્યની પંક્તિઓ.

" નાગરી નાતે કીધી છે ઠેકડી તીરથ વાસીએ જાણ્યું સાચું. (પદ ૪)

* * *

પરમ દુષ્ટ નાગર મલ્યા આપણે; તેણે આપણ શું કુડ કીધું. (પદ ૫)

* * *

જાગ કમલાપતિ ! હજી શું સુખ રહ્યો ?
મેજ સ્વામી તણી આજ ભાવી ?
વાર લાગે ઘણી, લાજ જાયે હણી પછી
તું શું કૃષ્ણજી ? કરીશ આવી ? જાગ
મેલ મમ નાથ નેમ ભરી આણને,
કાંરે કમલા તુંને લાજ ના'વે !
દાસ ઉપહાસ તે લાજ તારી જશે પછી તું હુ
ને વહાલાજી ! કોણ ધારો ? (પદ ૬)

તો જ્ઞાતિની ક્રૂરતાભરી રૂઢિઓનુ સખેદ તીવ્ર ભાન કરાવે છે પન ભગવાને એને ભ્રષ્ટ કર્યો નથી

મહેતાજીની ઉત્તરવસ્થા પોતાના ઇષ્ટદેવ કૃષ્ણપ્રભુના—પ્રભુ એકનિષ્ઠ પરાભક્તિના અદ્ભુત દૃષ્ટિબિંદુથી—જીવન પ્રસંગો વિવિધ રીતે અને કાવ્યની મનોહર અને સદા તાજી રહે એવી શૈલીમા ચાલ્યા જાય છે. અનેક સાંસારિક દુખોમાએ એ આદિ કવિએ જીવનનો દૈવી ઉલ્લાસ દૂર કર્યો નથી એના કાવ્યમાં એનુ અતીવ દુખી છતા અતીવ સુખી દૈવી જીવન તમને સત્સગથી, સદાચારની સસ્કારિતાની, જ્ઞાનની, રસસમૃદ્ધિની અને જોરી વગરની કાવ્યકલાની અપૂર્વ વાનગી આપતા ઉલ્લાસો ઉભરાતા લાગશે. નરસિંહની એક એક કાવ્ય-કૃતિમા આદર્શભક્તના અને કવિના ઉત્કૃષ્ટ ગુણો વણાઇ રહેલા માલુમ પડે છે, દાખલાતરીકે "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણેરે" એ અમર પદ નરસિંહકવિની ઉત્કૃષ્ટ નાગરિકતા, વૈષ્ણવતા અને ઉદાર દૈવી માનવતા સિદ્ધ કરી આપતુ, ગુજરાતનું ગમે તે પ્રભાત પ્રેરણાત્મક વાતાવરણભર્યું કરી મુકે એવુ છે

એકાદ બે કૃતિ સિવાય નરસિંહ મહેતાએ પોતાનો કાવ્યસગ્રહ કયા અને કઈ સ્થિતિમા લખી નાખ્યો છે તે ચોક્કસ કહી શકાય એમ નથી સખ્યાબંધ પદોનો અનુક્રમ પકડવો અઘરો છે 'હારમાળા' માટે તો ઉપર ૧૫૧૨ નો વિ સ જણાવ્યો છે 'ગોવિંદગમન'નુ કાવ્ય પણ એની વૃદ્ધાવસ્થામા લખાયુ છે કવિ કૃતિના અંતિમ પદમાં કહે છે —

"હું ગાતા ગાતા વૃદ્ધ થયો એક અંશ ગુણ ન ગાયા રે
આજ કાન કરતા જરા આવી નથી મુકાતી માયા રે પરિક્ષિત૰
મરૂ તે વારે માયા મુકામે, બળતે બળતે બકાય તે બકું રે
અવસર ગયો ફરી નહી આવે માટે સમ નહી ચુકુ રે, પરિક્ષિત૰
એમ માગી ગોવિંદ ગુણ ગાના ગોવિંદ ગમનમા નાગ્યા રે,
હરિગુણના કો દોપ ન ભાળો દોષ ભર્યાને ત્યાગ્યા રે. પરિક્ષિત૰

વળીઆં પળીઆં પડીઆં અંગે ત્યારે તો મેં લખીયું રે;
નરસૈંને ગુણ ગાવા નિશ્ચે તેથી એ દશામાં ભાખ્યું રે પરિક્ષિત•"

કવિએ આમ પોતાની વૃદ્ધાવસ્થા આ કૃતિમાં આલેખી છે. એ કાવ્યમાં

"તેણે કૃષ્ણનું ગમન કરાવ્યું તે પ્રાકૃત માંહી કહીએ રે."

એ ભકિતથી ગુર્જર ભાષાની પ્રાકૃત અવસ્થાનું સ્પષ્ટ સૂચન કર્યું છે. 'ગુજરાતી' એ નામ નરસિંહ યુગનું નથી, પછીનું છે. કવિ પોતાના અભ્યાસ જ્ઞાન કે શકિત વીશે પણ પોતાના સંબંધમાં એટલુંજ કહે છે કે

"અપભ્રષ્ટ ગિરા વીશે કાવ્ય કેવું દીસે, ગાય હીસે ને જેમ તીર વાગે;
તેમાં કાંઈરિદકવિ નહીં, વાત કે નથી નહીં, ભક્ત અનુભવી નહીં રે આગે.
વાસ વસવા નહીં, સાધન પાસ નહીં,વળી કૃષ્ણનો દાસ થઇ ઉલટે ભણવું;
નાગર વટ નહીં કે ખટપટ નહીં એકધરી હઠ હરિગાન કરવું.
હરકનો સૌ સુણી કાવ્ય જોયે ભણી મતિ સૌ સૌ તણી જોડી જોયું:
આ નરસૈં અનાથ કીધો હરે નાથ, સાહ્યો મુજ હાથ ને કષ્ટ ખોયું"*

શૃંગારરસભર આ 'સુરતસંગ્રામ' કાવ્ય વૃદ્ધાવસ્થાનું નથીજ પણ કવિની આગળની 'કીધો હરે નાથ' એ શબ્દથી સૂચવાતા ગોપનાથ મહાદેવના પ્રસંગ પછીની તરતની કૃતિ લાગે છે.

કવિની સઘળી કૃતિઓના વર્ષોનો અનુક્રમ તેમ છુટક પદોમાં એક એકનો વિકાસક્રમ ને રચ્યાકાળ મુકરર કરવો એ સહેલું નથી. પણ કવિના જીવનપ્રસંગોની નિયમિત કરુણતા, તેમજ તેને પહોંચી વળવા સદા તત્પર રહેતી ભક્તજીવનની ઉત્સુકતા એની નાની કે મોટી કૃતિઓમાં ભક્તિ, શૃંગાર કે જ્ઞાનની રસછોળોમાં વિકાસ પામેલી છેક નીચે, છેક ઉંચે સુધી ઉછળતી, કલ્લોલમાં નચવતી, ગંભીરતા-વાળી કોઈ મીઠા સાગરની ભવ્ય જળક્રીડા સતી, સ્પષ્ટ અને પ્રત્યક્ષ

* 'સુરતસંગ્રામ' પદ ૭૨ મું, પૃ. ૧૧૭.

દર્શન દીધા વગર રહી શકતી નથી. દરેક કલ્લોલમાં સજીવતા ને વ્યક્તિત્વ છે.

નરસિંહ મહેતાનું ઉત્તરાવસ્થાનું વય આમ પુરું થયુ. અને ગુજરાતનો એ આદિ અને વિશ્વના મહાન કવિઓમા એ માન મુકાવે એવો સમર્થ મહાકવિ એના ૬૬ મા વર્ષમાં વિ. સં. ૧૫૩૬ માં એના પ્રિયતમ શ્રીકૃષ્ણના પ્યારા ગોલોકનો નિવાસી થઈ ગયો.

નરસિંહ મહેતાનો દેહાત્મા અમર પદ પામી ગયો જુનાગઢવાસીઓએ અને મરણ પછી તો એજ તિરસ્કારનારા નાગરોએ પણ એ મહાન ગુજરાતી જ્યોતિર્ધરની-દીવડીઆની-પુજા કરી છે સાક્ષાત્ દેહે તો મહેતાજીની કાવ્યમૂર્તિ ગુજરાતના હ્રદયેહૃદયમા જોરથી જડાઇ છે, તે કદી જુદી થાય એમ નથી શિલ્પકળાએ મહેતાની મૂર્તિઓ જુનાગઢમા ને દ્વારિકામા જેવી તેવી પણ ઘડીને ગુજરાતને આપી છે તે સામાન્ય જનસમૂહોમાં પણ મહેતાને જાણે પ્રત્યક્ષ દેખાડી રહી છે.

નરસિંહ મહેતાની જીવનકલા આમ સંસારવ્યવહારના, રાંમડવીક અને જ્ઞાતિજનોના અનેક પ્રહારોના હથોડાથી ટીપાતી છતાં સુંદર અને સુરેખ ખીલતી ગઈ છે. ભકતકવિએ એના ઉપાસ્ય શ્રીકૃષ્ણને અને અની લીલા ગાનારી એની કવિતાસુંદરીને જીવનભરમાં ઘડીએ અળગા કર્યા નથી ભક્તિની પરાકાષ્ઠામાં એણે આર્ત અને આર્દ્રનાદે કૃષ્ણ અને કવિતા સાથે એવી સંલગ્નતા સાધી છે કે ગુજરાતના આદ્ય કવિના ઉત્તમ પદ ઉપરથી એ કદી ચ્યુત થઇ શકે એમ નથી નવધા ભક્તિને એણે ભકતના અને કવિના પારદર્શક હૃદયથી એટલી બધી સમર્થતાથી બનાવી છે કે ગુજરાતી લોકહૃદયમાં એ ચિરંજીવિની રહી છે, શૃંગારની મર્યાદાઓ એણે ઉલ્લંઘી તેનું પણ એને ભાન રહ્યું નથી પોતાનાં દુઃખોમા એના ઉપાસ્ય દેવને મીઠું ગાલિપ્રદાન કરતા પણ એ ડર્યો નથી અડગ અને એકલ એ ભકત

કવિએ આમ આપણા કાવ્યસાહિત્યમાં સવાલાખ પદો ઉમેર્યાં છે, એમ લોકવાણી સાખ પુરે છે. લોકવાણી કહે છે કે એમાંના ૨૫ હજાર પદ બાકી રહ્યાં, ત્યારે અવસાનસમયે એ ભક્તવર દીલગીર થયા, ત્યાં એની વિધવા પુત્રવધુએ એ પુરાં કરવા એને વચન આપ્યું. કમળાએ તે પુરાં કર્યાં એમ પણ કહેવાય છે. ગુજરાતે આ લોકપ્રિય કવિ માટે આજ સુધી નિઃસીમ પ્રેમ બતાવ્યા કર્યો છે. મીરાં કૃષ્ણદાસ, વિશ્વનાથ જાની, પ્રેમાનંદ, હરિદાસ, દયારામ આદિ અનેક કવિવરોએ આ આદ્ય કવિના કરણ જીવનપ્રસંગો ગાઇ ગાઈ ગુર્જર પ્રજાને મહેતાજીથી અળગી કરી નથી. સાયબાના લાલાભક્તને કે દયારામભાઇને કવિના અવતારો માનવામાં પણ ગુજરાત એના પ્રતિનો ગાઢ પ્રેમજ બતાવ્યો છે. કવિકૃત મુળ "હાર માળાના પદો"માં બેહદ ક્ષેપક ભાર ઉમેરાઇ "હારમાળા" ગુજરાતી વાણી બની છે.

આમ આ સમર્થ કાવ્યતમાને એના સમયથી માંડી આજ સુધીમાં ગુજરાતે ભુલી શકાયું નથી, એજ એ મહાકવિની ગુજરાતમાં અમરતા પુરવાર કરે છે.

---

## પરિશિષ્ટ

નરસિંહ મહેતાના જીવનચરિત્ર સંબંધમાં કેટલીક દંતકથાઓઃ–

( ૧ ) ગોપનાથ મહાદેવનો પ્રસંગ-શિવ અને મહેતાએ કૃષ્ણદર્શન કર્યાં રાસલીલા જોઇ નરસિંહ આશીર્વાદ પામ્યો.

( ૨ ) જુનાગઢ બહાર મજેવડીમાં કવિનું ઘર તુટી પડ્યું, પણ જ્યાં કવિ સુતો હતો તે ભાગ પડ્યો નહીં.

( ૩ ) કવિપુત્ર સામળના સગાઈ, ૨૫-ાસે લક્ષ્મી સહિત કૃષ્ણનું આવવું. પૃ. ૧૧૭.

- (૪) કૃષ્ણ કનિપુત્રી કુવરનું મામેરૂ ભર્યું
- (૫) શ્રીરંગની ટોળી પત્નીએ-કવિની વહુવારૂએ ગરમ પાણીનું સમીપાન આપતા મશ્કરી કરી, ને મલ્હાર ગાઇ પાણી વરસાવો કહ્યું, ત્યાં કવિએ મલાર ગાઇ પાણી મેળવ્યું
- (૬) કુવરબાઈના સીમંત વખતે તેની નણંદની એક નાની સરખી પુત્રી માટે આકાશમાથી જળવાનું પડવુ
- (૭) કવિના પિતાનું શ્રાદ્ધ સરાવ્યું
- (૮) હારમાળાના પ્રસંગમા હારો ગીગી મુકયો હતો ને કૃષ્ણે દર્શન દઇ છોડાવી આપ્યો
- (૯) મંડલીકના દરબારમા કૃષ્ણે જાતે સૌ દેખતા હાર પહેરાવ્યો
- (૧૦) ભક્તમંડળમા કવિને ભજન કરતા તૃષ્ણા લાગી ત્યા ખુદ કૃષ્ણે સ્ત્રી વેષે આવી પાણી પાયુ
- (૧૧) રૂપીઆ સાતસોની હુંડી સીકારી તે પ્રસંગ
- (૧૨) નાગરોની ન્યાતમા ઢેડ ભળી ગયા, પ્રકારાન્તરે ભોજનમા નરકની દુર્ગંધનો પ્રસંગ
- (૧૩) પર્વતદાસમામા સાથે દ્વારિકાની યાત્રા પ્રસંગે ચમારીઓના નેસડાનો પ્રસંગ અને નરસિંહનું વટલાવું-કામ ભત્રીજાને ખટપટ થતા નેસડાનું અદૃશ્ય થવુ
- (૧૪) બાલમુકુંદ નરસિંહને હાથે જમતા તે
- (૧૫) શિવભક્તોને નરસિંહે કરાવેલું ચતુર્ભુજ કૃષ્ણનું દર્શન
- (૧૬) શામળાની વરયાત્રામા લુટારાઓને સૈન્ય લઈ આવી કૃષ્ણે નસાડી મુકયાનો પ્રસંગ
- (૧૭) શ્રી કૃષ્ણ મહેતાને વૃદ્ધ અને અશક્ત વયમા ગરુડ ઉપર બેસાડી દ્વારિકા લઈ ગયા-કૃષ્ણ અને નરસિંહનું એક સાથે નૃત્ય કરવુ
- (૧૮) માણેક મહેતીને શ્રીકૃષ્ણે જાતે આવી પ્રસાદ આપ્યાનો પ્રસંગ
- (૧૯) ૫૦૦-૭૦૦ સાધુનું આતિથ્ય કૃષ્ણે લાવી મૂકેલી સોના-મહોરોથી કર્યું તે પ્રસંગ

(૨૦) દામોદર કુંડમાં સ્નાન કરવા ગએલા મહેતા સ્ત્રી વેષમાં નૃત્ય કરતા અને કીર્તન કરતા હતા તેમની નાગરોએ મશ્કરી કરી, ને નાગરો એકબીજાને સ્ત્રીરૂપ દેખાવા લાગ્યા ને શરમાઇ નાસી ગયા તે પ્રસંગ.*



## 'પંથ નિરાલા'

(ગીત: બાઉલ હાલોની સુરાવલિમાં)

મને બોલાવશો ના કોઇ,
કોઇ કોઇ કોઇ.

ચાલે છો દુનિયા ચાલે,
કે રે' બખાઇ બાલે;

ગીતની પ્રીત ને રીત એણે તો
ખોઇ ખોઇ ખોઇ.

ખીલી જે પાંખડી મારી
પરે ધૂળ જામી ભારી

જાય મારાં દિનરાત તો વાટડી
જોઇ જોઇ જોઇ.

રસભિખારી ગીતડાં ગાતો
અચાનક આવતો જાતો

નૈનનીરે એનું આસન રાખું
ધોઈ ધોઇ ધોઈ.

પિનાકિન ત્રિવેદી

* નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહના કવિચરિત્રમાંથી ટુંકાવીને, પૃ. ૪૫-૪૬-૪૭.

# પાઠકની ચેપી છીંકે !

ડરવાનું શું હોય જરીકે
સરસ્વતીના શ્રેષ્ઠ ધનિકે,
શ્વાસ પડ્યા રહે ઝીભ નજીકે
'પાઠકની છીંકે' ?

શું કહ્યું છે શાયરા સાદીકે
ગુર્જરીના ઉર્દુ માલિકે—
ગળુ કાપ્યું કે કવિનાપીકે
પાઠકની છીંકે ?!

બીડ્યું શું નિજ મુખ પુંડરીકે,
તુલા ડગાવી દીધ વણિકે,
ચોકી ઠાકર આર્યાં પથિકે,
પાઠકની છીંકે ?

જડજો વાણી મ્હેલ સ્ફટિકે,
હીરામોતી લાખ અકીકે,
પછી પરવા કરશો ન ઘડીકે
પાઠકની છીંકે !!

ઠાકોરિયા કવિ ટકટક ટીકે,
આભા થઇ અંતરમાં ધીકે;
પ્રાસ પૂર્યા શા નવલ પ્રતીકે,
પાઠકની છીંકે!

પાઠકજી! જોશો મુખ ફીકે,
નાવે ડુબાડ્યું ટેકર પોતીકે
વાણી દરિયે જડ નાવિકે
'પાઠકની છીંકે'!

"શેષાદ્રિ"

**ટીપ્પણુ:** "શેષનાં કાવ્યો" માં રા. રા. સુંદરમ્‌ના "પાઠકની છીંકે" નામના કાવ્ય પર ટકોર કરતું એક કટાક્ષ કાવ્ય રા. રામનારાયણ વિ. પાઠકે લખેલું છે, તેમાં "છીંકે" શબ્દ સાથે કેટલા પ્રાસ આવી શકે તે જણાવ્યું છે, ને તે મોટા ગર્વાભાસ સાથે! પણ એ ટકોર કાવ્યમાં પણ પાછા પોતાના પ્રાસનાં પણ "વાંધા" જ છે! પાંચ કડીમાંથી માત્ર ત્રણ કડીમાં જ "છીંકે"ના પ્રાસ મેળવેલા છે, ને બે કડીમાં બીજાજ શબ્દોના કહેવાતા પ્રાસ છે—'પિહુરે' સાથે 'ત્યારે' અને "ભડકી" સાથે 'અટકી' જેવા—જે ખરા પ્રાસ છે જ નહીં. અહીં ઉપલા કટાક્ષકાવ્યની અનુપૂર્તિ લેખે બીજી છ કડીનું કટાક્ષકાવ્ય છે, તેમાં રા. પાઠકના કાવ્યમાં વપરાયલા માત્ર ૧૦ પ્રાસ **ઉપરાંત બીજા ૧૮ નવા પ્રાસ** મેળવેલા છે. છીંક આવવા જ માંડે છે ત્યારે તેની પરંપરા કાંઇ જેવી તેવી લંબાની નથી! આ નવી છીંકો રા. સુંદરમ્ અને રા. પાઠક એ બન્ને ગુરુચેલાની અદ્ભુત કાવ્યકલાનાં બુદ્ધિપ્રકાશ ખોલતી સૌરભથી જ પ્રેરાઇ છે, તે કહેવા જેવું છે?

---

# એક મહાન પંડિતનો નવસો વર્ષથી સાચવી રાખેલો મૃતદેહ

દશરથલાલ જોષી

[ઈ. સ ૧૦૩૦ માં સંસ્કૃત ગ્રંથોનો ભુતાની ભાષામાં અનુવાદ કરાવવા માટે 'પદ્મરુચિ' નામનો એક ભુતાની વિદ્વાન દુભાષિયો 'સ્મૃતિજ્ઞાન કીર્તિ' નામના એક ભારતીય પંડિતને નિમંત્રણ આપીને પોતાની સાથે હિંદુસ્થાનમાંથી ટીબેટ લઈ જવા નીકળ્યો પણ દુર્ભાગ્યે દુભાષિયાનું નેપાળમાંજ મૃત્યુ થયું. એટલે હવે સ્મૃતિ પંડિતને ભુતાની ભાષા શિખવાનું કોઈ પણ સાધન ના રહ્યું છતાં પણ તે હિંમત હાર્યો નહિ અને ટીબેટ ગયો. ભુતાની ભાષા શિખવા તેણે ઘણું કષ્ટ સહન કર્યું આઠ વર્ષ સુધી તો તેણે ઢોરો ચરાવવાનું કામ કર્યું. તે સમયે ભારત વર્ષમાં તેના જેવો વિદ્વાન કવચિતજ હશે ! તેણે ઘણા ગ્રંથોના ભુતાની ભાષામાં અનુવાદ કર્યો ને ઘણા સ્વતંત્ર ગ્રંથો લખ્યા આ મહા પુરુષના મૃત શરિરને પૂર્વ ટીબેટના એક સ્તૂપમાં નવસો વર્ષથી આજ સુધી સુરક્ષિત રાખવામાં આવ્યું છે. તત્ત્વનિષ્ઠ પરિવ્રાજક શ્રી રાહુલ સાંકૃત્યાયને સરસ્વતિ માસિકદ્વારા આ મહાપંડિતનો પરિચય કરાવવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે.]

પહાડના ઉંચાણ ભાગ પર વણે દૂર દક્ષિણ તરફ એક યુવક બેઠેલો છે તેનો પહેરવેશ જો કે ભુતાની છે પણ તેનું લાંબુ શરિર, અસાધારણ ગૌરવર્ણ, ભુરાવાળ અને મોટી આંખો પરથી તે ભુતાનનો

રહીશ હોય તેમ લાગતું નથી. તેની એક બાજુએ બકરાંના વાળની એક મોટી ઝોળી લાકડી અને ગોફણ પડેલાં છે. અને બીજી બાજુએ રીંછ જેવા મોટા વાળને પીળી આંખોવાળો વિકરાળ કૂતરો બેઠેલો છે. તેની સામે હાથમાં ઝોળી અને ગોફણ લઇને એક દશ વર્ષની બાલિકા ઉભી છે. પણ યુવાન આજે ચિંતાતુર છે તેથી તેના તરફ લક્ષ આપતો નથી, છોકરીએ જરા વધારે પાસે આવીને પૂછ્યુ "અણુ ને-લે, (જાનવર ચરાવવાની નોકરી કરતી વખતે, સ્મૃતિજ્ઞાનનું આ નામ હતું.) પહેલાં તો તું મ્હને એક ગીત ગા એક નાનકડું ગીત સંભળાવ એમ ગીત ગાવા માટે કેટલોય આગ્રહ કરતો હતો, અને આજે મ્હેં ત્રણ ત્રણ ગીત ગાવા છતાં તું કેમ કાંઇ બોલતો નથી? આમ ચૂપ કેમ બેસી રહ્યો છે?"

યુવક કાંઇ પણ જવાબ ના આપતાં ચિંતાતુર બેસી રહ્યો.

છોકરી ઉદાસ થઇને બોલી "ત્હને પિતાજીએ બે ચાર ગાળો દીધી તેથી ખોટું તો નથી લાગ્યુ? કામમાં ભૂલ થવાથી શેઠીઆઓ એમજ કરે છે, અરે! માર પણ મારે છે છતાં નોકરો થોડાજ કાંઇ લક્ષ પર લે છે!

યુવકે ઉંચું જોયું અને તેના શેઠની છોકરી કે જેનું નામ ડૉ-લ્મા હતું તેના ગીતનો સત્કાર ના કરવા માટે ત્હેને પશ્ચાતાપ થયો. તા-નગમાં નોકરી કરતાં એક વર્ષ થઇ ગયું હતું. આ આખા વર્ષમાં ડૉલ્-મા કરતાં વધારે માયાળુ સ્નેહી ત્હેને બીજું કોઇ ગળ્યું નહોતું. તા-નગમાં આવ્યો ત્યારે ત્હેનું ભુતાની ભાષાનું જ્ઞાન નહીં જેવું હતું. ત્હેને તે ભાષા શિખવવામાં ડૉલ્-મા સાધનભૂત બની એક દિવસ ત્હેની માંદગીમાં આખા ઘરમાંથી ફક્ત ડૉલ્-માજ હરઘડી ત્હેના પાસે હાજર રહી ત્હેની સારવાર કરતી હતી. જો કે ડૉલ્-મા ગામડાની એક અભણ છોકરી હતી છતાં ત્હેના વર્તનમાં એક પ્રકારની મધુરતા જણાઇ આવતી હતી. યુવક પરાણે મ્હોંપર હાસ્ય લાવી બોલ્યો "નહિ ડૉલ્-મા એવું કાંઇજ નથી. આજ

પહાડોની હરિયાળી તાજગી જોઇને મ્હને મ્હારી જન્મભૂમિનુ સ્મરણ થઇ આવ્યુ જો કે અમારે ત્યા પહાડો તો નથી પણ બારે માસ હરિયાળા મેદાનો અવશ્ય જોવામા આવે છે

' અણુ ને-ને દેશમા શુ અમારી ચદ્-પો જેવી નદી પણ છે ?

' હા, આ મ્હતા મારી અને આ ગ્રેટની દૂર દેખાય છે તેટલીજ દૂર પણ અમારે ત્યા પહાડો નથી તેથી સપાટ જમીન પરથી અમો તેને જોઇ શકતા નથી ?

" ત્હમારે ત્યા પહાડ નથી ત્યારે ત્હમારી ચમરી ગાયો અને ઘેટા ક્યા ચરે છે ?

' ચમરી ગાયો અમારે ત્યા નથી "

" અરે ! ત્યારે તો ત્હમારા દેશના લોકો ઘણાજ દુખી હશે !, ત્હમને તબુ અને દોરડા બનાવવા માટે વાળ પણ નહિ મળતા હોય ! દૂધ, માખણ અને પનીર પણ નહિ મળતા હોય, સામાન પણ પોતાની પીઠ ઉપર ઉચકવો પડતો હશે !"

સ્મૃતિ ડોલ-માની વાતોનુ ખડન ના કર્યું કારણ કે તે પોતાને સસ્કારી તરીકે ગણાવવા ઇચ્છતો નહોતો, તેણે કહ્યું " હા, ડોલ-મા અમે લોકો ઘણાજ દુખી છીએ, ગરીબ છીએ ત્યારે તો હુ ત્હમારી નોકરી કરવા આવ્યો છુ "

" અણુ ને-ને, ત્હને કોઇ દિવસ ત્હમારા મા બાપ યાદ આવે છે ?

' કોઇકજ વખત

ત્હારે કેટલા બાપ છે ?

' એક "

"અરેરે! તે બિચારાને એકલાનેજ ખેતીનું કામ કરવું પડતું હશે! જાનવર ચારવાં પડતાં હશે! અને બજારમાં સરસામાન લેવા એકલાનેજ જવું પડતું હશે! ત્યારે ત્હારી મા એકકે બીજો બાપ નહોતી કરી શકતી?"

"નહિ, ડોલ્–મા અમારા દેશમાં એવો રિવાજ નથી."

ડોલ્-માને આવા ખરાબ રિવાજથી દુઃખી થતાં લોકો તરફ દયાની લાગણી ઉભરાઇ આવી તેટલામાંજ સીટીનો અવાજ સંભળાયો.

"ડોલ્–મા જો સાંભળ કાન–ચોગ્ સીટી વગાડી રહ્યો છે. તું અહીંજ બેસજે, હું જાઉં છું. કદાચ ઘેટાં આવ્યાં હશે.

સ્મૃતિના ઉઠતાંની સાથેજ તેની પાસે બેઠેલો ટ–શી નામનો કાળો કૂતરો પણ તૈયાર થઇ ગયો. અને બંને સાથે સાથે ઘેટાં જ્યાં પહાડની તરફ ચરતાં હતાં તે તરફ ગયા. જો કે સ્મૃતિ પોતાની સાથેના બીજા કામ કરનારાઓની માફક પહાડના ઢોળાવ પરથી એકદમ દોડીને ઉતરી શકતો નહોતો છતાં પણ એક વરસના મહાવરાથી કામ જેટલું તે ઉતાવળું ચાલી શકતો હતો. જાનવરને ઉપરની તરફ દોડતાં જોઇ ટ–શી દોડીને પહેલાં ત્યાં ગયો. તેનો ભસવાનો ભયંકર અવાજ સાંભળતાં જાનવરોએ ઉપરના ભાગમાં આડું અવળું દોડવા માંડયું ટ–શી થોડેક સુધી ત્હેમની પાછળ પડયો પણ ચઢાણમાં તે ઘેટાં જેટલી ઝડપથી દોડી શકતો નહોતો. પાછા વળતાં તેના જોવામાં એક સસલું આવ્યું તે ભયથી નીચેના ભાગમાં નાસવા જતાં થોડીજ મિનિટમાં દુર્ભાગ્યે ટ–શીના મોંમાં આવી પડયું.

સ્મૃતિ અને કાન–ચોગે જાનવરને પહાડની બીજી તરફ હાંકયાં. અને બેઉ જણ એક પથ્થર પર બેઠા. થોડીવારમાં ટ–શી પણ આવી ગયો. તેનું લોહીવાળું મોઢું અને તેનાપર ચોંટેલા સસલાના નરમ વાળ

પરથી જણાઇ આવતુ હતું કે ટશીને ઘેટા નસાડવાનું ઇનામ મળી ગયું.

[ ૨ ]

પથ્થર પર બેઠેલા સ્મૃતિજ્ઞાનને ડોલ્-માએ પૂછ્યુ "અણુ તે-લે, એમા શુ લખ્યું છે !"

" ડોલ્-મા તેમા ભગવાનના મુખમાથી નીકળેલી ગાથાઓ છે "

સ્મૃતિજ્ઞાનને તા-નગમા જાનવર ચરાવતા ચરાવતા પાચ વર્ષ વિતી ગયાં. દોઢ વરસમા ત્હેને ભુતાની ભાષા આવડી ગઈ ભુતાની મુળાક્ષરો તો તે નેપાળમા પદ્મરૂચિ પાસે શિખ્યો હતો ભાષા શિખ્યા પછી ત્હેને પુસ્તકો વાચવાની ઇચ્છા થઇ પણ તે ભણેલો છે તેનું લોકોને જણાવવા તેની ઇચ્છા નહોતી લોકોને જણાવવાથી ત્હેને નોકરી ચાલી જવાનો ભય હતો તા-નગના મઠમા એક વૃધ્ધ સાધુ રહેતો હતો. ત્હેની સેવા પૂજા કરીને સ્મૃતિ ત્હેના ગાઢ પરિચયમા આવ્યો હતો. એક જમાનામા એ મઠમા કોઇ કોઇ વિદ્વાન સાધુ રહ્યા કરતા હતા. ત્હેમણે ઉત્તમઉત્તમ પુસ્તકોનો સારો સંગ્રહ કર્યો હતો, પુસ્તકોની સ્થિતિ જોતા ચોખ્ખું જણાઇ આવતું હતું કે, સાઠ સિતેર વર્ષમા, કોઇએ પણ ફક્ત 'શત સાહસ્રિકા પ્રજ્ઞા પારમિતા' નામના પુસ્તકોને સ્પર્શ પણ કર્યો નહોતો તો તે પુસ્તકો પર ધૂળના થર જામી ગયા હતા તેને સાફ કરી ફરીથી બાધવાનુ પૂછતા વૃધ્ધ સાધુએ સમ્મતિ દર્શાવી તેજ સમયે તપાસ કરતા તેમા કાવ્ય, દર્શનશાસ્ત્ર, બુધ્ધોપદેશ વિગેરે કેટલાય ઉપયોગી પુસ્તકો મળી આવ્યા તેમા કેટલાક પુસ્તકો સંસ્કૃતમા સ્મૃતિએ વાચ્યા હતા તેવા પણ હતા અમરકોષનો ભુતાની ભાષામા અનુવાદ અને ભુતાની ભાષાનું વ્યાકરણ પણ તેના જોવામા આવ્યું હવે તો સ્મૃતિ વૃધ્ધ સાધુને ત્યા રોજ રોજ જતો, તેના માટે પાણી ભરી લાવતો, ઝાડુ કાઢતો, જોડા દુરસ્ત કરી આપતો અને કોઇક કોઇક વખત તો પોતાના ખોરાકમાથી

"અરેરે! તે બિચારાને એકલાનેજ ખેતીનું કામ કરવું પડતું હશે! જાનવર ચારવાં પડતાં હશે! અને બજારમાં સરસામાન લેવા એકલાનેજ જવું પડતું હશે! ત્યારે ત્હારી મા એકકે બીજો બાપ નહોતી કરી શકતી?"

"નહિ, ડોલ્-મા અમારા દેશમાં એવો રિવાજ નથી."

ડોલ્-માને આવા ખરાબ રિવાજથી દુઃખી થયેલાં લોકો તરફ દયાની લાગણી ઉભરાઇ આવી તેટલામાંજ સીટીનો અવાજ સંભળાયો.

"ડોલ્-મા જો સાંભળ કાન-ચોગ્ સીટી વગાડી રહયો છે. તું અહીંજ બેસજે, હું જાઉં છું. કદાચ ઘેટાં આવ્યાં હશે.

સ્મૃતિના ઉદ્ગારોની સાથેજ તેની પાસે બેઠેલો ટ-શી નામનો કાળો કૂતરો પણ તૈયાર થઇ ગયો. અને બંને સાથે સાથે ઘેટાં જ્યાં પહાડની તરફ ચરતાં હતાં તે તરફ ગયા. જો કે સ્મૃતિ પોતાની સાથેના બીજા કામ કરનારાઓની માફક પહાડના ઢોળાવ પરથી એકદમ દોડીને ઉતરી શકતો નહોતો છતાં પણ એક વરસના મહા વરાથી કામ જેટલું તે ઉતાવળું ચાલી શકતો હતો. જાનવરને ઉપરની તરફ દોડતાં જોઇ ટ-શી દોડીને પહેલાં ત્યાં ગયો. તેનો ભસવાનો ભયંકર અવાજ સાંભળતાં જાનવરોએ ઉપરના ભાગમાં આડું અવળું દોડવા માંડયું ટ-શી થોડેક સુધી ત્હેમની પાછળ પડયો પણ ચઢાણમાં તે ઘેટાં જેટલી ઝડપથી દોડી શકતો નહોતો. પાછા વળતાં તેના જોવામાં એક સસલું આવ્યું તે ભયથી નીચેના ભાગમાં નાસવા જતાં થોડીજ મિનિટમાં દુર્ભાગ્યે ટ-શીના મોંમાં આવી પડયું.

સ્મૃતિ અને કાન-ચોગે જાનવરને પહાડની બીજી તરફ હાંકયાં. અને બેઉ જણ એક પથ્થર પર બેઠા. થોડીવારમાં ટ-શી પણ આવી ગયો. તેનું લોહીવાળું મોઢું અને તેનાપર ચોંટેલા સસલાના નરમ વાળ

ક્રિયા કરવામા ખે કલાક લાગે છે ) મેદાનપર તો ભૂતોના ટોળેટોળા ઉભરાય છે સાજ પડતા તો તે ગાવા અને નાચવા લાગે છે કોન્-ચોગ્ તને ખબર છે ? અણુ ને-ને ગત દિવસ એકલ ડોકન તેની ઇચ્છામા આવે ત્યા ચાલ્યો જાય છે તેને બીક પણ નથી અણુન્-ને-લે ત્હે કોઈ દિવસ ભૂત જોયો છે ?

"ના મ્હે જોયો તો નથી પગ તમો બેઉને દેખાડી શકુ છુ"

બને એક સાથે બોલી ઉઠ્યા ' એમ કેમ બને ? તે પોતે તો ભૂત જોયો નથી તો પછી બીજાને કેવી રીતે દેખાડી શકે ?

"મ્હે ભુતને જોયો નથી પણ હુ ભુતને પેદા કરૂ છુ '

"શુ કહે છે ? ભુત પેદા કરી શકાય છે ?

"હા, ડોન્-મા ત્હે એક વસ્તુ પહેલા જોઇ હોય તેને મગ-તીજ વસ્તુ તુ સ્વપ્નામા જુએ છેને ?"

"હા."

"તેનુ કારણ એ કે જે કાઇ આપણા જોવામા આવે છે તેનો અભાસ આપણા મન પર પડે છે અને પછી તે સ્વપ્નામા જોવામા આવે છે તેજ પ્રાણે અમુક અમુક સ્થાને અમુક અમુક જાતના ભુત રહે છે એવી વાતો આપણે અનેકવાર સાભળતા રહીએ છીએ અને જ્યારે કોઈ વખત એ સ્થાન આપણા જોવામા આવે છે, ત્યારે તુરતજ એ સ્થાન પર રહેનારા ભુતની પહેલાની સાભળેલી વાત આપણને યાદ આપે છે અને તેજ ક્ષણે આપણા કલ્પનાશીલ માનસમાથી ભુત પેદા થાય છે. એટને ખરી રીતે જોતા ભુતકાળને જન્મ આપનાર આપણા શકાવાળા મન છે જે માણસ આ બાબત બરાબર સમજે કે ત્હેન મગજમાથી ભુત સમવી

વિચારો ચાલ્યા જાય છે અને ભુત જેવું કાંઈ પણ ત્હેના જો
આવતું નથી."

"પણ અણુ–ને–લે, તું તો હમણાં ભુત દેખાડવાનું ક
હતો તે કેવી રીતિ?"

"જો સાંભળ, ત્હારા અંતઃકરણને શ્રદ્ધાળુ બનાવી ત્હારી
ભુતોના આકારમાં અનેક જાતનાં વર્ણન કરી પછી તે જોવાની
પ્રેરણા કરૂં તો તું ત્હને જોવા લાગીશ પણ ખરૂં જોતાં તે
ભુત હું કાંઈ ઉત્પન્ન કરતો નથી પણ ત્હેને તો મ્હારૂં મ
ઉત્પન્ન કરે છે."

"તો શું ભુત છેજ નહિ?"

"એમ પૂછવાનો કાંઇ અર્થજ નથી, કેમકે નબળાં મનવ
પોતેજ ભુત પેદા કરવાનાં ને પોતેજ જોવાનાં અને ત્હારી વ
જૂઠી પાડવાનાં. જેને સમજાવવાથી ભુત નથી એમ સમજી શકે
માટે બરાબર. તે પણ આપણી વાત જો માને નહિ ત્હેને આ
ભુત બતાવી મનની અદ્દભુત શક્તિનું જ્ઞાન કરાવી ત્હેના વહે
દૂર કરવો જોઇએ. વહેમી માણસોને દુઃખી થવાં જોઇ જાણ
ત્હમને દોરા–ધાગા કે તાવીજ બાંધે છે. તેનો અર્થ એટલોજ
મનને મજબુત કરવું. ખરી વાત તો એ છે કે મન મજબુત
જાય તો માણસોના જોવામાં ભુત આવે પણ નહિ કે તે
ડરે પણ નહિ."

"શું ખરેખર મનજ ભુત પેદા કરે છે?"

"હા. મન એક જબ્બર વસ્તુ છે. તે દિવસે મ્હેં
બુદ્ધ–ગયા અને લુમ્બિની દેખાડયાં હતાં ને?"

"હા ગયાનું ઉંચા શિખરવાળું મંદિર હજી સુધી પણ મ
સ્મરણમાં છે, ઘણું મોટું છે. એવું તો અમારા દેશમાં કયાંયે નથ

બેસતો કે તુરતજ શેઠાણી ત્હેને બીજું કામ બનાવતી અણુ ને-લાને કામ વગર નિરાંતે બેઠેલો જોઇ તે સહન કરી શકતી નહોતી. આખો દિવસ કામ કરીને થાકયો પાકયો સ્મૃતિ ખાઈ પી ને ઉંઘવાની તૈયારી કરતો હોય તેજ વખતે ત્હેને જવને ખાંડણીયામાં કૂટીને આટો બનાવવાનું કામ આપવામાં આવતું હતું.

બિચારા સ્મૃતિનું શરીર આજે આખા દિવસમાં કામથી થાકીને લોથ પોથ થઇ ગયું હતું. ઊંઘ પણ બહુંજ આવતી હતી ખાંડતાં ખાંડતાં જેવું એક ઝોકું આવ્યું તેવુંજ માથું દસ્તા સાથે અથડાયું. હજીતો ત્હેને કળ વળી ન હોતી તેટલામાંજ ત્હેની શેઠાણી બૂમ બરાડા પાડી ગુસ્સાથી બોલી "અલ્યા અણુ, બધા જવ વેરાઇ ગયા તેનું ત્હને કાંઇ ભાન છે? કામ કરતાં કરતાં તે ઊંઘાતું હશે? અને વળી નોકર જાતને ઊંઘ કેવી? હમણાં હમણાં તું ઘણો બેદરકાર થઇ ગયો છે."

સ્મૃતિની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. મન સાથે. વિચાર કરવા લાગ્યો, "અરેરે! આ ગરીબ બિચારા શેઠીઆઓમાં કયારે સહકારિતા આવશે! મ્હને કેટલું વાગ્યું કયાં વાગ્યું તે ના પૂછતાં જવ વેરાયાનું પૂછે છે તો મ્હારે પણ પૂછવું જોઇએ કે-ઓ કાળમીંઢ પથ્થર જેવા કઠણ હૃદયના નિર્દય શેઠીઆઓ શું નોકરોના માથા કરતાં તમારા જવની કિંમત વધારે છે!"

શિયાળાના દિવસ અને તેમાં પણ ટીબેટની ટાઢ હાડકાં અકડાઇ જાય તેવી ઋતુમાં જનાવરને ચરવાની જગાપર છોડી ચામડાનું વસ્ત્ર પહેરી પથ્થર પર તડકાનો આશ્રય લઇ સ્મૃતિ બેઠો હતો. તેવામાં એકાએક ઉપર ઉડતા એક બાજ પક્ષીની ચાંચમાંથી છૂટી એક મરેલી મેના ત્હેના ખોળામાં પડી.

"અરેરે! મેના! તું અહીં કયાંથી? મેના તું અહીં કેવી રીતે આવી! અરેરે ભારતના આંબાવાડિયામાં કલ્લોલ કરતી સારિકા,

આ અજાણ્યા અને પરાયા દેશમાં તું કયાંથી? જેવાં દુઃખ ત્હેં સહન કર્યાં છે તેવાંજ દુઃખ સાત વરસથી રાત-દિવસ હું પણ સહન કરી રહ્યો છું, અને ત્હારી માફક મ્હારે પણ આ અજાણ્યા બિયાબાનમાં શરીર નહિ છોડવું પડે તેની કોને ખબર છે? પણ મેના તું તો ભાગ્યશાળી છે ત્હને આ અપરિચિત સ્થાનમાં ત્હારાજ દેશનો એક મ્હાસ જેવો બે આસુ પાડનારો મળી ગયો પણ મ્હારા ભાગ્યમાં તો તે પણ લખાયું નહિ હોય.'

બોલતાં બોલતા સ્મૃતિનો કંઠ રૂંધાઈ ગયો અને રોષ પડ્યો.

[ ૪ ]

"અણુ-ને-લે આટલી વારથી શું કરે છે? જા લાકડાની બાલદી લઇ આવ વાછડાને છોડ ચમરી ગાયને દોહી લઉં"

"જેવી આજ્ઞા' કહીને વાછડાને છોડ્યુ દૂધ કાઢવાની બાલદી તેના સ્થાન પર ગોઠવી આપી.

"અણુ-ને-લે, ચમરી ગાય નાચી છે તુ બેસી જા એટલે હું દૂધ દોહી લઉં."

સ્મૃતિ ઘુંટણમાથી પગવાળી ઘોડાની માફક બેસી ગયા અને શેઠાણી બે ધડક ત્હેની પીઠ પર બેસી દૂધ દોહવા લાગી.

સ્મૃતિ યુવાન હતો. ત્હેનુ શરીર ઘણું મજબુત હતું. પણ ઘણીજ મહેનત અને હલકા પ્રકારના ખોરાકે ત્હેના શરીરને કમજોર બનાવી મૂક્યું હતું. વધારામાં ગયા માસના તાવે ત્હેના સોના જેવા શરીરને માટીમાં મેળવી દીધું હતું. શરમને લઇને ત્હેણે ના તો ના કહ્યું શેઠાણીના શરીરનું ભારે વજન ઉંચકતાં તેને ઘણો ત્રાસ પડ્યો. એક વખત એના જેવા આદર્શવાદીની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં અને પોતાના મન સાથે કહેવા લાગ્યો-

" અરે ! ભૂતાન દેશ ! ત્હારે ત્યાં માણસ જાતની કાંઈજ કીંમત નથી ? ભારત વર્ષમાં દાસની પ્રથા તો છે, તેમનાં ખરીદ વેચાણ થાય છે. તેમને પજવવામાં આવે છે પણ માણસ જાતનો માંચી તરીકે ઉપયોગ કરવામાં તો નથી આવતો.

[૫]

" ચોલા તું સાચું કહે છે ? આ ગીત-શું ત્હારાં જાનવર ચારનારે બનાવ્યાં છે ?

મહા પ્રભાવ શાળી વિદ્વાન સાધુ ચે-મે-ચમ્ લો-ચ-વા પ્રત્યે સ્મૃતિના શેઠે જીભ બહાર કાઢીને માન દર્શાવતાં કહ્યું " હાજી એ આવી જાતનાં અગડં બગડં ગીત બનાવ્યાંજ કરે છે. અને દીવાલો પથ્થરો અને લાકડાં પર જ્યાં ત્યાં લખી નાખે છે. ત્હેના બીજા સોબતીઓને પણ ત્હેનાં ઘણા ગીત યાદ છે "

" કેટલા દિવસથી ત્હારાં જાનવર ચારે છે ? "

" આઠ વર્ષ થઈ ગયાં. "

" ઉમ્મર કેટલી છે ? "

" હશે ત્રીસ બત્રીસની "

"જાનવર ચરાવવાનું કામ છોડાવી બીજું કામ કેમ નથી આપતો ?"

" કહું તો છું, પણ ત્હેને એજ કામ પસંદ છે. જાનવર ચરાવવામાં ઘણો હોશિયાર છે. કોધ કરવાનું તો તે જાણતોજ નથી. તેથી ત્હેની મરજી વિરૂધ્ધ કામ આપવાનું મ્હને ઠીક નથી લાગતું."

" ત્હેનો જન્મ ત્હારા ગામમાં થયો છે કે લ્હો-ખામાં ?"

" નથી તે આમારા ગામનો કે નથી તે લ્હો-ખ નો, ત્હેનો ચહેરો તો કોઈ જુદીજ જાતનો છે. મોઢું લાંબુ ને નાક ખેડોળ છે.

અને ફાટેલા જોડા તેની કંગાલિયત બતાવી રહ્યા હતા. ચે-સે-
તેનું મ્હોં જોતાની સાથેજ ઓળખી લીધો. એક ભારતીય મહાપંડિ
આ સ્થિતિમાં જોતાંજ તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.
વિનીત ભાવે અભિવંદન કરી પૂછ્યુ " સ્વામી. આવા કષ્ટમય જીવ
કેમ આપે સ્વીકાર કર્યો ?"

" હું જે કામ કરી શકતો હોઉં તેજ કરી રહ્યો
જગતમાં આજીવિકા માટે પ્રમાણિક પણે કાંઇપણ કામ તો કર
જોઇએને ?"

" પણ આપના જેવા મહા વિદ્વાનને આ કામ શોભતું નથી

" આપની ભૂલ થાય છે. આપ કોઇ બીજા માણસની ભ્રમણા
હશો. હું તો મ્હારા શેઠનો એક ગરીબ અને મૂર્ખ નોકર છું."

" આઠ વર્ષ સુધી છાનાં છાના ઢોર ચરાવ્યાં તે ચરાવ્યાં,
પંડિતજી હવે આપનાથી આપની વાતને છુપાવી શકાશે નહિ."

સ્મૃતિએ છુપા રહેવાનો ઘણોય પ્રયત્ન કર્યો પણ હવે ત્હેના
છુપા રહી શકાય તેમ હતુંજ નહિ. છેવટે હારીને ત્હેણે કહ્યું, " મ
અત્યારના જીવનથી સંતોષ છે." પણ ચે-સે અહીં તો તેની પ
વિદ્યા શિખવા આવ્યો હતો. સ્મૃતિની મદદથી સંસ્કૃત ગ્રન્થો
ભૂતાની ભાષામાં અનુવાદ કરવાની ત્હેની ઇચ્છા હતી. ઘણું ઘ
સમજાવવા છતાં સ્મૃતિએ કહ્યું માન્યુંજ નહિ. ત્યારે ચે-સે-એ
કહ્યું " તો હું પણ અહીંયાંજ આપની સાથે રહીશ." ચે-સે-ચે
ઘણો નારાજ થતો જોઇને સ્મૃતિએ કહ્યું " જો મ્હારો શેઠ મ્હને ર
આપે તો હું ત્હમારી સાથે આવું."

સ્મૃતિના શેઠને એકાંતમાં પૂછતાં ત્હેણે કહ્યું "નહીં મહારા
ત્હમે મોટા છો, મ્હારા પર દયા કરો. ને-આ અમારો ઘણો સા
નોકર છે. તેના વગર અમારા ઘરનું કામ અટકી પડે. છતાંએ ક

ત્હેને પંડિત અને મહાત્મા બનાવી મારી પાસેથી ના છુટવી લેતા; આપને એવા બીજો નોકર મળી શકશે."

સ્મૃતિ જ્ઞાનકીર્તિના જીવન ચરિત્ર આ લેખનારાઓએ લખ્યું છે કે, "સ્મૃતિના શેઠને ચે–મે–ચગે ઘણું ઘણું સમજાવ્યો છતાં પણ સ્મૃતિને છુટા કરવા તે કબુલ ના થયો છેવટે સીધી રીતે તે નહિ માને એમ લાગતાં ચે–સે–ચગે પોતાની દિવ્ય શક્તિનો પરચો બતાવ્યો. જોત જોતામાં તા–નગ્ ઉપરના આકાશમાં વાદળ ઘેરાયાં. ગાજવીજ સાથે જોરથી વરસાદ પડવા માડયો, બ્રહ્મપુત્રામાં પાણી ચડયાં અને ગામમાં પેસવા લાગ્યા. ચે–મે–ચગે પૂછ્યું "ગામને ડુબવા દેવું છે ? કે ભારતીય મહાત્માને છૂટો કરવો છે ?'

છેવટે બીચારા શેઠને હા કહેવી પડી પછી સ્મૃતિએ ચે–સે–ચગે સાથે આણેલાં ભિક્ષુકનાં વસ્ત્ર ધારણ કર્યા શેઠ શેઠાણી અને ઘરનાં સર્વે નાનાં–મોટાંએ વારંવાર ક્ષમા માગી અને પ્રભાતમાં પોતાના રહેવાના સ્થાન તરફ તેમજ તેના રહેવાશીઓ પ્રત્યે દુઃખમય દૃષ્ટિએ જોતાં જોતાં સ્મૃતિ જ્ઞાનકીર્તિએ ચે–સે–ચગુની સાથે પ્રસ્થાન કર્યું".

— —o:— —

## પુનઃદર્શન

ગાઢાં વાદળમાંથી જેમ પ્રગટે ભાનુ અચિંત્યો ફરી
સંધ્યાકાશ મહીં અનૂપ જગતે શોભા ભરેલી કરી;
તેવી રીત પિતા ! પ્રભુ શું અગરી રેંસે ઝગી નૂતન
જામી આ દુઃખ વેદના વિકટથી, આપી મીઠું, દર્શન ?

( મજેનુ )

# કાવ્યમધુ

ભાનુશંકર વ્યાસ.

કાવ્યો વિશે વિવેચન લખવાનો રિવાજ એકંદરે સ્તુત્ય છે અને આપણાં સામયિકો એ રિવાજ નિયમસર જાળવે તો કવિતા વાંચનારો વર્ગ એ વિભાગ તરફ સહજ આકર્ષાય અને એ વર્ગમાં કાળાન્તરે વૃદ્ધિ પણ થાય. બેશક, આપણા કાવ્યસર્જકો પ્રજાના બધા વર્ગને પ્રથમ દર્શને જ અર્થબોધ અને રસઅનુભવ થાય એવાં કાવ્યો રચે અથવા સમગ્ર પ્રજા પ્રથમ દર્શને જ અર્થબોધ કરે અને રસઅનુભવે એ અધિકાર પ્રાપ્ત કરે ત્યારે ભલે આવાં વિવેચનો નાબૂદ થાય. પરંતુ એક ભયસ્થાન આમાં છે. જેટલાં કાવ્યોને આવા વિભાગમાં સ્પર્શ કરવામાં આવે તે ઉપરાંત બીજાં અનેક કાવ્યો લખાયાં હોય એવો સંભવ છે અને આવી ચર્ચામાં કોઇ કાવ્ય કે કવિ રહી જાય તો તેની સહેતુક અવગણના નથી થઇ એ બધાએ સમજવાની જરૂર છે. છતાં કંઇ પણ રહી ન જાય એટલી સામગ્રી એકત્ર કરવાથી જ કોઈ પણ સંપાદક આ વિભાગમાં સંપૂર્ણતા લાવી શકે.

કુમારના ચૈત્ર અંકમાં શ્રી. રમણિક અરાલવાળાનું 'વિખૂટા મિત્રને' કાવ્ય છે. કુમારમાં નીચે નોંધ આપવામાં આવે છે એટલે કદાચ વિશેષ ચર્ચાની જરૂર ન રહે. પણ એ કાવ્યના હૃદયમાં એક વસ્તુ લક્ષ ખેંચવા જેવી મ્હને લાગે છે. મૈત્રીમાં વિશ્લેષ પડતાં જે તત્ત્વને આધારે મૈત્રી સંયોજાયેલી તે તત્ત્વ નષ્ટ નથી થતું એટલે જ કવિ 'હું હવે ફરીશ બમણે બળે ખંતમાં આપણી ઝંખને' એમ કહે છે. આ કાવ્યમાં કરુણરસના ઉદ્ભવને બદલે તેનું શમન જ છે

યથાર્થ છે કુમારના ધ્વનિ વિભાગમા બે કાવ્યો છે બન્નેમા ક્યાક તો છે પણ અર્થ દર્શન બહુ સ્પષ્ટ છે એટલુ કહેવુ જોઇએ 'લઘુક મન' શ્રી. મોહિનીચંદ્રનુ કાવ્ય છે સૃષ્ટિમા બધાય તત્ત્વો જ પ્યા છે છતા ન્હાનકડુ મન નથી જ પ્યુ એ હકીકત પર આખુ કાવ્ય રચાયુ છે ધરતીને પાપપુણ્યોની ધાત્રી શા માટે કહી છે? કઇક પુનરુક્તિ પણ કાવ્યમા છે બીજુ કાવ્ય હોળી'શ'નુ છે તેમા અતે જે હિંસાત્મક યુદ્ધનો ધ્વનિ છે તે અત્યારે જરાક અપ્રસ્તુત લાગે છે

ઉર્મિના માર્ચ અને એપ્રિલ એમ બે અકો જોયા પ્રથમ અક મહાસભા અક છે એટલે તેમા સ્વાભાવિક રીતે જ પ્રાસગિક કવિતાનુ પ્રાધાન્ય છે પ્રસગથી પર કવિ અને કાવ્ય બને બની જાય એવુ તો કવચિત્ જ બને છે. શ્રી માણેકનુ 'સ્વય વર' કાવ્ય જરાક જૂનુ લાગે છે પ્રાસગિક કાવ્યોમા આવી મર્યાદા જ નડે છે શ્રી ઇન્દુલાલના 'વણથભી વાટમા અર્થબોધ દુર્ઘટ થઇ પડે છે આ મુશ્કેલી એમના કેટલાક કાવ્યોમા અગાઉ પણ અનુભવી છે અને અગિયાર કે બાર અક્ષરોના ટૂકા છન્દોમા અર્થબોધ સત્વર જ ન થાય ત્યારે તો અસ્વસ્થ પણ થઇ જવાય છે બેશક શ્રમ લઇને વાચક પોતાના કાવ્યનો અર્થ બેસાડે એવી ઇચ્છા કવિને હોય તો જુદી વાત છે બીજા અકમા શ્રી હરિલાલ પડ્યાનુ 'કાવ્ય સભર' છે કેટલીક પક્તિઓ સારી છે એટલુ આ કાવ્ય વિશે અવશ્ય કહેવુ જોઇએ, શ્રી રજનીકાન્ત દેશાઇનુ રામનો પશ્ચાતાપ હાલમા અર્વાચીનતા આણવાના પ્રયાસ જેવુ છે તપ કરતા શૂદ્રને મારી નાખવા માટે મરણ સમયે પશ્ચાતાપ કરતા રામનુ ચિત્ર આ કાવ્યમા છે શ્રી ઇન્દુલાલ ગાધીએ ત્રણ સોનેટમા ત્રણ ચિત્રો દોર્યા છે, એક દમયતીનુ, બીજુ ઓખાનુ અને ત્રીજુ ગણકેલીનુ ન્હાના સોનેટમા કેટલીક રેખાઓ આવે? છતા દમયતી અને રાણક બન્નેમા કવિને વધારે સફળતા મળી છે

તને ગમે પથ્થરની પરોશમાં
પડી રહી જાગૃતિ ક્ષત્તવાનું.
(રાણકદેવી)

શ્રી. માણેકનું 'સંસ્કૃતિનું ગાન' લાંબું છતાં અંતે જાણે અધૂરું હોય એવું લાગે છે. સંસ્કૃતિ મૂળ જન્મથી વિકાસ પામી બુદ્ધ-અશોકના સમય સુધી પહોંચે છે અને ત્યાં ગાન અટકે છે. બેશક હિંદની-આર્યજનોની સંસ્કૃતિનું જ આ ગાન છે બુદ્ધનું ચિત્ર સુરેખ અને સારું છે. એ કાવ્ય વિશે બીજી કાંઇ નોંધ નથી એટલે આ કાવ્ય આટલે કેમ અટક્યું તે સમજાતું નથી.

કુસુમ નામનું એક ચાર માસી મળ્યું. તેમાંના એકેક કાવ્યોનો ઉલ્લેખ કરવાની જરૂર છે. શ્રી. લાલજી ગોહિલનું સુખ કાવ્ય સરળ અને સારું છે. અંદરનો તત્ત્વજ્ઞાનનો ધ્વનિ કાવ્યને વિચારાત્મક બનાવે છે એટલે ઊર્મિનો અંશ દબાઇ જ જાય છે. બીજું એક કાવ્ય પતીલનું છે. એક વિચાર પર રમત કરી આખું કાવ્ય ઊભું કર્યું છે. બ્દોની કે શબ્દસમૂહોની પુનરુક્તિમાં કાંઇ ખાસ રહસ્ય ન હોય ત્યારે એ પુનરુક્તિ રમત જેવી જ લાગે.

લાવ્યો હું ઉપાડી એક ફૂલ માળીના બગીચામાંનું
છોડવા ઉપરથી છાનું,
માળીના બગીચામાંનું.
(પતીલ)

એ ઘડી મોજે કવિતા અંક પ્રગટ કર્યો તે પણ જોવા મળ્યો. એકંદરે આ અંક કવિના અંક કેમ કહેવાય તે સમજાયું નહિ. કવિતા વિશે ન હોય એવું પણ કેટલુંક આ અંકમાં હતું. શયદાની ગઝલ પહેલે પાને જ હતી. કેટલીક પંક્તિઓની સરસતા રજુ કરીને જ બતાવીશ

નિરાશા નિસાસા વસ્યા એમ દિલમાં
વસે ઘર મહીં જેમ નરનાર સાથે

× × × ×

અરે હર વસે છે અણુએ અણુમાં
કહે શું તું આવીને હરદ્વાર માથે?

ઉપરની બે પંક્તિઓ વાંચ્યા પછી એવી પ્રતીતિ નથી થતી કે કવિઓને મન જાતિ અને ધર્મ તે વિશાળ માનવજાતિ અને માનવધર્મ જ છે? ભાઈ નસીમે ગઝલના આદ્ય ઉપાસકોમાંના એક સ્વ. બાલાશંકરને અંજલિ અર્પી છે તે યથાર્થ જ છે. ગઝલના રંગે ગુજરાત રંગાયું હો કે નહિ પણ એ પરદેશી છોડને ગુજરાતની ભૂમિમાં રોપી બાલાશંકરે યથાશક્તિ સિંચન કર્યું હતું એ નિ:સંશય. શ્રી બદરી કાચવાલાનું કાવ્ય વિસ્તાર થવાથી જરાક હળવું થઈ ગયું છે. બાકી આઝાદીની ભાવનાની પૂજાનો જુસ્સો એ કાવ્યમાં સફળતાથી ઉતર્યો છે ખરો. શ્રી સરોદે ખંડકાવ્યને અનુરૂપ પ્રસંગ શોધ્યો છે પણ ખંડકાવ્યનું વાતાવરણ જરાક આછું બંધાયું હોવાથી એ કાવ્ય અસર ઓછી ઉપજાવી શકે છે. ભાઈ બેમારની કેટલીક પંક્તિઓ તો રજુ કરવી જ પડશે. આમાં કવિતા છે કે નહિ એ ન પૂછશો. એની ચમત્કૃતિ તમને અવશ્ય આકર્ષક લાગે.

તમારી વેણીમાં પુષ્પો ભર્યાં છે
અમારું દિલ એ ફૂલની પાંખડી છે

× + + +

ઠકરાઈ છે નિછાવર નિસદિન કવિજનો પર,
અથડાય સામસામે લક્ષ્મી ને શારદા છે

+ + × ×

વગાડે હિંદુ મુસ્લીમ અંધ થઇ
નિજ હકક તણા માટે
હજુ સમજ્યા નથી કે ફેડરેશન
ઢોલ ખાલી છે!

\+ + +

રોટીતણા શહીદો બેકાર છે હજારો;
કંગાલિયતને કારણ ઘરઘરમાં કરબલા છે.

ત. ખ. ની સુંદરોમાં શ્રી. શૈલુની વિષયની પસંદગી સારી છે એ સુંદરનાં જુદાં જુદાં નિવાસસ્થાનો પણ લેખકે ઠીક દર્શાવ્યા છે. પણ

'વિશ્વની લૂંટની ચક્રમાળા'
સમેત આ સુંદરી યે વિરામશ

એવું ભાવિ-ભાંખણું ભાવિ આ સુંદરી માટે કવિએ કેમ કલ્પ્યું હશે?

આ બધાં કાવ્યો સાથે ભાઈ આસીમ રાંદેરીનું 'તૂટેલું દિલ' પણ ઉલ્લેખને પાત્ર છે. એ જાતે જ પોતાના દિલનો પરિચય કરાવી દે છે.

મ્હારી વ્યાકુળતાઓ છે દુન્યાની વ્યાકુળતા,
મ્હારી સ્થિરતાઓ છે દુન્યાની સ્થિરતા,
મ્હારી સુંદરતામાં છે દુન્યાની સુંદરતા.

આ ઉપરાંત બીજાં કેટલાંક કાવ્યો પણ આ અંકમાં છે. એક એક કાવ્યનું અવલોકન કરવાનો પ્રસંગ અહિં નથી એટલે જ એ બધાંને સ્પર્શ કરવાનો મોહ જતો કરું છું.

ચૈત્ર અને વૈશાખના પ્રસ્થાનના અંકોમાં પણ બારતેર કાવ્યોનો સમાવેશ છે. શ્રી. પ્રજારામ રાવળનું કાવ્ય 'કાટસરની ટેકરી પરથી'

હતો તું તોફાની,
અરે છૂટ્ટી માની,
કદિ કદિ મ્હને ખૂબ પજવી.

× × × ×

ઘડી પ્હેલાંનું સૌ તુજ રમતમાં વીસરી જતો.

'તપો ભંગ' કાવ્યમાં શ્રી. મોદીએ પ્રસંગ કલ્પીને રજુ કર્યો છે કે એમના મનમાં પરાશર અને મત્સ્યગંધાના યોગ જેવો કોઈ પ્રસંગ છે એ ચોક્કસ સમજી પડતી નથી. 'યોગી બન્યે મનુજ ઓછું મટી શકાય?' એ પંક્તિમાં એ કાવ્યનો મધ્ય વર્તી વિચાર આપણને મળી આવે છે. છતાં ઋષિ માછી કન્યાને જુએ છે, જોઇને તરત અન્ધ–કામાન્ધ બને છે અને તરત પાછા જાગી જાય છે એ બધું બહુ ત્વરિત લાગે છે અને માનવતાનો આવિષ્કાર કરવામાં લેખકને સફળતા અપાવવામાં તેથીજ અંતરાયરૂપ બને છે.

માધુરીના આ અંકમાંની કેટલીક કવિતાઓના ઉલ્લેખ વગર આ ચર્ચા પૂર્ણ ન ગણાય એટલે તેમાંથી પણ કેટલાકને અહિં સ્પર્શ કરૂં છું. શ્રી ખબરદારનું 'ચંદાનું ગાન' સ્વ. નરસિંહરાવના 'ચંદા' કાવ્ય જેટલું સંપૂર્ણ તેમજ કલ્પનાશીલ પણ નથી. છતાં ચંદાનું સાસરૂં તે આકાશ એ કલ્પના એમણે નવી રજુ કરી છે એ કહેવું જોઇએ. એમનો મુખ્ય આશય તો ચંદાનો સેવાભાવ રજુ કરવાનો હોય એમ લાગે છે. એ છેલ્લો ખંડ જોતાં સ્પષ્ટ થાય છે.

નહિ હોય સિંધુ કે હોય નાનુ બિંદુ,
સેવાએ રહો ખીલતાં રે લોલ

ચંદા વિશેના કાવ્ય માટે આ ભાવનું દર્શન કરાવવું એ પ્રતિજ્ઞાજ એવી છે કે કાવ્યને બહુ ઉંચે ચડવા ન દે.

શું શોભવાની ઝળશે ઘડી?' એ પંક્તિનો અર્થ શો? સંધ્યાને સમયે ઉદ્દભવેલી વિચારમાળા કવિએ ત્રણ ખંડમાં રજુ કરી છે તેમાં કાવ્યનું સમાપન ઠીક લાગે છે.

> ગીધા મયુર મારા જીવનની કુંજના !
> તારૂં ય ઉર કાંઈ ખોલી જજે.
> મારા જીવનની રંગ ભરી સાંજના
> મોંઘા મયૂર! કાંઇ ખોલી જજે.

આ પ્રમાણે જીવનકુંજના મયૂરને ઉદ્દબોધનથી કાવ્ય સમાપ્ત થયું છે.

હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયના પેલા ગીતનું શ્રી. મેઘાણીનું ભાષાંતર તો બધાને યાદ હશે. "ત્યારે હાયરે હાય કવિ તને—" એટલું યાદ કરશો તો યાદ આવી જશે. શ્રી. ઉમાશંકર જોશીએ સ્પષ્ટ ઉત્તર એવાં કાવ્યોનો અહિં આપ્યો છે. અને એજ પંક્તિમાં તેનું સમાપન પણ સચોટ રીતે થયું છે.

> અમે ઘેલા છીને! પ્રથમ દુનિયા ઘેલી પલટો,
> પછી શાણા ગાણાં નવલ લવશું શાણપણનાં.

કવિને ગાંડા ગણીને દુનિયા કદીએ સુધરે ખરી! કવિનો જનતાનું મુખ છે જનતા ઘેલી છે માટે જ કવિ ઘેલો છે અને આજનો કવિ જે ગીત ગુંજે છે તેમાં જનતાના જીવનની ઉત્ક્રાન્તિ આપણને પ્રત્યક્ષ થાય છે જ. છતાં કવિ કદી પણ માનવ તો નહિં જ મટવાનો એ સત્ય ભુલવાનું નથી.

આ ઉપરાંત ત્રણ (બે કાવ્ય અને એક શ્લોક) અનુકરણ કાવ્ય (Parodies) નો ઉલ્લેખ પણ આવશ્યક છે. અનુકરણ કાવ્યોમાં મૂળ કાવ્યના વસ્તુનો, છંદો રચનાનો અથવા તો એ કાવ્યના લેખકનો ઉપહાસ ઘણીવાર હોય છે. આવા ઉપહાસ વગર કેટલીક વાર માત્ર અનુકરણ પણ માલમ પડે છે.

શ્રી. વલ્કલરાયે પ્રો. ઠાકોરની કવિતાનાં તેમને જણાયેલાં દુષણો ગણાવી સ્પષ્ટ ઉપહાસ મૂક્યો છે, વળી મૂળ શ્લોકનું પ્રતિબિમ્બ છન્દો રચનામાં આબાદ ઉતાર્યું છે. એટલે આ ન્હાના શ્લોકમા પણ એક સફળ અનુકરણ કાવ્ય આપણને મળે છે.

'દોહિયા વિના' કાવ્યમાં મૂળ રચનાનું માત્ર અનુકરણ/અન્ય વિષય લઇને કરવામાં આવ્યુ છે. અનુકરણ કાવ્ય રચવાનો આ માર્ગ ઉપરની રચના કરતાં વધારે સરળ છે. જે વિષય પસંદ કરવામાં આવે તે વિષયની રજુઆત સફળતાથી થવી જોઇએ એટલું જ આ કાવ્યમાં જરૂરનુ છે. અને એ રીતે આ કાવ્ય પણ સફળ જણાયું છે. વળી વિષય બહુ પરિચિત અને ઉપહાસને ઉચિત લેવાયો છે એ પણ કહેવાની જરૂર છે

ત્રીજું અનુકરણ કાવ્ય જરા વધારે ઉંડા ધ્વનિવાળું છે. એમાં છન્દો-રચનાના અનુકરણ ઉપરાંત મૂળ કાવ્યના લેખકને વસ્તુમાં સ્પર્શવાનો પ્રયત્ન સ્પષ્ટ જ છે ગોકળગાયની ધીમી ગતિ અને કરબીની શસ્ત એ બે વચ્ચે વિરોધ એ ઉપહાસનું મૂળ છે. 'પોકળરામ', 'સંભારિયા સોનેટ', 'ચાલ પ્રસ્થાનેરે!' વગેરેમાં કટાક્ષનુ તત્ત્વ સ્પષ્ટ જ છે.

પણ આ ત્રણે અનુકરણ કાવ્યોના લેખક બુરખાધારી કેમ છે? આપણે ત્યાં કટાક્ષો સ્હેવા જેટલી ખેલદીલી હજી નથી આવી એમજ સમજવું? પણ લેખકોમાં ઝંપલાવવા જેટલી સાહસવૃત્તિની આવશ્યકતા ખરી. જોઇએ આ બુરખો કયારે ઉપડે છે.

— — : ૦ : — —

# માધુરી

(તંત્રી નોંધ)

## ઉપનગર વસંતોત્સવ

માર્ચ મહિનામાં મુંબઈ ઉપનગર વસંતોત્સવ ઉજવાયો. ખાર. સાંટાક્રુઝ-વીલેપારલા અને અંધેરી એ ચારે પરાના. સાહિત્યરસિકભાઇ બ્હેનોએ એમાં ભાગ લીધો. શ્રી. જ્યોતીન્દ્ર હ. દવેએ વસન્તોત્સવને સફળ બનાવવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો.

શ્રી. રામપ્રસાદ બક્ષી, શ્રી. ઝીણાભાઇ દેસાઇ ( સ્નેહરશ્મિ ). શ્રી. ગોકુલભાઈ ભટ્ટ, શ્રી. ચંદુલાલ ભટ્ટ, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી. રમણલાલ વસંતલાલ, તથા અન્ય ભાઇઓએ પુર ઉત્સાહથી વસંતોત્સવ સફળ બનાવવામાં પોતાનો ફાળો આપ્યો હતો.

શ્રી. બળવંતરાય ઠાકોરે, અને શ્રી. જ્યોતીન્દ્ર. હ. દવેએ જુદે જુદે વખતે સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

રમતગમતનો મેળાવડો,પાદપૂર્તિનું વાંચન અને ભાષણો વિગેરેથી આખા ઉત્સવનો કાર્યક્રમ યોજાયો હતો. પાદપૂર્તિના વાંચનમાં શ્રી. રામપ્રસાદ બક્ષી, શ્રી. ચંદુલાલ ભટ્ટ, શ્રી. ગજાનન જોષી, શ્રી. નન્દકુમાર પાઠક, શ્રી. મોહન ઠક્કર, તેમજ અન્ય પચ્ચીસ ત્રીસ ભાઇઓએ ઉત્સાહ પૂર્વક ભાગ લઈ પાદપૂર્તિઓ વાંચી સંભળાવી હતી એમાંની ઘણીયે પાદપૂર્તિઓ સુન્દર હતી. પણ જગાના સંકોચથી અહીં તે પાદપૂર્તિઓનો ઉલ્લેખ કરી શકાય તેમ નથી.

વૃદ્ધે વર્ષે આવા વસંતોત્સવ ઉજવાતા રહે અને ઉત્તરોત્તર હઠ્ઠીથે સારા રસિક કાર્યક્રમો ગોઠવતા રહે એટલુંજ ઇચ્છીશું.

આવતો અંક

માધુરીનો ત્રીજો અંક બહાર પડયો. ચોથો અંક લગભગ દીવાળી ઉપર બહાર પડશે. પ્રથમ અંક જાન્યુઆરીમાં, બીજો અંક એપ્રિલમાં, અને ત્રીજો અંક જુલાઈ અને ચોથો અંક ઓક્ટોબરની આખરમાં નિયમીત બહાર પડતા રહેશે. આવાં સામયિકને અનેક મુશ્કેલીઓમાં થઇને ચલાવવાનુ રહે છે. જેમ જેમ ગ્રાહક સંખ્યા વધતી જશે તેમ તેમ અમે અમારા અનેક મનોરથો પાર પાડશુંજ. ગ્રાહક ભાઇઓને અમારો આગ્રહ છે કે તેઓએ તેમનાં સૂચનો–સલાહો ખુશીથી મોકલવા. એક ભાઇના સૂચનથીજ આ વખતના અંકમાં ચાલુ પૃષ્ઠ સંખ્યા મૂકી, તેમજ ચાલુ લેખો દરમ્યાન લેવાતી જાહેર ખબર ત્યાં ન રાખતાં બહાર ગખી અમે આવાં મળતાં સૂચનો માટે આભારી છીએ. અમે ખાસ કરીને દરેક ભાઇનું ધ્યાન ખેંચીએ છીએ કે તેમનો બનતો સહકાર દરેક ભાઇ આપતા રહે અને સામયિકને સંગીન બનાવવામા બનતો ફાળો આપે. જે ગ્રાહક ભાઇઓએ શરૂઆતથીજ સહકાર આપ્યો છે. તેઓ હંમેશને માટે એટલોજ સબળ સહકાર આપે, અને નવા ગ્રાહકો પણ આપતા રહે તો આજે જે પૃષ્ઠ સંખ્યા આપીએ છીએ તે વધારવાની પણ અમારી ઇચ્છા છે. અને આવી અનેક ઇચ્છા ફળીભૂત કરીએ.

માધુરીનો આવતો અંક દીવાળી અંક તરીકે બહાર પડશે. અને તે ઓક્ટોબરની આખરમાંજ ગ્રાહક ભાઇઓને મળી જાય તે પ્રમાણે રવાના થશે.

# સમાલોચના

લતા અને બીજી વાતો. કર્તાઃ ગુલાબદાસ બ્રોકર
'સોલ એજન્ટસઃ આર. આર.' શેઠની
કંપની. મુંબઈ, ૨. કીંમત રૂા. દોઢ

ભાઇ ગુલાબદાસની પંદર વાર્તાઓ આપણને આ સંગ્રહમાં મળે છે. જેમાંની કેટલીક વાર્તાઓ આજ પહેલાં જૂદાં જૂદાં સામયિકોમાં પ્રસિધ્ધ થઇ ચૂકી હતી.

બધીજ વાર્તાઓમાં લેખક સરળતાથી પાત્રો મૂકતા જાય છે. એ બધી વાર્તામાંનાં એક એક પાત્ર આપણા સમાજમાંથીજ મળી આવે,

એમાંની બધીજ વાતો ઘણી સુન્દર છે. વાર્તાના આલેખનમાં લેખકને ક્યાંય પણ સંકોચ થતો નથી. જાણે જીવન્ત પાત્રનેજ ચીતરી રહ્યા હોય એટલું સુન્દર એમનું આલેખન છે.

આ વાર્તાઓનું સ્થાન છેલ્લા ત્રણ ચાર વર્ષમાં મળેલા અનેક નવલિકા સંગ્રહોમાં ઉંચું છે. એકેએક વાર્તા દીલમાં ઉતરી જાય એજ ભાઈ ગુલાબદાસની કળા છે.

'લતા શું બોલે?'માં સુરેશ અને નિરંજન બે મિત્રો છે. લતા સુરેશની પત્ની છે દિવસો જતાં લતા અને નિરંજનનો સંબંધ અતિ ગાઢ થાય છે. 'નિરંજને આગળો ઉઘાડવા હાથ લંબાવ્યો. લતાએ આગળાને જોરથી પકડી રાખ્યો. એ રકઝકમાં બન્નેના હાથો એકબીજાને અડયા......અકથ્ય ઉર્મિના અદમ્ય આવેગે તેને આખો ને આખો વીંટી લીધો. તે બાર ઉઘાડી બેર ન જઇ શકયો' મેળવેલો કાબૂ ઓસરી ગયો અને નિરંજન પોતાનું ભાન ભૂલ્યો. તે દિવસથી નિરંજન ચાલી જાય છે. સુરેશ લતા સાથે નિરંજનને ઘરે જાય છે. પણ નિરંજન ત્યાંથી ચાલી ગયો છે. લતા કારણ જાણે છે પણ તે કારણ સુરેશને કેમ કરીને કહે. જીવનમાંજ બનતી વાતો અને શબ્દોમાં ઉતારવી, આબેહુબ ઉતારવી એ કળા ભાઇ ગુલાબદાસને સહજ સાધ્ય છે.

'જીવનની મોજ' માં શાંતા જેવી અનેક શાંતાઓ કોઇપણ સમાજમાંથી મળી શકશે. નવીન અને શાંતા લગ્નને બંધન માને છે, અનર્થ માને છે. લગ્નમાં બન્ને નથી માનતા પણ આખરમાં

જીવનની મોજ માણતાં એ શાંતાને ગર્ભ રહે છે. સમાજની બ્હીક અને ન માનતી તેજ વાતો એના કાને અથડાવા લાગે છે. શાંતાની મા દીકરીની આબરૂ સાચવવા હવાફેરને બ્હાને બ્હારગામ શાંતાને લઈ ચાલી જાય છે. પણ ભાવિ બાળકના પિતા નવીને તો સ્પષ્ટ કહી દીધું હતું, 'શાંતા ! એ બાળક મારૂંજ છે તેની ખાતરી શી ?' આ શબ્દો એક નવીનનાજ નથી, પણ ચારે બાજુના માનવ-વિસ્તારમાંથી આવર્તતાજ ધ્વનિ છે. જીવનની મોજ પુરૂષ મ્હાલે છે અને સ્ત્રી ભોગવે છે. આખરની દશાએ શાંતા જુએ છે; "મરણને વશ થવામાં નિર્બળતા હતી પણ આમ ભાગી જવામાં તો કાયરતા હતી." કાયરતા દેખાડવા કરતાં નિર્બળતા દેખાડવા એની બીંની આંખો તલસે છે. અને સાગરનાં ધીમે ધીમે વહી આવતાં પાણી ભણી ચાલી. તેને આવકારતાં હોય તેમ પાણીએ તેના પગને ચુમ્યા; તેણે ડગલું આગળ ભર્યું. જીવનની મોજના દામ તરીકે શાંતાએ પોતાનું જીવન હોમ્યું, પણ નવીને જ્યારે આ વાત સાંભળી ત્યારે તે એટલુંજ કહે છે. 'કેટલી મૂર્ખ ! લાગણીવશ બેવકૂફ !'

આ વાર્તામાં નવીન અને શાંતાનાં પાત્રો તદ્દન સચોટ ચીતર્યાં છે..અને એ મોજના આખરના પરિણામ સુન્દર રીતે ભાઇ ગુલાબદાસ લાવી શક્યા છે.

મુગ્ધ લાગણીને પણ શબ્દોમાં ઉતારવાનું ભાઇ ગુલાબદાસ નથી ચુકયા. 'ગાડી'માં એ વાર્તા અત્યંત સરળતાથી અને સફળ રીતે એમણે ઉતારી છે. પ્રેમની શરૂઆત એટલે લાગણી. એ લાગણીને આબેહૂબ ભાઇ ગુલાબદાસે એમાં ચીતરી છે. 'પેલી ચોપડી જરા-આપશો ?' પ્રિયા કરવાના કોડ સેવતા અનેક યુવાનોએ આ એકજ પ્રશ્નથી વાર્તાલાપ શરૂ કર્યો હશે. વિજયે પણ ધ્રુજતા અવાજે એજ પ્રશ્ન પૂછ્યો. ધીમે ધીમે વિજયને હિંમત આવવા લાગી અને છેવટે જયાની પ્રણયભીની આંખો અને લાલિમાભર્યા ગાલ સામે જોઇજ રહ્યો.

આ વાર્તાઓને આવકાર આપતાં આનંદ થાય છે એટલુંજ નહિ પણ ભાઇ ગુલાબદાસ આવા અનેક સંગ્રહો આપે એ અપેક્ષા રાખીશુંજ.

## સ્વીકાર :

(નીચેનાં પુસ્તકોની સમાલોચના હવે પછી આવશે. જગા સંકોચનાં કારણે આ વખતે લઇ શકયા નથી.)

**એકટિંગના હુન્નરનું વહેવારુ શિક્ષણ:** લેખક ફિરોઝશાહ રૂસ્તમજી મહેતા મૂલ્ય; ૧–૧૨–૦ પ્રકાશક કર્તા. ૧૪, કાત્રક પારસી કોલોની, કરાંચી.

**અભિષેક:** લેખક વિનોદ હ. ભટ્ટ (આનંદેશ); પ્રકાશક ચાંપશી ઉદેશી, ૨૫ પોલોક સ્ટ્રીટ –કલકત્તા. કીંમત રૂા. ૧–૮–૦

**રાંસ પંચાધ્યાયી:** અનુવાદક અ. ના. ભટ્ટ. પ્રકાશક કર્તા:–ગોમતી તટ, ડાકોર, મૂલ્ય ૦–૬–૦

**ક્ષય એટલે શું:** લેખક ડૉ. પ્રાણજીવન મા. મહેતા. પ્રકાશક કર્તા. મૂલ્ય બે આના.

**હીરાકણી:** લેખક સુંદરમ્: પબ્લીશર્સ વોરા એન્ડ કું. ૮ રાઉન્ડ અને બીજી વાતો. બીલ્ડીંગ, મુંબઇ, ૨.

**ગુલાબ:** લેખક પ્રકાશક:–નરીમાન સોરાબજી ગોળવાળા, કુબાસ મકાન. નેપીઅર સ્ટ્રીટ સદર કરાંચી.

**વિનાશના અંશો–માયા–કર્તા સ્વપ્નસ્થ:** પ્રકાશક: ભનુભાઈ ર. વ્યાસ, કાજી ચકલા, કિંમત પાંચ આના, જામનગર

---

આ ત્રિમાસીક દેસાઇ પ્રી. પ્રેસ ,ગાયવાડી મુંબઇ નં. ૨ માં દયાળજી ભાઇદાસ દેસાઇએ છાપ્યું. અને મગનલાલ લાલભાઇ દેસાઇએ વીલેપારલે (મુંબાઈ) થી પ્રગટ કર્યું છે.

# આનંદ ગ્રંથાવલિ

'અંજલિ,' 'ઉર્મિ,' 'નવરચના,' 'આરોગ્ય,'
પ્રવૃત્તિના અમારા ગ્રાહકોને પોણી કિંમતે—

## શ્રાવણી મેળો,

લે ઉમાશંકર જોષી

પાકું પૂંઠું : દ્વિરંગી જેકેટ : મૂલ્ય દોઢ રૂપિયો

ગુજરાતના યુવાન કવિ અને નાટ્યકારનો આ વાર્તાસંગ્રહ તમામ અવલોકનકારોએ સત્કાર્યો છે. આપણે ત્યાના સર્વશ્રેષ્ઠ વાર્તાસંગ્રહોમાં આની ગણના થાય છે

## હીરાકણી

લે, સુન્દરમ્

પાકું પૂઠું : દ્વિરંગી જેકેટ : મુલ્ય દોઢ રૂપીયો

'ત્રિશૂળ'ના ઉપનામે 'કૌમુદિ' 'કુમાર' 'પ્રસ્થાન' ઇત્યાદિ ઉચ્ચ કોટિનાં માસિકોમાં લખેલી વાર્તાઓ અને થોડીક અપ્રસિદ્ધ વાર્તાઓનો આ સુંદર સંગ્રહ હમણાજ પ્રગટ થયો છે 'કાવ્યમંગલા' અને 'કોયા ભગતની કડવી વાણી'ના કર્તાનું આ પુસ્તક વાચવાનુ ન ચૂકશો!

## ત્રણ અર્ધું બે અને બીજી વાતો

લે ઉમાશંકર જોષી

પાકું પૂઠું : દ્વિરંગી જેકેટ. મુલ્ય દોઢ રૂપીયો

જેની નામમા નવીનતા એની વાર્તાઓમા નવીનતા છે. 'શ્રાવણી મેળા'ને આવકાર મળ્યો તેથી પ્રેરાઇને પ્રગટ કરેલો આ બીજો વાર્તા સગ્રહ છે. ગુજરાતનું સાહિત્યધન વધારવામાં આ સગ્રહ ઉપયોગી થશે

## જાગતા રે'જો

લે સોપાન

(ઑગ'ટના અતે બહાર પડશે)

પાકું પૂઠું : દ્વિરંગી જેકેટ. મુલ્ય બે રૂપિયા

સરળ, સીધી અને જોરદાર શૈલીમા માનવજીવનની સમસ્યાઓ ઉકેલતી આ નવલકથા ગુજરાતમાં હોંસપૂર્વક વંચાશે 'જાગતા રે'જો' એક રાષ્ટ્રીય નવલકથા છે એમા સક્રિય અને નિષ્ક્રિય આદર્શવાદની અથડામણ છે.

ભારતી સાહિત્ય સંઘ,
પાનકોર નાકા. અમદાવાદ.

# માધુરી

## વહેલામાં વહેલી તકે લવાજમ ભરો.

એના દરેક અંકમાં કાવ્યો, કાવ્ય મધુ નામનો કાવ્યોની સમાલોચના કરતો લેખ; ત્રણથી ચાર વાર્તાઓ–પ્રવાસ–સંશોધન તેમજ રસાયન અને ઈતિહાસ પરના નેષ્ણાતોથી લખાયેલો લેખો આપવામાં આવશે.

### થોડાક અભિપ્રાયો.

આપણા ગુજરાતી સાહિત્ય જેવાં ઝડપથી પ્રગતિ કરતાં સાહિત્યમાં નવનવીન માસિકો અને ત્રિમાસિકો માટે જોઇએ તેટલો અવકાશ છે, દુનિયા વીરની તથા સાહસિક પુરૂષની છે, અને જેનામાં શક્તિ હશે તે જીતશે. એ શક્તિ તમને સાધ્ય થાઓ એ મારા આશીર્વાદ છે.

આનંદની વાત છે કે "માધુરી"ના પ્રથમ અંકમાંજ તમે આધુનિક ગુજરાતના જાણીના ઠરેલ અને વિદ્વાન લેખકો ને કવિઓ ઉપરાંત નવીન જોમ અને દૃષ્ટિવાળા યુવાન ઉત્સાહી લેખકો ને કવિઓનો સહકાર મેળવી શક્યા છો. તમારા સાહસને ગુજરાતી ભાઇઓ કદર કરીને ઉત્તેજન આપે, અને તમને સુયશ મળે એજ આશિષ છે.

મદ્રાસ, તા. ૧ લી માર્ચ ૧૯૩૮. **અરદેસર ફરામજી ખબરદાર.**

'માધુરી' જોતાં 'માનસી'નો પડઘો પડે છેઃ રૂપ, આકાર વગેરેમાં 'માનસી'ને મળતુંજ છે. વધારામાં 'વિષયસૂચી' જોતાં અને લેખ વાંચતાં પણ 'માનસી'ના ઉચ્ચ ધોરણના ભણકારા વાગે છે. આ અંકના લેખકો ઉચ્ચ કોટીના છે એટલે અંક પણ ભભકદાર તેમ સંગીન થયો છે.

તા. ૧૬મી માર્ચ ૧૯૩૮. **દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

આ 'માધુરી' સાહસના ઉત્સાહી તંત્રીએ જૂના જાણીતાની સાથે અવનવા લેખકોનો સહકાર પ્રથમથી સાધ્યો દેખાય છે. અને એમ વિષય વિવિધતા પણ મેળવી છે, એ એનું લક્ષણ મને આશાસ્પદ લાગે છે.

મુંબઇ, **બળવંતરાય ક. ઠાકોર.**

'માધુરી'નો પ્રથમ અંક મને ઘણો આશાસ્પદ લાગ્યો છે. ભાઈ મંગનલાલ દેસાઇએ એની તૈયારી પાછળ જે શ્રમ લીધો છે તે ઘણે અંશે સફળ થએલો દેખાય છે. ગુજરાતના મોખરા પ્રતિષ્ઠિત લેખકોનો સહકાર એ મેળવી શક્યા એટલુંજ નહિ, પણ આ અંકનો કાવ્યવિભાગ એઓ બહુ ઉચી કોટિનો રાખી શક્યા છે એ બહુ આનન્દજનક છે.

**જ્યોતીન્દ્ર હ. દવે.**

# માધુરી

ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક [ગ્રંથ ૪.

તંત્રી:
મગનલાલ લાલભાઇ દેસાઇ

સાલ મુબારક!

દિવાળીએ નવ દીપ! ઉર આંગણાં રેલ.

* * *

વિક્રમનું આ બેસતું નવું 'વર્ષ' અમે અમારા
સર્વ ગ્રાહકોને મુબારક ઇચ્છીએ છીએ.

માધુરી કાર્યાલય :: વીલેપાર્લે

| | | |
|---|---|---|
| લવાજમ દેશમાં રૂપિયા ત્રણ | # માધુરી | લવાજમ દેશબહાર શીલીંગ છ. |

ઑક્ટોબર ૧૯૩૮ : અનુક્રમણિકા : વર્ષ ૧ : અં. ૪

# મેઘાનું ગાન

સૂર્યતણી કીકીમાંથી હું ફૂટી ઘડીભર નિકળુ બ્હાર,
તારકકિરણોને લઇ સાથે ચંદ્રસુધાની ભરી લઉં ધાર,
મેઘઉદધિના પૂરા જેવા વાદળ પર મધ ચૂસતું ત્યાંય
ઇંદ્રધનુષ્યપતંગ ઠગીને બેઠેલું દીઠું રસમાંય!
જય જય હે! જય જય હે! જય જય જય જય!

એહ પતંગતણી પાંખે હું બેસી ઉતરી આવું હેઠ,
સૃષ્ટિતણાં સૌન્દર્યકુસુમ સૌ ચૂંટતી ત્યાં માલણની પેઠ,
ચૌદ ભુવનમાં ચગતી ઝૂલતી ઝીલતા મોંઘા પ્રભુ સંદેશ-
એવી કો કવિની કીકીમાં હસતી હસતી કરું પ્રવેશ!
જય જય હે! જય જય હે! જય જય જય જય!

કંઇ કંઇ ભાન અને સ્વપ્નોની ઝાવર ત્યાં ગુંથતી હું જાઉં,
ઉંચા સમા કવિહોઠ-પાંખે રસભર ચુમ્બન ઠગતી ગાઉં
દિવ્ય હૃદયથી ઊંડે ફુવારા, તેમાં સપ્તકિરણને રંગ
નિજ પ્રતિછાયા નાખી જગને આંજે ઇંદ્રધનુષ્યપતંગ!
જય જય હે! જય જય હે! જય જય જય જય!

દીઠેલું ફરી નવું બતાવું, નહી સરજેલું સરજું સ્હેજ,
નામ વિનાને નામ અપાવું, રૂપ વિનાને રૂપ સતેજ!
કમળ થકી પણ કોમળ વાણી, મેઘ થકી પણ શબ્દ પ્રચંડ,
સૂર્યથકી પણ જ્યોતિ અનેરી, યુગયુગ તપતી કીર્તિ અખંડ!
જય જય હે! જય જય હે! જય જય જય જય!

પતંગ મારું પળપળ પલકે, બેસે ઠરી નહીં બહુ વાર,
વાદળના મધપૂડાને ત્યાં તૂટતો નિરખે નભ મોઝાર:
પલકારે કવિકીડીમાંથી મુજને લઇ નભ ઊડી જાય:
પૂડો ત્યાં વિખરાય, પતંગ વિલાય—અને લઉં ઘેર વિદાય!
જય જય હે! જય જય હે! જય જય જય જય!

૭૮૮, જાલાં મેનશન,
જામે જમશેદ રોડ, પારસી કોલોની,
દાદર, મુંબઇ, ૧૪.
અરદેશર ફરામજી ખબરદાર

## રજની—ગાન

ભાણુ ડુબ્યો સાંજ પડી
બજી રેણુ તણી ઘડી—
રહ્યું અરૂપ રૂપ ગળી
શાન્તિ રહી પોકારી છડી!

સ્વપ્ન ઝવેરાત ભરી
શૂન્ય તણી નાવડી!
ચલો અનામી ઘાટ પ્રતિ
નામ રૂપ ધરણી ત્યજી!—

ચલો દોસ્ત! સાથ ચલો!
વિશ્વ વિસંવાદ ત્યજો!
રજનીનેં સોહાગ ભર્યો
પંથ નવો ઝૂલતો!—

સ્નેહરશ્મિ

# દયાનંદ સરસ્વતી

હશે ભયવિહીન કો સુભટ આ મહાવીર કે,
ડગે ડગ અજેય ઓજ પથરાવતો ભૂ પરે ?
અખંડ નિજ બ્રહ્મચર્યતણી દીપ્તિ અંગે ધરી;
અદમ્ય પુરુષાર્થ મૂર્ત થઇ આવિયો ભવ્ય વા ?
થયો પ્રકટ વીર્યપુંજ અમ પૂર્વ-આર્યો તણા,
ધરી વદન વેદજ્યોત, જયઘોષ મંત્રો તણા.
અમોઘ બલનો ફરી ભરતખંડ ઢંઢોળતો,
અપૂર્વ નિજ શુદ્ધ આર્યમહિમા ફરી સાધવા ?

વિશાલ નયનો, શી વીજ ઝબકી રહી આંજતી !
વિદીર્ણ લવ દૃષ્ટિઓજ થઈ દર્પ સૌનો જતો.
મહોન્નત સ્વભાવ આભ લઇ બાહુમાં બીડતો,
દિગંત ફરકાવતો ધ્વજ અમર્ત્ય આર્યત્વનો.
'પ્રબુદ્ધ થઇ યજ્ઞના અમર અગ્નિ શું ઉતર્યા,
અવેદમય અંધતા વિમલ સ્પર્શથી ટાળવા ?

હશે પરશુરામ ભીષણ સ્વરૂપ ધારી ફરી,
કુઠાર લઇ રૂઢિનાં વન વિદારવા આવિયા ?
શકે અવતરેલ વા દૃઢ પ્રતિજ્ઞ ગોવિંદ એ,
પિવાડી રસ મૃત્યુનો, અભય કેસરી વીરનો.
સમાજ સરજી, અકેલ લખ સાથ સૂઝાવવા.
પ્રચંડ ગિરનાર સોરઠતણા દયાનંદ હે !
લસે તવ છબી સમીપ અમ શીર્ષ ઝૂકી પડે.

પૂજાલાલ

## કવિનું ઘર

રજની બાલા લઇ પાંચીકા આવી રમવા વ્યોમે,
મૌન ધરી ડુંગર સહુ બેઠા મીટ માંડીને ભોમે:
ડુંગર, ડુંગર એ પાંચીકા વેર્યા કુડે કુડે,
સાગર સરિતા ને સરવરમાં કૈંક પડ્યા જઇ ઊંડે.

નગરતણી અંધારી પોળે એક હતું ઘર જૂનું,
સૃષ્ટિ તણા સત્કાર થકી નિજ છપ્પર અધિકું સૂનું;
વાયે ઘરનાં નળિયાં ખસતાં, પણ કવિનું ન ઉપડતું,
કોઇ દિવસ યે ના મેં સૂણ્યું ત્યાં નળિયું ખડખડતું!

ઘર પાછળની ભીંત તુટેલી ને આગળની વાંકી,
કાળાં મેશ સમાં લક્કડની ખૂબસૂરતી છે ઢાંકી!
સસ્તે ભાડે ઘર શોધીને કવિજન વસવા આવ્યા,
ઓરડીની ચારે ભીંતો પર પુસ્તક સ્તંભ ઊઠાવ્યા.

કવિ, ધણિયાણી, સાત છોકરાં, નવ જણનું એ ધાડું:
જેમ તેમ કવિ ખંભો મારી ચલાવતા નિજ ગાડું.
રોજ રોજ ત્યાં પત્ની ઘરમાં કરતી રચના સારી,
કો'ક વેળ કહે, 'વ્હાલા કવિ! શી પુસ્તકની બલિહારી!'

રાતે નીંદરમાંથી કવિ પણ ઝંખે દુનિયા ન્યારી,
ચંદા ને કોયલનાં ગાને પરી દે ઉર્મિ ઉતારી!
તાજ અને કંચનજંઘા પર ઊડે કલ્પન પંખી,
ઝબકી જાગી જોતાં ત્યાં તો અંધારાં રહે ડંખી!

એવામાં ત્યાં સુણ્યો ભબાકો: ઘીની બરણી ફૂટી,
પુસ્તક સ્તંભ પડ્યો ત્યાં નીચે ભીંત ઉપરથી તૂટી!
ચૂલા પર કંઇ પગલાં ચાલે, ખખડે ચીની પ્યાલાં,
'ચ્હા કરવા બેઠા ઊંદરડા,' કવિને થયાં ઉજાળાં!

'જાગ, અલી! થઇ ભાંગફોડ, જો, મ્હેમાનો ખુબ આવ્યા–'
અલીએ જાગી દીપ જગાવ્યો, અતિથિ વ્યર્થ ભગાવ્યા!
'ઘર માણું આ જૂનું, તેમાં રસચટકાં શાં ચાખ્યાં?
ઠામ હતો ઉંદરનો ત્યાં ક્યાં અમને લાવી નાખ્યાં?–'

'ચાલ સખી! તેમાં શું બગડ્યું? બદલીશું ઘર કાલે–
માનવને ત્યાં નહિ તો ઉંદર કોને ત્યાં જઇ મ્હાલે?"
સમજાવી કવિ સૂતા પાછા મધરાતે બે વાગે,
ઊંઘે પોળ મહીં સહુ ત્યારે આ ઘરમાં બે જાગે.

આજ ઊંદરડે નૃત્ય કર્યું ને કાલ નાચશે તારા:
કવિ સવારે જશે બજારે લઇ છપ્પરના ભારા!
ઘર જૂનું તો કાવ્ય નવું કઇ કવિ અંતરથી સરશે,
ઉંદરની મિજબાનીમાંથી કવિબાની પાંગરશે!

'કોલક

# મિલન

ઉર સધાયાં આજ આભ–અવનિ કેરાં,
અવનિ કેરાં સ્નેહ ઘેને ઘેરાં.
વસમો વિયોગ તપ્યો વૈશાખી વાયરે,
ધરણીની ધીર ખૂટે જેઠ ઝાળી જ્વરે:
ઉતરે અષાઢ ત્યાં ખાતો લ્હેરાં–
આભના અગાધ ઉરે અભો હિલ્લોળ,
અવનિને અંગ અંગ હરિયાળી ડોલે;
જોને રચાય સપ્તરંગી રંગ
ઉત્સવ રચાયે વિશ્વભરમાં મિલનનો,
સર્જન સંગીત સાથ સરિતા નર્તનનો;
આજે અખિલ તણાં રૂપ અનેરાં–

પિનાકિન્ ત્રિવેદી, બી. એ.

# વિષાદ

- હરિણી વૃત -

બહુ દિવસથી મારે હૈયે ગમે ઘર છે કર્યું,
મનડું મુજ આ કોઇ રીતે કરાર ન પામતું.
શુંય અનુભવું છું હું તે ના શકાતું કહી; ઘણા
દિવસથી દુભાઉં છું: કેવું અકારણતા ભર્યું,
દરદ! નથી જે કોઈ રીતે ક્ષણુય વિરામતું,
નહિ વિરમતી જેની સાથે મ્હારી વિચારણા.
સુખ થકી રહ્યો છેટો તેની. ગયો વહી કેટલો,
વખત, તુજને ધ્યાતાં, ભાગી? નઠ્ઠકપણું નહિ;
તુજ મળ્યું મને જેને માટે અનારત હું અહીં.
તરફડી રહ્યો ઉત્સાહોથી અનાવૃત, એકલો!

કર થકી મહા દાખી કોઇ મને શુંય હોય ના,
રહ્યું, થતું કંઇ એવું; ઊઠી હું ના શકતો સુખે;
મુજ અલિસમાંહેથી જારી રહેલ મને ગ્રસી.
કરી શકું ઉમંગેથી એવો મળે શ્રમ કોઇ ના,
ફરજ લઉં સ્વીકારી જેને હું મા હસતે મુખે;
મુજ અધમતા માંહેથી આ શકું શી રીતે ખસી?
વિદય જડતા! જેનો છું હું શિકાર થઇ પડયો,
કરતી મુજને તે ના છૂટો, કરી બહુ પ્રાર્થના;
યદપિ; બહુધા ભારે સાદે કર્યાં વળી તેહના
પડી ચરણમાં કાલાવાલા, અને બહુ હું રડયો!

નહિ વિરલતા છોડે કેડો વિલક્ષણ જાતની,
શ્રુતિ ઘ્યળના જેવી રહેતી સ્મૃતિ મહીં જે વસી;
પ્રસવની ભરી દેતી માથું શુન્ય ભયંકર!
જમી મગજનો માવો જાતી નઠોર સ્વભાવની,
ફિકર કરતી ના મ્હારી જણાતી જ જે કશી;

અગર કરવા દેખાતી જે અદત્ત સ્થલાન્તર!
બહુ મન હતું રાખ્યું જેમાં, હતી બહુ મેં કરી,
દિવસ રજની જેને માટે ઉરે મુજ ઝંખના;
અવગણી ઉભી છે તે આજે મહારી ઉપાસના:
હતી ન કદી જેને આરાધી મને રહી તે વરી!

કયહીં લઇ તને જાઉં? નાખું કયા સ્થળમાં તને?
કઇ વિધ તને ફેંકું ને હું કઈ વિધ હાલવું;
હૃદયની મહીંથી મારા, ઓ અમંગળ શોચના?
શકતી તુજ ના મિત્રાચારી લગાર રૂચી મને,
હૃદય મુજ છોડીને શોધી તું લે સ્થળ કો નવું;
વસ નહિ બિસંવાદો માંહિં; સુખી પુરતો વિના.
તુજ મદદ છું; લેવા માટે ફરી નહિ આવતી,
મુજ ખબર, હું ભોલાતું ત્યાં સુધી બનતી ત્વરા;
ફરી ઉપડ–તારે માટેનો ન ખેદ મને જરા!
શુંય મુજ મહીં છે એવુ કે મને નથી છોડતી?

જહીં જહીં ગયો ત્યાં ત્યાં આવી તુ માહરી સાથમાં,
ન થઇ અળગી, છાયા પેરે ગણી યદપિ નહિ,
તનની કફની જેવી મારી હતી તું રહી બની.
નિરખ્યું ઝબકી ત્યારે ત્યારે હતો તુજ બાથમાં.
બહુ હું બદલાયો, તું તો જે હતી બસ તે રહી,
થઇ પરમ ઊભેલી ભેટો સદોદિત સ્નેહની!
કહી વચ કટુ સીધી જે મેં વહોરી કૃતઘ્નતા,
અહું તુજ કને તેની માફી હતા નહિ તેં કીધા;
જરૂર જ ગુના જેના જેના તને ઠપકા દીધા,
અમ સરિખને ઓછી તારી નથી ઉપયોગિતા.

—પતીલ

# ગુર્જર રમણી

પંખી સાથ હું ઉઠુ પરોઢે, ઉજળાં ભાવિ જોતી રે,
નિરમલ જલથી ચૉક સમારી, ગવરી ગાયને દો'તી રે;
હું ગુર્જર રમણી.

ઘમર વલોણું મ્હારૂં ઘમઘમ ગરજે મુખડે લટ વિખરાતી રે,
સાથ સુહૃત મુજ રસિક હૃદયમણી સ્નેહથી છલકે છાતી રે;
હું ગુર્જર રમણી.

સરલ સુઘડ શણગાર સજી હું પાણી ઘાટે પળતી રે,
ઇન્દ્રધનુ સમી કમર લળ ત તહીં ઓઢણી દિશદિશ ઢળતી રે;
હું ગુર્જર રમણી.

સહિયર સાથે ઉભી જલ ઘાટે પૂજું બાલ સવિતા રે,
સંસ્કૃતિ દર્પણ મુખડે રણકે વિશ્વ અનન્ય કવિતા રે;
હું ગુર્જર રમણી.

આંગણુ આવે અબધુત, અતિથિ ત્યાં હું જઉં ઓવારી રે,
મન મુંઝવત પ્રશ્નો હું પૂછું, પાલવડો મુજ ઢાળી રે;
હું ગુર્જર રમણી.

માઝમ રાતે રમતી રાસે અનુપમ ઉર ઉલ્લાસે રે,
વ્યોમ વરણના વસન મહીં જગ ઝળકાવણ વીજ હાસે રે;
હું ગુર્જર રમણી.

આભઆભ એકલડી ઉડતી સણુજે જગની વ્હેનાં રે,
પિંજરપૂરી કેવળ મધુરી હું પણ નથી હવે મેનાં રે;
હું ગુર્જર રમણી.

જીવનના પટ લાંબા પ્હોળા ન્યાળું નવલી જ્યોતે રે,
જીવન વાટે સહચર સાથે દોડું યુગની દોટે રે;
હું ગુર્જર રમણી.

રમણિક અરાલવાળા

# આધુનિક તત્ત્વજ્ઞાનીઓનો સત્સંગ

ડૉ. હરિપ્રસાદ દેસાઇ

[ " આપણુ તત્ત્વજ્ઞાન " એ મથાળા નીચે ગયા અકમા મે એક લેખ લખ્યો હતો. પહેલા પણ પુસ્તકોદ્વારા, સાહિત્યકારો, કવિઓ, સતો અને જ્ઞાનીઓના સત્સગો વિષે મે યથાશક્તિ લખ્યુ છે એ બધાનુ " જ્ઞાન " એ નામથી હુ એક પુસ્તક તૈયાર કરી રહ્યા છુ ગયો લેખ અને આ લેખ તથા હવે પછી થોડા લેખો હુ લખીશ તે એ " જ્ઞાન " નામના પુસ્તકનુ છેલ્લુ પ્રકરણ બનશે ]

સ્વામી અભેદાનદ વેદાન્તને અત્યારના વૈજ્ઞાનિક, નૈતિક અને તત્ત્વજ્ઞાનના વિચારો સાથે સરખાવી, કર્મ, જ્ઞાન ભક્તિ અને ધ્યાનના માર્ગોની સમજ પાડે છે વેદાન્તની સર્વસામાન્ય ધર્મ બનવાની લાયકાત સિદ્ધ કરે છે અને અતમા કહે છે તે આપણને હિન્દીઓને ખાસ ધ્યાનમા રાખવા જેવુ છે એ કહે છે કે

" આપણા નસીબના ઘડનાર આપણે પોતેજ છીએ ભવિષ્ય આપણે જ આપણુ સર્જી શકીયે છીએ આપણાજ વિચારો અને કર્મોથી આપણા ચારિત્ર્યનુ નિર્માણ થાય છે આપણા દુખો અને પરિતાપોને માટે આપણે ભગવાનને કે સેતાનને દોષ ન દેવો જોઇએ એ દુખો અને પરિતાપને માટે તો આપણે પોતેજ જવાબદાર છીએ

આપણે જેને માટે લાયક બન્યા હોઇશુ તેજ આજસુને મળ્યુ છે અને ભવિષ્યમા પણ આજે જે કરીશુ તેમાથીજ મેળવવાના છીએ વર્ત્તમાન, જે કંઈ ભૂતકાળમા આપણે કર્યુ હશે તેમાથી ઉત્પન્ન

થયું છે અને ભવિષ્ય આપણે વર્તમાનમાં જે કંઇ કરીશું તેમાંથી ઘડાવવાનું છે. સંસારનો આ અનંત નિયમ છે." વધારે આસ્તિક અને સનાતની દેખાવનો ડોળ કરનારા, જોષીઓ પછાડી આજકાલ ખૂબ પડયા છે. મુંબાઇ, અમદાવાદ, કરાંચી, કલકત્તા, મદ્રાસ જેવાં મોટાં શહેરોમાં ઇંગ્રેજી ભણેલા અને બુદ્ધિસ્વાતંત્ર્યના ખ્યાલોથી જેઓ પરિચિત હોવા જોઇએ એવા પણ, જન્માક્ષર અને કુંડળીઓ અને હસ્તરેખા વગેરે પાછળ ખૂબ સમય ગાળી રહ્યા છે. વેપારમાં જેમણે સટોરિયાં વેડા કરવા છે, જલદી તાલેવાન થવાનો જેમને અભરખો છે અને પોતાનેજ હાથે પોતાની દુર્દશા જેમણે કરી છે એવાંઓને હાથે જોષીઓ અને ક્રિયાકાંડીઓ અને કહેવાતા સંત મહંતો પોષાઇ રહ્યા છે !

પોતાનાં કર્મોને લીધે નહીં પણ "કોઇ ગ્રહ કે પનોતી; શનિ કે રાહુ એ પોતાનું બગાડયું ઠરે તો પશ્ચાત્તાપમાંથી છૂટીએ" એ આશાએ આવા બિચારા જ્યોતિષના ફળાદેશ શોધ્યા કરે છે. અભેદાનંદનાં ઉપરના વચનો એવાંઓની આંખ ઉઘાડશે. એમના ગુરુ સ્વ. સ્વામી વિવેકાનંદે પણ પોકારીને કહ્યું છે કે–" મને બોલવા દો. આપણે જેની આજકાલ જરૂર છે તે બળની છે. અને બળ મેળવવાનું પહેલું પગથિયું ઉપનિષદો છે. ઉપનિષદોનો બોધ તમે માનો કે હુંજ આત્મા છું."

જી. રી. ચેટરજી, લાહોર ગવર્નમેન્ટ કૉલેજના તત્ત્વજ્ઞાનના પ્રોફેસર છે. "આપણું સમકાલિન હિંદી તત્ત્વજ્ઞાન" માં એ લખે છે કેઃ–આપણાં જીવનનું આદિ, મધ્ય કે અંત એ વિષે આપણે સંપૂર્ણપણે સંતોષકારક ખુલાસો આપી શકીયે એમ નથી. તેજ પ્રમાણે આ વિશ્વ જેના આપણે માત્ર એક ભાગ છીએ તેને વિષે છે. એકે એક બાબતમાં આપણું જ્ઞાન અપૂર્ણ છે.

અંતરનો અનુભવ કે બાહ્ય જગતનું આપણું જ્ઞાન એવા પ્રકારનું છે કે કોઇ મહાન ગ્રંથોની વચમાંનાં થોડાંક પાનાં આપણે માત્ર ઉપર ઉપરથી જોવાં હોય !

આમ હોવાથી આપણા બુદ્ધિમાનોના ધર્મના સિદ્ધાંતો કેવા હોવા જોઈએ? જે થોડું જ્ઞાન આપણને મળ્યું છે તેને આગળ વધારવું અને જે અલ્પસત્ય આપણે જોયું છે તેને દૃઢતાથી વળગી રહેવું. આપણા આત્માએ જે સારાપણું અને સૌન્દર્ય અનુભવ્યાં તે ખીલવવા.

આપણું આખું જીવન એક નાનકડા દિવસ જેવું છે મહા ભૂતકાળ જેમાથી આપણે આવ્યા અને વધારે મહાન ભવિષ્યકાળ જેમા આપણે જવાના છીએ એ બને વિષે આપણે કંઇજ જાણતા નથી

પરંતુ આ ક્ષણભંગુર જીવતરમા પણ દૈવે આપણને હસવાની ભેટ તો આપી છે આનંદ પ્રેમ (મૈત્રી) કુદરતમા અને કલામા રહેલું સૌન્દર્ય જોવાની આંખ – આટલા તો આપણને મળ્યા છે

જીવન ક્ષણભંગુર છે તમા શું? હસવાનું પછી રડવાનું આવતું હોય તેમાએ શું?

પ્રેમ ટુંકો વખતજ ટકતો હોય અને સંજોગ પછી વિજોગ આવતો હોય તોપણ ગભરાવવાનું શું કારણ છે? કોઇ મધુરગીત "હમણા પુરું થઇ જશે" એના ભયમા ને ભયમા એ સાભળીયે–એના કુદરતના કે કળાના સૌન્દર્યના ભોગ હોય તોપણ એ બધા ઉપભોગ દૈવી છે એમા શક નથી

જીવનમા જે સારી વસ્તુઓ આપણને મળે છે તેનું યોગ્ય મૂલ્ય આપતે જાણીએ તો એ આપણો ફેરો સાર્થક થશે"

સજ્જનો કહેનાતામાથી મોટો ભાગ જોશો તો આ જમાનો નાસ્તિકોનો, ગમે એવી ગભીર વસ્તુઓની મશ્કરી કરનારાઓનો (cynics) અને ઉચ્છેદીઓનો છે તેવાઓને પણ આ ચેટરજીના જીવનનો નીચોડ બોધક થઇ પડશે નિરાશાવાદીને તો એમનો સત્સંગ જરૂર દૂર કરે એમ છે

બાબુ ભગવાનદાસ, એ પુસ્તકમાં, પોતે શ્રદ્ધાપૂર્વક શું માને છે તે ટૂંકામાં જણાવે છે. (૧) અસંખ્ય, અપાર, જુદા જુદા જીવો તથા આત્માઓ છે. (૨) એ જીવો ફરીફરી મરે છે અને ફરીફરીને જન્મે છે. ઉંચે ચડે છે અને નીચે પડે છે. બાંધે છે અને છોડે છે. ઘડે છે અને ફોડે છે, નવાં નવાં શરીરો અને નવા નવા સંજોગો સર્જવા એ પ્રવૃત્ત રહે છે. એક એક જીવ જેટલા બની શકે એટલા અનુભવો લે છે. એનો કાળ અનંત છે, એના દિક્ અથવા સ્થળને મર્યાદા નથી. એની ગતિ કે પ્રવૃત્તિનો પણ છેડો નથી. (૩) આત્માઓની ગતિના દિક્-કાળ, નાનાં અને મોટાં અનેક જાતનાં ચક્રોમાં મર્યાદિત થાય છે. આ ગતિદ્વારા જીવોની તાલમય અવનતિ અને ઉત્ક્રાંતિ ચાલ્યા કરે છે. (૪) આ બધા જીવો અથવા આત્માઓને પોતામાં સમાવી લેતો એક પરમાત્મા છે. એ સર્વવ્યાપક છે, સંપૂર્ણ છે. અનાદિ અને અનંત છે. દિક્ અને કાળને પણ એ પોતાનામાં ભરી રહ્યો છે. એ વિશ્વનો આત્મા છે. એજ બધે વ્યાપેલો અને અધિકારી છે. એનામાં કશા ફેરફાર નથી થતા એ વાત પણ ખરી છે અને ક્ષણે ક્ષણે એ પોતાનામાં ફેરફાર કર્યા કરે છે. એ વાત પણ ખરી છે. એનાજ વિચારને પરિણામે આત્માઓ અને દેહોની તથા સમગ્ર વિશ્વની બધી ક્રિયાઓ ચાલે છે.

મનુષ્ય આત્માને એક વખત તાવ ચ્હડે છે. દેહને જેમ યુવાવસ્થાનો જુસ્સો ચ્હડે છે તેમ. જ્યારે ઉન્નતિને માર્ગે-ઉંચી અને વધારે ઉંચી અવસ્થાએ ચ્હડવાની એને પ્રેરણા થાય છે. એ તાવનું મુખ્ય લક્ષણ અસંતોષ: આ સંસાર રોજને રોજ નિરાશાઓ આપી રહ્યો છે, ક્ષણભંગુર છે, દુઃખદાયક છે એવું એને તે વખતે લાગે છે. રોજનાં કર્ત્તવ્યો એને નિષ્ફળ માલમ પડે છે.

સંસારના નિયમો અને જગતનાં કારણોની બુદ્ધિપૂર્વક કરેલી એની તપાસ બરાબર ન હોય (અને શરૂઆતમાં એ તપાસ બરાબર નથી જ હોતી) તો એની નિરાશાનો આવે વખતે પાર નથી.

એણે અત્યાર પહેલા ઘણી ઇચ્છાઓ કરી હોય છે અને તેમા નિષ્ફળતાઓ મળી હોય છે આશાઓ રાખી હોય છે તેમા પરિણામે નિરાશાઓ જ મળી છે એના ભયનો, ક્રોધનો અને શોકનો ભાર આ સમયે એને એટલો બધો અસહ્ય લાગે છે કે એનુ ચાલે તો એ આત્મઘાત કરે કેટલાક નબળા મનના માણસો દૈવિ અસતોષ અને મુમુક્ષત્વ (સસારના દુખોમાથી સ્વતત્ર થવાની તીવ્ર ઇચ્છાનો યોગ) સમજતા નથી અને પાગલ રોગની ઘરડમા પડી જાય છે

પરન્તુ જેની બુદ્ધિ તીવ્ર હોય છે અને જ્ઞાનપિપાસા સાચી હોય છે તેને આ પ્રસગે અતકરણ જપવા દેતુ નથી સસારની ક્રુરતાઓ અને અન્યાયો સામે એ બડ કરવા માડે છે પોતાના દુખમા બધાજ સસારી જીવો તરફડી રહ્યા છે એમ જોઇને એ બધાને માટે એને કરુણા ઉપજે છે આ બડને અન્તે એને સાચી સમજણ થાય છે જ્ઞાન મળે છે તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે હુ કોણ છુ? શુ કરુ છુ? ક્યાથી આવ્યો છુ અને ક્યા જાઉં છુ? મારી આ સ્થિતિનુ શુ કારણ છે? એ બધા પ્રશ્નોના એ જવાબ શોધી કહાડે છે મનુષ્ય બધુઓના દુખના કારણ પણ એના સમજવામા ઝટ આવે છે પદાર્થ અને ગતિ — જડ અને ચેતનના નિયમો જાણે છે — કર્મનો સિદ્ધાત એના સમજવામા આવે છે સુખ દુખનો હેતુ જાણવા પછી એની અનેક શકાઓના સમાધાન ધીમે ધીમે થઇ જાય છે

સમજાય છે કે આ બધા અનુભવો આપવામા કુદરતનો હેતુ શરીરને મનને અને આત્માને સુદૃઢ કરવાનો છે કર્મ, લાગણીઓ અને બુદ્ધિને કેળવવાનો છે, શરીરની મનની અને આત્માની ફરજો બજાવવામા આપણને કુશળતા આપવા માટે સુખ દુખની યોજના થયેલી છે

બાબુ ભગવાનદાસને પોતાને આધ્યાત્મિક જીવન સબધે જે અનુભવ થયેલા છે તે વિષે જણાવે છે કે—૧૮૮૦ની સાલમા બનારસની ક્વિન્સ કૉલેજના મેટ્રીક કલાસમા હુ ભણતો હતો પુરાણ સમયથી બનારસ સસ્કૃત વિદ્યાનુ ધામ અને હિન્દુ ધર્મની રાજ્યધાનીનુ

શહેર છે. એ વખતે મારી ઉમર ૧૨ વર્ષની હતી. મારાં દાદીમા એમના ઉપર મને અત્યંત વ્હાલ હતું અને એ પણ મ્હને બહુજ પ્રેમથી ચ્હાતાં હતાં તે, એવામાં ગુજરી ગયાં. હું સ્મશાન સુધી એમની સાથે ગયો પણ આખે રસ્તે આ બધું શું થઇ ગયું એનાજ આશ્ચર્યમાં હું ગરકાવ થઇ ગયો હતો!

એ દર્મિયાન છાપાંમાં કંઇક સાધુ મહાત્માઓને વિષે મારા વાંચવામાં આવ્યું. ઋષિઓ અને યોગીઓ બહુ જ્ઞાની હોય છે અને હજી પણ એવા મહાત્માઓ કોઇ કોઇ સ્થળે મળી આવે છે એવું એવું એમાં લખેલું હતું.

પછી તો કંઇ કંઇ ભલા સંન્યાસીઓ અને સાધુઓ સાથે મ્હેં વાતો કરવા માંડી. દાદી માની પાસે બેસીને પુરાણ રામાયણ અને મહાભારતની ઘણી વાતો મ્હેં સાંભળી હતી. અને એમાં મ્હને રસ પણ પુષ્કળ પડ્યો હતો. દરરોજ બપોર પછી પંડીત આવતા. તે વખતે કથાવાર્તા સાથે જે તત્ત્વજ્ઞાનની ચર્ચા થતી એના કંઇક સંસ્કાર મારા હૃદય પર પડેલા હતા.

સંસારની અસારતાની વિચિત્ર લાગણી મારા કોમળ અંતઃકરણમાં વ્યાપી ગઇ!

નિશાળે જતો ખરો; રમતો, લેસન કરતો પરન્તુ એ આખો સમય કંઇક અસ્પષ્ટ ગુહ્ય દુઃખ મને થયા કરતુ. આ સ્થિતિ કરતાં કંઇ વધારે સારી અવસ્થા હશે કે નહીં એનાજ વિચાર મને આવ્યા કરતા—

પતંગિયાને તારા પકડવાની હોય છે એવી, રાત્રિને સુપ્રભાત જોવાની હોય છે એવી–નિરાશાના પ્રદેશમાંથી દૂર, કોઇ સુખી ભૂમિ જોવાની ઝંખના મને લાગી હતી.

* * *

ઉમ્મર વધતી ચાલી તેમ તેમ પેલી ઝંખના પણ બળવાન બનતી ગઇ. અંતરનાં અને બ્હારનાં દુઃખોનું કારણ શોધવા અને એ વેદનાઓ અને પરિતાપને શમાવવાના કંઇ ઇલાજો હશે કે નહીં તેની શોધમાં મન ભટક્યા કરતું હતું.

કક્કે કક્કે કઇજ પત્તો ખાનો નહીં પણ ઉપર સંસાર, જીવન મૃત્યુ–જગત–જીવ અને પરમાત્માના સબંધે એ બધુ આમરુ વિચારવું પડયું, વ્યક્તિ અને સમાજ, એક અને સમગ્રતા–સમાજ અને વિશ્વ, મર્યાદિત અને અનંત, એ બધા વિષે ખુબ વાચ્યું અને ખુબ વિચાર્યું

ગભરાયલા અર્જુનને–ભય અને કરુણાથી જેના ગાત્ર શિથિલ થયા હતા–એનાને, શ્રીકૃષ્ણે સગાસંબધીઓને મારવાનો ઉપદેશ કરતા ૭૦૦ શ્લોકોમા જગત્ અને સંસારનું રહસ્ય સમજાવી દીધા છે કર્મની મીમાંસા અને જીવનનો મર્મ એમા સ્પષ્ટ કર્યો છે એ વાચ્યા છતા મને પુરો સંતોષ ન થયો પછી માનસશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, ધર્મ તત્ત્વજ્ઞાનના વિષયો લીધા એ ઉપર એકાંત વિચારો કર્યા અને મિત્રો સાથે ચર્ચાઓ પણ ચાલુ કરી દીવી ઇંગ્રેજી અને સંસ્કૃતમા આ આધ્યાત્મિક વિષયો પરત્વે જે કઇ છે તે બધુ હુ વાચી ગયો બન્ને પગભાષાઓ અને વિષયો ગહન એટલે મહેનત બહુ પડી પણ આખરે એ બધી મહેનતનો બદલો મળી ગયો બધા જુના વિચારોને મારે ચાલુ જમાનાના વિચારો સાથે જોડવા પડ્યા પુર્વ અને પશ્ચિમ પ્રાચીન અને અર્વાચીનનો મેળ મેળવતા મારા દમ નીકળી ગયો છે પરંતુ પરિણામે વિચારો અને સિદ્ધાન્તોને જીવનમા કેમ ઉતારવા એની કુચી મને મળી

૭ વર્ષે, ઇ સ ૧૮૮૭મા મારા આત્માનો તાન ઉતર્યો શંકાઓના સમાધાન થયા અને ત્યારથી આજ સુધી વધારે ઉચ્ચ વધારે સારા અને પવિત્ર બનવાનો આદર્શ ચાલુ છે હજી આદર્શને હુ પહોચ્યો નથી હજી મારા મતરૂપી સરોવરની સપાટી પર લ્હેરો ઉપર લ્હેરો તો ચાલે છે પણ અંતરમા શાન્તિ મળી છે

આજે મને ૬૭ વર્ષ થયા, દેહ જીર્ણ થયો છે જુના વસ્ત્ર ફેકી દેવાની રાહ જોઈ રહ્યો છુ સૌનુ કલ્યાણ ઇચ્છુ છુ અંતકરણ પૂર્વક પ્રાર્થના કરી રહ્યો છુ કે જેવી શાન્તિ મને મળી છે એવી "તમને બધાને મળો!"

# સત્તરમી સદીની એક રાજસ્થાની કથા

રમણીક કીશનલાલ મ્હેતા

આજકાલ નવલકથાઓ, કિસ્સા-કહાણીઓ અને નવલિકાઓનો ખૂબ પ્રચાર થઇ રહ્યો છે. સાહિત્યમાં પ્રકાશિત થતાં પુસ્તકોમાં પણ અધિક સંખ્યા તો આવાં પુસ્તકોનીજ હોય છે. આ ઉપરાંત માસિક-પત્રો, સામાહિકો અને દૈનિકોમાં પણ એકાદ નવલિકા હોવાનું આવશ્યક માનવામાં આવે છે. આ ઉપરથી સાહિત્યના આ અંગ પ્રત્યે જનતાનો કેટલો ઝુકાવ છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. આ વીસમી સદીમાં આ પ્રકારના સાહિત્યની ઘણી વૃદ્ધિ થઇ છે અને હજૂ થતી જાય છે, છતાંયે આજથી કેટલીયે સદી પૂર્વે પણ મહાપુરુષોનાં મનરંજનાર્થે સમયે સમયે આવા સાહિત્યની રચના થયા કરતી હતી.

વિ. સં. ૧૬૦૩ માં રચાયેલ "ઢોલા-મારવણની વાત" નામક કથાનો આપણે અહીં રસાસ્વાદ કરીશું. આ કથા વિ. સં. ૧૬૦૩ માં કવિ કલ્લોલે મારવાડી ભાષામાં લખી હતી.* ત્હેમાં ક્યાંક ક્યાંક દૂહા મૂકવામાં આવ્યા છે. અને તે નીચેના દૂહાથી વ્યક્ત થાય છે—

> ગાહા ગૂહા ગીત ગુણ, કવત કથા કલ્લોલ;
> ચતુર તણા ચિત રીઝવણ, કહઇ કવિ કલ્લોલ.

પાઠકોની જાણ માટે પુસ્તકના પ્રારંભની કેટલીક પંક્તિઓ નમુના દાખલ અહીં ઉતારવામાં આવે છે—

---

* કેવળ એક પ્રતિના અંતમાં વિ. સં. ૧૬૦૩ માં કવિ કલ્લોલે ઉક્ત કથા રચ્યાનું લખ્યું છે.

સુરધર દેસ મ પૂગલ નામ નગર તિણ નગર રૌ ધણી પિંગલ નામૈ રાજા, મરુવાડ મે નરવેર રૈ ધણી ઉતરાધ ક્રાંની સમુદ તાંઈ આંણુદાંણ નરતાઈ છૈ નગરમે ચ્યારૈં વરણ સુખસૂં વસૈ છૈ મોટા સાહૂકાર ધનરા ધણી રહૈ છૈ રિધસિધ રૈ વાસો છૈ આઠ હજાર ગજા રૈ લારૈ પાયદલ ચઢૈ છૈ, પાંચ હજાર ઘોડા ચઢૈ છૈ"

પરન્તુ ત્હેણે આ કથા ગદ્યમા લખી હતી, અને ત્હેના ચાર વર્ષ બાદ વિ સ ૧૬૦૭ મા યતિ જૈન સાધુ કુશલચંદે જૈસલમેરના મહારાજકુમાર હરરાજજીના મનોવિનોદાર્થે ત્હેનો દૂહા–ચોપાઇમા અનુવાદ કર્યો હતો† તે વાત નીચેની ચોપાઇઓ પરથી જણાઇ આવે છે–

ગાહા સાત સયઅ પરિમાણ દોહા ને ચૌપાઇ જાણ
જાદવ રાવલ શ્રી હરરાજ, જોડી તાસ કુતૂહલ કાજ
જેણુય પર કવિ મુખ સાંભલી, તિણ પર મ જોડી મનરલી.
દોહા ઘણા પુરાણા અછૈ ચૌપઇ બંધ કિયૌ મૈ પછૈ

---

† ગુજરાતના એક વિદ્વાન સોલહ સૌ સતોત્તરે" નો અર્થ ૧૬૧૭ કરે છે જો એ સાચુ હોય તો આ સાલમા હરરાજજી ગાદીએ બેઠાની વાત પણ માની શકાય એક પ્રતમા "સોલર સૌ સોનોત્તરે" પાઠ પણ આપવામા આ યો છે

જૈન ગુર્જર સાહિત્યોદ્ધારક ગ્રન્થમાળાના ૭ મા મૌક્તિક શ્રી આનંદકાવ્યમહોદધિમા ઢોલામારવણીની કથા ગુજરાતી અક્ષરોમા છપાઇ છે ઉક્ત ગ્રન્થના ૧૪૪ મા પૃષ્ઠ પર આ કથાનો રચનાકાળ વિ સ ૧૬૧૭ ના વૈશાખ સુદિ ૩, ગુરુવાર લખ્યો છે પરંતુ ૧૬૧૭ મા કે ૧૬૧૬ મા વૈશાખ સુદિ ૩ ને ગુરુવાર આવતો નથી એ ગ્રન્થના ૧૫૨ મા પૃષ્ઠ પર–જ્યા સવતના વિષયમા પાઠાંતર આપેલ છે–એક પાઠ "સોલહ પનોત્તરે" પણ છે, અને વિ સ ૧૬૧૫ ના વૈશાખ શુક્લ ૩ નો ગુરુવાર પણ આવે છે

અધિકો ઓછો જોડયો બહૂ; સુકવી તિસૌ સહજ્યો સહૂ.
પડિયો જ્યહાં વલે પાંતરૌ; તહાં વિચારે કરિયો ખરૌ.
સંવત સોલહ સે સત્તોત્તરે; આખા તીજ દિવસ મનખરે.
જોડી જેસલ નયર મંઝાર; વાચૈ સુખ પામૈં સંસાર.
સંભલ સગુણ ચતુર ગહગહે; વાંચક કુશલ લાભ ઇમ કહે.
ઋદ્ધિ, વૃદ્ધિ સખ સંપતિ સદા; સંભલતાં પામે સંપદા.

અહીં બે વાત વિચારવા જેવી છે. એક તો એ કે ઉપર્યુક્ત ચોપાઇઓમાં ઉક્ત કથાનો અનુવાદ સંવત્ સોલહ સે સતોત્તરૈમાં કર્યાનું લખ્યું છે. આથી ત્હેને સંવત્ ૧૬૦૭ માં માનવી કે ૧૬૭૭ માં ! એના સંબંધમાં એટલું જ કહેવું યોગ્ય છે કે જોધપુરના ઇતિહાસ–કાર્યાલયમાં આ કથાની જે પ્રતિ વિદ્યમાન છે તે નાગોરથી મળેલી આવેલ પુસ્તકની કરેલી નકલ છે. એના અંતમાં નીચેની પંક્તિઓ લખવામાં આવી છેઃ–

"સંવત્ ૧૬૬૬ વર્ષે કાતી સુદ ૮ દિને નાગોર મધ્યે શ્રી ઉપદેશ ગચ્છે, તીટ્ટારક શ્રી સિદ્ધસૂરીશ્વર શિષ્ય મેહા લિખિતં."

આ ઉપરથી પદ્યમય અનુવાદનો રચનાકાળ ૧૬૦૭ માનવાનું જ વધારે યુક્તિસંગ લાગે છે.

બીજી વાત એ છે કે વિ. સં. ૧૬૦૭ માં જેસલમેરના રાવલ હરરાજજીના મનોવિનોદનાર્થે એ લખાયાનું કહ્યું છે; પરંતુ એ વખતે ત્હેના પિતા માલદેવજી ત્યાંના રાવલ હતા. હરરાજજીનો સમય જેસલમેરની ઇતિહાસમાં વિ. સં. ૧૬૧૮ થી ૧૬૩૩ સુધીનો આપવામાં આવ્યો છે. ત્યાર પછી ૧૬૭૯ સુધી હરરાજજીનો પુત્ર ભીમજી જેસલમેરનો રાવલ હતો. આથી સંભવિત છે કે વિ. સં. ૧૬૦૭ માં યુવરાજ સમજીને જ હરરાજજીના નામની સાથે રાવલ ઉપાધિ લગાવી દીધી હોય; પરંતુ એ વિચારવા યોગ્ય છે.

કર્નલ ટૉડે પોતાના ઇતિહાસ–રાજસ્થાનની ફૂટનોટમાં લખ્યું છે કે લૂણકરણને ત્રણ પુત્ર હતા. હરરાજ, માલદેવ અને કલ્યાણદાસ. પરંતુ

હરરાજનુ પોતાના પિતા લૂણકરણના જીવતાજ મૃત્યુ થવાથી રાવલ લૂણકરણની પછી હરરાજનો પુત્ર ભીમ જૈસલમેરની ગાદીએ બેઠો, પરતુ એ સાચુ નથી લાગતુ કારણ કે મારવાડના ઇતિહાસમાથી વિ સ ૧૬૩૩ મા જૈસલમેરના રાવળ હરરાજે પોકરણ પર ચઢાઇ કરવાનુ સિદ્ધ થાય છે અસ્તુ

હવે આપણે ' ટોલા મારવણની વાત 'ની સંક્ષિપ્ત કથા જોઇશુ–

મરૂ પ્રાન્તમા પૂગલ નામક એક નગર છે એક દિવસ ત્યાના રાજા પિગળ શિકારે ચાલ્યો, પરતુ દૈવયોગે જગલમા પહોચ્યા બાદ તે પોતાના સાથીઓથી વિખૂટો પડી ગયો ગરમીની ઋતુ હતી, એટલે થોડીવારમાજ રાજાને તરસ લાગી એટલામા ત્હેની દ્રષ્ટિ વૃક્ષની છાયા નીચે બેઠેલા એક માનવી પર પડી ત્હેની સમીપમા પાણીની એક સુરાહી પણ પડી હતી આ જોઇને રાજાએ ત્હેની પાસેથી પાણી માગીને પીધુ, અને પછી શાતિપૂર્વક ત્હેની પાસે બેસીને વાતો કરવા લાગ્યો વાતમા ને વાતમા જ્યારે રાજાને ખબર પડી કે તે પુરૂષ ભાઉ નામક ભાટ છે અને અનેક રાજદરબારોમા તે ફરે છે ત્યારે ત્હેણે પોતાનો પરિચય આપીને ત્હેને કાઇ અપુર્વ વાત જોઇ હોય તો તે કહેવાનો આગ્રહ કર્યો ભાટે કહ્યુ મહારાજ! મ્હે અનેક દેશોમા ભ્રમણ કર્યુ છે, પરતુ જાલોરના અધિપતિ દેવડા સામતસિહની* કન્યા ઉમા સમાન રૂપવતી સ્ત્રી હજુ સુધી બીજી કયાય દીઠી નથી જાણે–

ચદ્-વદન ચપક-વરણ અહર અલત્તા રગ,
ખજનનયની ખણિ કટ ચદન પરમલ અગ.

જે વખતે આ બંને વૃક્ષની છાયા નીચે બેસીને આ પ્રકારની વાતો કરી રહ્યા હતા એવામા રાજાને શોધતા ત્હેના અનુચરો ત્યા

---

* જાલોરના સ્વામી ચૈહાણ સામતસિહના સમયના લેખ વિ સ ૧૩૩૯ થી ૧૩૫૩ સુધીના પ્રાપ્ત થયા છે પરતુ કથામા વર્ણવાયેલ સાવતસિહ કયારે થયો તે વિષે કાઇ કહી શકાય તેમ નથી

આવી પહોંચ્યા. આથી રાજા ભાટને સાથે લઇને પોતાની રાજધાનીમાં આવ્યો.

કેટલાક દિવસો બાદ રાજાએ ઉકત ભાટને પોતાના માણસોની સાથે જાલોર મોકલી ત્યાંના અધિપતિ પાસે ત્હેની કન્યા ઉમાનો વિવાહ પોતાની સાથે કરવાનું કહાવ્યું. પરંતુ સામંતસિંહે ભાટને કહ્યું કે કન્યાની માગણી તો ગુજરાત ચાવડા નરેશ ઉદયચંદના પુત્ર રણધવળની સાથે થઇ ચૂકી હતી; તેથી હવે કાંઇ શકય ન હતું: આ સાંભળીને જે વખતે તેઓ પૂંગલ તરફ પાછા ફરવાને તૈયાર થયા તે વખતે સામંતસિંહની રાણીએ ત્હેમને બોલાવીને સમજાવ્યા કે જો કે કન્યાનું વાગ્દાન થઇ ગયું છે છતાંયે મ્હારી ઇચ્છા કન્યાને ગુજરાત જેવા પૌરૂષહીન અને અસ્વાસ્થ્યકર દેશમાં પરણાવવાની નથી. ત્હમે ત્હમારા રાજાને કહેજો કે અહીંથી હું જેવા સમાચાર મોકલું કે તરતજ તેઓ અહીં ચાલ્યા આવે. આ તરફ હું એવો પ્રબંધ કરીશ કે ઉદયચંદને ફકત લગ્નના એક દિવસ અગાઉજ ખબર મળે. પછી તે અહીં વખતસર નહીં પહોંચી શકે. આવી સ્થિતિમાં નેહ ચઢાવેલ કન્યાને ત્હમારા રાજાની સાથે પરણાવી દેવામાં કશો ઝગડો નહીં પડે. આ સાંભળી પિંગળના માણસો પ્રસન્ન થઇને પોતાને દેશ પાછા ફર્યા.

લગભગ એક વર્ષ પછી જ્યારે લગ્નનો સમય આવ્યો ત્યારે રાણીએ પોતાની પ્રતિજ્ઞા મુજબજ બધી વ્યવસ્થા કરી; અને દેવડી ઉમાનું લગ્ન પિંગળની સાથે થઈ ગયું. જ્યારે ... સ્વામી સારસિંહે પોતાના જમાતાની સાથે થોડું સૈન્ય ... ૧૬૩૩ ... તુરતજ પોતાના દેશમાં પાછા ફરવાની સલાહ ... પી, ... હરરાજજીનો ... દિવસ પછી મોકલવાનો વિચાર પ્રકટ ... કારણ ... છે કે વિ. સં. ... ગતનરેશનો દળ-બળ સહિત આવીને ભખેડો મચાવ... સાથે રાવલ ઉપાં અને ત્હેનો એ ભય સાચો નીવડયો. પિંગળના ... બાદ ગુજરાતનો રાજકુમાર જાન લઇને જાલોરમાં આવી ... ની ફૂટએને જ્યારે ત્હેને બધી બીનાની જાણ થઇ ત્યારે તુરતજ ત્હેણે અસ્વાર મોકલીને પોતાના

પિતાને ખબર આપ્યા પરન્તુ બાજી હાથમાંથી ચાલી ગઈ હતી આથી ઉદયચંદે પુત્રને તો પાછો બોલાવી લીધો અને પોતાના સુભટોને જાલોર રાજ્યમાં ઉપદ્રવ કરવાની આજ્ઞા આપી આ પરિસ્થિતિ જોઈને પિંગળે પોતાના સસરાની સહાયતા માટે સેના સહિત જાલોર પહોંચીને ગુજરાતવાળાઓને શિક્ષા કરવાનો વિચાર કર્યો પરંતુ સામંતસિંહને તે વાત પસંદ પડી નહીં, અને કહેવડાવ્યું કે વ્યર્થ નરસંહારની કશી આવશ્યકતા નથી થોડા દિવસોમાં જ એ સૌ થાકી જશે

આમ જ્યારે આ તરફ ગુજરાત નરેશના સૈનિક જાલોરની ચારે બાજૂએ ઉપદ્રવ મચાવી રહ્યા હતા ત્યારે બીજી બાજૂએ દેવડી ઉમાને જાલોરથી તેડી લાવવા માટે, પિંગળની આજ્ઞાથી તેનો નોકર જેસલ બળદની એક જોડી તૈયાર કરવા લાગ્યો એક વર્ષના સતત પરિશ્રમથી બળદ જ્યારે પુરેપુરા તૈયાર થઈ ગયા ત્યારે એક દિવસે જેસલ રથ જોડીને જાલોર જઈ પહોંચ્યો, અને સંધ્યા સમયે પોતાની સ્વામિની અને તેની દાસીને એમાં બેસાડી પ્રાતઃકાળ થતાં થતાંમાં પૂગળ પાછો આવ્યો ગુજરાતવાળા હાથ ઘસતાજ રહી ગયા, નવ માસ બાદ ઉમાના ગર્ભથી પિંગળને એક કન્યા ઉત્પન્ન થઈ તેનું નામ મારવણ રાખવામાં આવ્યું

દૈવયોગે બીજે વર્ષે વરસાદ ન પડવાના કારણે પૂગળમાં દુકાળ પડ્યો, અને પિંગળને પોતાના પ્રજાવર્ગ સાથે પુષ્કર તરફ જવું પડ્યું એ વખતે ત્યાં ઘાસ પાણીની વિપુલતા હતી આથી વર્ષા થતાં સુધી સૌ ત્યાં રહ્યા

ભાણ ભાટ પિંગળના લગ્ન બાદ તેની આજ્ઞા લઈને અહીં-તહીં રાજદરબારમાં ઘૂમતો ફરતો હતો એક દિવસ તે નરવરના રાજા નળના દરબારમાં જઈ પહોંચ્યો આ રાજાને પણ પહેલાં પુત્ર ન હતો પરંતુ પુષ્કરની યાત્રા કરવાની પ્રતિજ્ઞા કર્યા બાદ એક પુત્ર ઉત્પન્ન થયો પુત્ર જન્મ નિમિત્તે રાજાએ મોટો ઉત્સવ કર્યો અને કુમારનું નામ સાલ્વકુમાર અને ઉપનામ ઢોલો રાખવામાં આવ્યું

જે વખતે પિંગલ પોતાની પ્રજા સાથે પુષ્કરમાં રહ્યો હતો તે વખતે ઢોલાની ઉમર ત્રણ વર્ષની થઇ ચૂકી હતી. આથી નરવરનરેશ પણ પૂર્વપ્રતિજ્ઞાનુસાર પુષ્કરની યાત્રાએ આવી પહોંચ્યા અને એ જ અરસામાં વર્ષાઋતુનો પ્રારંભ થવાથી ત્હેમને કેટલીક વખતને માટે પૂંગલનરેશના પડાવની પાસે જ પોતાનો પડાવ નાખવો પડયો—

ઊનઇયો ઉત્તર દિસા ગયણ ગરજ્જૈ ઘોર;
દહદિસ ચમકૈ દામણી મંડૈ તંડવ મોર.

થોડા જ દિવસોમાં ત્યાં બંને રાજવીઓ વચ્ચે મૈત્રી બંધાઇ. એક દિવસ બંને સાથે શિકાર ખેલવાને ગયા, પરંતુ માર્ગમાં એક સસલાની પાછળ ઘોડાને દોડાવતાં નળ પિંગળના પડાવમાં જઇ ચડયો. તે વખતે સૌ સૂઇ ગયેલાં હતાં. રાજાએ સસલાંને શોધતાં એક તંબુમાં રાણી ઊમાને અને ત્હેની પાસે જ ત્હેની કન્યાને સૂતેલાં જોયાં. નળ ત્યાંથી પાછો ફર્યો; પરંતુ કન્યાનું રૂપ જોઇને ત્હેનું લગ્ન પોતાના પુત્ર ઢોલા સાથે કરવાનું નક્કી કર્યું. જે વખતે બંને શિકારેથી પાછા ફરતા હતા ત્યારે નળે પિંગલરાજને પોતાને ત્યાં જમવાનું નિમંત્રણ આપ્યું. જ્યારે તે નરવરવાળાના તંબુમાં આવ્યો ત્યારે ત્હેનું સારી રીતે સ્વાગત કરવામાં આવ્યું બંને રાજવીઓએ થોડી વાર આડીઅવળી વાતો કરી. આખરે નળે મારવણીનું લગ્ન ઢોલા સાથે કરવાની પિંગલને પ્રાર્થના કરી. પિંગળે પણ ઢોલાનું રૂપ જોઇ તે વાતનો સ્વીકાર કર્યો; અને તે બંનેનું લગ્ન ત્યાં જ બાલ્યાવસ્થામાં જ થયું.

કેટલાક દિવસો બાદ બંને રાજા પોતપોતાને દેશ પાછા ફર્યા. તે વખતે મારવણીની ઉમર ફક્ત દોઢ વર્ષની જ હતી. આથી તે સાસરે ન જતાં પોતાના માતપિતાની સાથે પૂંગલ ચાલી ગઇ. ધીરે–ધીરે વર્ષો વીતવા લાગ્યાં અને ઢોલો મ્હોટો થયો ત્યારે ત્હેના પિતાએ વિચાર્યું કે મારવણીનો દેશ બહુ જ દૂર છે. આવા સંજોગોમાં ત્હેને તેડવા માટે પુત્રને મોકલવો ઉચિત નથી એમ વિચારીને ત્હેણે

એ કોઇને આજ્ઞા કરી કે ઢોલા આગળ કોઇએ મારવણી સાથેના ત્હેના લગ્નની વાતનો ઉલ્લેખ સરખો પણ કરવો નહી પછી ત્હેણે ઢોલાનુ બીજુ લગ્ન ઉજ્જૈનના રાજા ભીમસેનની કન્યા માળવણી સાથે કર્યુ આથી ઢોલાને પોતાના પ્રથમ લગ્નની ખબર જ ન પડી,

એકવાર ઘોડાનો એક સોદાગર નરવરમા આવ્યો, અને પાચ માસ સુધી ત્યા રહ્યો આ વખત દરમ્યાન ઢોલાને અને ત્હેને મૈત્રી થઇ ત્યાર બાદ સોદાગર ફરતો ફરતે પૂગલ દેશમા જઇ ચડ્યો ત્યા જે વખતે તે ઘોડા લઇને દરબારમા જતો હતો તે વખતે ત્હેની નજર મહેલમા બેઠેલી મારવણી પર પડી ત્હેનુ રૂપ જોઇને સોદાગર ચકિત થઇ ગયો, અને ત્હેણે એક રાજકર્મચારીને ત્હેના સબધમા પૂછપરછ કરી પોતાના મિત્ર ઢોલા સાથે આ રાજકન્યાના લગ્ન થયાની હકીકત જાણી ત્યારે સોદાગરે ઢોલાના બીજા લગ્નની બધી વિગતો પેલા કર્મચારીને કહી સભળાવી સાથે સાથે આ બધી હકીકત મહેલમા બેઠેલી મારવણીના કાને પણ પડી આથી ત્હેનુ ચિત્ત એકાએક વ્યાકુળ થઇ ગયુ—

સૌદાગર સ દેસડા સાભલિયા શ્રવણેહ,
મારવણી મનન્દ દુખ મૂક્યો જલ નયણેહ *

જ્યારે આ બધા સમાચાર રાજાની પાસે પહોચ્યા ત્યારે ત્હેમણે પણ સોદાગરને બોલાવીને બધા સમાચાર પૂછી લીધા અને સોદાગર તો વ્યાપાર અર્થે બીજા દેશમા ચાલ્યો ગયો રાજા, ઢોલાને પૂગલમા બોલાવવાનો ઉપાય વિચારવા લાગ્યો

આ અરસામા વર્ષાઋતુનુ આગમન થવાથી મારવણીનો વિરહ વધારે જાગૃત થયો અને તે વિહ્વળ બની આ જોઇને ત્હેની માતાએ રાજાને કહીને ઢોલાને બોલાવી લાવવા માટે સાઢણી-સ્વાર મોકલવાનુ શરૂ કર્યુ

---

* સોદાગરના સંદેશાને મારવણીએ મને સાભળ્યો તેથી મારવણીનુ મન સતપ્ત બન્યુ અને આખોમાથી આસુ વહેવા માડ્યા

એવામાં નરવરમાં એક દિવસ ઢોલાની માતાએ પોતાની પુત્રવધૂ માલવણીને કંઈક શ્રમ કરવાનું કહ્યું. પરંતુ ત્હેના કહેવામાં મેણું થવાથી રાણીને ગુસ્સો ચઢ્યો અને ત્હેણે પુત્રવધૂને કહ્યું કે મારી મ્હોટી વહૂ મારવણી દૂર દેશમાં છે એથી ત્હને આટલું બધું અભિમાન આવ્યું છે. એટલું કહીને રાણી ચાલી ગઈ. ઢોલો પણ આ વખતે આંખો મીંચીને ત્યાં સૂતો હતો. ત્હેણે પણ આ સાંભળ્યું. પરંતુ માલવણીએ પોતાના હાવભાવથી ત્હેને પ્રસન્ન કરીને ત્હેણે એ વાતનો ખ્યાલ ત્હેના મનમાંથી કાઢી નાંખ્યો, અને સાથે સાથે પૂંગલના માર્ગમાં પોતાના તરફથી ચોકી બેસાડવાની રજા પણ લઈ લીધી. ત્યાર પછી ત્હેણે માર્ગમાં પોતાના માણસો મોકલ્યા અને ત્હેમને ચાકરીને મારી નાખવાની ગુપ્ત આજ્ઞા પણ આપી. આથી પિંગલના દૂતને માર્ગમાં જ મારી નાખવામાં આવતા. આ સમાચાર જ્યારે પિંગળને મળ્યા ત્યારે ત્હેણે પોતાના પુરોહિતને આ કાર્યને માટે જવાની આજ્ઞા કરી. આ સૂચના મળતાં જ મારવણીએ પોતાની માતાને કહ્યું કે બ્રાહ્મણને આવા કાર્ય માટે મોકલવો ઉચિત નથી. આવી બાબતો માટે તો ઢાઢીઓ (ઢોલીઓ) ને જ મોકલવા જોઈએ, કારણ કે તે લોકો લાગ આવે ગાઈ-બજાવીને પોતાનું કામ કાઢી લે છે. રાજાએ પણ આ વાત માન્ય રાખી અને એક ચતુર ઢાઢીને નરવર જવાની આજ્ઞા આપી. નરવર જતાં જે વખતે તે ઢાઢી મારવણીના મહેલે આવ્યો, તે વખતે મારવણીએ ત્હેને કેટલીક વાત સમજાવી, અને પોતાની તરફથી પોતાના પતિને સંદેશા મોકલ્યા—

પિશુનાં ચીતો મત કરે મનહ ન બીસારેહ;
કુરઝાં લાલ બચાંહ જ્યૂં ખિણુ-ખિણુ ચીતારેહ.*

---

* દુર્જનોનાં વચનો ન સાંભળો, અને મારવણીને મનથી ના વિસારી મૂકો. કુંજ પક્ષી જેવી રીતે પોતાનાં લાલ લાલ બચ્ચાંઓને ક્ષણે ક્ષણે યાદ કર્યા કરે છે તેવી રીતે મારવણી તમને યાદ કરે છે.

પહી ભમંતો જો મિલે તો આખે એહિવત્ત;
ધણ કણયરરી કાંબ જ્યૂં સૂકી તોય સુરત્ત.
જો તૂ ઢોલા નાવિયો કાજલિયારી તીજ;
ચમક મરેલી મારવી દેખ ખિવંતા બીજ.
રાત જરૂની નિસહ-ભર સુણીજ સારે લોય;
હાથાલી છાલા પડ્યા ચીર નિચોય-નિચોય.
પંથી એક સદેસડો ઢોલા લગ પહુંચાય,
જોગન-કલિયાં મોરિયાં ભંવર ન બૈઠે આય.
ઢાઢી એક સદેસડો ઢોલા લગ પહુંચાય;
જોબન હસતી મદ થઢયો જો આંકસ દેજો આય.*

આ પ્રકારના સંદેશા લઇને જ્યારે ઢાઢી નરવરની સમીપમાં પહોંચ્યો ત્યારે ત્હેને પણ માલવણીના માણસોએ પકડી લીધો પરંતુ આખરે ત્હેણે ગાઇ-બજાવીને ત્હેમને પ્રસન્ન કર્યાં અને છુટકારો મેળવ્યો. ત્યાંથી છૂટીને ત્હેણે નરવર પહોંચી એક કુંભારના ઘરમાં ઉતારો લીધો.

---

* હે પથિક, ભમતા ભમતા, જો તુ ઢોલાને મળે તો ત્હેને એટલું કહેજે કે ત્હારી પ્રિતયમા ત્હારૂં સ્મરણ કરતા કરતાં સૂકાઇને કરેણની સોટી જેવી પાતળી બની ગઈ છે

હે ઢોલા, જો તુ કાજળિયારી ત્રીજને દિવસે નહીં આવે તો વીજળીને ચમકતી જોઇને મારવણી ચમકીને મરી જશે

કાલે રાત્રિએ મ્હેં રૂદન કર્યું તો તે ગુરૂજનોએ પણ સાંભળ્યુ; અને આંસુથી ભીંજાયેલી સાડીને નીચોવતા નીચોવતાં મ્હારી હથેલીઓમાં છાલાં પડી ગયા

હે પથિક, મ્હારો એક સંદેશો ઢોલાને પહોંચાડજે કે-યૌવનરૂપી કલિકાઓ વિકસિત થઇ છે હે ભ્રમર, તુ આવીને એના પર શા માટે બેસતો નથી?

હે ઢાઢી, મ્હારો એક સંદેશો ઢોલાને પહોંચાડજે કે-યૌવનરૂપી હાથી મદોન્મત્ત બન્યો છે. તુ અંકુશ લઇને ઘેર આવ.

અહીં ત્હેણે ભાઊ ભાટની મુલાકાત પણ લીધી. એક દિવસ જ્યારે માલવણી સાહેલીઓની સાથે બગીચામાં ગઇ હતી ત્યારે ભાઉએ ઢાઢીને બોલાવીને ઢોલા સાથે મિલન કરાવી આપ્યું. ત્હેના મુખે બધી હકીકત સાંભળીને ઢોલાએ ત્હેની ખાતર બરદાસ્ત કરી અને વિદાયની વેળાએ ભાઊ ભાટને ત્હેનો સાથ કરીને શિકારને બ્હાને કેટલેક દૂર સુધી તે જાતે પહોંચાડવાને માટે ગયો. ત્યાંથી પાછા ફર્યા બાદ જ્યારે તે મહેલમાં પહોંચ્યો ત્યારે ત્હેને ઉદાસ જોઇને માલવણીએ ત્હેનું કારણ પૂછ્યું. એના જવાબમાં ઢોલાએ વિદેશ જવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી; પરંતુ માલવણી હઠ કરીને ત્હેને રોકી રાખવાનો આગ્રહ કરવા લાગી. અને બોલીઃ–

થલ તત્તા લૂં સામ્હી દાઝે લાય હિયાँહ;
મ્હાँ કો કહિયો જો કરો ઘર બૈઠા રહિયાँહ.†

એટલે ઢોલાએ પૂંગલ જઇને મારવણીને મળવાની ઇચ્છા પ્રકટ કરી. આ સાંભળીને શોકયની ઈર્ષ્યાથી ત્હેને ચક્કર આવી ગયાં, અને જ્યારે તે હોશમાં આવી ત્યારે ત્હેણે વધારે ને વધારે હઠ કરવા માંડી. આથી ઢોલાને બે માસ સુધી રોકાઈ જવું પડ્યું. પરંતુ વર્ષાનું આગમન થતાં જ ઢોલાએ પૂંગલ જવાનો વિચાર કરીને માલવણીને કહ્યું—

બાજરિયાँ હરિયાલિયાँ બિચ–બિચ બેલાँ ફૂલ;
જેભર બૂઠો ભાદ્રવો માર દેસ અમૂલ.૧

---

† ધરણી તપી ગયેલી છે. સામી લૂ વાય છે. હૈયું દાઝી જશે, જો મ્હારૂં કહેવું માનો તો ત્હમે ઘેર જ બેસી રહો.

૧. બાજરી હરિયાળી બની છે અને ત્હેની વચ્ચે વચ્ચે વેલામાં ફૂલ લાગ્યાં છે. જો આખો ભાદરવો વરસાદ વરસે તો મારદેશ અમૂલ્ય બને.

માલવણી સામો ઉત્તર આપે છે—

મહ મોરા મંડવ કરે મનમથ અંગ ન માય;
હૂં એકલડી કિમ રહૂં મેહ, પધારૈ માંય.૨
ડૂંગરિયા હરિયા હુઆ ખનૈ ઝિંગોરૈ મોર;
ઇણ ઋતુ તીનો નીકલે જાચક, ચાકર, ચોર.૩

માલવણીના આવા આગ્રહથી ઢોલાને ફરીથી ત્રણચાર મહિના માટે રોકાવું પડયું. આ અરસામાં ભાઊ વગેરેએ પૂંગલ પહોંચીને ઢોલાના કહેલા સમાચાર રાજાને કહી સંભળાવ્યા. આથી મારવણીને પણ ઢોલાના આગમનની આશા બંધાઇ. પરંતુ આ તરફ જ્યારે ઢોલાએ શીતકાળમાં પૂંગળ તરફ જવાનો વિચાર કરવા માંડયો ત્યારે ફરીથી માલવણીએ ત્હેને રોકીને કહ્યું—

જિણ દીહે પાલો પડૈ ટાપર તુરી સુહામ;
તિણ દિન બૂઢી હી ઝરે તરૂણી કેમ રહીય ૪

પરંતુ આ વખતે ઢોલાએ ચુપચાપ ચાલી નીકળવાનો વિચાર કર્યો. આથી ત્હેણે મધરાતે જઇને પોતાના ઊંટના ટોળાના રખવાળ (રબારી)ને એક તેજ ચાલવાળા ઊંટના સંબંધમાં પૂછપરછ કરી. પરંતુ આ વાતની મલવણીને ખબર પડી ગઈ, અને ત્હેણે ઢોલાના

---

૨. પૃથ્વી પર મોર પીંછાનો મંડપ રચીને નૃત્ય કરી રહ્યા છે, અને કામ અંગમાં સમાતો નથી. હુ એકલી કેવી રીતે રહીશ? ત્હમે વર્ષાના દિવસોમાં પધારો છો.

૩. ડુંગર હરિયાળા બન્યા છે અને મોર વનમાં ટહૂકી રહ્યા છે. એવી વર્ષાઋતુમાં ભિખારી, નોકર અને ચોર એ ત્રણજ ઘરમાંથી બ્હાર નીકળે છે.

૪. જે દિવસોમાં હીમ પડે છે અને ઘોડાની રક્ષા ઝૂલથી જ થાય છે; તે દિવસોમાં-તે ઋતુમાં પ્રૌઢ સ્ત્રી પણ પતિ વિના વિકળ બને છે તો પછી તરૂણી યુવતી કેમ રહી શકે.

ત્યાંથી ખસી જતાં સૌથી તેજ ચાલવાળા ઊંટને થોડી ક્ષણને માટે લંગડો બનાવી દીધો. આમ કરવા છતાંયે જ્યારે ઢોલાએ પોતાનો વિચાર બદલ્યો નહી ત્યારે માલવણીએ ત્હેને વિનંતી કરી કે તે સુઇ જાય ત્યાં સુધી તે રોકાઇ જાય. આ વાત ઢોલાએ કબૂલ રાખી. પરંતુ માલવણી બરાબર ૧૫ દિવસ સુધી આંખનું મટકું માર્યા સિવાય જાગતી જ રહી. સોળમા દિવસે ત્હેને ઝોકું આવી જતાં ઢોલો ઊંટ પર સ્વાર થઇ ચાલી નીકળ્યો.

પરંતુ રવાના થતી વખતે ઉંટના બરાડવાનો અવાજ માલવણીના કાને પડયો. અને ત્હેની આંખ ઉઘડી ગઇ. પરંતુ તે સચેત થાય તે અગાઉ ઢોલો બહુ દૂર નીકળી ગયો હતો. આ જોઇને માલવણીએ પોતાના પોપટને ઢોલાને પાછો બોલાવી લાવવા માટે મોકલ્યો. જે વખતે ઢોલો ચ દેરીની સરહદ પાસે પહોંચ્યો હતો તે વખતે માલવણીએ મોકલેલ પોપટ પણ ત્યાં જઇ પહોંચ્યો; અને ત્હેણે માલવણીની મરણતોલ સ્થિતિના સમાચાર આપ્યા. પરંતુ ઢોલાએ પાછા ફરવાનો ઇન્કાર કર્યો ત્યારે પોપટ ત્યાંથી પાછો ફરીને પોતાની સ્વામિની પાસે ચાલ્યો ગયો.

ઢોલો પણ ત્યાંથી નિત્યકર્મથી નિવૃત થઇને આગળ ચાલ્યો. જે વખતે તે ચ દેરીના બજારમાં પહોંચ્યો તે વખતે ત્યાંના એક સોદાગરે ત્હેને કહ્યું કે જો ત્હમે માર્ગમાં અમુક ગામે મ્હારો એક પત્ર પહોંચાડતા જાશો તો હું ત્હમારો બહુ ઉપકાર માનીશ. ઢોલાએ ઉત્તર આપ્યો કે ત્હમે પત્ર લખો ત્યાં સુધી હું રોકાઇ શકું તેમ નથી. હા. જો ત્હમે મ્હારા ઉંટની પાછળ બેસીને પત્ર લખી આપો તો ત્હમે કહેલા સ્થળે પહોંચાડી શકીશ. આથી તે વેપારી ખડીઓ-કલમ અને કાગળ લઇને ઊંટ પર બેસી ગયો, અને પત્ર લખવા માંડયો. પરંતુ ઊંટની ચાલ એટલી વેગવાળી હતી કે કાગળ પૂરો થતાં સુધીમાં તો તે કાગળ પહોંચાડવાનો હતો તે ગામમાં આવી પહોંચ્યા. ઢોલો વ્યાપારીને ત્યાં મૂકીને આગળ ચાલ્યો અને પુષ્કરની સમીપ

પહોંચીને ત્હેણે ઊંટને પાણી પાયું. આ પછી તે અર્ધી વટાવીને બીજી પાર આવ્યો તેવામાં માર્ગમાં ત્હેને એક ચારણ મળ્યો. તે પિંગળનરેશથી નારાજ થઇને પાછો ફરી રહ્યો હતો. આથી ત્હેણે ઢોલાને ઓળખીને કહ્યું: કે હે ઢોલા ! તું જે મારવણીને ખાતર આટલું સાહસ કરી રહ્યો છે તે મારવણી તો વૃદ્ધ થઇ ગઇ છે ત્હેના વાળ પણ શ્વેત થઇ ગયા છે. આ સાંભળીને ઢોલાનો ઉત્સાહ મંદ પડી ગયો: અને તે પાછા ફરવાનો વિચાર કરવા લાગ્યો.

એટલામાં પાસે ઉભેલી રબારી જાતિની એક સ્ત્રીએ ત્હેને સમજાવ્યો કે આ ચારણ તો ઊમરસુમરાનો માણસ છે અને તેના તરફથી તે પિંગળરાજની પાસે મારવણીનું પુનર્લગ્ન ત્હેની સાથે કરી આપવાનું કહેવા માટે ગયો હતો પરંતુ ત્યાંથી તે વિફળ મનોરથ થઇને પાછો આવ્યો છે. આથી તે ત્હમારૂં મન ત્હેના તરફથી ફેરવી લેવા માટે મારવણીની ખોટી નિંદા કરી રહ્યો છે – વાસ્તવિક રીતે તો–

ડેઢ વરસરી મારવી તીન વરસરૈ કંત :
કિમ વા જોબન વઢ ગઇ કિમ તૂં જોબનવંત ?

આ ઉપરથી બધી વાત ઢોલાની સમજણમાં આવી ગઇ અને તે આગળ ચાલ્યો. માર્ગમાં ત્હેને પૂંગલનો એક બીજો ચારણ મળ્યો. ઢોલાએ પોતાના મનનો સંદેહ ટાળવા માટે ત્હેને મારવણીના સમાચાર પૂછ્યા. ચારણે કહ્યું–

ચંપાવરણી સસિમુખી પિક સુર જેહી વાંણ
ઢોલા એહી મારવી જાંણે કુરઝ નિવાંણ.

આ સાંભળતાં જ ઢોલાનું મન પ્રસન્ન થયું અને ત્હેણે ઊંટને વધારે તીવ્રગતિથી ચલાવવા માંડયું. પેલી બાજૂ મારવણીએ સ્વપ્નમાં ઢોલાને જોયો હતો અને તેથી ત્હેને ખાત્રી થઇ હતી કે ઢોલો આજે જરૂર આવી પહોંચશે; અને આ વાતને ત્હેની ડાબી આંખે ફરકીને

પુષ્ટિ આપી. આથી ત્હેણે એક ઊંચા સ્થાન પર કેટલાક માણસને બેસાડયા જેથી ઢોલાને આવતો જોઇને તેઓ તુરત જ સૂચના આપી શકે. સંધ્યાકાળ થતાં મનની ઉત્કંઠાને કારણે તે પોતે પણ સખીઓની સાથે ફરવા નીકળી. જેવી તે માર્ગના કૂવા આગળ પહોંચી, તેવોજ ઢોલો પણ ત્યાં આવી પહોંચ્યો; અને ત્યાં ઊભા રહી ઊંટને પાણી પાવા લાગ્યો. ત્હેને જોઇને મારવણીની સાથેની સખીઓ ત્હેનું નામ વગેરે પૂછવા લાગી.

એના ઉત્તરમાં ઢોલાએ કહ્યું—

ઊંડા પાણી કોહરે વલે ચઢીજૈ નીડ;
મારવણી રે કારણે દેસ અદીઠા દીઠ.

આ સાંભળીને સાહેલીઓ સાથે મારવણી તો ઘર તરફ પાછી વળી; અને ઢોલાએ તત્કાળ પોતાના સસરાને પોતાના આગમનના સમાચાર મોકલાવ્યા. રાજા પિંગળે અત્યંત ધામધૂમપૂર્વક પોતાના જમાઇનું સ્વાગત કર્યું, અને ત્હેને રાજમહેલમાં લાવી આદરસહ સ્નાન–ભોજન વગેરે કરાવ્યાં. પછી જ્યારે ઢોલાને એકાંતમાં મારવણીને મળવાનો પ્રસંગ મળ્યો ત્યારે ત્હેણે ત્હેની ક્ષમા માગી; અને કહ્યું કે ત્હેના માતા–પિતાએ ત્હેના આ લગ્નની બિના છુપાવી રાખી હતી; પરંતુ તે વાતની ખબર પડતાં તુરત જ હું ત્હને તેડવાને આવી પહોંચ્યો છું. આવી રીતે મારવણીએ પણ પોતાની કથની ઢોલાને કહી સંભળાવી. ત્હેણે કહ્યું કે ત્હમારી આવી ઉદાસીનતાથી ઊમરસૂમરાએ દરેક પ્રકારે ત્હમારી બુરાઈ કરીને મ્હારી સાથે લગ્ન કરવાના પ્રયત્ન કર્યા હતા. પરંતુ મ્હેં સ્પષ્ટ ઇન્કાર કર્યો. આ પ્રકારે બંને વચ્ચે દીર્ઘકાળ પર્યંત પ્રેમભરી વાતો થતી રહી. ત્હેમના આ દીર્ઘકાળ પછીના મિલનથી ચારે તરફ પ્રસન્નતા છાઇ રહી. ત્હેનું વર્ણન કવિએ નીચે મુજબ કર્યું છે—

તે સજ્જન પાધારિયા જાઁકી જોતા વાટ:
થૉભા રૂંહે ઘર હસે ખેલણ લાગી ખાટ.

આવી રીતે કેટલાક દિવસ સાસરે રહીને ઢોલો પોતાને દેશ પાછો ફરવાને તૈયાર થયો આથી પિંગળરાજે પણ પોતાની કન્યા મારવણીને ત્હેની સાથે વળાવી–યોગ્ય કરિયાવર સાથે સાયકાળે માર્ગમા સર્વ લોકોએ ભોજન વગેરેથી પરવારી વિશ્રામ કર્યો પરન્તુ ત્યા રાત્રિએ સૂતેલી મારવણીને પીવણા સર્પે ડશ દીધો પ્રાત કાળે ઉઠતા મારવણીને મરેલી જોઇને ઢોલાએ પોતાની સાથેના માણસોને પૂગળ પાછા મોકલી દીધા, અને તે પોતે ત્હેની સાથે બળી મરવાને તત્પર થયો એટલામા એક યોગી અને ત્હેમની સ્ત્રી ત્યા થઇને પસાર થતા હતા. યોગિનીએ જ્યારે ઢોલાની આ સ્થિતિ જોઇ ત્યારે તે યોગીને મારવણીને સજીવન કરવા માટે વીનવવા લાગી આથી યોગીએ ઉપચાર કરીને ત્હેને પુનર્જીવિત કરી આથી ઢોલાના આનદનો પાર ન રહ્યો ત્હેણે મારવણીની દાસી વિદ્યાધરીને–જે ત્યા હાજર હતી–આ સમાચારની ખબર આપવા માટે પૂગળ મોકલી દીધી અને તે પોતે મારવણીની સાથે ઊંટ પર સ્વાર થઇને નરવર તરફ ચાલ્યો પરન્તુ ઉતાવળમા ઊંટનો એક પગ ખીલે બધાયેલો જ રહી ગયો માર્ગમા ઊમરસૂમરાનો એક જાસૂસ બેઠો હતો ત્હેણે ઢોલાને મારવણી સાથે જતો જોઇને પોતાના સ્વામીને તે સમાચાર પહોચાડયા આથી તે એકસો સ્વાર લઇને આગળ માર્ગમા આવીને ઊભો રહ્યો અને ઢોલાના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યો જ્યારે ઢોલો ત્હેની પાસે થઇને પસાર થયો ત્યારે ઊંમરે ત્હેનો આદર-સત્કાર કરીને ત્હેને થોડી વાર થોભવાનુ અને વિશ્રાતિ લેવા માટે આગ્રહ કર્યો આથી લાચાર બનીને ઢોલાને થોડા વખત માટે ત્હેની પાસે બેસવુ પડયુ મારવણી થોડે દૂર ઊંટની દોરી ઝાલીને બેસી ગઇ ઊંમરનો ઇરાદો ઢોલાને મારીને મારવણી ઉડાવી જવાનો હતો આથી ત્હેણે ઢોલાને મદિરા પાવો શરૂ કર્યો એ મજલિસમા પૂગળની એક ઢોલણ બેસીને ગાતી હતી બધી હકીકતથી તે વાકેફ હતી એટલે ત્હેણે ગાવાની શરૂઆત નીચે પ્રમાણે કરી—

થવ માથે ઊજાસડો કો કાહીક કુસંગ,
ધણ લીજે પિવ મારજે છોડ વિડાણો સંગ

આ સાંભળીને મારવણીના દિલમાં આઘાત લાગ્યો. એટલામાં ઢોલણે ફરીથી ગાયું—

મારવણી તૂં ચતુરથી હિવ તૂં ભુજઝ ગૅવાર;
જો કંથાસૂં કામ છે તો તૂં કરહો માર.

આ સાંભળતાં જ મારવણીએ ચુપકીથી સોટી વડે ઊંટને માર્યું; એટલે તે ચમકીને ઊભું થઇ ગયું. એટલામાં ઊમરના માણસો ત્હેને પકડવા માટે ઊઠયા. પરંતુ મારવણીએ, પોતાના સ્વામી સિવાય અન્ય કોઇ પુરૂષને જોઇને તે વધારે ચમકશે એમ કહીને ત્હેમને વાર્યા. આથી ઢોલો જે ઊમરની મીઠી મીઠી વાતોમાં ફસાઇને નિશ્ચિંત બન્યો હતો તે ઊઠીને ઊભો થયો અને જેવો તે ઊંટને પકડીને પાછો આવ્યો તેવોજ મારવણીએ ત્હેને બધો ભેદ સમજાવી દીધો. આથી ઊમરનું બધું કપટ ખુલ્લું પડી ગયું અને ઢોલો મારવણી સહિત ઊંટ પર ચઢીને ત્યાંથી તત્કાળ રવાના થઈ ગયો. આવી રીતે હાથમાં ફસાયેલો શિકાર આમ છટકી જતો જોઇને ઊમરે પણ ઘોડા તૈયાર કરી ત્હેનો પીછો પકડયો. પરંતુ એક પગ બંધાયેલો હોવા છતાંયે ઊંટની ચાલ બહુ વેગવાળી હતી આથી શત્રુઓ ત્હેને પકડી શકયા નહીં. એટલામાં ઢોલાને સામેથી આવતો એક ચારણ મળ્યો. ત્હેણે ઢોલાને પૂછ્યું કે ત્હમે આ ઊંટનો એક પગ બાંધી રાખીને આમ શા માટે દોડાવી રહ્યા છો? આ સાંભળીને ઢોલાને ઊંટના પગના બંધનનો ખ્યાલ આવ્યો; અને ત્હેણે ઉપર બેઠા બેઠાંજ પોતાની કટાર ચારણને આપીને ઊંટના બંધન કાપવાનું કહ્યું. ચારણે તેમ કર્યું. હવે તો પૂછ્યુંજ શું? લંગડી ચાલે ચાલ્યા જે ઊંટને ઊમરના ઘોડા પકડી શકયા નહીં તે ઊંટને હવે વાયુની ગતિ મળી. જ્યારે માર્ગમાં પેલો ચારણ ઊમરને મળ્યો ત્યારે ત્હેણે ઊંટના બંધન કાપ્યાની સઘળી વિગત કહી સંભળાવી અને ઢોલાનો પીછો મૂકી દેવાનું કહ્યું: કારણ કે તેતો કયાંયનો કયાં દૂર-દૂર પહોંચી ગયો હતો. આથી ઊમર હતાશ-થઇને પાછો ફર્યો અને ઢોલો સકુશળ નરવર જઇ

પહોંચ્યો. નરવરનરેશને ત્હેના આવી પહોંચવાના સમાચાર મળતાંજ ત્હેમણે અત્યંત ધામધુમ પૂર્વક ઉત્સવ કરવાની આજ્ઞા ફરમાવી. મારવણીએ મહેલમાં પહોંચીને યથાનિયમ પોતાની સાસુના ચરણે પડી. આ સમયે પૂંગલથી કરિયાવરનો સામન લઇને ભાઇ પણ આવી પહોંચ્યો.

એક દિવસ જ્યારે ઢોલો પોતાની બંને પત્નીઓ—મારવણી અને માલવણીની સાથે વાતો કરી રહયો હતો ત્યારે માલવણીએ મારવણીને ચીડવવાને માટે પોતાના દેશ માળવાની પ્રશંસા અને મારવણીના મરદેશની નિંદા કરતાં કહ્યું—

### માળવાની પ્રશંસા

પગ-પગ નદિયાં નીર નિવાંણ, ઘણા ગરય ને લોક સુજાંણ;
સગલે બરસૈ હુવે સુગાલ, સુપનંતર મેં પડે ન કાલ.

### મારવાડની નિંદા

બાબલ મત દે મારવૈં જાવૈ રવાલીહ;
કંધ લહાડો સિર ઘડો વાસૌ મજઝ થલીહ.

આથી ઢોલાએ મારવણીનો પક્ષ લઇને ઉત્તર આપ્યો—

મારૂદેશ ઉપન્નિયાં તિહૂં દંત સુસ્વેત;
કુરઝ બચી ગોરાંગિયાં ખંજર જેહા નેત.

આખરે ઢોલાએ બને વચ્ચે સમાધાન કરાવી આપ્યુ. આવી રીતે બંને પત્નીઓની સાથે ઢોલાનો સમય સુખપૂર્વક વીતવા લાગ્યો. થોડા દિવસો બાદ બંને રાણીઓથી ત્હેને બે પુત્ર થયા.

અહીં આ કથા પૂરી થાય છે. રાજસ્થાનના રાજપૂત-સરદારોને ત્યાં હજૂયે એનો ખૂબ પ્રચાર છે.*

---

* [illegible] આદિત્યાચાર્યના એક લેખને આધારે.

# નરેન

ઇન્દ્ર વણાવડા

જ્યારે ત્રણે મિત્રો ચમારોના મહોલ્લામાંથી બહાર નિકળ્યા ત્યારે રાતના સાડા આઠ વાગ્યા હતા.

"ઘણું મોડું થઈ ગયું, નહીં ?" નરેન બોલ્યો.

"હા, પણ આપણું કામ પણ ઠીક શરૂ થઇ ગયું."

"ઓહ યસ."

આજ વખતે ગલીના વળાંક પાસે તેઓના કાન ઉપર શબ્દો પડયા.

"જો સિલિયા! મફતમાં રોજને રોજ આસતેલ ન મળે હોં."

ત્રણે મિત્રો થોભી ગયા. જોયું એક વીસ બાવીસ વર્ષનો છોકરો, ફાટેલું કુડતું અને ફાટેલી ફેલ્ટ ટોપી પહેરેલ; ગલીમાં દિવાલને અડકી ઉભેલી એક છોકરીનો હાથ પકડી બોલી રહ્યો છે.

'જો સિલિયા! રોજને રોજ, રોજને રોજ આ ઉધારપણું નહિં ચાલી શકે. તારે કંઇને કંઇ આપવુંજ પડશે."

છોકરી ગભરાઇ ગયેલી લાગતી હતી. તે ધ્રુજી રહી હતી. નરેન તરત ઓળખી ગયો, આ તો ચમારોની 'ગુવાડી'ના નાયક ચૌધરી

દાદાની દીકરી; અને તેજ તો ડબ્બામાં ગ્યાસતેલ નખાવા આવી હતીને. પણ શું ત્યારની તે તેલજ માગી રહી હતી?

વાત આમ હતી. આજ કેટલાય દિવસથી, પેલા અલાદીનની આંખો બિચારી સિલિયા ઉપર ઘુમી રહી હતી; અને આ નિર્દોષ છોકરી તેની આંખો બચાવતી નાસી જતી હતી. જ્યારે માતાએ કહ્યું 'સિલિયારી! પૈસાનું ઉધાર ગ્યાસતેલ તો ડબ્બામા નંખાવી આવ' ત્યારે સિલિયાને થયુ–આ કયાથી કામ આવ્યુ! ડબ્બો લઇ મહોલ્લામાં પછવાડેની તલાવડી ઉપર આવી તે કેટલી વાર સુધી ઊભી રહી? અલાદીન કંઇ...તે ધ્રુજી ઉઠી! પણ તેલ નખાવ્યા વગર ઘેર જશે તો દાદી મારી નહીં નાખે? શુ કરૂ? છેવટે તે ચાલી નિકળી અને અલાદીનની દુકાન તરફ વળી.

જ્યારે અલાદીનની દુકાન પાસે આવી, આઠેક વાગ્યા હશે. પોતાની નાની શી હાટડીમા બેઠેલો, દુબળો પાતળો, તે અલાદીન, ગ્રાહકોને પતાવી રહ્યો હતો કોઇ દોકડાનાં મરચાં લેવા આવ્યુ હતું તો કોઇ પૈસાની દાળ

સિલિયા ઉભી ઉભી જોતી રહી–કયારે અલાદીન તેના તરફ જુએ અને કયારે તે કહે, "ભાઇ! એક પૈસાનું ગ્યાસતેલ તો આપ."

પણ જ્યાં સુધી ગ્રાહકો ઉભા રહ્યા, ત્યાં સુધી અલાદીને સિલિયા તરફ જોયુ પણ નહીં. જ્યારે બધા લોકો ચાલ્યા ગયા ત્યારે સિલિયા બોલી.

"ગ્યાસતેલ આપશો?"

અલાદીન જાણે કે કંઇ મહાન કાર્યમાં મશગુલ હોય તેમ પોતાનું કાર્ય કરતો રહ્યો–કંઇ બોલ્યો નહીં.

"તે...તેલ..."

"હું?"

"તે...લ."

"તેલ! તેલ લેવા આવીછ કે? મિઠ્ઠીનું તેલ!"

"હા."

"પૈસો લાવી છે કે?"

"ના. ઉધાર મંગાવ્યું છે."

"હં" એમ બોલતો અલાદીન હાટડીથી નીચે ઉતર્યો, અને સિલિયાનો હાથ પકડી બોલ્યો, "હં! ઉધાર લેવા આવી છે! રોજને રોજ, રોજને રોજ ઉધાર..."

આજ વખતે ત્રણે યુવકોનું આગમન થયું હતું. તેમને જોઇ અલાદીને સિલિયાનો હાથ છોડી દીધો અને ખાંસી ખાતાં ખાતાં બોલવા લાગ્યો.

"ઓહ! આસતેલ! આસતેલ મગાવ્યું છે! કંઇ નહીં. એમાં શું? આજ શું? રોજ લઇ જાઓ તોયે શું? ચૌધરી દાદા તો આપણા......"

પણ નરેનની લાલઘુમ આંખો જોઇ અલાદીન ડરી ગયો, આગળ કંઇ બોલી શક્યો નહિં. આજ વખતે સિલિયાના ગાલો શરમથી રાતાચોળ થઇ ગયા. પોતાની શરમ છુપાવવા તે ત્યાંથી ભાગી નિકળી.

ત્રણે મિત્રો આ દૃશ્ય જોઇ ચકિત થઇ ગયા.

* * *

નરેન જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે રાતના સાડા નવ વાગ્યાનો સુમાર હતો. એક અજ્ઞાત ભય અને શંકાથી તેનું મન થીજી ગયું હતું. જાણતો હતો કે આજે મોડું થયું છે અને મામાજી ચોક્કસ નારાજ થશે. ઘેર ન જાય તો? જઇને કહી દે કે 'મામા! આજે ભૂખ નથી. નહીં જમું.' પણ આટલી મોડી રાત સુધી ક્યાં ભટકતા'તા! તેનો જવાબ શું આપશે? વિચારોમાં તલ્લીન તે પોતાની ઓરડીએ પહોંચ્યો. કોટ ટોપી ઉતારી મામાના ઘર તરફ નિકળ્યો.

પહોંચતાંજ જોયું કે સામેજ મામાજી મોઢામાં નાખેલ પાનની પીચકારી ઉડાડતા ઓટલા ઉપર ઉભા છે.

"કેમ ?" મામાજી બોલ્યા.

"જી. જી. કંઇ નહીં જરા..."

"હું."

"હું એમ કેતો'તો..."

"શું કેતો'તો ?"

"કેતો'તો કે...જમીશ નહીં."

"જમીશ નહી એટલે ? રોટલા મફતમાં આવતા..."

"તો જમી લઇશ" નરેન બોલ્યો.

"જમી લઇશ !" મામાજી નરેનના વાકયોને ફરીથી બોલતા મોઢું મચકોડતા બોલ્યા, "ખાઇ લઇશ ! મને આ પસંદ નથી."

નરેન ચુપચાપ અંદર ચાલ્યો ગયો

મામા બ્રહ્મચારી પુરૂષ હતા, આજ ચાલીશ વર્ષથી એમને એમ અખંડ, એકલું એકધાયું જીવન વ્યતીત કરતા હતા. સ્ત્રીઓ પ્રત્યેનો તેમનો ધિક્કાર તેમને અપરિણિતતા તરફ લઇ ગયુ હતું કે બીજુ કંઇ તે તો રામજી જાણે!!

નરેન નાની મામીના ઓરડામાં પહોંચ્યો, જુએ છે તો નાની મામી જમીન ઉપરજ પડયાં પડયા નસકોરાં બોલાવે છે. તેમને જગાડવાની ધૃષ્ટતા નરેન કરી શકયો નહી પાછો ફર્યો.

"થાળી પીરસી ?"

"જી. જી. મામીજી સુતા છે."

"જગાવી શકાતું નથી ?"

"હુંજ પીરસી લઇશ."

"હું પીરસી લઇશ. કહું છું શા માટે પહેલેથી ભસી દેતા નથી આજે મોડું થશે. રાતના દસ દસ વાગ્યા સુધી રખડયા કરવું લાટ સાહેબની જેમ! આજકાલના છોકરાઓ!" અને આજકાલના છોકરાઓ તથા તેમની રીતભાતને ગાળો દેતા,-મામાજી ઉઠયા, પગમાં ચાખડી પહેરી અને રસોડા તરફ ચાલ્યા.

"બેસો."

નરેન ચુપચાપ બેસી ગયો.

મામાજીએ એક થાળીમાં ત્રણ રોટલા, મસૂરની દાળ અને બટાટાનું શાખ પીરસ્યું અને થાળી હડસેલી મૂકી.

નરેન કોળીઓ મોઢામાં મૂકતોજ હતો કે મામાજી બોલ્યા.

"પાણી ભર્યું?"

"જી. જી. ભૂલી ગયો. ભરી લઉં."

"બસ થયું? ભૂલી ગયો! ભરી લઉં. આમ છે આજ કાલની કોલેજનું શિક્ષણ!"

નરેન પાણીનું પવાલું ભરી પાછો ખાવા બેઠો.

નરેને રોટલાનો કટકો દાળમાં બોળી મોઢામાં મૂક્યો.

"જો નરેન!" મામાજી પાછા બોલવા લાગ્યા, "મને આ પસંદ નથી. મોડું થશે તો ઘરમાં આવવા નહીં દઉં! ભલા મોઢામાંથી બોલતાં તમને શું ઝાટકા વાગે છે? વિદ્યાર્થીઓને આમ ભટકવું બરોબર નહીં. કેમ મોડું થયું?

"હું તો જલ્દીજ આવવા મથી રહ્યો હતો પણ મોડું થઇ ગયું"

"કેમ મોડું થયું?"

"લેક્ચરમાં"

"કયું લેકચર?"

"નિશીથમાણુ"

"કોણ નિશીથ? પેલોજ રિવોલ્યુશનરી..."

"હા જી"

"એ? તમારી દોસ્તી ક્યારે થઇ? નિશીથ સાથે દોસ્તી? દિવસે દિવસે તમે..."

"દોસ્તી તો ખાસ"

"ખાસ નહીં તો શુ મામુની છે? તેના લેક્ચરમા ગયા'તાજ કેમ? કોની રજાથી ગયેલ? ખબર છે, ત્યા ગામડામા તમારો બાપો ટાટીયા ઘસી ઘસીને મરી જાય છે ને તમે તેના દીકરા મોટા લાટ સાહેબની જેમ આલતુ ફાલતું બદમાસોના લેક્ચરમા જાઓ છો તે?"

નરેન ચુપજ રહયો.

"ક્યા હતુ લેક્ચર?"

"જી લેક્ચર?"

"હા? કેમ કાને પણ ઓછુ સભળાય છે?"

"ચમારોના મહોલ્લામા"

"એ? શુ કીધુ? ચમારોના મહોલ્લામા?"

"ચમારોના મહોલ્લામા"

"આપ સાબ પણ ત્યાજ પધારેલા કે?"

"જી"

"એં? ઓરડીથી નહાઇને આવો છો, કે?"

"નહી."

"નહી?" અને આ શબ્દ મામાજી એટલા જોરથી બોલ્યા કે ઓરડાના જીર્ણ બારણા તથા દિવાલો ઝણઝણી ઉઠ્યા, અને નાની મામી ઉંઘમાથી ઝબકી ઉઠી ઓરડા બ્હાર દોડી પડ્યા અને નોકરની

છોકરી સિલ્લો "કંઇ છે" કરતીક મુન્નાનું પાલણું જોરથી ઝુલાવવા મંડી.

"ચમારોના મહોલ્લામાં જઇ, ઘરમાં નાહ્યા ધોયા વગર આવી જાઓ છ કેમ? એં? અને પાછા ચુપચાપ માટલાને પણ અડકી જાઓ છ કેમ? ઉઠો, ઉઠો! અક્કલ ઠેકાણે છે કે નહીં તમારી? ઉઠો."

નરેન અવાક, મૂર્ખની જેમ હાથમાં રોટલાના ટુકડા સાથે ઉભો થયો.

"ચાલો" મામાજી બોલ્યા.

નરેન ચાલવા લાગ્યો.

"આ બાજુ!"

નરેન તે બાજુ ચાલવા લાગ્યો.

"આની નીચે બેસો?"

નરેને જોયું, મામાજી આંગણામાં નળની નીચે બેસી જવાને ઇશારો કરે છે.

નરેન મૂર્ખની જેમ જોતો રહ્યો.

"બેસો" મામાજી ત્રાડુકયા.

નરેન નળનીચે બેસી ગયો.

"જાણો છો? ખબર છે? ચમાર ભંગીને ઘેરથી આવ્યા બાદ નાહ્યા વગર ઘરમાં ન પેસાય? કંઇ ધરમનું ભાન છે કે નહીં? કે તમ્હારી સ્કૂલ કોલેજોમાં આ બધું જ્ઞાન ભુસાઇ જાય છે, એં!"

અને આ શબ્દો બોલતાં બોલતાં તો મામાજીએ નળ ખોલી દીધો; અને ઠંડા પાણીની અવિરલ ધારા નરેનના કપડા સહિત શરીર ઉપર પડવા લાગી. દસ મિનિટ સુધી નરેન એમને એમ બેસી રહ્યો; ન બોલ્યો કે ન ચાલ્યો.

જ્યારે મામાજીએ નળની 'રોટી' બંધ કરી ત્યારે નરેન થરથર ધ્રુજી રહ્યો હતો તે બોલ્યો.

"મ્હારે ખાવુ નથી."

"નથી ખાવુ એમ?"

નરેન ચૂપ ઉભો રહ્યો

"નથી ખાવુ? આખુ ઘર, માટલુ પાણીઆઈ અડકી નાખ્યુ–ને ખાવું નથી?" અને એમ બોલતા મામાજીએ પાણીનુ માટલુ ઉંચક્યુ અને ઘર બહાર જઇ ગલીમા ધમ્મ કરતુ પછાડ્યુ.

નરેન પોતાની ઓરડીએ ચાલ્યો ગયો

* * *

પોતાની નાની શી ઓરડીમા આરામ ખુરશી ઉપર પડેલો નરેન અસખ્ય વિચારોમા ગોતા ખાવા લાગ્યો મામાજીનો વ્યવહાર તેને તેને સાલવા લાગ્યો આ શુ? આટલુ બધુ શુ? ...અને એ વિચાર તરંગોમા ઝબકી ઉઠતુ એક સૌમ્ય મુખ–તે નિર્દોષ છોકરી સિલિયાનુ કેટલુ નિર્દોષ તેનુ મુખ લાગતુ હતુ

ત્રાસી ગયેલી હરણીની જેમ તે કેવી ઉભી હતી તે ગલીના વળાંક પાસે જ્યારે અલાદીને તેનો હાથ પકડી રાખ્યો હતો?

અને જ્યારે તેઓનુ આગમન થયુ હતુ ત્યારે શરમથી તેના ગાલો કેવા રક્તવર્ણા થઇ ગયા હતા?

અને નરેન આજે આ વિચારોમા ત્યાજ તે ખુરશી ઉપર જાણે ક્યારે સુઈ ગયો.

# સાંબેલું*

(વલણ)

સાંબેલું સહુ લાવિયા, પડતાં ભાગ્યા પાય રે;
શ્રવણ રમણ ગિરિધર કરી, ઘડે ગોકુળ ઘાટ ઘણાય રે.

(રાગ : ધનાશ્રી.)

સુંદર પંડ્યા સત્ર ઉજવતાં કહેતા ભલીભલી વાતજી;
ગોખલે ખંડે ચિત્ર ચીતાર્યાં, જય જય કવિની ખ્યાતજી!–૧.

લાધ દીધી, લધામણી દીધી, લાધનારો વળી સાથજી;
સાંબેલું લઇ કરે ઉજાણી, જય જય વૈકુંઠનાથજી!–૨.

કવિશ્રી કહે, અમો સૌ જોગવશું, દેખાડો નવ દંતજી;
સાંબેલું નકી શણગારવું, સામે આવી વસંતજી!–૩.

ટૂંકી વેળ ને કથની લાંબી, છંદ દીધા સૌ ત્યાગીજી;
કોની તે માત્રા ને કાના તે ગણ? લીધાં ડોલન ગુંજન માગીજી!–૪.

કવિશ્રીજી સાંબેલે ચાલ્યા, સમર્યાં શ્રી વ્હીટમેનજી;
વણ લખિયો સંદેશો ઉચરે, સ્હે લાગી દીન રેનજી!–૫

ભરચક આંબાની મંજરીઓ, તેમાં કોમલ બંધજી;
સર્જનજૂની મોરલી વાતાં, જામે ઉષા વસંતજી!–૬.

ડોલન મુખે તોખરો બાંધ્યો, ખખડે માંહીં વિચિત્રજી;
કુંજે કુંજે ફુલવલ્લરીઓ, ઝુલવે બહુ પવિત્રજી!–૭.

---

* મહાકવિ પ્રેમાનંદ રચિત નરસિંહ મહેતાના "મામેરું" આખ્યાનના ચોથા કડવાનું પ્રતિકાવ્ય. મૂળ કાવ્ય આ પ્રતિકાવ્ય સાથે વાંચવા અને સરખાવવા માટે સામેના પાના પર આપ્યું છે.

# પ્રેમાનંદ કવિના "સામેરું" કાવ્યમાંથી

વલણ

જુનાગઢમા આવિયા, મહેતો લાગ્યા પાયરે;
સ્તવન સ્તુતિ પૂજા કરી, પછે માંડી પાટ સુખદાયરે.

રાગ : ધનાશ્રી

ઓખમે પડે પત્રજ આપ્યુ, મહેતાજીને હાથજી;
વધામણી કાગળમા વાચી, સમર્યા વૈકુંઠનાથજી.—૧.

મામેરૂં પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી,
ત્રિકમજી ત્રેવડમાં રહેજો, દ્રવ્ય તણુ છે કામજી.—૨.

ભોજન કરાવી દક્ષિણા આપી, મહેતો લાગ્યા પાયજી,
મોસાળું લેઇ અમો આવીશું, પડયો કીધો વિદાયજી.—૩

નરસૈં મહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લઇ આપણે જાવું, છે કુંવરબાઇનું સીમંતજી —૪.

જૂની વેલ ને ધૂંસરિ વાંકી, સાંગી સોટા ભાગીજી;
કોના તળાવા ને કોની પિંજણિયો, બળદ આણ્યા બે માગીજી.—૫.

મહેતોજી મામેરે ચાલ્યા સમર્યા શ્રી જગદીશજી;
ત્રેણ સખિયો સંઘાતે ચાલી, વેરાગી દશવીશજી.—૬.

'સંપુટ' 'ત્રાંબાની ડાબલીનો, તેમાં બાલમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનનંદજી.—૭.

સાગર ઊંડો માય ન આવે, કાંઠે ફીણની ઝાંયજી;
રણ જિતવા કાંત બની ડોલે, ડોળા ડહોળણુ માંયજી!–૮.
આવો જોગંદર ને જોધા! આવો જતી જટાળજી;
ભડકાનો ભેખ દો છંદોને, લ્યો ડોલન કરતાળજી!–૯.
તડણુચ ખડણુચ બાપ ને બેટા રાખ્યા સાથે ભેળાજી;
તુળસી મૂળ શ્રીવેદ ભણે ને ગાય સીતારામ ચેલાજી!–૧૦.
શેઠ વાણોતર શંખ ફૂંકે ને શિવજી ભાષણ જ્વાળજી;
કવિશ્રી નિર્ભય બેઠા ડોલે, ભોળવતા જગબાળજી!–૧૧.
કળહીણા શબ્દો શું ઝીલે? ઘેલે ઘેલાં સાયજી;
તાલ તજાવે ને ઢાળ ડુબાવે, જો જો વૈકુંઠ નાયજી!–૧૨.
એક લીટી લાંબી થઇ સૂએ, બીજી અટકી જાયજી;
દિશા દિશાના દેવ બોલાવે, કૌતુક મોટાં થાયજી!–૧૩.
તાલે તાલ તૂટેલા દીસે, છંદ થયા સહુ વક્રજી;
અક્ષરમેળ માત્રામેળ ફૂટે, સચવે કવિતા ચક્રજી!–૧૪.
લખે, ભુંસે ને વળી ચીતરે, સે ડોલનિયાંનું નામજી;
એ સંઘ ક્યારે કાશી જાશે? જેના મળ્યું છે ગામજી!–૧૫
શું જાણે કવિતાનો મહિમા, ગુર્જર દેશના લોકજી!
તોડ ફોડ કરીને સહુ વાતે રાખી કવિની નોકજી!–૧૬.
સાંખેલું તો લાગે રહેલું, પણ વાતાં જાય ફોકજી;
ખાડે ખાડે ને કુશકા નીકળે, ભાંગે દિલ ને ડોકજી!–૧૭.

(વલણ)

તોફ અનેરી કવિશ્રી લાવ્યા, થઇ ડોલનની ખ્યાત રે;
ધોતીઆં છોડી ઘાઘરી આપશે તે પહેરશે વાઘરી જાત રે!

હેમાનંદ ભટ્ટ

વેલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિંત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ટ પવિત્રજી.—૮.

મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસી માળજી;
નરસૈંયાને નિર્ભય છે જે ભોગવશે ગોપાળજી.—૯.

બળહીણા બળદો શું હીડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
મોર પાડે ને હાળ ચઢાવે, જે જે વૈકુંઠ નાથજી.-૧૦

એક બળદ ગળિયો થઈ બેસે, આખલો તાણી જાયજી,
પડ્યાને પુંછ ગ્રહી ઉઠાડે કૌતુક કોટી થાયજી -૧૧.

સાલે સાલ જુજવાં દીસે, રથ તણાં બહુ વક્રજી;
સાંગીનો બહુ શબ્દજ ઊઠે, સૂચવે છે બહુ ચક્રજી.-૧૨.

ચડે બેસે ને વળિ ઉતરે, લે રામકૃષ્ણનુ નામજી,
મધ્યાહ્ને મહેતાજી આવ્યા, જોવા મળ્યુ ઉના ગામજી.-૧૩.

શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરનાં લોકજી;
કોડ પહોંતા કુંવર વહુના, મામેરૂ છે રોકજી.-૧૪.

વલણ

રોક મામેરૂં મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાત રે;
એકેકી માળા આપશે તો, પહેરશે નાગરી નાત રે.-૧૫

# સ્નેહરશ્મિને*

ભાઇ! છે વેળા ટૂંકી વાટે, બેસી શું રહ્યો?
પોથું શીખવી શું રહ્યો?
જોડને તારાં ગીત સુતાને જોડ–ઓ તું કંઠ મધુર છોડ!
સૂતાં અન્તર સહુ જોડ—
શિક્ષણ વાટે આજે ભાઇ નીરસ, તું થયો!
પોથું શીખવી શું રહ્યો?

નૂતન સૂરે ગાને
મોટું કામ શું ન ભાળે?
પ્રીતિ ન તને કાવ્યે આજે? આથો શું થયો!
જો તું બેસી ક્યાં રહ્યો!

અમદાવાદે કવન યોજ્યાં માટે શું ગયો?
ન ગાળ ઘેને ઊંઘે તારી–આ પળ સ્નેહિ ઓ!
ઓ તું બેસી શું રહ્યો?

બંગાળી સૂર ગાને તારે!
ગૂજરાતે શુદ્ધ સુરાગે,
મધુર ગાવા ભોમે પ્હેલો
અર્ઘ્યે જો ચડ્યો!
ઓ તું બેસી શું રહ્યો?

નીરવ બાણુ

* શ્રી. સ્નેહરશ્મિના 'બેસી શું રહ્યો'નું પ્રતિકાવ્ય તેમની માફી સાથે. મૂળ કાવ્ય સામેના પાના પર સરખાવવા માટે આપ્યું છે.

# ૧૫૮.—બેસી શું રહ્યો!

જાય છે વેળા વીતી ઘાટે બેસી શું રહ્યો?
ઓ તું જોઈ શું રહ્યો!
છોડને તારી હોડી આજે છોડ—ઓ તું બન્ધ સકલ તોડ!
જૂના બન્ધન સહુ તોડ—
વિજન ઘાટે આજે તારો દિવસ જો ગયો!
ઓ તું બેસી શું રહ્યો!

શૂન્ય ઉરે આભે
ઓ તું આમ શું નિહાળે?
ક્ષિતિજ પરે તારે કાજે તારો જો ઉગ્યો!
ઓ તું બેસી શું રહ્યો!

સૂકાં પર્ણે પવન જો ત્યાં ઘાટે સૂઈ રહ્યો!
જગાડ તેને ફૂંકે તારી—વ્યાકુળ શું થયો!
ઓ તું બેસી શું રહ્યો!

હીંચે સાગર શ્વાસે તારે,
દૃષ્ટિપાતે જગત જાગે,
પથ બતાવા વ્યોમે પેલો
ચન્દ્ર જો ચડયો!
ઓ તું બેસી શું રહ્યો!

# હિંદોસ્તાની એકેડેમી પ્રયાગ

## (સંયુકતપ્રાન્ત)

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

સંયુકત પ્રાન્તમાં સાહિત્ય અને સંશોધનની દષ્ટિથી જે સંસ્થાઓ ઉંચા પ્રકારતું કામ કરી રહી છે. તેમાં એક છે નાગરી પ્રચારિણી સભા અને બીજી છે હિંદોસ્તાની એકેડેમી. એકેડેમીનું ધ્યેય નવા સંશોધન કરતાં ઉંચા પ્રકારના સાહિત્યને ઉત્તેજન આપવાનું રહ્યું છે. ગુજરાતમાં સરકાર પાસેથી મદદ મેળવતી હિંદુસ્તાની એકેડેમી જેવી એક પણ સંસ્થા નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને શ્રીફાર્બસ ગુજરાતી સભા રૂપ આપણી પુરાણી સંસ્થાઓ ઘણી રીતે સંયુક્ત પ્રાન્તની ઉપર કહેલી સંસ્થાઓનાં કાર્યને મળતું કાર્ય કરે છે. પણ એમાંથી એકેયને સરકારી મદદ નથી મળતી. આ કારણથી તથા સંયુક્ત પ્રાન્તની આ પ્રખ્યાત સંસ્થાનું સંક્ષિપ્ત દિગ્દર્શન આપણને સૂચક થશે એવું માનીને હિંદોસ્તાની એકેડેમી એ શું છે એ દર્શાવવાનો અહીં પ્રયત્ન કર્યો છે.૧

હિંદી ઉર્દૂ સાહિત્યને પ્રોત્સાહન આપવા માટે સરકારી સંસ્થાની અપેક્ષા છે એવી સંયુક્ત પ્રાન્તના શિક્ષિત સમુદાયની ઘણા વખતની માન્યતા હોઇને ઇ. સ. ૧૯૨૫ માં પં. યજ્ઞનારાયણ ઉપાધ્યાય એમ-એ,-એલ-એલ-બી. એઓએ સૌથી પ્હેલો પ્રાન્તીય ધારાસભામાં

૧ માધુરી (હિંદી)માં પ્રગટ થયેલા શ્રી. ભારતીય એમ-એ-ના લેખને આધારે ઉપરનું દિગ્દર્શન કર્યું છે.

એક ઠરાવ મુકયો કે "જે દ્વારા હિંદી અને ઉર્દૂમા પુસ્તકોનો અનુવાદ કરવામા આવે એવો એક અનુવાદ વિભાગ સરકારે ઉઘાડવો." આ ઠરાવના ઉત્તરમા એ વખતના કેળવણીના મત્રી રૉ શ્રીરાય રાજેશ્વરજી સાહેબે આશ્વાસન આપ્યુ કે "હિંદી ઉર્દૂ સાહિત્યની પ્રગતિના પ્રોત્સાહન અર્થે એક સંસ્થા ઉભી કરવાનો વિચાર પોતાના મનમા છે અને એ હેતુથી પ્રાન્તીય વિશ્વ વિદ્યાલયોના પ્રતિનિધિ । સાથે આગલા ઉનાળામા પોતે ચર્ચા કરી છે પછી ગઇ શરદ ઋતુમા પ્રયાગની યાત્રા વખતે પણ સ્થાનિક સાહિત્ય પ્રેમીઓ સાથે ચર્ચા કરી છે અને ભારતીય સાહિત્ય પ્રોત્સાહન અર્થે સસ્થા ઉઘાડવાનો પોતાનો વિચાર દઢ છે."

પછી સ્વ ખાનબહાદુર હાફીઝ હિદાયત હુસેને ૧૯૨૬ ના એપ્રીલમા સયુક્ત પ્રાન્તની ધારા સભામા નીચેનો ઠરાવ મુકયો "પ્રાન્તીય ધારાસભા સરકારને ભલામણ કરે છે કે સરકારે **હિંદોસ્તાની એકેડેમી** નામની સસ્થા ઉભી કરવી આ સંસ્થાનો ઉદ્દેશ હિંદી ઉર્દૂ સાહિત્યને ઉત્તેજન આપવાનો રહેશે અને સરકાર આ ખાતે દર વર્ષે બે લાખ રૂપીઆ ખર્ચવાના નક્કી કરશે"

આ રીતે હિંદોસ્તાની એકેડેમીનો જન્મ થયો એની ઉદ્ઘાટન ક્રિયા ૧૯૨૭ ના માર્ચની ૧૯ મી તારિખે એ વખતના ગવર્નર સર વિલિયમ મારીસને હાથે લખનૌમા થઈ એ વખતે ગવર્નર સાહેબે પોતાના ભાષણમા આ નવી સસ્થા વિષે કહ્યુ કે "હુ આશા રાખુ છુ કે આ સસ્થા પોતાની શક્તિ જેમા ભારતીય અને ખાસ કરીને પ્રાન્તીય વિચારોથી ઓત પ્રોત હોય એવા મૌલિક ગ્રન્થોના નિર્માણમા કેન્દ્રિત કરશે આ એકેડેમીનુ મુખ્ય ધ્યેય સાહિત્યને પ્રોત્સાહન આપવાનુ હોવુ જોઇએ અને જો સાહિત્ય સજીવ અને ઉપયોગી વસ્તુ બનવા ઇચ્છે છે તેણે બીજાના આધારે ન ઉભા રહેતા પોતાનો સ્વતત્ર વિકાસ સાધવો જોઇએ" આ રીતે નીચેના ઉદ્દેશોથી સન ૧૯૨૭ મા હિંદોસ્તાની એકેડેમીની સ્થાપના થઈ છે

હિંદુસ્તાની એકેડેમીનો મુખ્ય ઉદ્દેશ હિંદી–ઉર્દૂ સાહિત્યનું સંરક્ષણ, પ્રોત્સાહન અને ઉન્નતિ સાધવાં એ છે. અને આ ઉદ્દેશોની પૂર્તિ માટે એકેડેમી નીચેના ઉપાયો યોજશે.

(૧) અનેક વિષયોનાં પુસ્તકો માટે પારિતોષિકો આપવાં.

(૨) હિંદી–ઉર્દૂ ભાષાઓમાં વિદેશી ભાષાનાં સુંદર પુસ્તકોનો અનુવાદ કરાવી પ્રકાશિત કરવો.

(૩) મૌલિક ગ્રન્થોની તથા પ્રમાણિક અનુવાદોની રચનાને ઉત્તેજન આપવું.

(૪) પ્રસિદ્ધ વિદ્વાનો તથા લેખકોને એકેડેમીના ફેલો ચૂંટવા.

(૫) હિતૈષીઓને એકેડેમીના સન્માનિત સદસ્ય, અથવા હિતૈષી ચુંટવા.

(૬) વિદ્વાનોને વ્યાખ્યાન આપવા માટે નિમંત્રણ આપવું.

(૭) પુસ્તકાલયની સ્થાપના કરવી.

(૮) પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જે ઉપાયો ઉપયોગી લાગે તે લેવા.

**હિંદુસ્તાની એકેડેમીનું બંધારણ:**—એકેડેમીને ૪. સ. ૧૯૨૭ માં રજીસ્ટર કરાવી. એનું બંધારણ નીચે પ્રમાણે રાખ્યું છે. એકેડેમીમાં (૧) કોન્સીલ અને બીજી પરિષદ છે. પ્હેલીમાં પચાસ સદસ્ય છે અને બીજીમાં ૯ છે. કાઉન્સીલમાં ૧ સભાપતિ, ૧ ઉપસભાપતિ, ૭ એક્સઓફીસ્યો સદસ્ય, ૧ મંત્રી, ૪ પરિષદના સભ્યો, ૩૦ સરકાર નિયુક્ત સદસ્ય અને ૬ કોન્સીલ દ્વારા ચુંટાયેલા સભ્યો. જ્યારે પરિષદમાં ૧ સભાપતિ, ૧ ઉપસભાપતિ, ૧ મંત્રી, ૪ સરકારે નીમેલા અને ૨ કાઉન્સીલે ચુંટેલા સભ્યો હોય છે.

એકેડેમીની નીતિનો નિર્ણય કોન્સીલજ કરે છે. આ કોન્સીલમાં હિંદી અને ઉર્દૂના પ્રખ્યાત વિદ્વાનો સરકાર તરફથી નીમાય છે.

એકેડેમીનાં સાહિત્યવિષયક કાર્યોને સાત વિભાગમાં વહેંચી શકાય. (૧) પ્રકાશન, (૨) વ્યાખ્યાનોનો પ્રબંધ, (૩) પારિતોષિક વિતરણ, (૪) પુસ્તકાલય સંગ્રહ, (૫) ગ્રન્થ નિર્માણ. (૬) પત્રિકા પ્રકાશન, (૭) સાહિત્યક અધિવેશન.

એકેડેમીના ઉપર નોંધેલા ઉદ્દેશો જોતાં એનું મુખ્ય કાર્ય મૌલિક તથા પ્રમાણિક ગ્રન્થોની રચનાનુ છે. આ ઉદ્દેશને લક્ષમાં રાખીને એકેડેમીએ ૩૭ હિંદી ગ્રન્થો અને ૨૩ ઉર્દૂ ગ્રન્થોનું પ્રકાશન કર્યું છે. આમાંના ઘણાખરા ગ્રન્થો તે તે વિષયના વિશેષજ્ઞોએ રચેલા, મહત્ત્વપૂર્ણ અને કોઇપણ સાહિત્યને ગૌરવ આપે એવા છે. એના લેખકોમાં ડૉ. ગંગાનાથ ઝા એમ એ. ડી લિટ્ રા. બ. પં ગૌરીશંકર હીરાચંદ ઓઝા, ડૉ. વેણીપ્રસાદ ડી એસસી, શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકાર જેવા પ્રખ્યાત વિદ્વાનો છે. અને ગ્રંથોમાં કવિરહસ્ય, હિંદુસ્તાનકી પુરાની સભ્યતા, મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ, ભારતીય ઇતિહાસ કી રૂપરેખા, ભારતીય ચિત્રકલા, હિંદી સર્વે કમિટીકા રિપોર્ટ વગેરે પોતપોતાના વિષયમાં પ્રમાણભૂત મનાયેલા ગ્રન્થો છે. ઉર્દૂમાં પણ સંશોધનાત્મક ગ્રન્થો મોટી સંખ્યામા છે.

**વ્યાખ્યાન:**—ઇ સ. ૧૯૨૭ મા એકેડેમીએ નિશ્ચય કર્યો કે એકેડેમી તરફથી બે વિદ્વાનોને કોઇપણ મહત્વના વિષય ઉપર વ્યાખ્યાન આપવા માટે નિમંત્રણ આપવુ અને તેના પારિતોષિક તરીકે રા. એક હજાર ઠરાવ્યા. એકેડેમીના સભાપતિ ડૉ. સર તેજબહાદુર સપ્રુએ પોતાના તરફથી આ માટે રા એક હજાર આપવાનુ વચન આપ્યું હતું પણ બે હજાર આપ્યા અને પ્હેલાં શ્રી અબ્દુલ્લાહ યૂસુફઅલી અને મ-મ-રા. બ. ગૌ. હી. ઓઝાને વ્યાખ્યાનો આપવા માટે નિમંત્રણ આપવામા આવ્યુ. વ્યાખ્યાનોની આ પ્રણાલી ૧૯૩૪ સુધી ચાલી તેમાં બાર વ્યાખ્યાનો થયાં, અને બાર હજાર રૂપીઆ ખર્ચ થયો પણ પછી આર્થિક કારણથી એ પ્રણાલિકા બંધ થઈ.

**પારિતોષિકો**—એકેડેમીએ અત્યાર સુધીમાં અઢાર લેખકોને પુરસ્કાર આપેલ છે. પુરસ્કાર માટે રચનાઓની યોગ્યતા તરફ ધ્યાન આપવામાં આવ્યું છે. આ પુરસ્કાર પામેલા લેખકોમાં કેટલાક એવાયે હશે કે જેઓની તરફ પુરસ્કાર મળ્યા પ્હેલાં ધ્યાન ખેંચાયું ન હતું. એકેડેમીને આર્થિક મુશ્કેલી ન આવી હોતતો એની ઇચ્છા સાહિત્યનાં સાધારણ રીતે અણખેડાયેલાં ક્ષેત્રોને પુરસ્કારદ્વારા ખેડવાની હતી. આપણે ત્યાં–શું સંયુક્ત પ્રાન્તમાં કે શું ગુજરાતમાં સાહિત્ય 'કાર્ય'-સેવા તરીકે માત્ર 'સ્વાનીઃ સુખાય' થાય છે. પણ આ રીતે સાહિત્યની પ્રગતિ અનિશ્ચિત રહે એ પણ સ્વાભાવિક છે. મતલબ કે સંશોધનાત્મક સાહિત્ય તો આવી સંસ્થાઓના પ્રોત્સાહનથીજ ઉત્પન્ન થઇ શકે.

**પુસ્તકાલય:**—એકેડેમીની સ્થાપના વખતેજ એ સાથે એક પુસ્તકાલય જોડવાનો નિશ્ચય હતો અને એ વખતના સંયુક્ત પ્રાન્તના ગવર્નર સર વિલિયમ મારિસે તો એટલે સુધી કહેલું કે પ્રાન્તમાં છપાતાં સર્વ પુસ્તકોની એક એક નકલનો આવશ્યક જણાય તો કાયદાની મદદથી પણ સંગ્રહ થાય એટલુંજ નહિ પણ ભારતીય ભાષાઓનાં પણ સર્વ ઉત્તમ પુસ્તકોનો પણ સંગ્રહ થાય એવું પુસ્તકાલય ઇષ્ટ છે. અને એકેડેમીની ઇચ્છા આવું પુસ્તકાલય ઉભું કરવાની હતીજ. પણ પોતાનું મકાન ન હોવાના તથા આર્થિક મુશ્કેલીના કારણથી એ પૂરૂં ન બની શક્યું. સરકારી ગ્રાન્ટ પણ પોછળથી ઓછી થઇ ગઈ. છતાં વીશ હજાર રૂપીયા ખર્ચીને પુસ્તકોનો સંગ્રહ કર્યો છે ખરો.

એકેડેમીએ સાહિત્ય વિષયક કાર્ય કરવા માટે ખાસ કાર્યકર્તાઓ રોક્યા છે, જેમાં બે સ્કોલરો છે અને બે સંપાદકો છે. સ્કોલરોમાંથી એકે હિંદી કવિતાઓનો અને બીજાએ ઉર્દૂ કવિતાઓનો બૃહત્સંગ્રહ તૈયાર કર્યો છે. હિંદી કાવ્ય સંગ્રહ (જેનું નામ 'હિંદી કે કવિ ઔર કાવ્ય' છે) ના બે ભાગ બ્હાર પડી ચુક્યા છે, ત્રીજો પ્રેસમાં

છે અને ચોથો તૈયાર થાય છે, ઉર્દૂ નવ્ય સંગ્રહ (જેનું નામ 'જવાહરે સખુન' છે) ના ત્રણ ભાગ બહાર પડી ચુક્યા છે બાકીના પ્રેસની રાહ જુએ છે

**પત્રિકા પ્રકાશન:**—એકેડેમી સ્થપાયા પછી એના તરફથી એક પત્રિકા પ્રકાશિત કરવાની આવશ્યકતા જણાઇ હતી અને ઇ સ ૧૯૩૧ માં હિંદોસ્તાની નામથી હિંદી અને ઉર્દૂમાં એક ત્રૈમાસિક પ્રકાશિત કરવાનો આરંભ કર્યો હતો એ ત્રૈમાસિકમાં હિંદી ઉર્દૂના પ્રમુખ લેખકોના ઉંચી કોટિના લેખો છેલ્લાં આઠ વર્ષમાં પ્રગટ થયા છે

એકેડેમીના વાર્ષિક **અધિવેશનોમાં** ભાષા અને સાહિત્ય સંબંધી મહત્ત્વપૂર્ણ પ્રશ્નો ઉપર વિચાર થયો છે પણ આ અધિવેશનો સૌથી મહત્ત્વની જે વસ્તુ સિદ્ધ થઇ છે તે એ છે કે હિંદી અને ઉર્દૂ બન્ને ભાષાઓના વિદ્વાનો અને શુભચિંતકોના વિચારો ઉદાર રાષ્ટ્રીય-ભાવવાળા તથા કલ્યાણકર છે અને જો આ અધિવેશનોનો કાર્યક્રમ બરાબર ચાલુ રહ્યો હોત તો હિંદી ઉર્દૂનો હાલમાં ફાટી નીકળેલો ઝગડો ભાગ્યેજ ચાલ્યો હોત એ નિ:સંદેહ છે

આ હિન્દોસ્તાની એકેડેમી તરફ કેટલોક વિરોધ પણ થયો છે એકેડેમીની સ્થાપના થયા પછી તરતમાં અસહકારનું આંદોલન દેશમાં જોરથી ચાલ્યું અને સહકારના સમભાવવાળી પ્રત્યેક પ્રવૃત્તિ તરફ પ્રજા શંકાની નજરથી જોવા લાગી પણ અત્યારે એ સમય નથી હિન્દોસ્તાની એકેડેમીએ જરૂર કાંઇક સારું કામ કર્યું છે આવી આવી સંસ્થાની પૂર્ણ સફળતા માટે તો સમયની જરૂર છે વિદ્યાની વૃદ્ધિ ક્રમે કરીનેજ થઇ શકે છે, અને હવે તો સરકાર પ્રજાની છે એ જોતા હિન્દોસ્તાની એકેડેમી જેવી સંસ્થા પોતાના ઉન્નત ઉદ્દેશોને પાર પાડવાને સમર્થ થાય એ આશા વધારે પડતી નથી.

# આંદગીને

આપની યાદી.

જ્યાં જ્યાં ગટર વારિ ઠરે યાદી ભરી ત્યાં આપની,
હાંસું અધિક નવટાંક તો બાદી વરે છે આપની.—૧
હા! માસિકોના હાલની સાક્ષી રહી કાળી ફિકર,
જ્યાં જ્યાં અગન જ્યાં જ્યાં શૂળો ત્યાં ત્યાં ઉજાણી આપની.—૨
જોઉં અહીં ફેલાવતી જંતુભરી વાયુલહર,
કોઇ કબર ખાલી રહી ના જ્યાં સવારી આપની.—૩
સારા શરીર દ્વારા ઘણાં ઝૂલી રહ્યાં છે પૂમડાં,
ફરિયાદ કરતા લાખ એ ચેપી લહેરી આપની.—૪
આખુનજીને ઝરુખે અને રાતે અમારી પોળમાં,
આ દર કદમ ખોલી રહી તીણી ખુવારી આપની.—૫
આ ત્રાસથી પીવાડતા છો સંચરો દુશ્મન બધા,
બાદી બની બેહાલ ને સાંઇ રહી ત્યાં આપની.—૬
ડરું ના હું ડાકટર જોઇ, શી મગદૂર એના બાપની ?
દો'વા અમારું શો ખીસું, દંગાઇ એ છે આપની.—૭
કવિઓ લખે જે કાવ્ય ને, પ્રણયી મચ્યા રહે પ્રેમમાં,
જાણે નહીં એ બાપડા કે એ ફિશાની આપની.—૮
હરણી સમી કંઇ બાલિકા બની જાય તે હાથણુ સમી,
અલમસ્ત કંઇ દુબળા બને, તરકીબ એ સૌ આપની.—૯
પ્યારી તજીને નોકરી નિજ જાય કો પેન્શન ઉપર,
પણ જાણકારો જાણતા કે એ દુહાઇ આપની.—૧૦
ઝીણું લખું, છાનું બકું, રોઉં હસું શું શું વધુ ?
સુણી ફરી આ ગાઇ બાજી છેક સાદી આપની.—૧૧
કિસ્મત ઉડાવે ધૂળ તો લૂલો બની સાંખું બધી,
ભૂલાવવા શૂળને ય મીઠી છે પથારી આપની.—૧૨
દુબળો નિહાળી દેહ મારો ફિક્ર સ્હેજે ના કરું,
છે આખરે તો એટલી એ સેજ આદિ આપની!—૧૩

જ્યોતીન્દ્ર હ. દવે.

# વ્યાસજીને

(પ્રભાતિયુ)

જ્યા લગી કાવ્યનો મર્મ વીધ્યો નહી,
ત્યા લગી યાતના ગર્ભૂરી
ધનુપનો તીર તુજ ભૂમિએળે પડ્યો,
કરકુહાથી ભરી ભ્રષ્ટ ભૂરી

શુ થયુ પાન મોપારી ચૂના ભર્યે?
શુ થયુ મધુ તજી મીણુ પીધે?
શુ થયુ શિર વીટા તિલક ત્રેપન કર્યે?
શુ થયુ લાલ લોચન ચીધે?

શુ થયુ નાટકે પાઠ લીધા થકી?
શુ થયુ જાજી મહી માખ નીધે?
શુ થયુ નરસી ને સુનરી મેળ્યા થકી?
શુ થયુ ઢંગ વિણ ગાન કીધે?

શુ થયુ વેડ જાગરણુ ઘાણી કર્યે?
શુ થયુ લાગ લઈ ડખ મારે?
શુ થયુ ગુરુજીની "ગોળ કુમારિકા"
ગમડતી ચરખુ વિણ મેઘધારે?

ગુરુજી જઈ ગાય ચદા તણે વાસરે,
પૃથ્વીને કગણુ રસ લિચ માણે,
કાવ્યને રણ નથી શીખવવા બાપુડા,
આમ્રનો સ્વાદ રાયણ ન જાણે!

એ નથી ચચથી તરણુ સુથવા સમુ,
આત્મમા મર્મભરી શ્રમ ન ખોયો
ભણે ભડભૈયો કે સત્ય પરખણુ વિના
વ્યર્થ ચિત્રામણે ભાનુ રોયો]

હુન્નરસિંહ મહેતા

# નામ અને ક્રિયાપદની સંધિનું ભયસ્થાન

રા. રા. રામનારાયણ પાઠકનાં તાજેતરમાં પ્રગટ થયલાં "શેષનાં કાવ્યો"માં ઘણી અદ્‌ભુત અને આજ સુધી અગોચર રહેલી વિચિત્ર શબ્દસંધિઓ જોવામાં આવે છે, તે ગુજરાતી વ્યાકરણ પ્રમાણે અયુક્ત છે. જ્યાં જ્યાં એવી સંધિઓ વપરાયલી છે, ત્યાં ત્યાં એ પ્રયોગો કર્તાનાં છંદરચનાવિધાનની ખામીજ દર્શાવે છે, અને એવા પ્રયોગો કળાનું ખૂનજ કરે છે. "યાદ'ાવે છે," "આમ'ાવજો," જેવી વિચિત્ર સંધિઓ જોતાવારજ હાસ્યાસ્પદ છે. સહજ પ્રયત્ને કર્તા એજ વિચારોને શુધ્ધ શબ્દોમાં એજ છંદરચનામાં વાપરી શકત.

આવી રચનાનું ભયસ્થાન ક્યાં છે, તે દર્શાવવા નીચેનો શ્લોક રચવામાં આવ્યો છે. મિત્રો વચ્ચે ભેટની લ્હાણી થતી આવે છે, અને મિત્ર મિત્રને મળવા આવે તે પહેલાં પોતાની દાસી સાથે તેને ભેટ મોકલી આપે છે, એ ભાવ દર્શાવવા રા. પાઠકના "યાદ'ાવે છે" જેવો પ્રયોગ કરીને "ભેટ'ાવે છે" લખીએ-કહીએ તો છેલ્લી લીટીમાં કેવો અર્થનો અનર્થ થઇ જાય છે, અને એવા સમાસથી મિત્રને પોતાની દાસી સાથેજ કેવો ભેટાવી દે છે, તે જોયા પછી વાચક કે નવો પદ્યલેખક આવા અનર્થકારી પ્રયોગથી દૂરજ રહેશે, એ આશા વ્યર્થ તો નહીંજ જાય. રા. પાઠક જેવા એક વિદ્વાન શિક્ષકને હાથેજ આવા અપપ્રયોગો થતા જોઇને કોને દિલગીરી નહીં થાય?

( મંદાક્રાંતા )

આજે ભાઇ! તુજ સુહૃદ તે મિત્રની વાત જાણી,
નિત્યે કેવી પ્રિય તરફથી ભેટની થાય લ્હાણી;
ને એ આવે મિલન કરવા તે પહેલાં મજાની
ભેટ'ાવે છે પ્રથમ તુજને દાસી સાથેજ તેની!!

શ્રીધર

# સાધુનો કીનો

(નવલિકા જાપાનની)

નરીમાન સોરાબજી ગોળવાળા

## સા

"કૂત્તા, તેં મારા જોડા બગાડી નાખ્યા."

"ધના* વરસાદથી એ બગડે નહિ તેથી એને બગલમાં છુપાવીને લાવ્યો."

આ સાંભળી માલિકના ગુસ્સાનો પાર રહ્યો નહિ નજીવા એવા વાંક માટે તેણે નોકરને એ જોડો છુટો માર્યો. તે તેના માથાને લાગ્યો. તેના કપાળે મોટો ચીરો પડ્યો તેમાથી લોહી વહેતુ થયુ. તે બેહોશ થઇ ગયો.

કોબીમાં (જાપાન) યુચીદાતાઇ નામે શ્રીમંત સાહુકાર રહેતો હતો. તે અભિમાની અને શાનશોકતવાળો સાહુકાર એટલો બધો શ્રીમંત હતો કે જાપાનનો સમ્રાટ પણ તેની પાસેથી કોઇ કોઇ વેળા મોટી રકમો લેતો. તેના મહેલમાં અનેક દાસદાસીઓ પણ હતાં.

એક દિવસે યુચીદાતાઇએ પોતાના એક યુવાન નોકરને પોતાના જોડા લાવવા હુકમ કીધો. એ વેળા વરસાદ વરસી રહ્યો હતો.

---

* સાહેબ.

વરસાદમાં આવા ચળકતા સુંદર જોડા ભીંજાઇ બગડી જશે એવા ખ્યાલથી એ નોકરે એ જોડા પોતાની બગલમાં છુપાવ્યા.

જાપાનમાં એ સમયે અમીર ઉમરાવો લાકડાના જોડા પહેરતા હતા. તેને કલા કારીગીરીથી ખૂબ ચળકતા બનાવવામાં આવતા હતા. નોકરે માલિકની સામે આવીને કુરનસ કરી તેના પગો આગળ જોડા મેલી દીધા.

જોડા બગલમાં દબાવાથી થોડા મેલા થઇ ગયા હતા અને તેની ચમક કાંઇક ઝાંખી પડી હતી. શ્રીમંત સુચીદાતાઇ એ જોઇ ખૂબ ક્રોધે ભરાયો અને તેને ગાળો દઇ તેજ જોડો તેને છૂટો માર્યો.

નજીવો સાધારણ આ બનાવ હતો. પણ તેનું વિચિત્ર અભુતપૂર્વ પરિણામ આવ્યું.

થોડી વાર પછી યુવાન નોકર બેહોશીમાંથી જાગ્યો. તે અહીં તહીં જોવા લાગ્યો. ધીરે ધીરે તે બેઠો થયો. આંખ ફાડી સાશ્ચર્ય તે ચારે તરફ જોઇ રહ્યો. સામે પેલો જોડો પડેલો હતો. વળી તેના કપાળ પરથી લોહી વહેતું હતું. આ બધું કેમ થયું? ધીમે ધીમે તેને યાદ આવ્યું કે તેના માલિકે જોડા બગડી જવાના કારણે તેને આ સજા કરી હતી. તે વિચારે ચઢયોઃ 'મને આવી સજા! જોડા બગડે નહિ તેથી તો હું તેને સંભાળીને લઇ ગયો તેનો આ બદલો! શું હું એટલો બધો તુચ્છ?'

તંદુરસ્ત યુવકના તીવ્ર નેત્ર અગ્નિ જેમ પ્રજ્જ્વલિત બન્યાં. તેના હૃદય–ગગનમાં ગંભીર ગર્જન થવા માંડયું: 'નહિ, હું એટલો તુચ્છ નથી. શા માટે હું તુચ્છ? હું એનો બદલો લઇશ. હિંસાનો પ્રતિઉત્તર પ્રતિહિંસાથી, અન્યાયનો ઉત્તર પ્રતિહિંસાથી અને સ્વેચ્છાચારનો ઉત્તર પણ પ્રતિહિંસાથીજ દઇશ.'

તેણે જોડો ઉઠાવી તેને પોતાનાં પહેરણમાં છુપાવી દીધો.

# ધુ

દીનહીન જાપાની યુવકને હવે કેમ બદલો લેવો તેનીજ ચિંતા દિનરાત થઇ રહેતી જે દુષ્ટ માલિકે તેને જોડો માર્યો હતો તેની વિરુદ્ધ તેને મહા ભીષણ પ્રતિહિંસા જાગૃત થઇ ચૂકી હતી તેણે પોતાના પિતાના વખતનો છરો સદુકમાથી કાઢયો અને તેની ધાર તેજ કરી રાખી છરાને વારે વારે હાથમા ફેરવીને તે પોતાની ભાષામાં તમામ દેવતાઓના સોગદ લઇ પ્રતિજ્ઞા કરતો કે ખૂનનો બદલો જો હુ ખૂનથી ન લઉં તો મારા જીવનને ધિક્કાર છે.

તેણે છરો અને જોડો પેટીમા મૂકી દીધા તે બીજી વાત વિચારવા લાગ્યો. અમીર માલિકને ત્યાથી તો તે છૂટો થયો હતો હવે તેના મહેલમા ચોકીદારો અને અંગરક્ષકોને વટાવીને જવુ પણ મુશ્કેલ હતું કેવી રીતે તેના મહેલમા જઇ ચુચીદાતાઇને ઠાર કરવો ! તેણે મહેલમા દાખલ થવાની ઘણીયે યુકિતઓ રચી પણ ચુચીદાતાઇ એટલો સુરક્ષિત હતો કે કોઇ શત્રુની હવા પણ ત્યા પેસવા ન પામતી

અંતે ઘણા વિચાર પછી તેને એક ઉપાય જડી આવ્યો બૌદ્ધ મહંતો અને ભિક્ષુઓ સઘળી જગ્યાએ બેધડક પ્રવેશી શકે છે. તેણે જોયુ કે જો હુ કોઇ રીતે મહત અથવા ભિક્ષુક થાઉ તો પેલાની સામે આસાનીથી જઇ શકુ અને તત્કાલ પ્રતિહિંસાનું વ્રત પૂરૂ કરી શકું.

આ યુવકે મહંત થવાનો નિશ્ચય કર્યો તે બૌધ્ધ મઠમાં જોડાયો ત્યા પાઠશાળા પણ હતી ઉછળતા લોહીવાળા આ યુવાને એકાગ્ર ચિત્તે વિદ્યાભ્યાસ કરવા માડયો તેનો વિદ્યા પ્રત્યેનો પ્રેમ જોઇ ગુરૂઓ અને આચાર્યો પણ ખુશી થયા તેને મઠમાથી ભોજન, વસ્ત્ર અને પુસ્તકો પણ મળવા લાગ્યાં ખૂબ પરિશ્રમથી તે બુધ્ધ ભગવાનના ધર્મગ્રન્થોનુ મનન કરવા મંડયો

આ તીક્ષ્ણ બુદ્ધિના યુવકે અલ્પ કાળમાંજ બુદ્ધનાં ધર્મ, દર્શન, સાહિત્ય આદિનું અધ્યયન કરી નાખ્યું. ભારે વિદ્વત્તાથી તે શાસ્ત્રાર્થ કરતો અને ઉપદેશ દેતો, વ્યાખ્યાન આપતો અને મઠનાં સઘળાં ધાર્મિક કાર્યોમાં આગેવાન ભાગ લેતો. તેનું અપૂર્વ પાંડિત્ય જોઈને મઠના મોટા મોટા આચાર્યો પણ તેને માન આપતા થયા હતા. બૌધ્ધ ધર્મ અનુસાર તેની પવિત્ર રહેણીકરણી, તેનું તેજ અને તેનો પ્રતાપ સર્વને આકર્ષિત કરતાં.

## નો

ચીનનો રાજા વૃધ્ધ થઈ ગયો હતો. તેણે પોતાની જીંદગીની સાંઝે કાંઈ મહાન ધાર્મિક કાર્ય કરવા ઈચ્છા કીધી. તેણે બુધ્ધનુ વિશાળ મંદિર બંધાવ્યું હતું. તેમાં કોઈ અત્યંત પવિત્ર બૌધ્ધ આચાર્યના હસ્તે બુધ્ધ ભગવાનની મૂર્તિ સ્થાપિત થાય એવું તે ઈચ્છતો હતો. એવા પવિત્ર મહંતની શોધ કરવા તેણે દેશેદેશ પોતાના દૂતોને મોકલ્યા હતા. જાપાનમાં એવો પવિત્ર આચાર્ય છે એવી તેને જાણ થઈ. ચીનના રાજાની આજ્ઞાથી પેલા દૂતોએ જાપાન જઈ પવિત્ર આચાર્યનાં દર્શન કરી તેને કહ્યું કે આપ પેકિંગ આવીને આપના મુબારક પવિત્ર હસ્તે અમારા સમ્રાટની ઇચ્છા પૂર્ણ કરો.

આચાર્યે તેનો સ્વીકાર કર્યો.

ચીનમાં આચાર્યનો ભારે આદરસત્કાર કરવામાં આવ્યો. રાજાની ઇચ્છા મુજબ તેણે ધાર્મિક ક્રિયા કરી અને બુધ્ધની મૂર્તિ મંદિરમાં સ્થાપિત કરી.

આ વાત સર્વત્ર ફેલાઇ ગઈ.

જાપાનનો સમ્રાટ અજાયબ થયો કે તેના દેશમાં આવો આચાર્ય વસે–તેને ચીનનો રાજા બોલાવે ને માન આપે અને હું કાંઈએ જાણું

નહી ! તેને એક પ્રકારની ઇર્ષાની લાગણી થઇ આવી ચીનના સમ્રાટે બંધાવેલા મંદિરથી પણ ચઢીયાતુ મંદિર બનાવવાનો તેણે નિશ્ચય કર્યો

પેલા પવિત્ર આચાર્યને બોલાવી પોતાના દરબારમા તેડીને રાજાએ તેને ઘણુ માન આપ્યુ તે બોલ્યો "મારા અહોભાગ્ય કે મારી દરબારમા આપ જેવા આચાર્યના પવિત્ર પગલા થયા મારી હવે આપને નમ્ર અરજ છે કે આપના પવિત્ર કરકમળોદ્વારા ભગવાનના મંદિરનું સ્થાપન થાય"

આચાર્યે તેની માગણી કબૂલ રાખી તેજ વેળા તેણે તેને ધાર્મિક ઉપદેશ પણ આપ્યો

રાજાની આજ્ઞાથી વિશાળ ભવ્ય મંદિર બંધાયુ એક શુભ દિવસે આચાર્યે તેની ક્રિયા કરી તેમા બુધ્ધની મૂર્તિનું સ્થાપન કીધુ

આમ આ આચાર્યની ખ્યાતિ દેશભરમા વ્યાપી રહી શહેનશાહ જેવાએ તેને માન આપ્યુ હતું એટલે અમીર ઉમરાવો પણ તેને માન આપવામા અને તેની પાસે ધાર્મિક કાર્ય કરાવવામા પોતાનુ ગૌરવ સમજવા લાગ્યા

## ૩

જાપાનનો પ્રસિધ્ધ શ્રીમત સુચીહાતાઇ હવે વૃધ્ધ થઇ ગયો હતો પોતાના અંતિમ કાળમા કોઇ ધાર્મિક કાર્ય કરાવવાની તેને ઇચ્છા થઇ તેણે પણ બુધ્ધ મંદિર બંધવ્યુ, અને જાપાનના જાણીતા પેલાજ આચાર્યને તેનો ઉદ્‌ઘાટન-ઉત્સવ કરવાની વિનતિ કરી

મહંતે તેનુ નિમંત્રણ સ્વીકારી લીધુ એવા આમંત્રણની તો તે બહુ દિવસથી રાહ જોતો હતો પોતાના ખંડમા જઇને તેણે પુરાણી

થઈ ગએલી એક પેટી ખોલી. તેમાં જૂનો જોડો હતો અને એક છરો હતો.

એ જોડો હાથમાં લઈને તે સોચવા લાગ્યો: "આહહ! આજ જોડો પેલા નરાધમે મને માર્યો હતો. મને તુચ્છ પ્રાણી સમજીને તેણે મને માર્યો હતો. અને પછી મેં શું કર્યું? કસમ ખાધા-પ્રતિહિંસાના. આહ! કેવી ભીષણ પ્રતિજ્ઞા! આજ સુધી હું તે ધુનમાં જળતો રહેલો છું. અને આ છરો મારા બાપદાદાનો, તેજ છરો આજે તેનું ખૂન પીશે અને વેર વાળશે."

"પણ અરે, આ હું શું સોચી રહ્યો છું?" મહંતે સાશ્ચર્ય ચારે તરફ જોયું. પછી તેણે છરો જમીન પર મેલી દીધો.

"મે આટલા દિવસ ધાર્મિક ગ્રન્થોનું મનન કર્યું છે. હું આવો મોટો આચાર્ય થયો. ચીન અને જાપાનના સમ્રાટોએ મારે ચરણે શિર ઝુકાવ્યાં છે. સઘળાં લોક મને ધર્મનો સાક્ષાત અવતાર માને છે. તો શું મેં આ બધું જ્ઞાન મેળવ્યું તે અંતે ખૂનને માટે! મારા હાથો લોહીમાં બોળું? છટ છટ કેવી ભાવના? કેવી પ્રતિહિંસા!"

આચાર્યે પોતાના હાથો મસળ્યા.

"આજ મારા હૃદયને, મારા અંતરાત્માને અને આખા દેહને નરી જ્વાળા કેમ બાળી રહી છે? હું કોણ? બૌદ્ધનો આચાર્ય, બે સમ્રાટોનો ગુરુ, તે શું નરહત્યા કરું! ધિક્કાર છે મારી વિદ્યાને! ધિક્કાર છે એવા વિચારને અને ધિક્કાર છે અજ્ઞાનતામાં લીધેલી એવી મારી પ્રતિજ્ઞાને!

"મારા જૂના કલ્પિત શત્રુથી બદલો લેવાનો અને પ્રતિજ્ઞા પૂરી કરવાનો આજ દિવસ છે. પણ પછી શું? જગતભરમાં આ વાત ફેલાઇ જશે કે સમ્રાટોના ગુરુએ પોતાની તુચ્છ પ્રતિહિંસા પૂરી કરવા

એક મનુષ્યની હત્યા કરી જેણે શાંતિપ્રદ બૌદ્ધ ધર્મનો મનુષ્ય-માત્રને દયા અને અહિંસાનો ઉપદેશ કાર્યો તે ધર્મનો હું આચાર્ય આજ નરહત્યા કરવા તૈયાર થયો છુ. શું મારી ધાર્મિકતાનો અંત આ રીતે આવે?"

તે ખિન્ન થઇ પોતાનુ માથું કૂટવા લાગ્યો

"નહિ, હું એમ નહિ કરૂ. મારો પવિત્ર ધર્મ મારી સાથે છે. તે ધર્મને મારા રક્તરંજિત હાથોથી કદિ પણ કલંકિત નહિ કરૂ. તેણે મને જોડા માર્યા હોય તો ભલે, તે તેની અજ્ઞાનતા હતી તેનુ અજ્ઞાન મારી પાસે ખૂન કરાવે એ અસંભવ છે એવુ કદિ નહિ થઇ શકે. બૌધ્ધ આચાર્ય તુચ્છ કારણે ખૂન કરે એવુ દારુણ દૃશ્ય જગત નહિ જોઇ શકે."

આવા તર્કવિતર્ક ને ફરી ગયો બુધ્ધ ભગવાનનો એકેએક ઉપદેશ તેને યાદ આવ્યો. તે યાદ કરી કરીને તે પોતાને ધિક્કારવા લાગ્યો તે વિચારતો કે હુ કોને ક્ષમા કરૂ? યદિ કોઇએ કાંઇ અપરાધ કાર્યો હોય તો ને? જેને મારી સાથે સમ્બન્ધ નહિ, જેણે કોઇ અપરાધ કાર્યો નથી તેને ક્ષમા કરવાનુ પ્રયોજન શુ? આ અમીર સુચીદાતાપ્રએ પોતાના એક યુવાન નોકર પ્રત્યે અન્યાય કર્યો હતો અને તે નોકરે બદલો લેવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ અમીરની જેમજ તે નોકર પૂરેપુરો અવિવેકી અને અજ્ઞાની હતો; નહિ તો તે ગુલામી શા માટે કરત? પણ આજ શુ તે ગુલામ છે? નહિ. એ ગુલામ તો તે દિ'નો મરી ગયો. આજ તો તે સાંપ્રત સ્વરૂપમાં ધાર્મિક જગતનો શ્રેષ્ઠ આચાર્ય છે અને આચાર્યે તો પોતાને યોગ્ય એવું જ કામ કરવું ઘટે. તેના અથવા કોઇ પણ મનુષ્યના દુષ્કર્મને અથવા દ્વેષને ભૂલી જવુ આજ તેની ફરજ છે. સંસારના કોઇ પણ પ્રાણીથી મારે હવે દ્વેષ નથી. પ્રતિસ્પર્ધા અને પ્રતિહિંસાનો ભાવ પણ મારામાં હોવો ન જોઇએ આજ હું મારી દૃષ્ટિએ સાચો આચાર્ય બન્યો છું

તેનું હૃદય કાંઇક હલકું થયું, પુલકિત થયું. કરુણ્ કે સહાનુભૂતિ સાથે તે બોલવા લાગ્યો : "આજે મારો આગલો શેઠ ધર્મિક ભાવનાથી પ્રેરિત થઇને પુણ્યકર્મ કરવા લાગ્યો છે. તેણે શુધ્ધ ભક્તિથી મને બોલાવ્યો છે. એવી દશામાં હું મારૂં મન શા માટે મલિન કરૂં? શા માટે તેના પ્રત્યે ઘૃણા દાખવું? કોઇ પણ પ્રાણી ઘૃણાને પાત્ર નથી.

હા, હું આજ ત્યાં જરૂર જઇશ પણ તેને સરલ રૂપમાં બોધ દઇશ. તેનાં ધાર્મિક કાર્યની પ્રશંસા કરીશ, તેને ઉત્સાહિત કરીશ, તેને આશિષ દઇશ."

ધાર્મિક વસ્ત્રો અને અલંકારોથી સુસજ્જિત થઇ તે ત્યાં જવા ઉપડયો; સાથે તેણે પોતાના હાથમાં પેલો જોડો પણ લઇ લીધો.

# નો

સુશીલાતાઇના રાજમંદિરમાં ભારે ધામધૂમ થઇ રહી હતી. બુધ્ધ ભગવાનના મંદિરનો ઉદ્‌ઘાટન-ઉત્સવ જોવા મોટા મોટા જાપાની પ્રતિષ્ઠિત સરદારો, અમીરો, ઉમરાવો અને બૌદ્ધ ભિક્ષુકગણ ત્યાં આવ્યા હતા. સભાભવનને નાના પ્રકારનાં પુષ્પો, ચીજો અને ચિત્રોથી ખૂબ શણગારવામાં આવ્યું હતું. એ આચાર્યની બેઠક હતી.

યશસ્વી આચાર્ય આવ્યા. તેના હાથમાં પેલો જૂનો જોડો હતો. આખા ભવનમાં તેમના પ્રભાવનો ભારે છાપ પડયો. બધાં લોકો ઉભાં થઇ ગયાં. સુશીલાતાઇ તેનું સ્વાગત કરવા આગળ વધ્યો. પણ આ શું? તે અટકી પડયો. આચાર્યની વિચિત્ર અને ભાવભંગી મુદ્રા જોઇ રહ્યો. હાથ જોડી સાશ્ચર્ય તેણે આચાર્યને પૂછ્યું : "પૂજ્ય ગુરૂદેવ! આપના શુભાગમનથી હું કૃતકૃત્ય થયો છું. પણ આજે આપને જોઇને

મારા ક્ષુદ્ર મનમાં શંકા પેદા થાય છે. સર્વ પ્રથમ હું આપને બે પ્રશ્ન પૂછવાની ધૃષ્ટતા કરૂં છું. આપ મારી શંકાનું નિવારણ કરશો ?"

"હા, અવશ્ય" આચાર્યે બંને હાથોથી પેલો જોડો છાતીએ લગાવીને હા પાડી.

વિનમ્ર ભાવે શિર ઝુકાવી સુચીદાતાઇએ ખુલાસો માંગ્યો : "ગુરુદેવ, હું ભૂલતો નહિ હોઉં તો ધાર્મિક મહાનુભાવો પાસેથી આટલું સાંભળ્યું છે કે જે અત્યંત પવિત્ર પુણ્યાત્મા આચાર્ય હોય છે તેના લલાટ ઉપર કોઇ જાતનો કાપ નથી હોતો; પણ હું જોઉં છું કે આપનું દિવ્ય લલાટ દેદીપ્યમાન અને તેજોમય હોવા છતાં ખંડિત છે. મારા ગુરુ! આવું પરસ્પર વિરોધી દૃશ્ય હું કેમ જોઇ રહ્યું છું ?

"અને મારો બીજો પ્રશ્ન આ છે. આપ અહીં ધાર્મિક કાર્યનું સંપાદન કરવા આવ્યા છો. આપને હાથે અનેક પવિત્ર કાર્યો થયાં છે; પરંતુ આજે તો આપના પવિત્ર હસ્તમાં જોડો પકડાયલો છે. જોડો હાથમાં લઇને આ ધાર્મિક સભામાં આપના આગમનનું રહસ્ય હું ઉકેલી શકતો નથી. પ્રભો, આપની અસીમ દયાથી અને ઉદારતાથી આ અકિંચન દાસની ધૃષ્ટતા ક્ષમા કરજો. મારા પ્રશ્નોનો ઉત્તર આપીને મારી કુટિલ શંકાઓનું નિવારણ કરો. હું આપનો દાસ છું. મેં આપ જેવા ગુરુના શ્રીચરણે મારૂં સર્વસ્વ અર્પિત કર્યું છે."

સભાભવનમાં નીરવ શાંતિ ફેલાઇ રહી. અમીરનું બોલવું પૂરૂં થયું. આચાર્યે સ્મિત કર્યું. એ મીઠું મધુરૂં પ્રેમભર્યું સ્મિત હતું.

"વત્સ, ઊઠ;" આચાર્યે પ્રેમદૃષ્ટિથી બોલવા માંડ્યું : "ઓળખે છે મને? આજથી ૩૨ વર્ષની વાત ઉપર તારે ત્યાં એક યુવાન નોકર હતો. એક દિવસ તેં તેને જોડા લાવવાનો હુકમ કર્યો. તે વેળા વરસાદ વરસતો હોવાથી તારો નોકર જોડાને પાણીથી બચાવવા પોતાની

બગલમાં છુપાવીને લાવ્યો. બગલમાં લેવાથી તે જોડાની ચમક ઝાંખી થઈ. આ ઉપરથી તું ખૂબ ક્રોધે ભરાયો. તેં તે લાકડાનો જોડો છુટો તારા નોકરને માર્યો. નોકરનું કપાળ ફૂટી ગયું. આ મારૂં ફાટેલું લલાટ તું જૂએ છે એનું કારણ એજ. હુંજ તે તારો નોકર. પરંતુ તે વેળાનો તારો ચાકર ગુલામ તો આજ વર્ષોથી મરી ગયો છે–કંઇક અંશે સ્વરૂપે અને પૂર્ણ અંશે સ્વભાવે. જો તારી એ પૂર્વોક્તિ શિક્ષા મેં ન ભોગવી હોત તો હું આજે આચાર્ય ન હોત અને ગુલામજ રહ્યો હોત. અને જો હું ગુલામજ રહ્યો હોત તો આજ જોડો સાધુ સ્વરૂપે પણ પાછો ગુલામ બની મેં તારા લલાટે છૂટો માર્યો હોત. પણ મેં અત્યાર પહેલાંજ એ ધારી રાખેલી ક્રિયાને ફેરવી નાંખી છે. જો, એ જોડો છાતી સાથે દબાએલા હમણાં વિશેષ પ્રેમથી મારી છાતીમાં દબાય છે."

આમ બોલી ભરસભા વચ્ચે તેણે તે જોડાને પ્રેમસહ પોતાના વક્ષઃસ્થળે ચાંપ્યો. "અને વત્સ, હજી તારા એ શિક્ષારૂપ આભારનો બદલો આ ક્રિયાને વિશેષ લંબાવી આપવો રહ્યો. તો જો; આ એજ જોડાને મારા આચાર્યપદના તાજ લેખે હું મારા શિરે ચઢાવું છું."

સુચીદાતાઇ તેને તેમ કરતો અટકાવે તે પહેલાં તો આચાર્યે પોતાનાં સુંદર અને ભવ્ય શીર્ષને પેલા જોડાનો સ્પર્શ કરાવ્યો.

"ભગવન્! ભગવન્!" સુચીદાતાઇ રડી પડયો: "હવે બહુ થયું. કૃપા કરી આ જોડો મને આપી દો. એ આજ પછી હું જેવા અશક્તની સુપથ યાત્રામાં તેને ઉત્તેજિત કરવામાં કામે લાગશે. ભગવન્, હું તે વેળા અજ્ઞાન હતો. મને માફ કરો."

સુચીદાતાઇ તેને ચરણે પડયો.

"અને હું પણ અજ્ઞાન હતો. વત્સ ઉઠ," આચાર્યે તેને ઉઠાડયો: "મેં તે વેળાની મારી અજ્ઞાનતામાં તારૂં ખૂન કરવાની પ્રતિજ્ઞા તેજ ઘડીએ લીધી હતી અને હું બૌદ્ધ મઠમાં જોડાયો. મેં જ્ઞાન સંપાદન

કર્યું. મેં ધર્મનું મનન કર્યું. બુધ્ધ ભગવાનના ઉપદેશો મેં ધ્યાન ધર્યાં. હું ધર્મોપદેશક થયો. હું આચાર્ય થયો.

"એ છતાં વેરનો અગ્નિ તો છેવટ સુધી પ્રજ્જ્વલિત રહ્યો હતો. પણ બુધ્ધ ભગવાનના રક્ષણ હેઠળ તે શાંત થઇ ગયો. મને મારું ભાન થયું. આજ હું આવી પદવિએ પૂગ્યો અને પવિત્ર આચાર્ય થયો તે, વત્સ સુચીદાતાઇ, તારેજ પ્રતાપે તું મારો પહેલો ગુરુ. તારે ચરણે શિર ઝુકાવું છું."

આચાર્ય સુચીદાતાઇને ચરણે પડયો પણ તાઇએ તેને અટકાયો. "ગુરુ, ભગવન્ આ શું ? આપ મને પાપમાં નાખો છો.

ગુરુની આંખો ભીની થઇ. તે તાઇને ભેટી પડયો આવું અપૂર્વ દશ્ય જોઇ સભાજનોની આંખ પણ ભીની થઇ. આચાર્યનો સત્તાવાહી અવાજ આવ્યો : "આવ વત્સ, આપણે સર્વે બુધ્ધ ભગવાનને શરણે જઇએ."

અને આચાર્ય સાથે આખી સભાએ સૂર મેળવ્યો:

બુધ્ધમ્ શરણમ્ ગચ્છામિ
સંઘમ્ શરણમ્ ગચ્છામિ
ધમ્મમ્ શરણમ્ ગચ્છામિ

---

# કોણ ?

સમણે આવી કોણ, નજાને, સંકોરે ભાર્યો અંગાર,
કોણ અચેતન જીવન મારે સીંચી જાતું ચેતન-ધાર ?
જગવી જાતુ કોણ સ્પંદને અંતર-બીનના મૂંગા તાર,
કોણ અદીઠું હરદમ પ્રેરે ઉર-ઊર્મિ કરવા સાકાર ?

મોહન

# શાશ્વત ગાન

યીડીશ નાટ્યકાર Marc Grnstein ના 'Eternal Song' નો અનુવાદ

મોહન ઠક્કર

**: પાત્રો :**

ગોકળ : એક ગરીબ કામદાર.
મણિ : તેની વહુ.
રાધી : તેઓની દીકરી.
કાનો : તેઓની જોડે રહેતો બીજો કામદાર

**: સ્થળ :**

એક ઔદ્યોગીક શહેરની મજુર ચાલનું કાતરીયું.

**: સમય :**

ભૂતકાળ, વર્તમાનકાળ કે ભવિષ્યકાળ.

દ્રશ્ય : એક નાનકડું કાતરીયું. પાછલી બાજુએ એક બારણું: જમણી બાજુએ બીજું. કેટલાંક બાળકો ભોંય પર ઊંઘી ગયાં છે. બીજાં કેટલાંક તૂટી ફૂટી શુણપાટ પર, એકબીજાંની હુંફમાં ગલુડીયાં જેમ પોઢી ગયાં છે. રાધી, નાનકડી દીવડીના આછા અજવાળામાં કપડું સીવતી બેઠી છે. ડાબી બાજુએ, એક ચીંથરા જેવી ગોદડી પર આડી પડી પડી મણિ બાળકને હીંચોળે છે, ને હાલરડાં ગાય છે.

સૂઈ જા મારા વીર,
હૈયા કેરા હીર...
પરીઓ તારે કાજે લાવે
લાલ પીરોજી ચીર...
હાં હાં...હાલાં...આં...આ...
સૂઈ જા મારા લાલ,
લાડકવાયા બાલ...
પરીઓ આવી ચૂમશે તારા
લાલ ગુલાબી ગાલ...
હા. લાં...આ ..આં હા...લા!

(બાળક રોવા માંડે છે) શુ થયુ વળી? કયો કાળ મુવો તને ભરખવા આયો છે તે આમ રીડયો નાખ છ?...ઉંઘી જા...હાલાં... આં...આં...! (બાળક છાનુ રહી જવાને બદલે ચીસ પાડી ઉઠે છે) આમને આમ કકળાટ કરતો લોહી બાળે છે મુવો...ઘડીનારે જંપ નથી પીટયાને...

(મણિ જોરથી હીંચાળવા માંડે છે...ને પાછુ હાલરડું ગાવાનુ શરૂ કરે છે.)

સૂઈ જા મારા લાલ
લાડકવાયા બાલ...

રાધી : મારી એ ભૂખ્યો થયો છે એટલે રોવે છે...આમ પીંજાય એથી કે હાલાં...કરવાથી એ કમાથી છાનો રે?

મણિ : તે એમાં હુ શુ કરુ? હુંય ક્યાં નથી જાણતી કે સવારના ઘુંટડો ચા પીધા કેડે એને કશુંય મળ્યુ નથી પણ એના અકરમી બાપને છે...દિ આખો શેરીઘુમાં ઢોર જેવો પાટકયા

કરે છે...કાળ ખાય એને...ભલા ભગવાન! કેટલું બધું મો
થઇ ગયું?!

રાધી : અત્યાર થ્યા હશે...માડી!

મણિ : અત્યાર...! ને હજુતો એનો પત્તોય નથી....! રખડેલ!
(વીશેક વર્ષનો, પડછંદ, ખડતલ, કાનો પ્રવેશે છે.)

કાનો : (આનંદમાં) કેમ, મણિ, શી ધમાલ આદરી છે આ?..

મણિ : આવ, ભાઇ! અરે, પણ મારા ધણીને ક્યાંય ભાળ્યો કે!

કાનો : દિ આખો તો એ મારી સાથે કામે હતો...બીજા મજૂ
સાથે સાત વાગે એ છુટ્યો...અમને છ ને રાતપાળી માં
પાછા બોલાવ્યા'તા....

મણિ : કારખાનેથી છુટયા કેડે એ કયાં ગ્યો એની ભાળ નથી તને

કાનો : મને?...કદાચ પેલાઓ એને પીઠાભણી ઢસડી ગ્યા હોય ત
કંઇ કે'વાય નહિ...

મણિ : (ગુસ્સામાં) પીઠાં ભણી?...મુવાને કાળ આવીને ઢસડી નથ
જતો?...તોબા આનાથી તે! ભગવાન!...મરું ને છુ
આ પીઠામાંથી!

કાનો : અરે, અરે, મણિ, તુંય તે શું આમ બચ્ચારાને શરાપે છે..
ગમે તેવો તોય ઇ તારો ધણી...આશીરવાદ આપ અશી
વાદ....કે ભગવાને કંઇ મે'ર કરે. આમે બચ્ચારાને કયાં ઓછ
ભોગવવાનું છે, કે તું આમ શાપ દે છે! આટલી બધ
ગુસ્સે કાં થાય છે એજ મને તો સમજ્યામાં નથી આવતું
બીજા એવા કેટલાય જણ છે જે ભગવાનના ભુંડામાં ભુંડ
શાપને લાયક છે... ને છતાં તેઓ ને લીલા લે'ર છે...
પાપ ઉપર પાપ કર્યા જાય છે....દુનિયાભરની ઐનસીબી કેમ

જાણે બિચારા આ ગોકળ ઉપરજ ન ઉતરી હોય.. હજુ આજેજ સા...( એકાએક એ અડધેથીજ બોલતો અટકી જાય છે. )

મણિ : ( ગભરાઇને ) દયાળુ ભગવાન ! શુ શુ થયુ આજે ? !

કાનો : બેર...ન કરે નારાયણ ને અરે કઇ નથી, જા, ખાસ છતા

મણિ : છતા ?...શુ થયુ ..એને...મને ઝટ કહી નાખ...આજે ?...

કાનો : વાત જાણે કે એમ બની કે રાયલો તારા ધણીનુ કામ લેવા માગતો હતો...સ્વાભાવિક રીતેજ ગોકળ એને એમ ન કરવા દે...હુ ધારુ છુ તેમ આમાથી કઇ બોલાચાલી થઇ...ને વાત બાઝાબાઝી પર આવી પડી ઝપાઝપીમાં પાસે પડેલી મોટી બરણી કોએ ચડીને ભાગી ગઇ મુકાદમ આવી ચડ્યો . ને કોઇનુ કઇ સાભળ્યા કારવ્યા વિના ગોકળને બે રૂપૈયા દડ કર્યો

મણિ : યા નસીબ ! કરમે થયા છે ને ભૂડાં બે રૂપૈયા દંડ !... બે રૂપૈયા ! ખાસુ એક અઠવાડીયુ બધાંને લાધણુ બેચવી પડવાની ! ત્યારે તો ! બે રૂપૈયા દડ !

કાનો . વગર વાકે દડ થિયો, એટલે ગોકળને ખુબ માઠુ લાગ્યુ... ને સાજે છુટયો અને, એના સાથીઓએ એને પીરે આવવા ખેંચતાણ કરી ત્યારે એ પોતાને ન સમાવી શક્યા... એ દસડાયો ઇચ્છા નો'તી છતા ...

મણિ : બચ્ચારો ગોકળ ! કેટ કેટલી ફકર થતી હશે એને ? બે રૂપૈયા...

કાનો : થાયસ્તો વળી...કેમ ન થાય !

મણિ · તે આ વખતે એ પગે પડી માફી માગી લે...મુકાદમને સમજાવી લે—એમા એની તો કસુર કયા હતી ? તો આ ચેવી વાર તો એને જવા ન દે ?...કદાચ...

કાનો : તું એ લોકોને ઓળખતી નથી, મણિ ! એ પાણુકા જેવા કાળજાના આદમીઓને તું હજૂ પુરા નથી પીછાનતી. એ પૈસાતો આજ સમજો હંમેશને માટે...

મણિ : ગયા ! ( એક ઊંડું ડુસકું ભરતી વિચારમાં ડુબી જાય છે... બાળકને જોરથી હીંચોળતી બબડે છે ) આહ ! કેવા હૈયાફુટા...બે રૂપૈયા....આઠ દિનું અમારૂં અનાજ...સૂકો રોટલોય ઝૂંટવી લીધો....એ....(ને એને ઝોકું આવી જાય છે.)

કાનો : તું હજી સૂતી નથી રાધી ?

રાધી : હાથમાંનું કામ આટોપી લઉં પછી ઊંઘુને...હજું તો ખાસા ત્રણેક કલાક લાગશે....

કાનો : એ તો બહુ મોડું કે'વાય રાધી; તે શું કાલે 'ટેમ' નહિ મળે ?

રાધી : ના...ના...આજને આજ પૂરું કર્યેજ છુટકો. કાલે તો એ આપી દેવાનું છે...જોતો નથી શું થઇ રહ્યું છે તે !

કાનો : જાણું છું, રાધી ! બધુંય જાણું છું....ને આ બધાનો અંજામ શું આવશે એનો વિચાર કરતાંય મને તો કમકમાં આવે છે...જેમજેમ એ વધુ દસરકા કરવા મથે છે તેમતેમ એ વધારે ઓછું રળે છે. કામમાં આખો નીચોવાઇ જાય છે...છતાં પૂરું પેટ નથી રળતો...

રાધી : હશે...નસીબ અમારાં...ભગવાન તો છે તે અમ ગરીબનો... એતો અમને એમને એમ નહિ ત્યાગી દે ને !

કાનો : હા...એ તો નોધારાનો આધાર...આપણુને નહિ ભૂલી જાય... ને જો એ ય ભૂલી જાય...તો તો એના જેવું ભૂડું ય બીજું એકે નહિ !

રાધી : કદાચ હું એને મદદ કરી શકીશ...થોડાક રૂપીયા રળી લઉં કે એકાદ સીવવાનો સંચો વસાવી દઉં...ને પછી દરજી મારફતે મેળવવાને બદલે સીધાં ઘરાક પાસેથીજ કામ મેળવી શકું....આમ કંઇ રળીને હું થોડી મદદ કરી શકું ખરી... કદાચ...'

ડેવી : એ તો વાતો કરવી સહેલી છે....ભલા. તું ને તારો બાપ મહીને દાડે શું લાવો છો !...બહુબહુ તો પંદર રૂપીયા....!

રાધી : હા....પણ વખત જતાં એ વધારે રળી શકશે કદાચ....

કાનો : જેમ જેમ દિવસો જતા જાય છે તેમ તેમ એનું કામ વધુ ને વધુ ધીરું પડતું જાય છે. બીજા જ્યાં બે હજાર બાકસ ભરી કાઢે ત્યાં એ માંડ બારસો પૂરા કરે છે....હું પોતેય બે હજાર ને ત્રણસો ભરું છું....

રાધી : બે હજ્જાર ત્રણસો !!

કાનો : હા....બે હજ્જાર ને ત્રણસો ! ને હું ધારું તો હજુય બીજાં બસો વધુ ભરી શકું....જ્યારે ઘર માંડું ત્યારે જોજે.... બંદાનો ઝપાટો !! બધાને સપાટા ભેળા આંટી ન દઉં તો કેજે !

રાધી : ( ચમકીને ) કા ના !...તું...તું...ઘર માંડવાનો....એમ ?.... ત્યારે તો !

કાનો : ના રે ના....એ તો અમસ્થું....જરા...પણ...

રાધી : પણ, શું ?

કાનો : તે હું શું જાણું ? બધાય તો મને ઝટઝટ પરણાવી દેવાજ માગે છે....હજુ ગઇ કાલેજ પેલો માધો મને એક છોકરી દેખાડવા તેડી ગયો'તો....સોનો જીવ છે પાસે...ને બજારમાં એક હાટડી છે....

રાધી : તે તું કાલે એને જોવા ગ્યો'તો કાં, પછી?

કાનો : હા. હું શેરીમાં એ હાટડી આગળ થોભ્યો ને જોઇ રહ્યો... માધો તો ઇચ્છતો'તો કે હું સીગારેટનું પાકીટ ખરીદવાને બાને અંદર જાઉં...એ મને બળજબરીથી ઢસડીયે ગયો પણ ન જાને કેમ પણ સોમવાર હતો...એટલે મનમાં ધૂન ભરાણી કે આજ તો પાકીટ નથીજ લેવું...મારા તો સમજ્યામાંજ નો'તું આવતું કે માધા જેવા સાથે કોઇ એક અજાણી છોકરી પાસે જઇને પાધરું એને 'મારી સાથે ઘર માંડ!' એમ કહીજ શી રીતે શકાય; કેમ? કયારે? શું?...ધાર કે કોઇ આવીને તનેજ એમ પૂછે... રાધી...તો તું શું જવાબ આપે?...હેં?

રાધી : હું તો જાણે રહી કહ્યાગરી દીકરી...એટલે બા ને બાપા કહે એમ કરું હું...હા મને ખૂબ દુઃખ થાય ખરું...

કાનો : અલબત્ત દુઃખ તો થાયજ ને વળી! જેને તું જાણતી–પીછાનતી ન હોય તેની વહુ થવું, પોતાનું સર્વસ્વ એને સોંપી દેવું, એની જોડે માંડવામાં બેસવું,....કંસાર ખાવો...ને પરણી ઉતર્યાં...વર–વહુ!! ખરેખર આ બધું દુઃખ કરતો લાગે... (કંઇક વિચારમાં ડૂબી ગયો હોય એમ એ ઉભો થાય છે....ને બહાર જાય છે) ઠીક, રાધી....

રાધી : ઠીક....(કાનાના ચાલ્યા ગયા પછી એનું અંતર ખૂબ વલોવાય છે. માથું કપડામાં મૂકી એનાથી રડી દેવાય છે.... પહેલાં તો ધીમે...ધીમે...પણ પછી હીબકા ભરતી....)

મણિ : (રાધીનાં હીબકાં સાંભળી જાગી ઉઠતાં) હેં, હેં, શું થયું રાધી, તને? રાધી....!

રાધી : (પોતાનાં હીબકાં દાબી દેવા મથતી ને પાછું સીવવા માંડતી) શું છે માડી?

મણિ : (ઊઠીને–આશ્ચર્ય પામતી હોય એમ) મને થયુ મે બાળક રડતું સાભળ્યુ ચીમનીયો કે મગળાયો હશે ...એમ લાગ્યુ... સાભળ્યુ ?

રાધી : નારે માડી...સપનુ લાગ્યુ હશે . મે તો કોઇને રડતું નથી દીઠુ!

મણિ : (ઉભી થઇ હજુય કોઇ રડતુ તો નથી જડયુ એની તપાસ–ખાત્રી કરતી) અમ્મારા ભૂખ્યે પેટે ઘોટી ગયા છે . હબૂરીયા... ઉઘમાય તેઓ રડે છે ભગવાન મે'ર કરે ને આમાથી... (રાધી સામુ જોતા) રાધી શુ છે તારીજ આંખમા આસુ છે ને ? શુ થયુ તને...દીકરી...

રાધી : મને તે શુ થવાનુ હતું વળી ? આ બે રાતથી ઉંઘી નથી એટલે જરા દુખે છે ને પાણી ઝરે છે તુ બધુ જાણે તો છે...આ પોસકા...

મણિ : (નકારમા માથુ હલાવતી) ઉં...હું...તુ રડતી હતી...કે કે' ન કે'...પણ કઇ થયુ છે નક્કી

રાધી · ના મા સાચેજ...

મણિ : તું શા માટે રડે એ તારી મા શુ નહિ સમજતી હોય! હા, હા...એ તારા આસુ નથી...તારુ દુભાયેલું અંતર ચૂવે છે વ્હાલી દીકરી...માતાને આ બધુ કળતા શી વાર... બધુય જાણુ છુ તને જિન્દગી...ખારી ઝેર લાગે છે નહિ ? (રાધી ડુસકા ખાળી નથી શકતી...જોરથી રડી પડે છે)

મણિ : રો મા, દીકરી રો મા...બ્હેતર નાનું એવુ ગીત ગા... સીવતાં...સીવતા ઊંઘે નહિ આવે ને રોવુય નહિ આવે આ કામ તો તારે આજે આટોપ્યેજ છૂટકો મારી ડાહી દીકરી, રાધી, મારા અતરનો વિસામો ! તું ન હોત તો તારી માયે વ્હેલોય કોઇ કુવો–દરિયો...કર્યો હોત... આ જિન્દગીથી તો થાકી ભગવાન ઝટ બોલાવી લે તો...પાર આવે...

રાધી : (રડવું અટકાવી, માને આશ્વસન દેવા મથતાં) મા...મા.... આમ તે શું ઘેલાં કાઢતી હઇશ તુંયે !...નોધારાનો આધાર.... ભગવાન આપણને ઓછોજ ત્યાગી દેવાનો છે...ધીરજ ધર ને જો....એ તો બધુંય ઠેકાણે...પડી જશે....

મણિ : એમજ હોવું જોઇએ....આમને આમ તો હું ઝાઝું નહિ ખેંચી શકું હવે....(ને પાછી એ ઝોળીમાં સૂતેલા બાળકને હીંચોળતી હા...લાં ગાવા માંડે છે.)

સુઇ જા મારા લાલ....
લાડકવાયા બા....

(હાલરડાં ગાતાં ગાતાંજ એ પાછી ઊંઘી જાય છે–કાનો ઉતાવળો અંદર આવે છે....રાધીનું એ બાજુ ધ્યાન નથી)

કાનો : (બીતાં...હળવેથી) રા....ધી!

રાધી : (એના પુનઃ આગમનથી રાજી થતી) કાનો!!

કાનો : રાધી....તું કેવી હીબકાં લેતી રોતી'તી તે મેં સાંભળ્યું'તું હોં...પેલા દરવાજા પાછળજ હું લપાઇ રહ્યો'તો....આમ કરવા માટે તું મારા ઉપર ગુસ્સો તો નહિ કરે ને?...રાધી! મારા ઉપર....

રાધી : (હળવેથી) ના.

કાનો : (પોતાનેજ કહેતો હોય એમ) રાધીનું અંતર દુભાય છે... હુંય જાણું છું....એને શું દુઃખ છે યે....કારખાનામાં કામ કરતાં કયારેક મારો હાથ સંચામાં આવી જાય છે...લોહી નીકળે છે....ને રુઝાઇ જાય છે....કયારેક પગ ઉપર કંઇ પડે છે ને છુંદાઇ જાય છે...કે શરીરના બીજા ભાગમાં કયાંક ઇજા થાય છે....પણ....અંતરની વ્યથા–જેવી યાતનાની સરખામણીમાં તો એ બધાં...કંઇ હિસાબમાં ન ગણાય...એ યાતના જેવી યાતના બીજી દુનિયામાં હશેય ખરી!

રાધી : ( સમભાવથી ) નારુ હૈયુય દુભાય છે કાના...કે'નકે' પણ તુંય દુ ખી છે...તું આમ શા મ.રે નાહકનો પીડાય છે .. ખાસુ રમી ખાય છે...પછી તારે શુ દુ ખ હોય...કાના ?

કાનો : હું અનાથ છુ...મારા બાપા મને આજે સાભળતા નથી .. ને માડ ચારેક વરસનો હોઇશ ત્યારે મને એકલો મૂકી મા યે મરણ પામી.. જ્યારે હું આઠ વરસનો થયો ત્યારે મને કહેવામા આવ્યુ કે મારો રોટલો હવે મારે જાતેજ રળી ખાવાનો છે...મારુ કોઇ નો'તું મારી કોઇને પડી નો'તી . હું નબાપો...અનાથ હતો. .એકલો...( બેય ઘડીભર મૂગા થઇ જાય છે )

રાધી . ( જરા થોભી .ચમકાતી ) કાના...પરણી જાને ઝટ... એટલે એકલા નહિ

કાનો : ( એને વચ્ચેથીજ અટકાવીને ) ના! ના! ને ના! પણ શુ. . તુ શું કહેત. જતી'તી રાધી ?.. હુ પરણુ તો ..? (લાડથી) રાધી શુ ?

રાધી · તુ પોતેજ તો કે'તો'તો કે એક છોકરી જોઇ આવ્યો છે...

કાનો · માધીયો રોજ એની વાતોથી મારુ માથુ પકવતો'તો... લપ વળગી'તી...કહે દરેકને પોતાનુ એનાયદુ નાનું સરખુ ઘર તો હોવુ જોઇએ કોઇ એને ગરમા ગરમ રાધી પ્રેમથી જમાડનારુ ય...સાથી..."કદાચ એ ખરુ ય કહેતો હોય...પણ એને કાધે એમ હું ઝટ પરણી શકુ એમ નથી. રાધી .

રાધી : કાના
( એ આગળ કંઇક કહેવા જતી હતી પણ શરમાઇને નીચુ મો ઢાળી મુંગી )

કાનો : મને કહે. રાધી આ બધા વિષે તું શુ કહે છે ..તુ સમજુ છે...ચાલાક...છે . તારી સલાહ કીમતી થશે...આહ, રાધી ?

તારી પડખે બેસીને ગપ્પાં મારવામાંય કેટલો બધો આનંદ મળે છે...જાણે આમને આમ રાત આખી બેઠો રહું ને... પાંચ વાગે ઉઠીને કામે ચડવાનું છે એમ ભૂલી જાઉં...દુનીયા આખી વીસરી જાઉં......! (જરા અટકીને) ને જ્યારે તું મને પેલી રાજકુમારની ને પરીઓની શાહજાદીની...સુંદર વાતો કહે છે ત્યારે....ત્યારે તો બસ...

(પોતાની લાગણી વ્યક્ત કરી શકે એવા યોગ્ય શબ્દો માટે ફાંફાં મારતો.)

હું...રાધી? ને પછી તો રાતે મને ઉંઘજ નથી આવતી... ઉંઘવાનું ગમતુંજ નથી...પથારીમાં પડ્યો હું એ સુન્દર દુનિયાના સ્વપ્નમાં મ્હાલું છું. ....કારખાનાની દૂર દૂરની.... શહેરનીય દૂર દૂર....સાત સાત જંગલો...સાત સાત ડુંગરા વટાવી મારા મનોરથ...દોડી રહે છે...રાધી...પેલી વાત મને ફરીથી નહિ કહે?

(લાગણીભરી આંખો રાધીને તાકી રહે છે...)

રાધી : સાત સાત જંગલો અને સાત સાત ડુંગરાઓની પેલી પાર... એક માછી તરણ રહેતો હતો....જુવાન...ને ફૂટડો... એક ગરીબ પણ રૂપરૂપનો અંબાર એવી ભરવાડણ ત્યાં આગળ પોતાનાં ગાડરાં ચરાવવા આવતી....માછી આ ભરવાડણ જોડે પ્રેમમાં પડ્યો...ને ભરવાડણ પણ માછીને ચાહવા લાગી...આમ બેઉનાં અંતર પ્રેમ ગાંઠે ગંઠાયાં... ભરવાડણને મને આ માછી રાજકુમારજ હતો....ને માછી ભરવાડણને પોતાની રાણીજ માનતો...પણ એથી ખૂબ ગરીબ હતો...ને પાસે કંઇ હતું નહિ...એટલે એ એની પ્રાણપ્રિયા ભરવાડણને પરણી શકશે નહિ એમ એને થયા કરતું...ને એ ચિંતામાંને ચિંતામાં...સોર્યા કરતો...આખરે એક દિવસ તો એ પરોઢીયે વ્હેલો એ નદી કિનારે જવા ચાલી નીકળ્યો...આખી રાત એણે આકાશના તારા ગણતાંજ ગાળી

હતી...ચિંતા અને શોકમાં...ભગવાન જે પોતાનું પ્રતિબિંબ પોતાના સર્જનમાં જુવે છે-તેને ચરણે એણે પોતાના અંતરની ઉંડી યાતનામાથી બંધાયેલા અશ્રુ-મોતી ધરી પ્રાર્થના કરી.. ભલા ભગવાન...પાણીમા આ જાળ નાખુ છુ...એમા તારી મે'ર થાય...ને...ઢગલાબંધ સોનાની ભીંગડાવાળી, મોતીના હાડકાવાળી ને હીરા, માણેક, નીલમ, પોખરાજ...ની આંખો માછલીઓ આવી જાય...

કાનો : (આશ્ચર્યમા મો ઉઘાડી) હે...નીલમ, પોખરાજની આંખો...!!..

રાધી હા. ને એણે જાળ નાખી ત્રણ ત્રણ કલાક લગી બોયે પડયા પડયા એણે રાહ જોયા કરી ..આંસુની માળા ફેરવ્યા કરી...આખરે એ ઊઠયો. મહામહેનતે એણે નદીમાથી જાળ ખેંચી કાઢી...જોયુ તો જાળમા પથરા પડયા હતા!!...

કાનો . (નિરાશ થઇ) પથરા !

રાધી - વળી પાછી એણે પ્રાર્થનાઓ કરી ." વ્હાલા ભગવાન આ ફેરે તો જરૂર તારી મ્હેર ઉતરશે ને જાળમા હીરા, માણેક, નીલમની આંખોવાળી

" ને ફરી એણે જાળ નાખી...ને આ ફેરે ત્રણ તેરી નવ કલાક લગી નદી કિનારે રેતીમાં પડયો રહ્યો...પછી પાછો એ ઊઠયો...માંડમાંડ કરીને .જાળ કિનારે એંચી આણી તો એક મોટુ તોનીંગ થડ.. જાળમા ભરાયેલું પડ્યુ હતુ...' નદી અને પંખીડાઓએ ક્યારનીય સાંધ્ય પ્રાર્થનાઓ ગાઈ લીધી હતી સૂરજે દુનિયાની વિદાય લઇ લીધી હતી પણ માછી તો હજુય એ નીંદરની નદી કને ઉભો રહ્યો ને ભગવાનને પ્રાર્થતો રહ્યો .ત્રીજી વાર એણે જાળ નાખી જમીન પર પડયા પડયા રાહ જોઇ. .ને ત્રીજીવાર જાળ એંચી...આ ફેરે જાળ હવાની ફુલ બની ગએલી જાળ

બહાર આણી...ચંદ્રના અજવાળામાં જોયું તો એની જાળ રુપાની બની ગઇ હતી, અંદર સોનાની વેલો હતી....ને...

કાનો : સોનાની વેલો ?...

રાધી : ને તેના ઉપર એક સુન્દર પરી ઉભી હતી...નાજુક....મોતીથી ધોળા પાંખોવાળી ને નમણી...માછીમારને એ પરીએ આ પ્રમાણે કહ્યું: હજારો ને લાખ્ખો વર્ષથી હું આ નદીને તળીએ પડી છું....દુનિયા સરજાઇ ત્યારથી! મારા પોતાને પાપે નહિં...પણ માનવને પાપે, માનવીએ મને ત્યાંથી બહાર કાઢવાની ચેષ્ટા સુદ્ધાં ન કરી!...હું પ્રેમની પરી છું...માનવીમાંથી સાચો પ્રેમ તો હું નદીને તળીયે જઇ બેઠી ત્યારનો પરવારી ચૂકયો છે....રહી છે ભૂંડી વાસના!... વ્હાલા માછીમાર, તું મને પાછી નદીનાં...કાદવ અને પથરાથી ડ્હોળાયેલા પાણીમાં ન નાખી દેતો. તું મને તારી પ્રિયા ભરવાડણ પાસે લઈ ચાલ ને હું તને સુન્દર બદલો આપીશ...કોઇએ કદી જોયો જાણ્યોય ન હોય એવો કીમતી બદલો આપીશ...."શું તું મારી પ્રિયતમા માટે પરવાળાનો મ્હેલ આપી શકીશ?" માછીએ પૂછયું. "મને હીરા, માણેક મોતી, પોખરાજ...નીલમ...એ બધું આપીશ...જેથી હું મારી પ્રાણપ્રિયાને સુખી કરી શકું" "સાચો પ્રેમ તો પરવાળાના મ્હેલનેય નથી ચાહતો. ને હીરા, માણેક, નીલમનેય નથી ચાહતો." પરીએ કહ્યું...માછી સમજ્યો...એને છાતી સરસી લીધી ને સોનાની વેલો ને રૂપાની જાળીને નદીમાં પધરાવી દીધાં....ને પરી એની પ્રાણપ્રિયા ભરવાડણ બની ગઇ!!...

કાનો : (કોઇ અકથ્ય ભાવના પૂરમાં તણાતો હોય તેમ) હુંય તને ચ્હાઉં છું...રાધી....પેલો માછીમાર પેલી ભરવાડણને 'ચ્હાતો'તો એમ જ હુંય તને ચ્હાઉં છું...

રાધી : ( પ્રેમોન્માદમાં ) તું...કાના ?!

કાનો : હા. હા. ને તું...કહે જોઉં તું મને ચ્હાય છે...રાધી ?...

રાધી : હું તો તને કયારની ચ્હાઉં જ છું...કાના !

કાનો : તો તું મને પરણે ખરી ?...

રાધી : હા, બાપા અને બા મને તારી જોડે પરણાવવા રાજી હોય તો મને ખૂબ ખૂબ આનંદ થાય !

કાનો : ને પછી તું મને હંમેશ આમ જ ચ્હાશે ?

રાધી : (ધીમા પણ નિશ્ચયાત્મક સ્વરે) હંમેશ !!

કાનો : ( પ્રેમાળ...લાગણીભર્યો... ) ઓહ. રાધી !...તારે માટે હું રાતને દા'ડો કામ કરીશ...ખૂબ ખૂબ રળીશ...પછી તારે કશાની ખોટ નહિ રહે...આમ પેટ ભરવા રાતોની રાતો ઉજાગરા નહિ ખેંચવા પડે ...ને મને જરાસરખો આરામ મળ્યો કે હું તારી પડખે આવીને...તારી સોડમાં...આમ (એ નજીક સરે છે) ને હૈયે હૈયું ચાંપી...આપણે કેવાં સુખી થઇશું...રાધી !!

રાધી : (આશાભરી) કેવા સુખી, કાના !!

કાનો : ને જ્યારે થાક અને નીંદરથી મારી આંખો ભારે થવા માંડશે...પાંપણો બીડાવાની થશે...એટલે હું મારું માથું અહીં...તારે ખોળે ઢાળીને પોઢી જઇશ...તું મને પેલી સાત સાત ડુંગર પાર રેતા માછીમારની ને રૂપરૂપનો અંબાર ભરવાડણની વાતો કે જે...ને...તું મને કેટલી બધી વાલી લાગછ...રાધી !! તું મને કદીર ચાહતી અટકી તો નહિ જાને...હેં ?...

રાધી : એ શું બોલ્યો...હું તને ચાહતી અટકું ?...કદી નહિ. કાના... જીવનભર હું તારીજ રહીશ...ગુલાબમાં સુગંધ રહે છે એમ...

ોતો : મારી સોનપરી રાધી ! ( એ એનો હાથ પોતાના હાથમાં લઈને ચૂમે છે–રાધી હાથ ચૂમાવા દે છે....બહાર....પગલાં સંભળાય છે...ગોકળ નશામાં ગાતો આવતો હોય એમ જણાય છે....બન્ને ચમકીને આઘાં ખસી જાય છે...રાધી પાછી સીવવામાં લીન થવા મથે છે...ગોકળ અંદર આવે છે...કોઈના ભણી નજર સરખીય કર્યા વિના પોતાનો ડગલો અને જાકીટ ઉતારી એક ખુણામાં ઘા કરે છે...ને એકલા તૂટા ખમીશભેર એ એકાદું ગીત ગુંજવા લાગે છે...

કયા ગમે દુનિયાકા ડર મુજ હિન્દ કો...
ઓર એક બોતલ ચડાણી જાયગી!!!

ોતો : ( ઉઠીને ડરતો ડરતો એની નજીક જાય છે ) ગોકળ !...

ોકળ : ( એણે છાંટો પાણી લીધાં છે તે જણાઈ આવ્યાનું ભાન થતાં જરા શરમાઈને ) કેમ, કાના, હજુ ઊંઘ્યો નથી તું... અડધી રાત તો વીતીયે ગઈ...અબઘડી કારખાનાનો પાવો વાગશે....

ોતો : હું તને કંઈક કહેવા ચાહું છું...ગોકળ !...

ોકળ : ( એને બાજુએ હડસેલતાં ) કાલે કે'જે કાલે...કારખાને... ઘણોય વખત હશે...

ાધી : (ઉંવીડની ખાંય ખેંચતી) રહેવા દે અત્યારે...કાના...કાલે વાત...

ોતો : કાલે, શા માટે ? હમણાંજ...બસ અત્યારેજ...કારખાનાનાં કાન ફોડી નાખતા અવાજમાં મારાથીયે નહિ કહેવાય... ગોકળ...તારે અત્યારે જ સાંભળવું પડશે. ખાસ અગત્યનું ને ઉતાવળનું છે...

ોકળ : ( આશ્ચર્ય પામતો ) ઓહ ! શુંય હશે...કોણ જાણે !...

ોતો : ( બોલતાં અચકાતો....) હું....હું...ગોકળ...તું મને ઓળખે તો છે...હું એમ ધારું...હજુ....મને લાગે છે...અહીં...

ગોકળ . (હસી પડતા) કેમ અવ્યા. તેય છારો પાણી લીધા છે કે શુ કે પછી ડગળી ખસી ગઇ...બોલ...શુ છે ?

કાનો . (એક શ્વાસે બધુ બોલી જતા) સાભળ ગોકળ...હું તારી રાધીને ચ્હાઉ છુ...ખૂબજ ચ્હાઉં છુ ..જેને બીજાનો બીજાશે ? એમા મારો કગોન્જ વાક નથી...તુ જાણે છે એમ હુ આબરૂદાર છુ હુ એને હમેશ ચાહીશ...એને સુખી કરીશ... હુ એને પરણવા માગુ છુ !

ગોકળ . (કંઇક સમજ્યુ હોય એમ) તુ . તુ...મારી રાધીને... હા તુ એને ચાહે છે ..એમ કહ્યુ ને તે...(રાધી ભણી ફરીને) ને તુ રાધી!

રાધી (માથુ નીચે ઢાળી દેતી) હુ...હુ...

કાનો (ઉતાવળે) એ હા એ પણ મને ચાહે છે...માન તને કહેતા શરમાય

ગોકળ એમ ? તો તો બધુ બરાબર છે બીજુ શુ જોઇએ તને ?

કાનો અમે પરણીયે એમા તુય રાજી છોને ગોકળ ?...

ગોકળ જરૂર...શા માટે નહિ ? (કાનો ને ગોકળ ભેટી પડે છે) સરસ! સરસ! તારી માને કહ્યું રાધી ?

રાધી · ના ..

ગોકળ. તે નથી જાણતી! ઓહ! એય આ સાભળીને કેટલી બધી રાજી થશે ..(બૂમ પાડીને બોલાવે છે) મણિ! મણિ! સાભળતો ખરી ?

મણિ : (ભીડી ઉંઘ ભાગી પડતાં ચીડવાઇને) આવ્યો મુવો...સંત આખી રખડી તે.. ને આવ્યો તેનો 'સાભળ્યુ ?...' કરતા બરાડવા માડયા...સુખે બે ઘડી સુવાય નહિ દે ઘાડીયો...

બાયડી ને છોકરાં જાય જહન્નમની ખાડીમાં...જ્યાં લગી સાથીદારો જોડે દારૂના ગ્લાસ ઢીંચાય ત્યાં લગી. એમની દરકારજ નથી....કાળ આવીને તને ને મને બેઉને સાથે કબરમાં દાટી દે તો આ પીડામાંથી તો છુટું...દારૂડીયો ક્યાંનો... રખડેલ...

ગોકળ: મણિ! દારૂડીયો?...મણિ...તું મને દારૂડીયોને રખડેલ કહે છે...તું જુઠી છે...હું છાંટાપાણીને અડકતોજ નથી...આ તો જોડીદારો આજે બળજબરીથી ઢસડી ગયા. એ લોકો બિચારા મને આનંદીત સમા ઇચ્છતા હતા... બીરનો એક ગ્લાસ...ને એક ગ્લાસ વ્હીસ્કી...બસ.... માથું ભમવા આવ્યું....ને...

"ઓર એક બોતલ ચડાદી જાયગી!...."

મણિ: જરા ધીમે બોલ...જો છોકરા જાગી જશે...માંડ આંખો મીંચાઇ હશે...

ગોકળ: કંઇ હરકત નહિ...મણિ...એટલેસ્તો આપણો જમાઇ સારો ગોત્યો...આ કાનો બીર કે વ્હીસ્કીને અડકતો સુધ્ધાં નથી...

મણિ: (કાનો ત્યાં હાજર છે એ ન જાણતી હોવાથી) શું બકો છો તમેય તે આમ...મૂંગા મરો...કાનો આ બકવાટ સાંભળી જશે તો શરમથી માથું ઉંચકવુંય ભારે થઇ.... પડશે....દારૂડીયો....

ગોકળ: તેં દારૂ પીધો હોય તો ભલે મણિ?....જોતો નથી કાનો અહીંજ બેઠો છે તે...પોતાની ભાવિ વહુ સાથી જોડે!!

મણિ: (હજુય આ બધું ન માનતી હોય એમ) ગોકળ...ગોકળ... આ શું બોલે છે...

ગોકળ (કાનાને મણિ ભણી ધકેલતો) કાના મને જે કંઇ કહ્યુ તે હવે એને કહી દે એટલે પાર આવે આ લપનો શરમા નહિ

મણિ કાના! આ બધુ સાચુ છે?

કાનો હા બધુય સાચુ છે હુ રાધીને ચહાઉં છુ તમારા આશીર્વાદની જ રાહ છે એ મળે કે તુરત અમે લગ્ન કરવા ઉત્સુક છીએ ગોકળને આમા વાંધો નથી ને તમનેય નહિજ હોય એમ માનુ છુ

ગોકળ કાના! કેવુ ગાડા જેવુ બોલે છે તુય તે પોતાના સતાનને સુખી થતુ જોનારુ કોણ નાખુશ હોય હા! હા! હા!! (પોતાના ગજવામાથી પાઉનો કકડો કાઢી મોંએ મૂકે છે રાધી એક કટોરમા છાશ લઇ આવે છે ગોકળ પાઉનો કકડો ખાતો ને છાશના ઘુટડા ભરતો રાધીને ચીડવે છે)

મણિ કાના! સાચેજ, તમે પરણવા ઇચ્છો છો?

કાનો હજી વિશ્વાસ નથી બેસતો? આ રવિવારેજ શુભ ચોઘડીયે

મણિ ભગવાન તમારુ ભલુ કરે વ્હાલી રાધી (એને છાતી સરસી લઇ) તમે બેઉ બહુ ડાહ્યા બાળકો છો કાના તુ જાણે તો છે દાયજામા તને કંઇ મળી શકે એમ નથી તાણી તુણીને મા' થોડુ ભેગુ કરી શકશે અલબત્ત તુ તો સમજુ છો ને ભગવાનની મહેરબાનીથી બધુ નીર્વિઘ્ને પાર ઉતારી દેશુ

કાનો મને દાયજા બાયજાની પડી નથી મારા આ બાવડા જ્યા લગી સાબુત છે ને ખોળીયામા જ્યા લગી જીવ છે ત્યા લગી લેશ કઇ વાંધો નહિ આવવા દઉં ને હા અમે બેઉ મળી તમનેય કઇ મદદરૂપ થઇ પડીશુ ભગવાનની કૃપાથી હુ અઠવાડીયે દાડે આઠ નવ રૂપીયા રળુ છુ ને હજુય વધુ રળી લઇશ

ગોકળ: કાનો કામગરો તો ભારે....કારખાનામાં એનો જોટો જડવો મુશ્કેલ...આમ ચપટીમાં કામ ખતમ કરી નાખે છે....આઠ નવ રૂપીયા પાડે એમાં નવાઇયે શી.... ?

મણિ : ને દિલાવરીમાં કયાં કોઇનાથી ગાંજ્યો જાય છે વળી ? હું તો ભગવાનનો પાડ માનું છું....એ કોઇને ભૂખ્યાં નથી સૂવાડવાનો....( આખમાં આવતું આંસુ લુછી નાખી ) ભગવાન તમને તંદુરસ્તી બક્ષે....વ્હાલાં બાળકો....સુખી થાવ....ને આ રવિવારેજ....

ગોકળ: આ રવિવારેજ પરણાવી દઇશું....આ રવિવારેજ...જાવ બાળકો....હવે નિરાંતે ઊંઘી જાવ...,સવારે પાછું વે'લું ઊઠવાનુ થશે....જાવ....

કાનો : મહેરબાની કરીને મને રાધી પાસે ઘડીભર બેસવા દો... આજની રાત મને ઊંઘજ નહિ આવે....

ગોકળ: ( મણિને ) એને બેસવા દે.. .મણિ !....બેસવા દે એમને.... આજની રાત એમને ઊંઘજ નથી આવવાની....હા ! હા ! હા !!

મણિ : ( ઉદારતા ને સંતોષથી ) ફાવે ત્યાં લગી બેસને...કેવું સુખી જોડું !! બેસો ત્યારે....હું જાઉં....

કાનો ; તમારા આશીર્વાદ !

મણિ : ( જરા કચવાઇને ) રાધી....દીકરી તું તો માને હવે બોલાવવાનીયે નહિ ને ?

રાધી : ( માને પ્રણામ કરતી ) એમ તે હોય મા....તને ન બોલાવું ?....

મણિ : તારું મન તો ક્યારનુંય....હા ! હા !.... ( વળી કંઇ સાંભરી આવ્યું હોય એમ ) સમજું છું...રાધી...હુંય સમજું છું....( ને એ પોતાની પથારી કને આવીને

બેઠે છે કાનો અને રાધી ગુજગોષ્ઠીમા મસ્ગુલ છે ગોકળ
સ્વપ્નામા હોય એમ ચાલતો મણિની પથારી પાસે આવી
એની પડખે બેસી જાય છે )

ગોકળ  તનેય એ બધુ સાભરે છે? મણિ મારી તો આખ
આગળજ બધુય તરે છે જેમ જાણે હજુ હમણાજ ન
બની ગયુ હોય !

મણિ  ( સભારતી ) ઓગણીસ વરસ થયા નહિ?

ગોકળ  ( એને સુધારતા ) ના વીસ પૂરા ગયા નવાપટમા

મણિ  મનેય બધુ યાદ છે કેવી ઝડીયુ ઝીંકાતી તી બારે તે
રાતે ?

ગોકળ  ને તું કેવી ટાઢમા ઠુઠવાતી નાનકડી ઓરડીમા ડુંગીયુ
વાળીને બેઠી તી? તુ ને તારા બાપા! તારી નાનકડી કૂળી
આગળીઓ ઠરીને ઠીકરુ થઇ જતા આવી તી મોઇરે
હાથમા નોતી ઝલાતી

મણિ  ( સ્વપ્નામા હોય એમ ) હા હા એ બધુય આજે બરોબર
સાભરે છે રજેરજ

ગોકળ  ને હુ તારા એ ઠુઠવાયેલા હાથને હુફ આપવા મારા હાથમા
લેતો તો આમ ચૂમી ચૂમીને ( એ મણિનો હાથ પોતાના
હાથમા લઇ ચૂમે છે ) ને પછી પછી તારી આખો
હોઠ સાભરે છે?

મણિ  હા

( કાનો અને રાધી પડખે પડખે બેઠા છે ધીરે ધીરે વાતો
કરતા રાધીની આખો ગમમા પરોવાઇ છે પણ વચ્ચે વચ્ચે એ
નજર ઉંચકી કાનાના મો સામુ ચોરીથી જોઇ રહે છે

કાનો એને પકડી પાડે છે....એ સોયમાં દોરો પરોવવા મથે છે પણ હાથ સ્થિર નથી રહેતો....કાનો એ ધ્રુજતા હાથને પોતાના હાથમાં લે છે....ચૂમે છે....રાધી એને એમ કરતો અટકાવવાની ચેષ્ટા કરે છે....હાથ છોડવવા જતાં સોય ભોંયે પડી જાય છે....ગોતવા છતાં જડતી નથી—કાનો સોય ગોતી....દોરો પરોવી આપે છે....રાધી પાછી સીવણકામમાં ગુંથાય છે....ઘરડીયાં પોતાની વાતોમાં મશગુલ છે...જુવાનીયાં....પોતાની ગુજગોષ્ઠીમાં! )....

ગોકળ : એક અજવાળીયામાં આપણે લગ્નની ગાંઠે ગંઠાયાં....વર-વહુ બન્યાં. શરૂઆતથીજ તારા બાપ આપણી જોડે રહેતા.... આપણે બેય કામ કરી સૌનું ખરચ કમાઇ લાવતા. આપણે કેવાં સુખી હતા....લાંબા કાળ સુધી....? મણિ!

મણિ : આખું વરસ....પણ મારી પહેલી સુવાવડ પછી બધું વણસી ગયું....હું રળા શકતી નહિ....ને ખરચ તો વધતુંજ જતું'તું... ને તે પછી હું માંદી પડી....સાંભરે છે?...

ગોકળ : કેમ ન સાંભરે?...અમને તો એવી બીક હતી કે આ ગંભીર માંદગીમાંથી તું કયાંક બેઠી નહિ થાય!...એ તો ભગવાનની મ્હેર થઇ ને કંઇ માઠું ન થયું....પણ એ માંદગીમાં આપણું રહ્યું સહ્યું બધું ખરચાઇ ગયું....માથા તળે મૂકવા ઓશીકું સરખુંય વાંસે ન રહ્યું....ને પછી તો તારે બીજી સુવાવડ આવી....ને પછી ત્રીજી....ચોથું....બાળક!...ને બાળકો સાથે ગરીબાઇ વધતી ચાલી નહિ મણિ?....

મણિ : ( દુઃખી અવાજે ) હા....ને પછી બાપુજી ગુજરી ગયા. બિચારા સુખ જોવા પામ્યાજ નહિ...! દવાખાનામાંજ એમના રામ રમી ગયા!

ગોકળ (જાણે પોતાનેજ કહેતો હોય એમ) થોડા વરસોમા આ લોકો પણ એજ સનાતન ગાન ગાતા થાડશે?

મણિ (ચમકીને) કોણ?!

ગોકળ (કાના અને રાધી બેઠા તા એ ભણી આગળી કરી) આપણા વ્હાના બાળકો!!

મણિ (આંખમા દુખ અને બીકની છાયા તરવરી ઊઠે છે) ગોકળ! ગોકળ! આમ શુ બોલે છે તુ અને (એના સામુ તાકી રહી પછી બાળકો સામુ જુવે છે નિરાધાર પોતાની ભય અને આશાકાને દાબી દેવા મથતી) પણ તેઓ ગરીબાઇ અને અભાવનો કડવો અનુભવ કરે તે પહેલા તેઓ સાચુ સુખ, સાચો પ્રેમ જાણી ચૂકયા હશે મારી ને તારી જેમ ભુલી કા જાય!!

ગોકળ (ઊંડી ગમગીનીમાથી બહાર આવતો હોય એમ) હા એક વર્ષ માટે

મણિ (નિસાસો નાખી જવાતા) હાય, એક વર્ષ માટે!!
(બેય જણા ગમગીનીથી મૂગા થઇ જાય છે)

રાધી (સીવતા સીવતા એની પ્રેમાળ આંખો સામે જોઇ એની મુખ માધુરી પી રહેલા કાના સાથે વાતો કરે છે) સાત સાત જ ગ ત ને સાત સાત દુ ગરાની પેલી પાર એક ગુફામા એક રાજકુમાર ને એક રાજકુંવરી રેતા હતા !

મણિ (જાગી ઊઠી રડવા લાગેલા બાળકને પપાળતી ગમગીન અવાજે-હાલરડુ ગાઇ હીચોળતા)

સુધડ્ઝન મારા લાલ....
લાડકવાયા બાલ....
પરીઓ તારે માટે ગુંથે
નાજુક ફુલની માળ!

(હીંચોળવાનું ને ગાવાનું ધીરે ધીરે બંધ થઇ જાય છે....)

પડદો પડે છે.

---

# સાફલ્ય

(અનુષ્ટુપ-મિશ્રોપજાતિ-સ્રગ્ધરા)

આષાઢે એક ઉગે છે, આમ્ર બાવળ રોપ બે;
ક્ષેત્રમાં, 'કામના ખેઙ' બોલી ખેડૂત સાચવે.

ધરા ઉરેથી રસ માતૃ-દૂધ શો
અને પિતાનાં અમીનેત્ર જેવો
પી સ્નેહ વર્ષાજળ શો, વધે છે
આંબો અને બાવળ એક સાથે.

સૂર્યદાદા જળીને જે વાત્સલ્યે હૂંફ આપતા,
જોવા તે અંક દાદાનો, આમ્ર ખેઙ વધ્યે જતા.

*

કપાય છે બાવળ બાર વર્ષે,
આંબો રડે, બાવળ ત્યાં વદે છે:

"રો ના ભાઇ! કપાઇ, જળી ભસમ થતાં જન્મ સાફલ્ય મારો
"જીવ્યે સાફલ્ય તારું, મધુર ફળ અને છાંય તું આપનારો."

સંસારે માનવી યે સૌ, છે એ બાવળ આમ્ર શા,
પોતપોતાતણી રીતે, સેવા દૈ ધન્ય સૌ થતા.

જેઠાલાલ ત્રિવેદી

# નિચુલ અને કાલિદાસ

( એક નોંધ )

ડોલરરાય ર. માંકડ

મેઘદૂતના ચૌદમા શ્લોક ઉપરની મલ્લિનાથની ટીકાથી જે એક બહુ અગત્યનો મુદ્દો ઊભો થયો છે તે એ છે કે કાલિદાસ નિચુલ અને દિઙ્નાગ નામના લેખકોનો સમકાલીન હતો કે નહીં આ પ્રશ્ન હજી નિર્ણીત થયો નથી પ્રશ્ન એ છે કે એ શ્લોકનો અર્થ આપણે પ્રકૃતિને અનુલક્ષીને લેવો જોઈએ કે એમા દિઙ્નાગ તથા નિચુલ નામે કાલિદાસના સમકાલીનોનો ઉલ્લેખ છે એમ માનવું જોઈએ

આજ સુધીના ઘણાખરા લેખકોએ આ બન્નેને કાલિદાસના સમકાલીનો તરીકે સ્વીકાર્યા છે અને જે વિવેચકો કાલિદાસને ગુપ્ત સમયમા મૂકે છે તેમણે તો આ મુદ્દા ઉપર બહુજ આધાર રાખ્યો છે. પણ આ બાબતનો અંતિમ નિકાલ લાવે એવા એક ઉલ્લેખ તરફ મારું ધ્યાન હમણા દોરાયું છે સ્વ કિલાભાઈના મેઘદૂતના ભાષાન્તરમા આ શ્લોક ઉપરની એમની ટીકામા એમણે નીચે મુજબ લખ્યું છે

“ કાશ્મીરમા, ૯ મા સૈકામા થઈ ગયેલો મેઘદૂતનો જૂનામા જૂનો ટીકાકાર વલ્લભદેવ આ બૌદ્ધ મતના ઉપદેશક દિઙ્નાગાચાર્યને માટે કંઈ પણ સૂચન કરતો નથી એટલે મલ્લિનાથે પોતાના વખતમા ચાલતી કોઈ દંતકથા ઉપર આધાર રાખી આમ લખ્યું હશે, પણ ખરું જોતા તે ભૂલ છે દિઙ્નાગ અને નિચુલનો સમકાલીન કાલિદાસ આ કાવ્યનો કર્તા કાલિદાસ નહિ, પણ ભોજના સમયમા થઈ ગયેલો બીજોજ એ નામનો કવિ છે, તે નીચેના પ્રમાણથી સિદ્ધ થાય છે ભોજના વખતના એક કાલિદાસે નાનાર્થશબ્દરત્ન નામે ગ્રંથ લખ્યો છે અને તેના ઉપર તેના મિત્ર નિચુલે તરલા નામની વ્યાખ્યા લખી છે, તેમા એ પોતાને ભોજનો આશ્રિત અને કાલિદાસનો મિત્ર લખે છે—જુવો એ ગ્રંથના પ્રારંભ અને અંતનો લેખ.

आरंभ - सन्मित्र कालिदासोक्त शब्दरत्नार्थं नृभिताम् ।
तरलाख्यां तनद्व्याख्यामाख्यामि सन्मतानुगाम ॥

અંત : इति श्रीमन्महाराजशिरोमणि श्री भोजराज प्रबोधित।
निचुल कवियोगीचन्द्रनिर्मितायां महाकविकालिदास-
कृतनानार्थशब्दरत्नकोशरत्नदीपिकायां तरलाख्यायां सर्व तृतीयं निबन्धनम्।

આ ઉલ્લેખ ઉપરથી એટલું સ્પષ્ટ માલુમ પડે છે કે ભોજના સમયમાં કાલિદાસ અને નિચુલ નામે કવિઓ હતા. પણ મેઘદૂત ભોજના સમયના કાલિદાસની કૃતિ નથી એ તો સ્પષ્ટ છે, કેમ જે ભોજની પહેલાંના ગ્રન્થોમાં પણ મેઘદૂતમાંથી ઉલ્લેખો કરેલા મળી આવે છે. ( દા. ત. ભામહમાં, ધ્વન્યાલોકમાં ) પણ આ આખો પ્રશ્ન મલ્લિનાથની ટીકાથી ઊભો થયો છે. હવે આ બાબતમાં સ્થિતિ આમ છે.* મેઘદૂત ઉપરના ટીકાકારોમાંથી જૂના ચાર ટીકાકારો નીચે મુજબ છે–સ્થિરદેવ, વલ્લભદેવ, દક્ષિણાવર્તનાથ અને મલ્લિનાથ. આમાંથી સ્થિરદેવ અને વલ્લભદેવ દશમા સૈકામાં થયા. દક્ષિણાવર્તનાથ ૧૩ મામાં અને મલ્લિનાથ ૧૪ મામાં થયા. ભોજ અગ્યારમામાં થયા (૧૦૧૮-૧૦૬૩) આ ચાર ટીકાકારોમાંથી દક્ષિણાવર્તનાથ અને મલ્લિનાથ, જે બન્ને ભોજની પછી થઇ ગયા તેમણે નિચુલ અને કાલિદાસના સમકાલીનત્વની વાત નોંધી છે, પણ વલ્લભદેવ અને સ્થિરદેવ જે બન્ને ભોજની પહેલાં થઇ ગયા તેમણે આ બાબતમાં કશો ઇશારો પણ કર્યો નથી. આના ઉપરથી અનુમાન સ્પષ્ટ છે કે દક્ષિણાવર્તનાથે અથવા ભોજના સમય પછીના અને દક્ષિણાવર્તનાથથી પહેલાંના કોઇ બીજા ટીકાકારે ભોજના સમયના કાલિદાસને મેઘદૂતના કાલિદાસ સાથે સેળભેળ કરી દીધો અને મલ્લિનાથાદિ પાછળના ટીકાકારો એને અનુસર્યા અને જેણે આ ગોટાળો પહેલાં કર્યો તેણે બૌદ્ધ દિંગ્નાગને પણ સાથે ભેળવી દીધા. આમ અગ્યારમા સૈકામાં થયેલા નેચુલને કે ચોથા સૈકામાં થયેલા દિંગ્નાગને મેઘદૂતના કર્તા કાલિદાસ સાથે કશોજ સમ્બન્ધ નથી આમ સાબીત થાય છે.

*મેઘદૂતની આવી શકે તેટલી ટીકાઓમાંથી કઇમાં આ અર્થ છે અને કઇમાં નથી એની તપાસ કરવા જેવું છે. પણ ઘણીખરી ટીકાઓ હજી હાથપ્રતમાં છે એટલે એ કામ અધરું છે.

# જગતને સાહિત્યની જરૂર નથી

'લ્હેરી'

(એક ચર્ચા)

સ્થળ—જગતનો ચોક

સમય—રાતે

મુખ્ય વક્તા

શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

વિરોધ કરનાર

શ્રી. ચન્દ્રવદન મ્હેતા

શ્રી. ભાનુશંકર વ્યાસ

શ્રી. મસ્ત ફકીર

શ્રી. ઉમાશંકર જોશી

શ્રી. કોલક

અને બીજા...

પ્રમુખ

શ્રી. રામપ્રસાદ બક્ષી

પ્રમુખનો આભાર માનનાર

શ્રી. સુંદરજી બેટાઈ.

## શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે

ભાઇઓ અને બ્હેનો! હું તો ધારતોજ હતો કે આ વાદળાઓમાં ચન્દ્ર ઢંકાઇ જશે. અને બન્યું છે પણ તેમજ. હવે મારો વિરોધ કરવાને ચન્દ્ર નહિ, પણ ભાનુને આવવું પડશે. એટલે વિરોધ વધારે ઉગ્ર થશે એમ ધારૂં છું.

હું તો આજે જ કહું છું કે જગતને સાહિત્યની જરૂર નથી. પણ તમે શ્રોતાજન તો વર્ષોથી કહી રહ્યા છો–તે શું આ સાહિત્યકારો નથી જાણતા? આ કવિઓ રાગડા કાઢે કે કંઇ વિચિત્ર લખે તેમાં જગતને શું મળે? હું નાનો હતો ત્યારે,

પેલું બકરી કેરૂં બાળ—

.................

ઊભું ઊંચ ગિરિને શૃંગ....

એ શ્રી. નરસિંહરાવની કવિતા ગોખે કરતાં કંટાળો ઉપજતો હતો છતાંયે મારા માસ્તર મારી મારીને મોઢે કરાવતા. આ દુનિયામાં આટલાં બધાં માણસો છે છતાં એમની નજર પેલા બકરીના બચ્ચા પરજ કેમ ગઇ? અને નજર ગઇ તોયે વાંધો નથી પણ તળેટીમાંનું જોવાને બદલે છેક ટેકરીની ટોચ ઉપરજ ગઇ! શું બકરીના બચ્ચા કરતાં પણ મનુષ્યો નાલાયક હતાં કે એમને તે બચ્ચા પરજ કાવ્ય લખવાનું સૂઝ્યું. ઘરમાં કે કોઇ પાડોશીના ઘરમાં પારણામાં સુતેલા બાળકનું હું આં–હું–આં એમને સંભળાતું કે ન્હોતું છેવટે એમને તે બચ્ચા પરજ દયા આવી?

શ્રી. ઉમાશંકરે એક કવિતા લખી છે કે,

હાડનો કીધો હથોડો ભાઇ......

..........ભલા ભાઇ,

હાડનો તે હથોડો થતો હશે? અને તેમાંયે મારા જેવાનાં હાડકાં તો હથોડા માટે પણ નકામાં. મારા હાડ તો હથોડો

બનાવતાં બનાવતાજ ભૂકો થઇ જાય અને હથોડો બનાવે તોયે એના લખનારાઓમા એ હથોડો વાપરવાની તાકાત કયા છે ? હુ તો ચોકકસ માનુ છુ કે આ સાહિત્યકારો જગતને આચળ જેવાજ ભાર રૂપ છે બાકી એમના વિના શુ જગત અટકી જવાની હતી ? જેમ છાપરા ઉપર આપણે નળિયા નાખી મૂકીએ તેમ એ સાહિત્યકારોને આપણે હવે છાપરા ઉપરજ મૂકી દેવા જોઇએ હજી તો હુ એટલુજ કહુ છુ એટલામા તમે જોઇ શકશો કે મારી સામે કેટલા બધા વિરોધીઓ બેસી રહ્યા છે ? એજ એમનો લૂનો બચાવ બતાવી આપે છે !

એ લોકો ગમે તેટલુ બોલતા હોય પણ એમને પૂછીએ કે ભાઇ તમને સાભળે છે કોણ ? અને તમે નહિ લખો તો એટલુ તો સારૂ કે આના વખતમા તમારા પર દયા લાવીને પણ પુસ્તકો ખરીદના પડે તે અટકી જાય—અને તેટલા પૈસા બચે

## શ્રી ભાનુશંકર વ્યાસ

શ્રી જયોતીન્દ્રે સાહિત્યકારોને જગતને આચળ જેવા છે એમ જણાવ્યુ પણ શુ એઓ એટલુ ભુલી ગયા કે આચળમાથી દૂધ મળે છે તેમ અમે પણ આ જગતનુ પોષણ કરી રહ્યા છીએ કવિઓને છાપરા પરના નળિયાની ઉપમા આપી પણ એમને ખબર છે કે નળિયા પાણી ઝીલે છે સાહિત્યકારો ન હોત તો તો તમે લોકો બધુ જે જ્ઞાન મેળવો છો તે કયાથી મેળવતે ? બાળકના હુ—આ—હુ આ માથી કદિયે પ્રેરણા મળી શકે ખરી ? શ્રી દવેએ જે દલીલો કરી છે તે બધી જ ખોટી છે અને હજીયે મારા પછીના વકતાઓ મારા મતને વધાવશેજ એમ મને ખાત્રી છે

## શ્રી. મસ્ત ફકીર

ભાઇઓ અને બહેનો ! તથા બહેનો અને ભાઇઓ ! કોઇ પક્ષને અન્યાય થાય કે કોઇ તરફ મને પક્ષપાત છે એમ ન લાગે એટલા મારેજ આમ બંન્ને પક્ષને પહેલો નબર આપના પડયો છે મને

આવતાં આવતાં ઘણું મોડું થઇ ગયું છે તે માટે હું તમારી માફી માંગી લઉં છું. આ તરફ આવતાં આવતાં એક કેળાંવાળાના ટોપલા પાસે છાલ પડી હતી—અને તે પર મારો પગ પડતાં હું પડી ગયો હતો, તે મને બીજા ભાઇઓએ ઉભો કરતાં કરતાં અડધો કલાક લીધો. નહિ તો તો હું ક્યારનો આવી પૂગ્યો હોત—અને ભાઇ જ્યોતીન્દ્રની દલીલોના ફૂડચે ફૂડચા ઉડાવી દીધી હોત. ભાઇ જ્યોતીન્દ્ર જાતે એક સાહિત્યકાર હતા—તે ભૂલી જઇને આજે એમનાજ મિત્રો—કે જે સાહિત્યકારો છે એમને ગાળ દેવા ઉભા થયા છે અને એથી એમણે વિશ્વાસઘાત કર્યો છે. એવા વિશ્વાસઘાતીઓ કયારે પણ સાહિત્યને જગતમાંથી કાઢી શકવાના નથી. હું એકજ વાત પૂછી લઉં—કે જો સાહિત્યકારો ન હોત તો આ છોકરાંઓ ભણતે શું? એમના બાપનું કપાળ? જો કવિતા અને લેખો ન હોત તો આ પાઠયપુસ્તકો તૈયાર શી રીતે થાત? મારે એથી વધારે કંઇ કહેવાનું છેજ નહિ કારણ કે એમણે એવી કશીજ દલીલ કરી નથી કે જેના ફૂડચે ફૂડચા ઉડાવવાના રહ્યા હોય? અને જો કદાચ કરી હોય તો મેં એ દલીલોને તોડી પાડી છે—તે તો તમે નરનારીઓ—જોઇ શકશો!

## શ્રી. ઉમાશંકર જોષી

મને લાગે છે કે સાહિત્યકારોની જરૂર છે કે નહિ તે તો હું તમને પદ્યમય ગદ્યમાંજ ભાષણ કરીને બતાવીશ. શ્રી. જ્યોતીન્દ્ર દવેની શરીર લતાને કોણ જાણે કેમ હાડનો હથોડો ન ગમ્યો પણ એતો શ્રમજીવી લોકો માટેજ લખાયેલું કાવ્ય છે. જગતને સાહિત્યની જરૂર નથી એમ જ્યારે દવે સાહેબ કહે છે ત્યારે ખરેખર મને આશ્ચર્યજ થાય છે. કવિઓ તો એમનાં અન્તરનાં અમી વરસાવે છે તે આ કોમળ શરીરલતાઓ ઝીલી પણ ન શકે? અને જો એ અમી એ શરીરલતાઓ ન પચાવે તો જીવશે કેમ? રાત ઘણીજ થઇ છે અને મારી આંખો દુઃખવાને આવી છે આથી વિશેષ હું કંઇ કહેવા માંગતો નથી.

## શ્રી. કૌલક

મારા મિત્ર ભાઇ ઉમાશંકરે પદ્યમય ગદ્યમાં ભાષણ કર્યું પણ હું તમને પદ્ય અને ગદ્યનું મિશ્રણ કરી–ચીકણા અપદ્યાગદ્યમાંજ કહીશ–કે જેથી તેનો રાસ શ્રોતાજનના અન્તરને ચોંટી રહે.

મહાનુભાવ જ્યોતીન્દ્ર!
ખરા છો જ્યોતીન્દ્ર તમે કે
ભગાડયો અમારા ચન્દ્રને.
આજની ચર્ચાના સારથી!
અને સાહિત્ય સૃષ્ટિના મહારથી!
નથી થતું દુઃખ દેખીને આ ઠરાવ
પણ થાય છે શોક
જોઈ રહેતાં તમોને જતા આ
સાહિત્ય જગતથી દૂર.

કહો ભલા !
તમે તો ગયા છો કવિથીયે દૂર
અને આપી છે ઉપમા
આ કાવ્ય કુંજના કવિ કોકિલોને
છાપરાં પરનાં નળિયાંની.
પણ શાને ભૂલો છો ભલા ?
અમે તો જગત છાપરા પર રહી
ઝીલીએ છીએ જોબનવન્તી ઉષાનાં
પહેલી પહોરનાં મૃદુ તેજ—
અને પૂર્ણિમાની પાછલી રાતે
પોઢીએ છીએ ચંદ્રિકાની સેજે–
જોઇ રે'તાં એ પવિત્ર બાલાનું ગૌર વદન.
ભલા ! પડી છે મઝા એવી તમને કદી ?

આપી છે ઉપમાં યથાર્થ.
અમે છીએ ઝીલી રહ્યા તેજ
ઉષા અને ચંદ્રિકાનાં, પણ–
તમે તો છો અમારી નીચે–
કાળા કાળા અંધારામાં
આમ તેમ આંટા મારતા ઊંદરડા જેવા.

મહાનુભાવ !
જો તમે થશો સાહિત્ય જગતથી વેગળા
તો કોણ સંબોધશે તમારા વિના
બટાટા છોલતી પ્રિયાને—
'બટાટા છોલતાં પહેલાં બટાટે બનવું પડે.'

ઉમર ખય્યામની રૂબાયતમાંથી ખસેડી
કાલીદાસના મેઘદૂતમાંથી આથે લઇ
કોણ બતાવશે પ્રિયાનું રસોડું !
અને તેમાં તમે લખ્યાં એવાં મહા કાવ્યો !
કોણ વંચાવશે અમને
તમારા વિના ?

ભુલી જાવ તમે તમારી આ વાતો
અને જેમ નોળિયો પેસી જાય એના દરમાં
તલવાર પેસે એના મ્યાનમાં
ઊંદરડા પેસે નળિયાંની બખોલમાં
તેમ સમાવી દો તમે તમારા હૈયામાં
ને બચાવો જગતને સાહિત્ય મુંડનથી
ખેંચી લઇને એકવાર
આ કાળ રાત્રિનો કાળો ડ્રાફ

## શ્રી. જ્યોતીન્દ્ર દવે

આ બધા કવિઓને મે નળિયાની ઉપમા આપી તે એમને બહુ ગમી ગઇ અને જાણે મે એમને બહુ મોટુ માન આપી દીધુ હોય એમ એ લોકોએ માની લીધુ પણ ખરી વાત એમ છે કે મે જ્યા કવિ શબ્દ વાપર્યો છે ત્યા કવિને બદલે પિંજ મૂકીને તમારે સમજી લેવાનુ પછી એમને એ ઉપમા ગમે તો તેમા કઇ નવાઇ નથી ભાઇ શ્રી ભાનુશકરે કહ્યુ કે આપણે નળિયાનુ પાણી પીએ છીએ શુ સાહિત્યકારોને આટલુજ જ્ઞાન? આપણે બધા નળિયાનુ પાણી પીએ છીએ? કોઇ સામાન્ય અક્કલનો માણસ પણ કહેશે કે આપણે નળનુ પાણી પીએ છીએ બાળકના હુ—આ હુ—આ માથી મે ણુ ન મળે તેમા એમણે નવુ શુ કહ્યુ? કારણ જ્યારે ઘરમા બાળક હુ—આ—હુ—આ કરે છે ત્યારે ઘરના માણસો તો હુઆ–હુઆ થઇ જાય છે એટલી પણ એમને ખબર નથી? શ્રી મસ્ત ફકીરે તો મારી દલીલના ફટાકડા ફોડાવ્યા, એમ કહી ગયા પણ એમ નથી કહેતા કે કેળાવાળીના મોટા ત ફ જોતા જોતા આવતા હતા એટલામા છાલ પર પગ પડ્યો અને ભોય ભેગા થઇ ગયા એક કેળાની છાલે એમને ભોય ભેગા કરી નાખ્યા તો શુ હુ કેળાની છાલ કરતા પણ નબળો છુ? એમણે હુ સાહિત્યકાર છુ એવી ઓળખાણ આપી અને એમ ઓળખાવીને પછી મને ગાળ આપી એવા એ સાહિત્યકારો! ખરી વાત તો એમ હતી કે હુ એક વખત સાહિત્યકાર હતો–હવે ક્યા છુ? એટલે એમ પણ એમની દલીલ વાજબી નથી પાઠ્યપુસ્તકો વગર શુ કરો? એમ એમણે પૂછ્યુ પણ ભલા ભાઇ ધારો કે કોરા પાના રહેશે તો લખવાના કામમા તો આવશે પછી શી રીતે મારી દલીલના કૂડચે કૂડચા ઉડાવ્યા તે મને સમજ નથી પડતી બેશક એમનુ શરીર જો મારા પર પડે તોજ મારા કૂડચે કૂડચા નીકળી જાય પણ શુ હુ ખસી નહિ જાઉ? એટલોયે એમને ખ્યાલ ન રહ્યો હોય?

શ્રી ઉમાશકરે મારા શરીરને લતાની ઉપમા આપી મારા શરીર પર શુ ફુલ ઉગે છે? જો ભાઇ ઉમાશકર મારી દાઢી પર હાથ ફેરવે

તો ખબર પડે કે મારું શરીર લતા છે કે બાવળ? મારો હજામ પણ બિચારો રોજ કહે છે, 'શેઠ–તુમચી દાઢી લાહી ખડબચડી આહે,' તો એ હજામ પણ જાણે છે કે મારું શરીર લતા નથી. આવી ને આવીજ આ સાહિત્યકારોની વાતો છે. મારા મિત્ર ભાઇ કોલકે કહ્યું કે એ લોકો તો ઉષા અને ચંદ્રિકાનાં તેજ દિવસરાત ઝીલે છે. હું પૂછું કે તો શું આ લોક બધા અત્યારે પ્લેટફૉર્મ પર જમરૂખ ખાવાને આવ્યા છે? અને એ લોકો છાપરા પર રહે છે તે સાચી વાત છે? અમને તો પ્રકાશ મેળવવાને બારી છે–બારણાં છે–તે પણ શું એ લોકો નથી જાણતા?

આ બધા વક્તાઓમાં જે મોટા મોટા હતા તેમની બધી દલીલો મેં તોડી નાંખી છે. અને હું માનું છું કે તમે મારો ઠરાવ પસાર કરશોજ.

### શ્રી. રામપ્રસાદ બક્ષી (પ્રમુખ)

આજની ચર્ચા ખરેખર સફળ થઈ છે. બટાટા છોલતી પ્રિયા પર કાવ્ય તો લખે પણ આજે તો એવો વખત છે કે બટાટા છોલવાનાં પણ નથી મળતા. દિવસે દિવસે વધારે ને વધારે સાહિત્ય મળતું રહે છે તે બેશક વધારે પડતુંજ છે. આજના મુખ્ય વક્તા શ્રી. જ્યોતીન્દ્રે તમને પેટ પકડીને હસાવ્યા છે–અને મને પણ હસાવ્યો છે એ માટે એમના ખરેખર આપણે આભારી છીએ. એ સમયે તમારો પણ આભાર માનુંજ છું, કારણ કે સભાની દયા પરજ પ્રમુખસ્થાન શોભે. નહિ તો આવી સાહિત્ય–સભાઓમાં પ્રમુખ અને વક્તાને પાછલે બારણેથીજ ભાગી જવા પડે. એ સ્થિતિ અમારી નથી આવી તે માટે તમારો સૌનો ફરી એકવાર આભાર માનું છું.

### શ્રી. સુંદરજી બેટાઇ

(દ્વારકાના બેટમાંથી સમાધિ છોડીને આવતાં હોય–તેમ ધીમે પગે આગળ આવી.)

પ્રમુખ સાહેબનો ઉપ......(ત્યાં તો સભાના લોકો ઉભા થઇ વિખેરાઈ જાય છે.)

# કાવ્ય મધુ

મગનલાલ દેસાઈ

કાવ્ય મધુના છેલ્લા ત્રણે લેખો રસિક વાંચકોએ વધાવ્યા છે. મારી પહેલાં આ વિભાગને સંભાળી લેનાર મારા મિત્ર ભાઈઓ (શ્રી. ઉમાશંકર જોષી, શ્રી જ્યોતીન્દ્ર હ. દવે, શ્રી ભાનુશંકર વ્યાસ)નો હું આભારી છું. આ વિભાગમાં એક વસ્તુ સ્પષ્ટ કરવાની જ છે કે જે જે કાવ્યોનો અહીં નિર્દેશ કરવામાં આવે છે તે બધાંજ કાવ્યો સંપૂર્ણ સારાં છે એમ જણાવવાનો અમારો આશય નથી જે કાવ્યોનો જાણ્યે અજાણ્યે જગાનો સંકોચ કે નજરમાં ન આવવાના કારણે ઉલ્લેખ ન કરી શક્યા હોઈએ તે કાવ્યો સારાં નથી એમ પણ નથી. બનતા સુધી આપણા સાહિત્યનાં બધાંજ સામયિકોને ભેગાં કરવાનો અમે બનતો પ્રયત્ન કરીએ છીએ. તે છતાંએ જો કોઈ જગાએ સારૂં કાવ્ય રહી જતું હોય તો તેને માટે ક્ષમાભાવ રાખવા વિનતિ કરીએ છીએ.

તાપી નદીમાં થયેલી હોનારતે આપણા ઘણાએ કવિહૃદયોને વલોવી નાખ્યા છે. અને એ કવિઓએ ઘણાખરાં સામયિકોમાં એ હોનારતને કાવ્યમાં ઉતારી છે. "પ્રતાપ" (૨૭. મી ઑગસ્ટ–૩૮) ના અંકમાં સૌ. હસુમતિ દેસાઈનું 'કાળ ચિનારી' ધ્યાન ખેંચે તેવું એક કરૂણ કાવ્ય છે. શ્રી. ઝવેરચંદ મેઘાણીના 'કોઈનો લાડકવાયો' એ ઢાળમાં લખાયેલી ૧૨૮ લીટીનું આ કાવ્ય સળંગ વેદનાથી ભર્યું લાગે છે.

કો'ની એકલ માતા રોતી, કો'ની સુવાભર પત્ની,
કો'ના તાતની અંધ લાકડી, કો'ની લાડીલી પુત્રી.

એ હોનારતમાં કોણ કોણ ડૂબ્યાં તે આમ બે લીટીમાં જણાવી આગળ એ કરુણ દશ્યને ચીતરતાં લખે છે—

રૂદન કરતાં કરુણ હૃદય જ્યાં, પળ પર હર્ષ છલકાતાં;
સ્વજન સ્નેહિના હૃદય દ્રવે, જ્યાં કાળ જડબાં મલકતાં.

એજ અંકમાં પ્રસિધ્ધ થયેલી કવિતાઓ "કાળ રાત્રિનો દાંડિયો," "સૂરતનાં છેયાં," "નૌકા ડૂબી," એ બધામાં "કાળ સિતારી" વધારે સુન્દર છે.

શ્રી. સુરેશ ગાંધી 'ઊર્મિ'ના' જુલાઇ અંકમાં 'પ્રદીપ આ લોક' કાવ્ય આપે છે. કાવ્યની શરૂઆતમાંજ બે સુંદર લીટીઓ મળે છે.

અંધારું થયું છે ભાઇ દીપક લઇ લે સાથે
મંઝીલ છે દૂર દૂર જવું છે આઘે આઘે.

પણ છેવટે તો પ્રવાસીને એમજ કહેવામાં આવ્યું છે કે ભાઇ "તું તારાં તેજ પાથરતો આગળ જા! મંઝીલ ઘણે દૂર છે!"

શ્રી. સ્વપ્નસ્થ (ઊર્મિ 'ઓગષ્ટ અંક') 'સળગવા ફરી' કાવ્ય આપી પોતાની વેદનાને વ્યક્ત કરે છે, અને અસહાય દશામાં થઇ એક વીમાસણ કરે છે,

જસુમતિ! ફરી અહીં નયન શેય તારાં મળે?
પળેક પણ કેમ હું અનુભવી શકું પૂર્વને?
અરે સમજતો-અહીં સળગવા ફરી શૂન્યમાં—
ધએ સ્મરણ-હોળી-ઝાળ લસાતી ચિદાકાશમાં.

એજ અંકમાં શ્રી. ભારદ્વાજ 'ત્યાં શી મનીષા...'માં કરુણ ભાવ ઉતારે છે,

'અહીં' કશું ના દિલરંજના ના!
ટકાવવાને વપુ વેલ મારે
આધાર ના; મંગલ પ્રાણ દીવે
દીવેલ ખૂટ્યું નિજ સંસ્મૃતિનું.

ત્યાં શી મનીષા, અભિલાષ શાના,
સેના ઉરે મૂક અસહ્ય વેદના.

શ્રી. હરિલાલ પંડયાનું 'પરિણામ' પણ ઠીક છે. શ્રી રમણિક અરાલવાળા 'દર્પણે' (એજ અંકમાં) જોતાં નિહાળે છે,

નથી તનમનાટ તેજ તલસાટ તારુણ્યના
*　　　*　　　*
ખળ્યા મુજ દિદાર, શું મુખ નિહાળું હું દર્પણે ?

બીજું એક સરસ કાવ્ય એમનું, પ્રસ્થાનના જેઠ અંકમાં મળે છે. એ 'કાંકરિયાની શરદપૂર્ણિમા' કાવ્ય મોહક છે. ઘણી પંક્તિઓમાં મધુર પદલાલિત્ય પણ આવ્યું છે. પણ એજ કાવ્યમાં અનુષ્ટુપ્-મિશ્રોપજાતિનો મેળ કરેલો જોવા મળે છે—

અને છે સ્વસ્થ સૂતેલું
　　કાંઠા તણા દીપ પ્રકાશ પતુંલે,
સોનાના કાંગરાવાળા,
　　ચાંદી તણી થાળ સમું તળાવ આ.

અતિ સુન્દર કલ્પના આ પંક્તિઓમાં ઉતારેલી છે. પણ શું અનુષ્ટુપ્ અને મિશ્રોપજાતિનો મેળ યોગ્ય લાગે છે ? ચારે લીટીઓ જો કદાચ મિશ્રમાંજ હોત તો કલ્પનાનો એક પાસાદાર હીરોજ આપણને મળ્યો હોત. છંદોના મિશ્રણમાં સજાતિય તત્ત્વ હોય તોજ તે મિશ્રણ સફળ થાય છે. એમનું 'ગુર્જર રમણી' (માધુરી-ઓકટોબર) પણ ગુર્જર રમણી જેટલુંજ કોમળ મધુર ગીત બન્યુ છે.' ગુર્જર રમણીનું આબેહૂબ ચિત્ર ઉતારવાનો આ પ્રયત્ન કવિતાની દૃષ્ટિએ તો બેશક સફળ છેજ.

ઊર્મિના 'સપ્ટેંબર અંકમાં શ્રી. સુધાંશુનું એક ભજન પ્રાપ્ત થયું છે.

પાટ રચ્યો પરમાનંદ પ્યારે, જગબાજાઠને બારે રે,
જગદંબા જ્યોતિની વિરાજે, ઘટઘટ નીલ પ્રકાશે,
દરિયા પીર પ્રગટ પરકાશે રે!

શ્રી. રતિલાલ છાયા 'ભીણબત્તી' (ઊર્મિ—સપ્ટેંબર) પર લખે છે,

અચેતન જીવો તણી અજબ આવી કર્મણ્યતા
નહિ મનુજમાં ઝળે અખિલ વિશ્વ ઉજાળવા.

સુંદર સોનેટ બની શકે એવો ભાર્ગ છે. જો સહેજ પ્રાસ મેળવવાની (સોનેટ પ્રમાણે) શ્રમ લીધો હોત તો એક સંપૂર્ણ સોનેટ થાત. બીજાં બે કાવ્યો કુદરડી શ્રી. પારાશર્યનું અને 'પ્રથમ દિવસે' શ્રી. અજ્ઞાતનું ધ્યાન ખેંચે તેવાં છે. કુદરડી કાવ્યમાં મિશ્રોપ-જાતિમાં સુંદર સ્પષ્ટ પ્રવાહિતા જળવાઇ છે અને તેથી કાવ્ય મનોરમ થયું છે. ભાવ પણ સ્પષ્ટ ઊઠયા છે આથી વાચક સડસડાટ ૮૨ લીટી સુધી એક ધારે વાંચી જઇ શકે છે. શરૂઆતમાં કવિ પ્રસંગને ચીતરે છે અને છેલ્લી બે લીટીમાં એકજ પ્રશ્ન પૂછી લે છે.

ત્યારે હવે પ્રશ્ન તને કરી લઉં,
'આંખો ઉઘાડું અથવા મીંચી જઉં?'

ભાઇ શ્રી. અજ્ઞાત કોઇ ગગનગામી કલ્પના ઉતારતા હોય એવું સંજ્ઞાસૂચક મથાળું કાવ્યને આપે છે. પણ આખું કાવ્ય વાંચતાં આપણને ખડખડાટ હસાવી મૂકે એવી નાનકડી એક વાર્તા મળે છે. નાયક હમેશાં છત્રી કયાંય ને કયાંય ચોમાસામાં ભૂલી આવે છે આથી ગૃહસચીવ હુકમ કરે છે,

ઘેરે રોજ આવતાં,
હાથોહાથ દઈ દેવી છત્રી નિત્યે હજૂરનાં!

એ હુકમનો પૂરેપૂરો અમલ કેવી રીતે થાય છે તે નીચે જણાવ્યો છે.

બારણામાંજ પેસતાં
'લેલી, આજે નથી ભૂલ્યો' બોલ્યો ઉલ્લાસભેર જ્યાં
ગૃહિણી તડુક્યાં, 'રે ! રે ! આજે લૈ કયા ગયા હતા?
ઉપાડી કોકની લાવ્યા, બળી ટેવ તમારી આ;
'થયું ન્યૂટનના જેવું' હું બોલ્યો ઘરમાં જતાં.

ઊર્મિના ઑક્ટોબર અંકમાં શ્રી. નાગરદાસ પંડયાનું માતંગ-દમન આવકારદાયક લાંબુ કાવ્ય છે. માતંગ-દમનમાં એક સુંદર કથા મૂકી છે. પણ કેટલીક જગાએ વિચિત્ર પ્રયોગોથી વાચકને અચકાવું પડે છે.

*શ્યામકારી ઘન પટલ શી હસ્તીએ શત્ય શેરી-*
માં ગાજતો ધસી જઇ મહીં ઝીંકતો ને ગ્રહાવું;

ગુજરાતીમાયે પાચે વિભક્તિને છૂટી પાડી નાંખી *બીજી કડીમાં* સરકાવી દેવાની આ રીત વિચિત્ર છે.

કુમાર (ભાદરવા) ના અંકમાં 'ક્રિકેટ જંગ'માં કરી શ્રી. જસવંતલાલ શાહનું કાવ્ય મળે છે.

કર્તા કલ વિશ્વ વિશાળ ભીમમાં,
અનન્ત માડેલ ક્રિકેટ જગમાં
હું માનવી માત્ર દડો જરાક શો.

યોગ્ય રૂપકવાળું આ કાવ્ય ગમે એવું છે. પણ ધારો કે ક્ષિતિજ પર પ્રેક્ષકોનો ડૂબતા સૂરજનો તણુ બધાયેલો છે ઓવરઆઉન્ડરીનો એક ફટકો એ દડા પર પડ્યો અને તંબુની તે પાર જઇ પડ્યો તો?

એજ ધ્વનિવિભાગમાં શ્રી. હરિપ્રસાદ ભટ્ટનું "ધરિત્રી" પણ સુંદર કાવ્ય છે. એ કાવ્ય નીચે શ્રી. લાભશંકર પાઠકનું "અર્ચના," પણ ટુંકું, સરળ અને સારું છે. 'મારી પાસે કશુંયે નથી-નથી પત્ર, પુષ્પ-કે ધુપ, નથી ચંદન દ્રવ્ય કે નૈવેદ્ય પણ

"ખાલી હાથ ભલે પરન્તુ ઉર આ છે ભક્તિ ભાવે ભર્યું,"
એ ભાવ છેલ્લી લીટીમાં સારો ઉતાર્યો છે.

કુમારના શ્રાવણ અંકમાં શ્રી. ઉમાશંકર જોષીનું ત્રિઉર કાવ્ય પણ વાંચવા મળે છે.

દેખો પણે ઘુઘવી ગર્જત લોક સિંધુ,
એનું અખંડ ઉછળે પુરુષાર્થ ગાન.

લોક જાગૃતિના કાળે ભાઇ ઉમાશંકર, ભાઇ ત્રિભુવન લુહાર અને શ્રી. રતિલાલ શુક્લ, એ ત્રણે મિત્રોએ યુદ્ધમાં ઝુકાવ્યું. કવિ હૃદય લોકસિંધુમાં ઉછળતું પુરુષાર્થ-ગાનનું મોજું પોતાના કવિ મિત્રોને દેખાડે છે.

શ્રી. હરિશ્ચંદ્ર ભટ્ટનું 'મળસ્કે ચોપાટી પરનું લોકમાન્યનું બાવલું જોઇને' કાવ્ય પણ એજ અંકમાં છે. આખું કાવ્ય એકંદરે ઠીક છેજ પણ ૫ મી અને ૬ ઠ્ઠી લીટીઓ,

ઉદ્‌બોધતો પ્રણમી સાગરરાજ તુંને:
ઊગેલ પ્રાચિનવ ભાનુ સમો અમારો

ભા. મળસ્કામાં ઉદ્‌બોધતો સાગર પ્રણામ આપે છે તે બરાબર છે,
એવું સંજ્ઞા લીટીમાં 'ઊગેલ પ્રાચીન ભાનુ' એ કેવી રીતે? મળસ્કું
આપણુને ખડખ કેવી રીતે ઉગેલો દેખાયો? અને ધારો કે ભાનુ ઉગ્યો
નાયક હમેશાં છત્રી કેમ કહેવાણુ?
ગૃહસચીવ હુકમ કરે છે
, અંકમાં શ્રી. પટપટ્ટનું "અકાળે," શ્રી. તનસુખ
રે શ્રી. જેઠાલાલ ત્રિવેદીનું અમર અશ્વત્થામા
હાથોહાથ દઇને.

એ હુકમનો પૂરેપૂરો અમ' એક કરુણ મધુર પ્રશસ્તિ છે.
જણાવ્યો છે. લીટીઓમાં સારો અંદર્શિત કર્યો છે।–

ના હું ચણું સ્મરણનો જડ સ્તૂપ, બ્હેનાં!
કે પાથરું ફુલ તણા પૃથુપુંજયેના,
રેલાવું ના નયનથી જલબિંદુ એકે,
ઓઢીજ ભસ્મ શિર પે થઉં ધન્ય નિત્યે.

શ્રી. તનસુખ ભટ્ટના 'લક્ષ્યચ્યુતિ એ ચૌદ લીટીના કાવ્યમાં કવિ અંધારાને પણ આંખ આવી છે તે જૂવે છે.-અને સરળતાથી વ્યક્ત કરે છે;

તિમિર ગાઢ છવાયલું માર્ગમાં,
લળુંબી લાંબી રહી વડવાઇઓ
ઝબુકતા અહીં કે રાત આગિયા,

પ્રસ્થાનના અષાડ-શ્રાવણ અંકમાં શેષનું 'વિવેચક મિત્રને' કાવ્ય નજરે પડે છે જેમાં છેલ્લી ચાર લીટીઓ ઠીક છે.

હવે તારે પંથે ફરીથી વળ તુ પાંથ યુવક!
હવે તારે પંથે અધિક અધિકા દર્શન રૂડાં.
શકે ના આપી આ શ્રમિત ચરણો સાથ તુજને
પરંતુ કોઇ દી સહૃદયતણી ખોટ ન હતો!

સાથ તો થાક લાગવાથી મળી શકે તેમ નથી પણ સહૃદય તણી ખોટ ન રહે એટલું ઇચ્છી કાવ્ય સમાપ્ત કર્યું છે.

શ્રી. સુન્દરમનું અનુરાધા પણ એક સુન્દર કાવ્ય છે. પ્રેમ વિષે કવિ એમાં કહે છે,

સ્નેહના હક્કની પાસે બીજા સૌ હક્ક ગૌણ છે,
જાણતાં ગોપ ને ગોપી જાણતાં પતિ પત્નીઓ.
અને એ ચાહનારાં ત્યાં ચિંતવા ના વિરામતાં
પ્રેમમાં પાપ કે પુણ્ય, દંભ કે દોષ કે કશું?

શ્રી. પ્રજારામ રાવલનું 'વર્ષાનું આગમન' પણ નોંધવા યોગ્ય છે.

ધીમાં લલિત પાદ પંક્ષ ધરતી વનશ્રી યતે
પધારી વરષાની પૂંઠળ; કર્યું કશું જાદુ, કે
સમુલ્લસિત સર્વ, મ્લાનવદના ધરા ગૈ મટી,
મયૂર ગણ થાકતા ન જયકાર એનો રટી.

એ પંક્તિઓમાં છેવટે 'રટી' શબ્દથી આખી કડીને અંતિ મધુર ઝમક મળે છે. છેલ્લી બે લીટીમાં વર્ષના આગમનથી શું થયું? તેનો ઉલ્લેખ કરતાં કવિ કહે છે,

છલ્યાં સર, તળાવ યૌવન નદી તણાં ગાજતાં
સુરેન્દ્રની ચડી સવારી નભમાંહી ડંકા થતા.

પ્રતાપ (૩ જી સપ્ટેંબર)ના પહેલા પાના પર શ્રી ઋતુનાં કુસુમાકરનું 'જય જય ગુર્જરી વાણી' નું કાવ્ય મળે છે. ગુર્જરી વાણીને અંજલી લખતી પંક્તિઓ ઠીક ઠીક ઉતરેલી દેખાય છે.

જય જય જય જય ગુર્જરી વાણી!
કોમળ કલરવમય કલ્યાણી.
તું પુણ્ય ધવલ વિમલ વાણી!
સહુ વાણી વિષે તું મહારાણી.

આપણા ભજનિક કવિ શ્રી. લલિતજીનું એક ગીત 'ચાર વાડી' શ્રી બોધમાં વાંચવા મળે છે.

ચાર વાડી છે એક સોરઠને સાગરે,
ઊલે જ્યાં નાગર વેલ જો!

શ્રીબોધના ગરબા અંકમાં ઘણા ગરબાને ગીતો છે. જેમાં શ્રી. ત્રિભુવન વ્યાસનું વર્ષા, શ્રી. દેશળજી પરમારનું 'મારી હોડી' ઠીક છે.

'વર્ષા' મા,

ધરતીના જલ ગગન ફરીને ધર પર વળતા હો
એમ વિયોગી વ્હાલા ધર પર વળતા દરસે હો
દિલભર વળતા દરસે હો

પકિતઓ જેવી સુદર પકિતઓ મળે છે

માધુરીના આ અકમા કવિ શ્રી ખમરદારનુ કાવ્ય 'મેધાનુ ગાન' ગગન ગામી ક પતાઓથી રગાયેનુ આપણને મળ્યુ છે મેધા એની મેળેજ ગાય છે એ શુ શુ કરે છે ? કમા હોય છે ? એ ભાણ છે ? પૃથ્વી પર કયા વસે છે ? એ સૌ ઓળખાણ મેધા વીસ લીટીમાજ આપણને કહી દે છે કયો કવિ મેધાનો આશક ન હોય ?

સૂર્ય તણી કીકીમાથી હુ ફૂટી ઘડીભર નિકળુ બ્હાર
તારક કિરણોને લઇ સાથે ચદ્ર સુધાની ભરી લઉ ધાર,
મેધ ઉદધિના પૂડા જેવા વાદળ પર મધ ચૂસવુ ત્યાય
ઇદ્ર ધનુષ્ય પતંગ ઠરીને બેઠેલુ દીઠુ રસમાય !

તો એ ગગન વિહારિણી મેધા પૃથ્વી પર શી રીતે અવતરી ?

એહ પતગ તણી પાખે હુ બેસી ઉતરી આવી હેર,
સૃષ્ટિ તણા સૌન્દર્ય કુસુમ સૌ ચૂટતી ત્યા માલણની પેર,
ચૌદ ભુવનમા ચગતી રહેતી ઝીલવા મોધા પ્રભુ સન્દેશ–

પણ છેવટે મેધા એની સ્થિતિ સ્પષ્ટ કરી ગાય છે,

પતગ મારુ પળપળ પનકે બેસે ઠરી નહીં બહુ વાર
વાદળના મધપૂડાને ત્યા તૂટતો નિરખે નભ મોઝાર
પતકારે કવિ કીકીમાથી મુજને લઇ નભ ઉડી જાય
પૂડો ત્યા વિખરાય, પતગ વિલાય–અને લઉ ધેર વિદાય

વાદળનો મધપૂડો તૂટતા એ વિદાય લે છે આખુ કાવ્ય સગગ મેધાનુ મનોરમ ગગનગામી કલ્પનાનુ ખરી કવિતા કેમ આવે છે ને

જાય છે તેનું-ચિત્ર ઉભું કરે છે. જેટલી ઉંચી એ કલ્પના છે તેટલુંજ યથાર્થ-સત્ય એનું ચિત્ર પણ કવિએ આપણને આપ્યું છે.

એમનું એક બીજું ગીત સ્ત્રીબોધના ગરબા અંકમાંથી મળે છે. 'નિદ્રાનું ગાન' એ મથાળા નીચે-નિદ્રાજ ગાય છે.

ઢાળું ચતુર દિશાના ઢોલિયા, વ્હાલીડાં, નીંદરિયે!
નાંખું વાદળિયાંની તળાઇ, વ્હાલીડાં, નીંદરિયે!
ગાશે ભજન સૃજનના ઓલિયા, વ્હાલીડાં નીંદરિયે!
રખે ભૂલો એ સ્વર્ગની સગાઇ, વ્હાલીડાં, નીંદરિયે!
મૂકું ઓશીકાં ધનુમાળનાં, વ્હાલીડાં, નીંદરિયે!
રાખું ગાલ મસુરિયે ચંદ, વ્હાલીડાં, નીંદરિયે!

નિદ્રા આટલા બધા હેતથી આપણને રાખે છે એ આ ૭ લીટી પરથી આપણે જોઇએ છીએ. પણ મોડી રાત સુધી જ્યારે લોકો ધનુમાળનાં ઓશીકાં છોડી, ચંદનના ગાલમસુરિયાં છોડી રખડતા હશે ત્યારે નિદ્રા એ જોઇને શું ગાશે? ગાળ તો નહિ આપતી હોય? આ ગીતમાં કવિદૃષ્ટિ સ્વર્ગ અને પૃથ્વી એ બંનેની સગાઇ આપણને જણાવે છે. નિદ્રાના મુખમાં મૂકેલા શબ્દો સાચા છે એમ લાગ્યા વિના પણ આપણને નથી રહેતું.

શ્રી. સ્નેહરશ્મિના રજની ગાનમાં,

ભાણુ ડુબ્યો સાંજ પડી
બજી રેણુતણી ઘડી—
રહ્યું અરૂપ રૂપ ગળી
શાન્તિ રહી પોકારી છડી!

કહી કવિ આપણને ક્યાં લઇ જવા માંગે છે? અતિ મધુર ગીત સાંભળતાં પથિકો તૈયારી કરશે, પણ ત્યાં,

સ્વપ્ન ઝવેરાત ભરી
શૂન્ય તણી નાવડી

ચલો અનામી ઘાટ અતિ
નામ રૂપ ધરણી ત્યજી.

સ્વપ્નનું ઝવેરાત લઇને કવિ બોલાવી રહ્યા છે. જવાની દિશ કયી છે તેની ખબર નથી. કવિ તો માત્ર એટલુંજ કહે છે કે તે ઘાટ 'અનામી' છે.

શ્રી. પૂજાલાલનું દયાનંદ સરસ્વતીને અંજલી આપતું કાવ્ય પણ ઘણું સરસ મળ્યુ છે. કવિનું ભાવભર્યું હૃદય ગર્વ—ગૌરવ ગાતા ગાત છેવટે નમી પડે છે. અને એ બે લીટી પણ તેવીજ ભાવ ભરી ઉતરી છે,

પ્રચંડ ગિરનાર સોરઠ તણા દયાનંદ હે!
ભલે તવ છબી સમીપ અમ શીષ ઝૂકી પડે;

શ્રી. પિનાકિન ત્રીવેદીનું 'મિલન' પણ એક અતિ મધુર બંગાળી ઢાળનું ગીત મળે છે. કલ્પના, સુંદર પ્રાસની—અને પદલાલિત્યની સજાવટ આખા નાના સરખા ગીતને ઓર ઝમક આપી રહે છે.

આભના અગાધ ઉરે અભ્રો હિલ્લોલે,
અવનિને અંગ અંગ હરિયાળી ડોલે;
જોને રચાય સપ્તરંગી દેરાં!

'વિષાદ' કાવ્યમાં શ્રી. પતીલ એમની લાક્ષણિક શૈલીમાંજ શરૂઆત કરે છે. કવિ શું અનુભવી રહ્યા છે તે તો ચોક્કસ કરી શકતા નથી. પણ વિષાદને સંબોધી તેનીજ માળા જપી રહેતા લાગે છે ભાઇ પતીલ ભૂલી ગયા લાગે છે કે એ વિષાદે છોડયા છે કોને? અને એમને ઘરે નહિ તો કોને ઘરે હવે કવિ એ વિષાદને પહેરાવવા માગે છે? એની સાથેનો જૂનો સંબંધ જણાવતાં લખે છે,

જહીં જહીં ગયો ત્યાં ત્યાં આવી તું માહરી સાથમાં,
ન થઇ અળગી, છાયા પેરે ગણી યદપિ નહિ,
તનની કફની જેવી મળી હતી તું રહી બની.

શરીરની કફનીની જેમ એ ચોંટી રહી હતી. છતાંયે હવે એમને આટલો બધો તિરસ્કાર કેમ છૂટયો હશે ? ઠીક છે. વિષાદે ઘર કર્યું છે એટલે તો આ કાવ્ય આપણને વાંચવા મળ્યું.

શ્રી. જેઠાલાલ ત્રિવેદીનું 'સાફલ્ય' વાંચતાં વારજ સમજાય એટલું સરળ કાવ્ય છે. આંબો અને બાવળ બંન્ને ઉગે છે. બાવળ કપાતાં આંબાનું પ્રેમભર્યું હૃદય વલોવાય છે અને રડી પડે છે. ત્યાં બાવળ આશ્વાસન આપે છે,

" રો ના ભાઇ કપાઇ, જળી ભસમ થતાં જન્મ સાફલ્ય મારો,
છજ્યે સાફલ્ય તારું, મધુર ફળ અને છાંય, તું આપનારો !

અને એવીજ રીતે સંસારમાં પણ માનવી નિજ નિજ સેવા આપી ધન્ય થાય છે તે છેવટનો આણેલો ભાવ મનોરમ અને સુન્દર છે.

રાજકવિ કલાપીની ઘણી જાણીતી ગઝલ 'આપની યાદી'નું પ્રતિકાવ્ય શ્રી. જ્યોતીન્દ્ર દવે આપણને આપે છે. મૂળ કાવ્યની સાથે જો રસિક વાચક સરખાવશે તો જણાશે કે કેટલું સુંદર–શબ્દે શબ્દના ધ્વનિવાળું આ પ્રતિકાવ્ય ઊતર્યું છે.

જ્યાં જ્યાં ગટર વારિ ઠરે યાદી ભરી ત્યાં આપની,
હાંસું અધિક નવટાંક તો બાદી વરે છે આપની.

જ્યાં જ્યાં ગટર ત્યાં ત્યાં એ માંદગીની મીઠી યાદ ! હાસ્યરસના સમર્થ લેખક હોવાથી આ પ્રતિકાવ્ય પણ ખૂબ હસાવે એવું બન્યું છે.

હરણી સમી કંઇ બાલિકા બની જાય તે હાથણ સમી,
અલમસ્ત કંઇ દુબળા બને, તરકીબ એ સૌ આપની.

એની યે કોણ શંકા કરી શકશે ? જેમ 'આપની યાદી'માં છેલ્લી લીટીઓ અમર ઊતરી છે–તેટલીજ સુન્દર છેલ્લી બે લીટીઓ આ પ્રતિકાવ્યમાં પણ આપણને મળી છે.

દુબળો નિહાળી દેહ માગે ફિકર રહેજો ના કરૂ,
છે આખરે તો એટલી એ સેજ આદિ આપની,

'વ્યાસજીને' પ્રતિકાવ્યમાં એક સુંદર કટાક્ષ કરવામાં આવ્યો છે. ગયા અંકના કાવ્ય મધુમાં કરેની કેટલીક ટીકાઓનો જવાબ આ પ્રતિકાવ્ય દ્વારા પ્રતિકાવ્યકર્ત્તાએ આપ્યો છે કોઇ પણ જાતની તુલના ક્યાં અને કયે પ્રસંગે થઇ શકે તેનું ઔચિત્ય દરેક વિવચકે જાળવવું જોઇએ

બીજાં બે પ્રતિકાવ્યો અને એક શ્લોકના લેખકો જુદાજ નામે બહાર પડે છે આપણે ત્યાં જુજ જેટલાં પ્રતિકાવ્યો છે તેમાં વધારો થતો રહે એ આપણે સૌ ઇચ્છીશું એટલુંજ નહિ પણ પ્રતિકાવ્યની પૂરેપુરી કળાને જાળવતું 'સાબેલું' કેટલું સુંદર ઉતર્યું છે એ તો આખું વાંચ્યા પછીજ રસિક વાચક જોઇ શકશે હાસ્ય અને કટાક્ષ એ બે પ્રતિકાવ્યોના મુખ્ય લક્ષણ છે તે આમાં પણ નજરે પડે છે કેટલીક લીટીઓ આગળ ખખડાટ હસી પડયા વગર ન રહેવાય, કેટલેક ઠેકાણે ઊંડા ધ્વનિ શબ્દોના બીજા અર્થોની સ્પષ્ટ સમજ પડતા જે હસવું આવે તે રોકયું રોકાય તેમ નથી આજ પ્રતિકાવ્યોની સફળતા.

એ પ્રતિકાવ્યોનો ખરો રસ તો મૂળ કાવ્ય સાથે સરખાવીનેજ વાંચવાથી મળશે.

પહેલા પ્રતિકાવ્યમાં મુખ્ય ભાર ભાવના વિરોધી-ભાસને આપવામાં આવ્યો છે

એક લીટી લાંબી થઇ સૂએ, બીજી અટકી જાયજી,
દિશા દિશાના દેવ બોલાવે કૌતુક મોટાં થાયજી
તાલે તાલ તૂટેલા દીસે, છંદ થયા સહુ વક્રજી,
અક્ષરમેળ માત્રા મેળ ખૂટે ચૂચવે કવિતા ચક્રજી,
લખે ભૂસે ને વળી ચીતરે, લે ડોલનિયાનું નામજી,
એ સંઘ ક્યારે કાશી જાશે ? જોવા મળ્યું છે ગામજી

કોઇ પણ લીટીમાં અસત્ય લખ્યા વિના ખડખડાટ હસાવે મૂકે એવાં પ્રતિપદ આપણને આ પ્રતિકાવ્યમાં મળ્યાં છે. ગદ્ય કરતાં પદ્યમાંથી મળતું હાસ્ય અલૌકિક છે એ આપણે આ પ્રતિકાવ્યે પરથી જોઇ શકશું.

શ્રી. 'સ્નેહરશ્મિને' લખાયેલું પ્રતિકાવ્ય 'નીરવ બાણુ'નું છે નીરવ બાણુ નામ શાથી રાખ્યુ હશે? શું સ્નેહરશ્મિની કવિતામ 'નીરવ' શબ્દ ઘણીવાર આવતો હોય તેથી તો નહિ હોય? અને બાણુ? હા. એમ પણ હોય કે સ્નેહરશ્મિ બંગાળી ઢાળનાં બહુ ગીતો લખે છે એટલે 'બાણુ' ઉપનામ ઠીક પડ્યું હશે.

જો ભાઇ સ્નેહરશ્મિ મૂળ કાવ્ય 'બેસી શું રહ્યો!' કોઇ ગિરિમાળામાં ઉભા રહીને ગાય તો તેનો પડઘો કેવો સંભળાશે? તો તે પડઘો 'સ્નેહરશ્મિને' એ પ્રતિકાવ્ય જેવોજ સંભળાશે. કોઇ પણ ભાઇ આ અખતરો કરશે તો તે સફળ થશે. શ્રી. સ્નેહરશ્મિ છે ચાર વર્ષથી સાહિત્ય જગતમાંથી અલોપ થઇ ગયા હોય એમ દેખાય છે. એ વખતે પ્રેમભીનું–ભાવભર્યું–વિનંતી કરતું આ પ્રતિકાવ્ય યથાર્થ છેજ, એ કહેવાની જરૂર નથી. બાકી તો પ્રતિકાવ્ય શબ્દે શબ્દના ધ્વનિ ઉચ્ચાર સરખાવતાં કેટલું સફળ થયું છે તે રસિક વાચકે પરજ છોડું છું.

# સમાલોચના

લેખક: રા પ્રમોદ, બી એ
રંજન પ્રકાશક ગુણસુન્દરી કાર્યાલય, લુહાણામિત્ર પ્રેસ,
વડોદરા કિ. રૂા ૧–૮–૦ પૃષ્ટ સખ્યા ૨૨૪

જીવનમા કેટલીક સ્વીકારેલ પ્રથાઓ રૂઢિગત પ્રણાલિ બની જાય છે તેમજ પ્રત્યેક સામયિક દર વર્ષે કંઇક ભેટ પુસ્તક આપવામા હવે ગૌરવ લે છે. કેટલીક વખત અન્ય સામયિકોની એ પ્રકારની પ્રથા જોઇનેજ ભેટ આપવાની પોતાની શકિત ન હોય છતાં હરિફાઇના આ યુગમાં પોતે પછાત ન રહી જાય એવી દૃષ્ટિથી પણ કેટલાક સામયિકો બહુ સામાન્ય કક્ષાનાં પુસ્તકો લખાવીને ભેટ તરીકે પોતાના ગ્રાહકોને આપીને ઋણમુકત થવાનો સ તોષ લે છે

'પ્રજા બધુ' 'ગુજરાતી' 'ફુલછાબ' વગેરેના ભેટ પુસ્તકોમા કવચિત જે પ્રકારની તાજગી હોય છે તે તત્ત્વ અન્ય આમયિકોના ભેટ પુસ્તકોમા પ્રમાણમા બહુ ઓછુ સાપડે છે છતા પણ ભેટ પુસ્તક આપનારા સામયિકો જે વર્ષે સત્ત્વશીલ કૃતિ આપવાને અસમર્થ હોય તે વર્ષે ભેટ પુસ્તક આપવાનુજ મુલતવી રાખીને અમુક પ્રાસ ગિક અ કો તેના બદલામા કાઢે તો એથી વાચકોના તેમજ ગ્રાહકોનો અસ તોષ નિવારી શકાય ગુણસુંદરીના ૧૯૩૮–૩૯ નાં ભેટ પુસ્તક તરીકે 'રંજન' નામની નવલકથામાં ભાષાશૈલીની દૃષ્ટિએ, પ્રસંગ નિરૂપણની દૃષ્ટિએ અને વાર્તાલાપ ઉપરાંત પાત્રવિધાનની દૃષ્ટિએ અમુક કચાસ જણાવાને અંગે ભેટની પ્રથા વિશે આટલુ લખવું પડ્યુ છે.

'રંજન'માં મુખ્ય વસ્તુ તપાસીએ તો નારણદાસ નામના બહુ સીધા, સાદા, ભલા, સત્યનિષ્ઠાવાળા શેઠના કુટુબને રાઘવજી નામના ધૂર્ત, ઘમંડી, મિથ્યાભિમાની અને ક્રૂર શેઠના કુટુબની સાથે ઝઘડો કેવા સયોગોમાં તીવ્ર બનતો જાય છે એ બતાવીને પછી 'અંતે તો

સત્યનોજ વિજય થાય છે' એ સુત્રને ચરિતાર્થ કરવાનોજ આશય લેખકનો હોય તે રીતે નારણદાસ શેઠ પોતાની પુત્રી ગોદાવરી અને તેના પુત્ર રમણુ બંનેને સારે સ્થળે પરણાવીને નવલકથાની શરૂઆતમાં જે મુશ્કેલીમાં હતા તેમાંથી મુકત થાય છે. બે કુટુંબોના ઝઘડામાંથી ઉપજાવી કાઢેલા પ્રસંગો અને પાત્રો પર રચાયેલી આ નવલકથામાં એકની ભલાઇ અને બીજાની બૂરાઇ રજુ કરવાના આશયથી લેખક અતિશયોક્તિની મર્યાદા સુધી પહોચી ગયા છે જેને પરિણામે પાત્ર વિલેપણમાં માનવતાનું નિરૂપણ અને પ્રસંગસંકલનમાં સ્વાભાવિકતા આવી શકી નથી.

ભાષાશૈલીની દૃષ્ટિએ પણ પ્રાંતિય તેમજ લૌકિક શબ્દપ્રયોગોનું પ્રમાણ લેખકને પાત્રદર્શનમાં બાધક નીવડેલ છે. 'કઠેકાણાં,' 'પરિયાણ્યું,' 'પાળે હું,' 'નિમાણાં,' 'પતરચળવણી,' 'હડાબીડ,' 'ઉસળ,' 'ઉભાળ્યો,'– આવા અનેક પ્રયોગો ઉપરાંત કેટલાક અશુદ્ધ શબ્દો પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતા નથી.

આ ગ્રંથની ઉધાર બાજુ આટલી તપાસ્યા પછી એની જમે બાજુ પણ આશાસ્પદ છે. 'હોસ્ટેલ્સની ઓરડીમાં,' 'રમણની આલબાજી,' 'મોહનનો ફજેતો,' 'ગંગાનો વર', 'શાંતા અને ગોદાવરી', 'વેશવાળ' એટલાં પ્રકરણો તો આ કૃતિમાં આકર્ષક છે. સ્વાભાવિક જીવનમાંથી મળી આવતા પ્રસંગોને મનોરંજક ઢબે લેખકે ઉપલા પ્રકરણોમાં રજુ કર્યાં હોવાથી એ વાંચવા ખૂબ ગમે એવાં છે. કોલેજ જીવનની બેપરવાઇ છતાં વ્યવહારમાં નિપુણ એવું રમણનું પાત્ર, ખલપાત્ર, હોવા છતાં તેના સ્વભાવમાં સ્હેજ અડગપણાથી અદ્‌ભુત લાગતું રાઘવજીનું પાત્ર, અર્વાચીન ભાવનાઓની સાથે આર્યલલના તરીકે દેખાતી રંજન વગેરે પાત્રોનો ક્રમબદ્ધ વિકાસ ન હોવા છતાં પણ આકૃતિમાં તે જરૂર મહત્ત્વનું સ્થાન ધરાવે છે. લેખક સંસ્કારી ભાષા વાપરવા પ્રયાસ કરે અને પાત્રસૃષ્ટિ ને પ્રસંગોની સાથે ખિલાવવામાં કાળજી રાખે તો ઉત્તમ નવલકથા આપી શકે એવી વસ્તુ એમણે સંગ્રહી છે તે જોતાં આપણને આનંદ થાય છે.

**રાસ-પંચાધ્યાયી** અનુવાદક અને પ્રકાશક :
[ સમશ્લોકી ગુજરાતી અનુવાદ ] અમૃતલાલ ના ભટ્ટ મુલ્ય ૦-૬-૦

દશમસ્કંધના ૨૯ થી ૩૩ સુધીના પાંચ અધ્યાયનો આ સમશ્લોકી અનુવાદ અનુષ્ટુપ, ઉપજાતિ, વસંત તિલકા, લલિત, મંદાક્રાન્તા વગેરે ૭ દોહ્રારા વૃત્તવૈવિધ્ય જાળવે છે પૂર્ણિમાના સોળેકળાએ ખીલેલા ચંદ્રનો આકાશમાં ઉદય થયા પછી વનની શોભાથી મુગ્ધ બનીને કૃષ્ણ પોતાની બંસી બજાવે છે, તેના મધુર સ્વર સાંભળીને ગાય દોહતી, રાંધતી, બાળકને સ્તનપાન કરાવતી, પતિસેવામાં તલ્લીન બનેલી એમ અનેક ગૃહકાર્યમાં પ્રવૃત્ત બનેલ ગોપીઓ પોતાનું કામ છોડીને કૃષ્ણ પાસે દોડી આવે છે એ વસ્તુથી શરૂઆત કરીને મદવેતી ગોપીઓને તજીને કૃષ્ણ કેવી રીતે અદશ્ય થાય છે તેનું વર્ણન કરીને, વિરહરોગી ગોપીઓનું વર્ણન કરવામાં આવ્યું છે ત્યાર પછી પુન: કૃષ્ણ મળતાં ગોપીઓનો આલ્હાદ કેવા પ્રકારનો હતો તેનું વર્ણન કર્યા પછી અંતમાં કૃષ્ણગોપીની રાસ-લીલામાં જરા પણ પાપ નથી એમ કહ્યા પછી આ રાસ-પંચાધ્યાયીનો અંત લાવવામાં આવ્યો છે. એકંદર અનુવાદ સુવાચ્ય અને સરળ બાનીમાં હોવાથી લોકપ્રિય જરૂર થશે. અનુવાદ માટે પસંદ કરેલા અધ્યાયોની વસ્તુ પણ આકર્ષક હોવાથી અનુવાદકની રસવૃત્તિ માટે પણ સ્વાભાવિક રીતેજ માન થાય છે. દશમસ્કંધમાંથી બીજો રસિક ભાગ પણ આ રીતે ગુજરાતી જનતા સમક્ષ મૂકે એ જરૂર ઇચ્છનીય છે.

**ગુલાબ** લેખક અને પ્રકાશક : નરીમાન સોરાબજી ગોળવાળા કૂવારા મકાન, નેપીઅર સ્ટ્રીટ-કરાચી.

ધી મગ મેન્સ ઓરોઍરસ્ટ્રીઅન એસોસીએશનના રૂપેરી મહોત્સવ ગ્રંથમાં પ્રથમ પ્રગટ થયેલ આ અભ્યાસપૂર્ણ નિબંધને જુદી પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ કરીને ગુજરાતી જનતાને એક ઉપયોગી નિબંધ આપવા બદલ લેખકને ધન્યવાદ આપવો જોઇએ. આ નિબંધના પહેલા વિભાગમાં ગુલાબની પ્રાચીન અર્વાચીન તવારીખ આપતી વખતે યૂનાની દંતકથા, ખ્રિસ્તી, મુસલમાની, વગેરે રસપૂર્ણ દંતકથાઓ,

ગુલાબના વિશે આપણી જીજ્ઞાસાવૃત્તિને ઉશ્કેરે છે. દંતકથાઓ અને કવિકલ્પિત માન્યતાઓને ચર્ચ્યા પછી લેખક ઐતિહાસિક દૃષ્ટિએ ગુલાબ કયા કયા દેશોમાં કમે વખતે દેખા દેવા લાગ્યું તે બાબત પ્રમાણ સહિત રસપૂર્ણ શૈલીમાં રોચક હકીકત રજુ કરે છે. 'The Poetical Languages of Flowers'ના લેખક મી. ટોમસ મિલર કહે છે કે મિત્રતા અને વફાદારી સૂચવવા ગુલાબનો ઉપયોગ એક કાળે થતો. ગુલાબના પુષ્પની નીચે આ સુંદર પંક્તિઓ એ કાળે લખવામાં આવતી–

" He who doth secrets reveal
Beneath my roof shall never live."

એટલે વફાદારીનું સૂચક ગુલાબ હતું. રોમની જાહોજલાલીના દિવસોમાં ગુલાબની શૈયામાં શ્રીમંતો શયન કરતા. રોમના વીરો એ ભોજન જલસામાં ૩૦૦૦૦ પાઉંડ ગુલાબ પાછળ ખર્ચેલ. ગુલાબનો ઇતિહાસ એટલો પ્રાચીન છે કે તેનો પ્રથમ જન્મ ક્યારે થયો એ વિશે નક્કી કરી શકાતું નથી

આ નિબંધના બીજા વિભાગમાં ગુલાબની અનેક જાતો, તેની વિશિષ્ટતા અને ગુણદર્શન સુંદર શબ્દોમાં લેખકે રજુ કરેલ છે. અને અંતના ભાગમાં ફારસી સાહિત્યમાં ગુલાબ અને બુલબુલ એ બે વસ્તુ કેટલી પ્રિય થઇ પડી હતી અને તેનું સ્થાન હજુ પણ કેટલું માન ભર્યું છે તે લેખકે બતાવેલ છે. ઉમ્મર ખય્યામ પોતાની એક રૂબાઇમાં શ્રીમંતોને "ગુલાબદ્વારા ઉપદેશ દે છે—" ગુલાબની કળીને જો! તે હસીને કહે છે, જો હું હવે ખીલું છું અને જલ્દીથીજ તારી થેલીનો રેશમી દોરો તોડીને અશરફી અને મહોરો બાગમાં પથરાવી દઇશ." તેના આવા ગુણો જોઇને કવિ ટેનિસન કહે છે—

Oh flowor, if I khow theé
I shall know what God is.

એકંદર ટૂંકા છતાં સૂક્ષ્મ અભ્યાસયુક્ત આ નિબંધની પુસ્તિકા જરૂર આવકારદાયી છે. રતિલાલ ઉકાભાઇ પટેલ

**નારી હૃદય** લેખક રમણિક પ્રાસનનાલ મહેતા
[કલાપી કૃત] પ્રકાશક આર આર શેઠની કું મુંબઇ

સ્નેહી-કવિ કલાપીની આ અપૂર્ણ નવલકથાને પૂર્ણ કરી ગુજરાતી જનતા સમક્ષ શ્રી રમણિક મહેતા રજૂ કરે છે, એ એમની કલાપી-ભક્તિ સૂચવે છે

કલાપીને ક્રાઇસ્ટ કે ન્યીડનબોર્ગ શાંતિ આપી શકતા નથી એટલે તેમનું દર્દ દિન દિન વધુ ક્ષુબ્ધ બને છે, આખરે તે દિન ધર્મપ્રધાન કૃતિમાં શાંતિ-ઉપસમ પામે છે James Sp lling ના " Wreath and the Ring " પછી "Charles Robins on" એક આત્માના ઇતિહાસ રૂપે આવે છે અને નારીહૃદય તરીકે પ્રકાશમાં આવે છે

આ નવલકથાનું ઇતિવૃત્ત-વસ્તુ જરાયે સંકુલ કે જટિલ ન સમે કરુણાશંકર નાસ્તિકવાદનો કટ્ટર હિમાયતી છે કાદવમાં ખૂંચેલો માણસ જેમ વધુ પ્રયત્ન કરે તેમ વધુ ખૂંચે તે પ્રમાણે એ જીવ નાસ્તિકવાદની જાળમાં ગુંચવાતોજ જાય છે શારદા તેનું પ્રેમપાત્ર છે પણ ધાર્મિક માતા-પિતાનું આ સંતાન શાથીય કરુણાશંકરને ચાહતી છતાં તેની ભમન્નતાથી વેગળીજ રહી જાય છે એક બાજુ ધર્મચુસ્ત સમાજના જૂનવાણી વિચારો અને બીજી બાજુ નાસ્તિકવાદી મંડળીના ઉદ્દામ વિચારો વચ્ચે ગજગ્રાહ ચાલે છે આખર હોડીનો અકસ્માત વાર્તા પ્રવાહને નવીજ દિશામાં વાળે છે ડોકટર વૈષ્ણવ અને તેની પુત્રી દુર્ગાની ધાર્મિક ભાવનાઓ અને શારદાનું મૃત્યુ કરુણાશંકરના જીવનને પલટો આપે છે. સરસ્વતીના મોહપાશથી વિપથગામી બનેલો કરુણાશંકર હવે નવો અવતાર લે છે

વાર્તાના શાન્ત યદાશિવન્તર કદિયે ક્ષુબ્ધ બનતા નથી, પાત્રોની જીવન નદ મંદ મંદ વહી સ્વાભાવિક સંસાર સાગરમાં વિલીન થઇ જાય છે. કલાપી રૂપાંતરકાર તરીકે સફળ થયા છે, શૈલી પણ તળપદી અને વેગળી છે ગુજરાતી સાહિત્યના અહોભાગ્ય કે 'નારી હૃદય' બીજી આવૃત્તિમાં પ્રવેશે છે, ગુજરાતમાં હવે સાહિત્યની ભૂખ જાગી છે

વસન્ત ઉપાધ્યાય

હીરાકણી

લેખક : સુન્દરમ્
પ્રકાશક : વોરા એન્ડ કંપની–મુંબઇ

'હીરાકણી' એક વિશિષ્ટ વાર્તાસંગ્રહ છે. સુન્દરમ્ પ્રથમ-પંક્તિના ક્ષેત્રમાં ન વિહરતાં વાસ્તવિક જગતનેજ અવલોકે છે એ એમની પહેલી વિશેષતા છે. ધૂમકેતુના જેવું કલ્પના પ્રધાન નિરુપણ એ નથી; તેમ દ્વિરેફના જેવું ગામડાંના ઉપલા થરોનુંજ દર્શન એમાં નથી. એ તો ગ્રામજીવનના ઉપેક્ષિત હીન થરોનું જ સુરેખ દર્શન કરાવે છે એ એની બીજી વિશેષતા છે. માનસશાસ્ત્રના પ્રશ્નોને કેન્દ્રસ્થાને રાખ્યા કરતાં વાસ્તવિક જીવનના આકર્ષક પ્રસંગો કે પરિસ્થિતિઓને આલંબીને રચના કરવી આ કવિ–વાર્તાકારને વધુ ગમે છે.

આ વાર્તાઓમાં ગ્રામજીવનનાં ભિન્ન ભિન્ન સ્વરૂપનાં ચિત્રો આલેખાયાં છે. 'ગોપી'માં અસ્તપ્રાય દશામાં આવેલી ગામડાંની નૃત્યસંસ્થાનું સુંદર દર્શન કરાવ્યું છે. 'લૂટારા'માં ગામડાંના આર્થિક જીવનની સમીક્ષા કરી છે. 'પૂનમડી' એ આ સંગ્રહની સર્વાંગસુંદર વાર્તા છે. ગ્રામવાસીઓના મૂક, નિરાડંબર વાત્સલ્યની એ કથા અતીવ હૃદય સ્પર્શી છે. 'યા નસીબ' એ છે તો શહેરની ભુમિકામાં રચાયેલી વાર્તા છતાં પાત્રો જાણે ગ્રામવાસીઓ જેવાજ સરલ, મધુર નિષ્પાપ, લાગે છે. 'ગટ્ટી' અને 'મીલનની રાત' એ બન્ને વાર્તા ગામડાનાં દાંપત્યજીવનનાં પાસાં દર્શાવે છે. 'ભીમજીભાઇ' એ વાર્તા સફળ નથી લાગતી, કારણ કે એના વસ્તુ કલ્પનમાં કૃત્રિમતા અવાસ્તવિકતા પ્રવેશી છે. 'હીરાકણી' તો દેખીતી રીતેજ કલ્પનામય romantic વાર્તા છે, એટલે એમાં અવાસ્તવિકતાનો પ્રશ્ન આવતોજ નથી. એ સુંદર વાર્તા સમગ્ર સંગ્રહના યોગ્ય શીર્ષકરૂપ છે.

આ વાર્તાઓના પ્રણેતા સુન્દરમ્ ગ્રામજીવનના કવિ છે. એટલે ગામડાંના જીવનની એમની વાતો ખરેખર ખૂબ કલામય અને હૃદયસ્પર્શી છે. આ વિશિષ્ટ રૂપની વાર્તાઓ ચિરંજીવ રહેશે, અને ઉચ્ચ સ્થાનની અધિકારી બનશે એમ લાગ્યા વિના રહેતું નથી.     "પ્રભાકર"

**એક્ટિંગના હુન્નરનું વહેવારુ શિક્ષણ યાને વ્યવહારોપયોગી અભિનય** લેખક. ફિરોઝશાહ રુસ્તમજી મહેતા ૧૪, કાત્રક પારસી કોલોની સદર–કરાચી મૂલ્ય રૂા ૧–૧૨–૦ (૮ ખ જુદુ)

ભરત નાટ્યશાસ્ત્ર પ્રમાણે કાવ્યના બે ભેદ છે (૧) દૃશ્ય (૨) શ્રવ્ય ત્હેમા દૃશ્યના (૧) નાટ્ય (૨) રૂપ ને (૩) રૂપક એવા ત્રણ પર્યાય છે, અને નાટ્યના (૧) આંગિક, (૨) વાચિક, (૩) આહાર્ય ને (૪) સાત્વિક એવા ચાર પ્રકારના અભિનયો છે આમાંના પહેલા પ્રકારના અભિનયને આંગિકને–શ્રી ફિરોઝશાહ 'કાયિક'ના નામથી નિર્દેશી આ પુસ્તકની શરૂઆત કરે છે કારણ કે, શરીરના અવયવોવડે થતી ભાવદર્શક ચેષ્ટાઓ અને તદ્ વિષયક કલા એ આ પુસ્તકનો મુખ્ય વિષય છે

અભિનયના ભિન્ન ભિન્ન પ્રકારો, અંગસ્થિતિના નિગતવાર ભેદ, નાટકીય ભાવો વ્યક્ત કરવાની પદ્ધતિ, નૃત્યપ્રયોગો, વર્તમાન રંગભૂમિની અભિનય વિષયક ન્યૂનતાઓ અને ત્હેના ઉપાય, સીનસીનરી, "પ્રકાશન" (Lighting) વસ્ત્રપરિધાનકલા, મુખસજાવટ ઇ આનુષંગિક વિષયોનો એમણે ઉંડો અભ્યાસ કર્યો છે ને વિષયને ઘટાવવામા એ સફળ નીવડ્યા છે એ ઉપરાંત એમની ૧૦૭ વ્યવહાર સૂચનાઓ અને ત્રણ પૂરવણીઓ એક સામાન્ય વાચકને જેમ રસપ્રદ વાચન પૂરૂ પાડે છે તેમ ધંધાદારી કે બીનધંધાદારી અભિનેતાઓને ઉપયોગી માર્ગ સૂચન કરે છે

"એમેચ્યોર્સ" વ્યક્તિઓ માટે અભિનયકલાનું વ્યવહારુ જ્ઞાન કે સૂચનાઓ આપે, ઘરગથ્થુ ભાષામાં દાખલા દલીલો સાથે અવસ્થાનોનો નિર્દેશ કરી યથાયોગ્ય માર્ગદર્શન કરાવે એવું આ પુસ્તક ઘણું મહત્વનું છે આશા છે કે અભિનયકલામા રસ લેનાર દરેક વ્યક્તિ આ વાંચે એક પારસી લેખક તરીકે આ પ્રકારનું સાહસ ખેડવા બદલ રા ફિરોઝશાહને ધન્યવાદ ઘટે છે

ઝ્ગ

'જય જય ગરવી ગુજરાત' 'અમે હિંદી હિંદી હિંદી' 'ભર ભર લૈયા ખપ્પર મારું' 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' જેવી અમર પંક્તિઓ જગાડનાર એ કવિ મદ્રાસમાં રહેતા હતા. એમની આખરની નાદુરસ્ત તબીયતને અંગે હવે મદ્રાસ છોડી મુંબઇમાં આવી વસ્યા છે, તે જાણતાં આપણને અત્યંત આનંદ થાય છે. ૧૯૨૬ માં કલિકા આપનાર કવિએ ૧૯૩૩ માં દર્શનિકા આપ્યું. અને અત્યારે માંદગી ભોગવવા છતાં 'મનુરાજ' નામનું મહા નાટક લખી રહ્યા છે. જે મહા નાટકની છ હજાર લીટીઓ તો એમણે લખી નાંખી છે. વિશ્વ સર્જનનું એ મહાકાવ્ય આપણને એકાદ વર્ષમાંજ મળશે. મુંબઇમાં આવતાંજ એમણે પારસીઓમાં શુધ્ધ ગુજરાતી લખવાની ચળવળ શરૂ કરી છે. એટલુંજ નહિ પણ માધુરીમાં યે એમણે એમનો અન્તઃકરણનો સહકાર આપી 'માધુરી'ને સહાય ને ઉત્સાહ આપી રહ્યા છે. ગુજરાતમાં આવતાં એમની સેવા વધારે ને વધારે મળતી રહે અને પ્રભુ એમને દીર્ઘાયુષ્ય અને આરામ આપે એ આપણી પ્રાર્થના હો! જે ગુજરાતી સાહિત્યરસિકો એમની પાસેથી પ્રત્યક્ષ લાભ ઉઠાવવા ઇચ્છતા હોય તેમને માટે એમના હાલના રહેઠાણમાં (દાદર, પારસી કૉલોનીમાં) એમનાં દ્વાર ખુલ્લાં છે.

## રેડિયો પર કાવ્ય વાંચન

મુંબઇના રેડીયો સ્ટેશન પર હમણાજ એક કવિસમ્મેલન યોજવામાં આવ્યું હતું. એ સમ્મેલનમાં લગભગ ૨૬–૨૭ કવિઓએ ભાગ લીધો હતો. કવિતાનો એમ પ્રચાર થાય એ ઇચ્છવા યોગ્ય છે. અને આવાં સમ્મેલનો યોજનાર સંચાલકોને અમારાં અભિનન્દનો છે. એથી વિશેષ તો જ્યારે બીજી ભાષાનાં કવિસમ્મેલન ભરાશે ત્યારે પણ આપણને સાંભળવાની મઝા પડશેજ. આવાં સમ્મેલનો અવાર નવાર યોજાતાં રહે એટલું આપણે જરૂર ઇચ્છીશું.

---

**નોંધ:**—આ વખતે ખાસ દીપોત્સવી અંક હોવાથીજ વધારે પાનાં આપવામાં આવ્યાં છે.

# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬૮ | ( ૧૪ મી લીટી ) | મૂચવે | સૂચવે |
| ૩૯૨ | ( ૧ લી લીટી ) | Grnstein | Ainstein |
| ૪૨૧ | ( ૩ જી લીટી ) | ગસ | રસ |
| ૪૨૫ | ( ૧૩ મી લીટી ) | આપણો | આપણા |
| ૪૨૬ | ( ૨૦ મી લીટી ) | ધમે | ધસે |
| ૪૨૬ | ( ૨૦ મી લીટી ) | લસાતી | લસતી |
| ૪૨૯ | ( ૨ જી લીટી ) | લૈપી | લૈ લે |
| ૪૨૯ | ( ૩ જી લીટી ) | તડૂકા | નડૂકા |
| ૪૨૯ | ( ૧૨ મી લીટી ) | પાચે | આમ |
| ૪૨૯ | ( ૧૬ મી લીટી ) | કપ | કપે |
| ૪૩૦ | ( ૧૭ મી લીટી ) | પ્રાચીન | પ્રાચીનત્વ |
| ૪૩૦ | ( ૨૦ મી લીટી ) | ષટપદ્ | ષટ્પદ્ |
| ૪૩૧ | ( ૧૦ મી લીટી પછી ) | તિમિરને નયનો વિભુએ દીધા | |
| ૪૩૧ | ( ૧૬ મી લીટી ) | હતો ! | હજો ! |
| ૪૩૨ | ( ૩ જી લીટી ) | વન શ્રી યતે | વનશ્રી યતે |
| ૪૩૨ | ( ૮ મી લીટી ) | વર્ષની | વર્ષાના |

એન. ડી. મ્હેતાની કંપની.

'જય જય ગરવી ગુજરાત' 'અમે હિંદી હિંદી હિંદી' 'ભર ભર ભૈયા ખપ્પર મારું' 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' જેવી અમર પંકિતઓ જગાડનાર એ કવિ મદ્રાસમાં રહેતા હતા. એમની આખરની નાદુરસ્ત તબીયતને અંગે હવે મદ્રાસ છોડી મુંબઇમાં આવી વસ્યા છે, તે જાણતાં આપણને અત્યંત આનંદ થાય છે. ૧૯૨૬ માં કલિકા આપનાર કવિએ ૧૯૩૩ માં દર્શનિકા આપ્યું. અને અત્યારે માંદગી ભોગવવા છતાં 'મનુરાજ' નામનું મહા નાટક લખી રહ્યા છે. જે મહા નાટકની છ હજાર લીટીઓ તો એમણે લખી નાંખી છે. વિશ્વ સર્જનનું એ મહાકાવ્ય આપણને એકાદ વર્ષમાંજ મળશે. મુંબઇમાં આવતાંજ એમણે પારસીઓમાં શુધ્ધ ગુજરાતી લખવાની ચળવળ શરૂ કરી છે. એટલુંજ નહિ પણ માધુરીમાં પે એમણે એમનો અન્તઃકરણનો સહકાર આપી 'માધુરી'ને સહાય ને ઉત્સાહ આપી રહ્યા છે. ગુજરાતમાં આવતાં એમની સેવા વધારે ને વધારે મળતી રહે અને પ્રભુ એમને દીર્ઘાયુષ્ય અને આરામ આપે એ આપણી પ્રાર્થના હો! જે ગુજરાતી સાહિત્યરસિકો એમની પાસેથી પ્રત્યક્ષ લાભ ઉઠાવવા ઇચ્છતા હોય તેમને માટે એમના હાલના રહેઠાણમાં (દાદર, પારસી કોલોનીમાં) એમનાં દ્વાર ખુલ્લાં છે.

### રેડિયો પર કાવ્ય વાંચન

મુંબઇના રેડીયો સ્ટેશન પર હમણાજ એક કવિસમ્મેલન યોજવામાં આવ્યું હતું. એ સમ્મેલનમાં લગભગ ૨૬–૨૭ કવિઓએ ભાગ લીધો હતો. કવિતાનો એમ પ્રચાર થાય એ ઇચ્છવા યોગ્ય છે. અને આવાં સમ્મેલનો યોજનાર સંચાલકોને અમારાં અભિનન્દનો છે. એથી વિશેષ તો જ્યારે બીજી ભાષાનાં કવિસમ્મેલન ભરાશે ત્યારે પણ આપણને સાંભળવાની મઝા પડશેજ. આવાં સમ્મેલનો અવાર નવાર યોજાતાં રહે એટલું આપણે જરૂર ઇચ્છીશું.

---

**નોંધઃ**–આ વખતે ખાસ દીપોત્સવી અંક હોવાથીજ વધારે પાનાં આપવામાં આવ્યાં છે.

# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૬૮ | ( ૧૪ મી લીટી ) | સૂર્યે | સૂરને |
| ૩૯૨ | ( ૧ લી લીટી ) | Ginstein | Arnstein |
| ૪૨૧ | ( ૩ જી લીટી ) | ચસ | રસ |
| ૪૨૫ | ( ૧૩ મી લીટી ) | આપણો | આપણુ |
| ૪૨૬ | ( ૨૦ મી લીટી ) | ધએ | ધસે |
| ૪૨૬ | ( ૨૦ મી લીટી ) | લસાતી | લમતી |
| ૪૨૯ | ( ૨ જી લીટી ) | લેવી | લે લે |
| ૪૨૯ | ( ૩ જી લીટી ) | તડૂયાં | નડૂયાં |
| ૪૨૯ | ( ૧૨ મી લીટી ) | પાચે | આમ |
| ૪૨૯ | ( ૧૬ મી લીટી ) | દલ | દલબે |
| ૪૩૦ | ( ૧૭ મી લીટી ) | પ્રાચીન | પ્રાચીનત્વ |
| ૪૩૦ | ( ૨૦ મી લીટી ) | પદ્મપદ્ | પદપદ્ |
| ૪૩૧ | ( ૧૦ મી લીટી પછી ) | તિમિરને નયનો બિન્દુએ દીધાં | |
| ૪૩૧ | ( ૧૬ મી લીટી ) | હતો ' | હજો ! |
| ૪૩૨ | ( ૩ જી લીટી ) | વન શ્રી પતે | વનથી પતે |
| ૪૩૨ | ( ૮ મી લીટી ) | વર્ષની | વર્ષોના |

એન. ડી. મ્હેતાની કંપની.